# સુદર્શન.

( તંત્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી. )

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.



પુસ્તક ૧૨. અંક ૧ ] ( માસિક ) [ ઑક્ટોબર. ૧૮૯૬.

૧

## સાહિત્ય

### ત્યાગ

( મળેલું )

ગઝલ

હું જાઉં છું ! હું જાઉં છું ! ત્યાં આવશો કોઈ નહીં !
સો સો દિવાસો બાંધતાં ત્યાં ફાવશો કોઈ નહીં !
ના આંસુથી, ના જુલ્મથી, ના વરલથી, ના ખૂપથી
દિલ જે ઉઠ્યું—રોકાય ના ! એ વાત છોડો કેહની.
સૌ ખુશ રહો જેમાં ખુશી ! જ્યાં હું ખુશી તે હું કરું !
'શું એ હતું ? શું આ થયું ?' એ પૂછશો કોઈ નહીં !
છે ખુશી ! કે છે નહીં ! દિલ જાણતું જે છે તે છે !
જ્યાં જ્યાં ખુશી દિલની ઠરી ત્યાં ત્યાં ખુશી દિલ છે નકી !
પેદા કર્યો તો ઇસ્ક ત્યાં ના કોઈને પૂછ્યું હતું !
એ ભુસવા જો છે ખુશી તો પૂછવાનું કૈં નથી !
છે ઇસ્ક જેનો ખૂન તો જોયું હવે જો ના દીઠું.
કિસ્મત [illegible] તેં આનંદથી જોવાં સહી !
આ ચશ્મ ઝુરતે છે 'ચહ્યું' આલમ નથી નીંદાળવા,
એ ચશ્મપર પાટો તમે બાંધી હવે શકશો નહીં !

મ્હારી કબર બાંધી અહીં ત્યાં કોઇને સુવાડજો,
હું જ્યાં દટાઉં ત્યાં ફુલોને વેરશો કોઇ નહીં ! —હું.
શું છે ફુલો ? શું ધરક છે ? શું સૌ તમે ? જનારને !
આ માછલું દરિયાતણું તે ઉર્મિઓ ગણતું નહીં ! —હું.
મુજ ઉર્મિ એ તમ વારિધિ ! તમ વારિધિ મુજ ઉર્મિ છે !
શી હિકમતે આ છે બન્યું ? ને જાણશો કોઇ નહીં ! —હું.
શું પૂછવું ? શું બોલવું ? ખુશ છો અને રહેજો ખુશી !
વ્યર્થે આંસુ ખેરશો તો લૂછશે કોઇ નહીં ! —હું.

—x—

## ૨

## સંગીત

( અનુસંધાન ગત વર્ષ પૃષ્ઠ ૧૪૯ થી )

સ્વર અને શ્રુતિ વિષે આપણે સાધારણ રીતે વિચાર કરી આવ્યા, પણ ગા... જુદી જુદી શ્રુતિઓ ઉપર ધ્વનિની આવ જા કરતાં કોઈ કોઇ વાર કસરતથી સ્વરોને પોતપોતાની શ્રુતિમાંની હરકોઇ શ્રુતિ ઉપર બતાવી શકાય છે અથવા અન્ય સ્વરની શ્રુતિ સુધી લંબાવી શકાય છે આવા જે પ્રકારો બને છે તેથી સ્વરોમાં વિકાર થાય છે, અને જો કે એ વિકારોની યથાર્થ સમજણ વર્તમાન સમયે ગાયકો ગવાથી કરીને આપી શકતા નથી તથાપિ શાસ્ત્રમાં તેમની જે પ્રસિદ્ધિ છે તે અત્ર કહેવી ઉચિત છે —

ષડ્જ, ચ્યુત અને અચ્યુત બે રીતે વિકૃત થાય છે ચોથી શ્રુતિથી ચ્યુત તે ચ્યુત ષડ્જ, અને ચોથી શ્રુતિ ઉપર જે કાયમ ષડ્જ તે અચ્યુત ષડ્જ, જ્યારે નિષાદ ષડ્જની પ્રથમ શ્રુતિ ઉપર સમજાય અને ઋષભ ષડ્જની છેલી શ્રુતિ ઉપર સમજાય ત્યારે ષડ્જ સાધારણ એવા નામનો સ્વર થાય છે, અને ષડ્જ પોતાના સ્થાનથી ચ્યુત થઇ ત્રીજી શ્રુતિ ઉપર સમજાય છે એ ચ્યુત ષડ્જ છે. નિષાદ જ્યારે ષડ્જની બે શ્રુતિ ઉપર સમજાય ત્યારે તે કાકલી કહેવાય છે, ને તે વખતે ષડ્જ પ્રથમની બે શ્રુતિથી હીન થઇ જાય છે એટલે પોતાને સ્થાને અર્થાત્ ચતુર્થ શ્રુતિ ઉપર છતા પણ વિકૃત થાય છે અચ્યુત છતા વિકૃત અથવા ચ્યુત થાય છે. એ કહેવું વિરુદ્ધ નથી કેમકે નિષાદ બે શ્રુતિને બદલે ચાર શ્રુતિ સુધી થયો એટલે ષડ્જ, અચ્યુત છતા આયત થવાથી ચ્યુત જેવો ભાસશે આમ વિકૃત ષડ્જ બે પ્રકારનો છે ઋષભ એકજ પ્રકારે વિકૃત થાય છે જ્યારે ષડ્જ છેલ્લી શ્રુતિને ઋષભ પકડે છે ત્યારે તે ચાર શ્રુતિનો થઇ જાય છે, ને વિકૃત જણાય છે.

ગાંધારના વિકારી એના બે ભેદ થાય છે જ્યારે મધ્યમની પ્રથમ શ્રુતિને ગાંધાર પકડે છે, ત્યારે તેની શ્રુતિઓ ત્રણ થાય છે ને ગાંધાર વિકારી થાય છે જ્યારે મધ્યમની પ્રથમ બે શ્રુતિને ગાંધાર પકડે છે ત્યારે પણ ગાંધાર વિકારી થાય છે. પ્રથમ પ્રકારે જે ...

તે સાધારણ ગાધાર કહેવાય છે, ને બીજે પ્રકાર તે અતરગાધાર કહેવાય છે.

મધ્યમ પણ બે પ્રકારે વિકારી થાય છે જેમ ષડ્જ,સાધારણ અને કાકલીનિષાદ બે વડે કરીને બે રીતે ષડ્જ વિકારી થાય છે તેમ સાધારણ અને અતર ગાધારને યોગે બે રીતે મધ્યમ વિકારી થાય છે

મધ્યમ ગ્રામમા પચમ ત્રીજી શ્રુતિ ઉપર કાયમ જણાય છે, ને તે વિકૃત પચમ છે. આ એક વિકાર થયો જ્યારે પચમ મધ્યમની છેલી શ્રુતિને, મધ્યમ ગ્રામમાજ પકડે છે, ત્યારે તે કૈશિકપચમ કહેવાય છે ને તે પચમનો બીજો વિકાર છે.

ધૈવત એકજ પ્રકારે વિકૃત થાય છે મધ્યમ ગ્રામમા ધૈવત પચમની છેલી શ્રુતિને પકડી ચાર શ્રુતિનો થાય છે, તે વિકૃત થાય છે.

નિષાદ બે પ્રકારે વિકૃત થાય છે નિષાદ જ્યારે ષડ્જની પ્રથમ શ્રુતિ ઉપર સમજાય ત્યારે તે કૈશિકનિષાદ કહેવાય છે આ એક વિકાર એ વખતે તેની ત્રણ શ્રુતિ થાય છે. જ્યારે કાકલીનિષાદ થાય ત્યારે તેની ચાર શ્રુતિ થાય છે એ બીજો વિકાર.

આ પ્રકારે બાર વિકૃત ભેદ છે જે નીચે પ્રમાણે:—

| | વિકાર. | શ્રુતિસ્થાન. | કેટલી શ્રુતિવાળો |
|---|---|---|---|
| ૧ | ચ્યુત ષડ્જ | મદા | દ્વિશ્રુતિ |
| ૨ | અચ્યુત ષડ્જ | છન્દોવતી | દ્વિશ્રુતિ |
| ૩ | વિકૃત ઋષભ | રતિકા | ચતુ શ્રુતિ |
| ૪ | સાધારણ ગાધાર | વજ્રિકા | ત્રિશ્રુતિ |
| ૫ | અતર ગાધાર | પ્રસારિણી | ચતુ શ્રુતિ |
| ૬ | ચ્યુત મધ્યમ | પ્રીતિ | દ્વિશ્રુતિ |
| ૭ | અચ્યુત મધ્યમ | માર્જની | દ્વિશ્રુતિ |
| ૮ | ત્રિશ્રુતિ પચમ | સદીપની | ત્રિશ્રુતિ |
| ૯ | કૈશિક પચમ | સદીપની | ચતુ શ્રુતિ |
| ૧૦ | વિકૃત ધૈવત | રમ્યા | ચતુશ્રુતિ |
| ૧૧ | કૈશિક નિષાદ | તીવ્રા | ત્રિશ્રુતિ |
| ૧૨ | કાકલી નિષાદ | કુમુદ્વતી | ચતુ શ્રુતિ |

આ બાર વિકૃત અથવા ચ્યુત સ્વર છે, તેમાં સાત, શુદ્ધ અથવા અચ્યુત ઉમેરતાં કુલ સ્વર ઓગણીસ થાય છે.

સ્વરનાં શુદ્ધ, આંદોલ, વિકૃત, એવા પ્રકાર પણ ગણાય છે. શુદ્ધ અને વિકૃત વિષે તો કહેવાઇ ગયું, પણ આંદોલ એટલે ગાવામાં જે સ્વરને હલાવીને ગાવામાં આવે તે સ્વર આંદોલ કહેવાય છે. વળી એક સપ્તકમાં ષડ્જ અને પંચમ એ બે સ્વર તો કાયમ સ્વર છે, પણ બાકીના જે પાંચ તેમનાં પ્રત્યેકના કોમલ સહકારી, અતિ કોમલ, કોમલ, તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ એવા પ્રકાર ગાવાના પ્રકારને લેઇને થાય છે. પોતાની પૂર્ણ શ્રુતિ ઉપર સ્વર આવ્યો કે તે કોમલસહકારી થાય છે, પછી તેને વધારે ઉંચો કરવાથી તે અતિકોમલ થાય છે; એથી વધારે ઉંચો લેવાથી કોમલ થાય છે, એથી વધારે ઉંચો લેવાથી તીવ્ર થાય છે; એમ ઉત્તરોત્તર જાણવું. આ બધા પ્રકાર હાર્મોનીઅમ જેવા વાદ્યમાં હોઇ શકતા નથી. તેમાં તો ફક્ત તીવ્ર અને કોમલ, એજ બતાવેલા હોય છે. શ્રુતિ કે એવા કોઇ બારીક ભેદ તેમાં આવી શકતા નથી. હાર્મોનીઅમમાં ષડ્જ અને પંચમને શુદ્ધ કાયમ સ્વર રાખી બાકીના પાંચના તીવ્રકોમલ, બે પ્રકાર આપ્યા હોય છે. તેથી તેમાં પ્રત્યેક સપ્તકે બાર બાર સ્વર હોય છે.

વળી સ્વરોના ચાર પ્રકાર થાય છેઃ વાદી, સંવાદી, વિવાદી, અનુવાદી. રાગમાં જે સ્વર વારંવાર આવે તે વાદી. એનેજ અંશ સ્વર પણ કહે છે. જે સ્વરથી કોઇ અન્ય સ્વર ઉપર પહોંચતાં બાર કે આઠ શ્રુતિ વચમાં આવે તે બે સ્વર પરસ્પરના સંવાદી જાણવા.* ષડ્જના સંવાદી મધ્યમ અને પંચમ છે, ઋષભનો ધૈવત છે, ગાંધારનો નિષાદ છે, મધ્યમનો ષડ્જ છે, પંચમનો ષડ્જ છે, ધૈવતનો ઋષભ છે, નિષાદનો ગાંધાર છેઃ નિષાદ અને ગાંધાર અન્ય સર્વના વિવાદી છે; અથવા નિષાદ અને ગાંધાર તે ઋષભ અને ધૈવતના વિવાદી છે; અથવા ઋષભ અને ધૈવત નિષાદ અને ગાંધારના વિવાદી છે. વાદી, સંવાદી, અનુવાદીના બરાબર યોગથી જે રાગ ચાલ્યો હોય તેની સાથે મળતો ન આવે એવો જે સ્વર તે વિવાદી એમ સમજવું; કેટલાક બે શ્રુતિના અંતરવાળા સ્વરને પણ વિવાદી કહે છે. જે પરસ્પર સંવાદી કે વિવાદી નથી તે બધા સ્વર અનુવાદી છે એમ જાણવું. વાદી છે તે રાગનો રાજા છે, સંવાદી અમાત્ય છે, વિવાદી શત્રુ છે, અનુવાદી નોકર છે. ષડ્જના પંચમ, ધૈવત, ઋષભ અનુવાદી છે; ઋષભના ષડ્જ અને મધ્યમ છે; ગાંધાર અને નિષાદ સર્વના વિવાદી હોવાથી તેમનો કોઇ અનુવાદી નથી; મધ્યમના ષડ્જ, ઋષભ, ધૈવત અનુવાદી છે; પંચમના ગ ધ્યમ અને ધૈવત છે; અને ધૈવતના મધ્યમ અને પંચમ છે. દેશી અને અંગરેજી સંગીતમાં જે ફેર પડે છે, દેશી સગીત જાણનારને અંગરેજી સંગીત છેક કઠોર લાગે છે, તેનું કારણ એજ છે કે અંગરેજી સંગીતના કોઇ એક રાગમાં વિવાદી સ્વર પણ આવી શકે છે ને તે ઉપર ઘણી વાર આખા રાગની અસરનો આધાર હોય છે; જ્યારે દેશી સંગીતમાં કોઇ સ્થાને વિવાદી સ્વર આવતાજ નથી, એકંદર એકતાન જલધારા જેવો અખંડ એક સ્થાયી રાગ જમાવવો એજ આપણા સંગીતનો ઉદ્દેશ હોય છે.

* સ્વરની પોતપોતાની જે શ્રુતિ તે આ હીસાબમાં ગણવી નહિ.

સ્વરની બ્રાહ્મણ ક્ષત્રિયાદિક કે દેવ અસુરાદિક જાતિ માનવામાં આવે છે. ષડ્જ, ગાંધાર, મધ્યમ, એ દેવ છે, પંચમ પિતૃ છે, ઋષભ ને ધૈવત ઋષિ છે, નિષાદ અસુર છે. સ-મ-પ, બ્રાહ્મણ છે, રિ-ધ, ક્ષત્રિય છે, નિ-ગ, વૈશ્ય છે. સ્વરોનાં રંગ દેવતા છંદ, આદિ પણ માનેલાં છેઃ—

| સ્વર. | રંગ. | દેવતા | છંદ |
|---|---|---|---|
| ષડ્જ | પદ્મ | અગ્નિ | અનુષ્ટુપ્ |
| ઋષભ | બૂખરો | બ્રહ્મા | ગાયત્રી |
| ગાંધાર | સુવર્ણ | સરસ્વતી | ત્રિષ્ટુપ્ |
| મધ્યમ | કુન્દ | શંકર | બૃહતી |
| પંચમ | શ્યામ | વિષ્ણુ | પંક્તિ |
| ધૈવત | પીળો | ગણપતિ | ઉષ્ણિક્ |
| નિષાદ | કર્બુર | સૂર્ય | જગતી |

અગ્નિ, બ્રહ્મા, ચંદ્ર, વિષ્ણુ, નારદ, એ પ્રથમ પાંચ સ્વરના પાંચ ઋષિ એટલે, જોનારા છે, ને ધ-ની ના ઋષિ તુંબુરુ છે.

સ-રી વીર રસમાં, અદ્દભુત રસમાં, ને રૌદ્ર રસમાં પ્રયોજવા, ધ બીભત્સમાં ને ભયાનકમાં પ્રયોજવો; ગ-ની કરુણમાં પ્રયોજવા, અને મ-પ હાસ્ય તથા શૃંગારમાં પ્રયોજવા.

( આગળ ચાલુ )

---

૩

## કાવ્ય

કવિતા એટલે છંદઃ શાસ્ત્રના નિયમાનુસાર રચેલાં અને અનુપ્રાસવાળાં પદ (દલપતરામ;) અર્થ ચમત્કૃતિવાળું રસિક ચિત્ર (નર્મદાશંકર); એવાં અનેક લક્ષણો આપણા ગૂજરાતમાંજ થયાં છે. પ્રાચીન સાહિત્યકારોએ જે લક્ષણ કર્યાં છે તેની અત્ર ચર્ચા કરવી અપ્રાસંગિક જેવી છે. પરંતુ કાવ્ય શાને કહી શકાય એ વિષય વારંવાર ચર્ચાયલો છતાં ફરી ફરી ચર્ચવા જેવો હોવાથી તેના વિષે કાંઇક કહેવાનો અવકાશ રહે છે. કાવ્યમાં શું આવવું જોઇએ; કાવ્ય શાને કહેવાય, એ અને એવા પ્રશ્નો રહેવા દેઇ આપણે કાવ્ય શાથી થાય છે? એ પ્રશ્નનેજ વિલોકવા યત્ન કરીએ તો તેમાંથી કાવ્યના સ્વરૂપનો આપણને કાંઇક ભાસ થયા વિના રહે નહિ. અને કાર્ય ઉપરથી કારણનું અનુમાન કરતા જઇએ તો જે ઉત્તમ કાવ્યો છે, તેમાં વાપરવાની ભાષાજ કોઇ જુદા પ્રકારની જણાય છે. જે શબ્દો ઉચ્ચારેલા છે તેમનો વાચ્યાર્થ સ્પષ્ટ છતાં તે,

માંથી કોઈ બીજોજ અર્થ એવો ફલિત થાય છે કે જેને લખી કે કહી બતાવાય નહિ, માત્ર હૃદયજ તેનો આનંદ અનુભવી શકે. કાવ્યના એક એક શબ્દમાં આવી શક્તિ હોય છે એટલુંજ નહિ, પણ એ કાવ્ય જે સમગ્ર કલ્પનાનું અંગ હોય તે કલ્પના પણ આપણને જાણીતા એવા વિષયોની છતાં તે વિષયો પારની છે એમ લાગતાં તેનો કોઈ અવાચ્યઆનંદ અનુભવાય છે; અને એ શબ્દો અને એ કલ્પના, એ કાવ્યખંડ અને એ સમગ્ર કાવ્ય, એ ઉભયના અંગાંગિભાવમાંથી પરસ્પરને જે પોષણ મળે છે તેની રમણીયતા હૃદયમાત્રજ અનુભવી શકે છે.

ત્યારે એમ કહી શકાય કે કાવ્ય થવાનું નિમિત્ત અમુક પ્રકારની પ્રકૃતિમાંજ હોય છે, ગમે તેટલા અભ્યાસથી, ગમે તેટલા સાહિત્યસંગ્રહથી, કશાથી એ પ્રકૃતિ આવતી નથી. એને નૈસર્ગિક પ્રતિભા કહે છે. જે એવી પ્રતિભાવાળાં હોય તે કવિ થઈ શકે. કવિ શબ્દોને વાપરે છે. પણ શબ્દોની પાર દેખે છે, વ્યવહારના સંબંધોમાં ફરે છે પણ તે સંબંધોની પારના વિશ્વને સર્વદા પોતાનું ગણે છે, ગદ્યનો ઉચ્ચાર કરે છે પણ વ્યાકરણની પારના પંથનેજ સાકાર કરતો હોય છે. જગતમાં અવલોકન કરવાની જેને ટેવ હશે તે જોઈ શકશે કે માણસોમાં પ્રકૃતિના અનેક અને અનંત પ્રકાર છે. કેટલીક પ્રકૃતિ એવી હોય છે કે સ્થૂલ પદાર્થ અને તેનો સ્થૂલ શબ્દ તે વિના બીજું સમજીજ શકતી નથી, કેટલીક પ્રકૃતિ એવી હોય છે કે સ્થૂલની પારના અર્થ અને સ્થૂલની પારના વિષયોજ સમજી શકે છે ને સ્થૂલ વ્યવહારમાં ભુલો કરે છે; કેટલાકને ગદ્યની ભાષાજ સમજાય છે, કાવ્ય પણ તેવા લોક છંદઃશાસ્ત્ર પ્રમાણે ગોઠવેલા અને અનુપ્રાસવાળા ગદ્યનેજ કહે છે; કેટલાકને પદ્યજ એટલું બધું અનુકૂલ થઈ જાય છે કે તેમને ગદ્ય સમજાતુંજ નથી. સૃષ્ટિના એના એજ પદાર્થોમાં પ્રકૃતિ પ્રકૃતિ અનુસાર નવાં નવાં વિશ્વ જુદાં જુદાં મનુષ્યોને સમજાય છે; તેમાં જે મનુષ્યને સ્થૂલની પારનું દર્શન થતું હોય, સ્થૂલની પારની રચના કલ્પનામાં પ્રતીત થઈ જતી હોય, સ્થૂલની પારના સંબંધો ઉપજાવી નવાં વિશ્વ કરવાની શક્તિ સહજ રીતેજ આવેલી હોય, તે વર્ગમાં કવિઓની ગણના થઈ શકે છે.

એમ હોવાથીજ ઘણાક કવિઓ ભવિષ્યને પણ ભાખી શક્યા છે; ચંદ જેવા વીર કવિઓ, વ્યાસ જેવા મહાત્માઓ આગળ આગળથી થવાની વાતોના ઇશારા કરી શક્યા છે. નહિ કે તેમને કોઈ દિવ્ય શક્તિ પ્રાપ્ત થઈ હતી; માત્ર એટલુંજ કે સ્થૂલવિશ્વના વ્યવહાર અને સંબંધની પાર તેમની દૃષ્ટિ પહોચતી હોવાથી તેમને તે તે વ્યવહાર અને સંબંધોના નિત્ય પરિણામ પણ દૃષ્ટિમાં આવી શકતા, ને તેથીજ તેમના કાવ્યને ભવિષ્ય સમજ્યાનો રંગ ચઢી જતો. યોગાભ્યાસીઓ અને તત્ત્વજ્ઞો જે રીતે સિદ્ધિબલથી ભવિષ્ય કહી શકે છે તે અને આ રીતિ એકની એકજ છે; ઉભયની તીવ્ર લાગણી, તીક્ષ્ણદૃષ્ટિ, અને શુદ્ધ બુદ્ધિમાં સહજ રીતે પ્રત્યેક વાર્તાનાં પ્રતિબિંબ પડી જાય છે. એવાં પ્રતિબિંબ સર્વના અંતઃકરણમાં પડે છે, પણ તેને સમજવાં, તેનો અર્થ કરવો; અને તેની સૃષ્ટિ રચી, તેનો ઉપયોગ કરવો, એ આવડવાને માટે સાહજિક પ્રકૃતિનું બલ અથવા યોગાભ્યાસની સાધનસંપત્તિ

આવશ્યક છે. એથીજ કવિનું સામર્થ્ય જેમ સ્વભાવોક્તિવાળાં કાવ્યમાં સ્પષ્ટ જણાય છે તેમ તત્ત્વદર્શીનું બલ સહજોપલબ્ધિની વિશાલતામાં પ્રતીત થઇ શકે છે. આ પ્રકારે કાવ્ય અને તત્ત્વને નિગૂઢ સંબંધ હોવાથીજ ધર્મમાત્રે મૂલથી કાવ્યનો આશ્રય કરેલો છે. તર્કપ્રધાન પ્રકૃતિ, જેનું બુદ્ધિસ્થાન ભવ્ય અને વિશાલ છે, તેમને આ શક્તિ સ્વાભાવિક રીતે ક્વચિતજ હોય છે, કૃત્રિમ રીતે પ્રાપ્ત કરવાથી પણ સ્વાભાવિક જેવી વિશુદ્ધિને તે પહોચી શકતી નથી. તાર્કિક પ્રકૃતિઓ આજ કારણથી ઘણી વાર નાસ્તિક કે ધર્મહીન હોય છે. હૃદય અને હૃદયનો રસ એજ આનંદનું નિદાન છે; કાવ્યમાં કે ધર્મમાં પણ જેને આનંદ અથવા પરમ પુરુષાર્થ કહેવાય છે તેનું મૂલ હૃદય છે. કાવ્યથી આનંદ ઉપજે તે ક્ષણિક રહે છે, વીજળીના ઝબકારાની પેઠે પ્રાપ્ત થઇને વિલીન થઇ જાય છે; ધર્મવિવેકથી પરંતુ પુરુષાર્થ ઉપજે તે નિત્ય રહે છે; પણ ઉભયનું નિદાન એકનું એકજ છે.

હૃદય અને રસની વૃત્તિ બુદ્ધિથી નિયંત્રિત ન હોય તો વ્યવહારમાં ઘણીક હાનિ અને ઘણીક અનાચારનું નિદાન થઇ પડે છે એ અનુભવસિદ્ધ છે. પરંતુ જે હૃદય અને રસવૃત્તિ, બુદ્ધિથી સ્વતંત્ર હૃદય અને રસવૃત્તિની અત્ર વાત ચાલે છે તે અનાચાર ઉપજાવનારી હોઇ શકતી નથી. તે તો નિરંતર પોતાના રચેલા વિશ્વમાંજ વિહાર કરે છે, સ્થૂલમાં પોતાનો આનંદ શોધતી નથી, સ્થૂલનો સ્પર્શ થતાંજ પોતાની સૃષ્ટિનો ભંગ થયો સમજી ક્લેશ પામે છે. રસવૃત્તિ જ્યારે કેવલ બીજરૂપે એટલે તીવ્ર લાગણી રૂપેજ હોય છે ત્યારે, સ્થૂલ થવાથી, તે સ્થૂલમાં તૃપ્તિ શોધે છે, તીવ્ર લાગણીથી થતા રક્તપ્રક્ષોભની શાન્તિ સ્થૂલ વ્યવહારમાંથી કરી લે છે, લાગણીની તીવ્રતા મંદ પડવાથી આનંદ ન આવે ત્યારે દારૂ, ગાંજો, આદિ કૃત્રિમ સાધનોથી પાછી તીવ્રતા પ્રાપ્ત કરવા મથે છે. આવો અનાચાર ઉપજાવનારી જે રસવૃત્તિ તે તો લાગણીમાત્રજ છે, લાગણી તીવ્ર થાય, અને તીવ્ર થઇને સ્થૂલની પાર જોઇ શકે, ત્યારે તે રસરૂપે પરિપક્વ થાય છે. એવો જે રસ તે દીર્ઘ આયુષ્ય ભોગવનારી, ભવિષ્યવાદિની, જનસ્વભાવ સમજનારી, હૃદયને હલાવનારી, અને સત્યાનુયાયી, વાણીમાત્રનો પોષક છે. તેનો આનંદ ભવ્યતામાં, કાન્તિમાં, સુશીલતામાં, અને તેવા તેવા ભાવના ચિન્તનમાંજ રહે છે. નીતિ, ચારિત્ર, સ્વાર્પણ, એ વ્યાવહારિક ભાવનાઓ તેમ કાન્તિ, સૌંદર્ય, ભવ્યતા, આદિ માનસિક ભાવનાઓ તેનાં ઉત્તમોત્તમ સ્વરૂપના વિશ્વમાંજ એ ઉત્તમ રસનું રમણ છે, ત્યાંથીજ તે જીવન ચૂસે છે. કવિ અને તત્ત્વજ્ઞ ઉભયનો મેળાપ એ ભૂમિકા ઉપરજ બની શકે છે.

કવિતામાં રસ હોવો જોઇએ એમ વારંવાર કહેવાય છે; રસાત્મકવાક્ય તે કાવ્ય એવું લક્ષણ પણ સિદ્ધરૂપે મનાય છે. રસનું સ્વરૂપ એવું કહેવાય છે કે શબ્દાર્થનું ગ્રહણ થતાં આખો સંદર્ભ ચાલે ત્યાં સુધી જે આનંદની સ્થિરતા મનમાં થાય તે રસ છે. પરંતુ પ્રકૃતિ પ્રકૃતિ અનુસાર સર્વને જુદે જુદે ઠેકાણે, જુદી જુદી ભાષામાં, જુદી જુદી સ્થૂલતા કે સૂક્ષ્મતામાં આનંદ આવે છે. એ બધા આનંદ રસ નથી, એમ હોય તો ગદ્ય જેવાં અનુપ્રાસવાળાં વચનો પણ કવિતા ગણાય, બીભત્સ વર્ણનો પણ ઉત્તમ શૃંગાર ગણાય, નીતિથી ભ્રષ્ટ કરનાર ઉત્તેજક વાણી પણ કાવ્યપ્રતિભાનાં બાલક થઇ જાય. જે રસનું

આપણે આગળ વર્ણન કરી આવ્યા અને જે રસને અનુભવીને કવિ અને તત્ત્વજ્ઞ એકની એકજ ભૂમિકામાં ભેગા થઇ શકે છે તે રસ કાવ્યમાનનો જીવ છે એમાં સંશય નથી. એમાં અનીતિ, અસત્ય, અનાચાર તેનો સંભવજ નથી; કેમકે અનીત્યાદિનો પ્રાદુર્ભાવ ભાવનાને સ્થૂલ કરવા માંડવામાં થઈ આવે છે. જેને ભાવનાના સામ્રાજ્યમાં વિહરવાનો સ્વભાવ છે તેને સ્થૂલ એટલે સ્વાર્થી, અયોગ્ય, અપ્રામાણિક ભાવનામાં આનંદ આવી શકતોજ નથી. જાણી જોઇને ભાવનાને કુમાર્ગે ઉતારનારા વામપથે ગના હીમાયતીઓની જુદી વાત છે, પણ જે શુદ્ધ ભાવનાના વિશ્વમાં વિહાર કરનાર કવિ અને તત્ત્વજ્ઞો છે તેમનામાં અયથાર્થતા કે અયોગ્યતાનો સંભવજ નથી.

આ પ્રકારે આપણે જોઇ શકીએ છીએ કે કવિતા કોણ કરી શકે છે, કોનાથી સ્વાભાવિક રીતેજ કવિતા બોલાઇ જાય છે; કવિતાનું જે વિશ્વ છે તે સ્થૂલવાણીમાં ઉતરવું જ અશક્ય છે; તોપણ જેટલે અંશે જે પ્રકૃતિની તાદૃશ કરવાની શક્તિ તેટલે અંશે સ્થૂલ વાણી પણ સૂક્ષ્મ વિશ્વને સામી પ્રકૃતિમાં ઉતારવા સમર્થ થાય છે. પોતાનો ભાવ સ્પષ્ટ કરવા માટેજ આ ઠેકાણે કવિતા સંગીતની મદદ લેછે અને પદલાલિત્યરૂપ સંગીતથી સૂક્ષ્મભાવનાને સ્થૂલ રીતે દર્શાવવા મથે છે. અને કવિતા પોતે શું છે. ભાવનામાં આનંદતા આત્માનો એક ઉદ્‌ગાર તેજ કવિતા છે; એટલું કહ્યા પછી શાને કવિતા ન કહેવાય તે બતાવવાની અપેક્ષા રહેતી નથી.

---

૪

ગ્રંથાવલોકન.

સુંદર અને વિદ્યાનંદ* ( ભાગ. ૧ લો ):— વસ્તુ એવું છે કે લક્ષ્મીપ્રસાદ શેઠ ત્રીજી વાર સુંદરને પરણ્યા છે, ને તેને એક છોકરો થયો છે. વીસ કરવા માટે શેઠ મુંબઇ ગયા તે ત્યાં રહ્યા છે. ત્યાં એક વિનયચંદ્ર નામે માણસ આગબોટગાંથીજ સાથે મળ્યો છે તેને શેઠે રાખ્યો છે. એ માણસ તેજ વિદ્યાનંદ છે એમ માનવાને કારણ છે. પોતાના ગામની પાસેના એક ગામમાં દયાકુંવર નામની બાલાને તેની માત પ્રેમકુંવર કોઈ મૂર્ખ પણ પૈસાવાળા સાથે પરણાવવા આગ્રહ કરે છે, ને પ્રેમ થયેલો છે વિદ્યાનંદ સાથે, તેથી દયાકુંવરને દુઃખી ન થવા દેવાના નિશ્ચયથી વિદ્યાનંદ મુંબઇ સુધી કોઇને કહ્યા વિના જતો રહ્યો છે. તેનો મિત્ર ચતુરદાસ તેને શોધવા નીકળી મુંબઇ આવ્યો છે અને તેણે વિનયચંદ્રને ઓળખ્યો છે. દયાકુંવરનાં લગ્ન અટકેલાં છે, અને તેની માને સાન આપી છે, તેથી ચતુરદાસે આ શોધ આરંભ્યો છે. લક્ષ્મીપ્રસાદ અને તેમની સ્ત્રી સુંદર તેમની વચ્ચે પ્રેમ સારો છતાં, શેઠ મુંબઇ હતા તેવામાં ઉમેદચંદ નામે ગુમાસ્તા સાથે આ જુવાન અબલાને અનીતિમાં ઉતારી છે, ને છેવટ મુંબઇમાં પણ બન્ને સાથેજ શેઠ પાસે રહેવા ગયાં છે. ત્યાં એ ઉમેદચંદની શીખવણીથી સુંદરે શેઠને ઝેર દેવા પ્રયાસ કર્યો છે. શેઠ

---

* કર્તા એક કાઠીઆવાડી. રાજકોટ, રાઇઝીંગ સ્ટાર પ્રેસ. મૂલ્ય રૂ. ૧. પૃષ્ઠ ૧૮૪ રોપી.

બધું સમજી ગયા છે તેથી તેમણે સુંદરના લાભમાં કરેલું વીલ ફેરવી નાખ્યું છે. આ પ્રથમ ભાગમાં જે કથા છે તે આટલીજ છે; સર્વથી પ્રથમ પ્રકરણમાં એક રાજબાઇ અને કોઇ યુવક મુંબઇમાં આવી એક ગર્ભવતી સ્ત્રીને લાવે છે અને તેને પ્રસવ થતાં મુંબઇથી નીકળી જાય છે. એ કોણ છે અને વાર્તા સાથે શો સંબંધ ધરાવે છે તે છેવટ સ્પષ્ટ કરવા માટે રાખેલું છે.

સુંદર એ શેઠીઆની પત્ની, વિનીત, પ્રેમવતી, વિશ્વાસુ, શેઠને અધીન, શેઠની ગેરહાજરીમાં ઓછું આણી રોતી,—છતાં ઉમેદચંદ જેવા નીચ ગુમાસ્તાની ખુશામદથી છેતરાઇ એકાએક અતિદુષ્ટ પાપમાં પ્રવર્તતી સ્ત્રી છે. વિદ્યાનંદ નિર્ધન માબાપનો પણ વિદ્વાન, ચતુર, પ્રેમબદ્ધ આશક છતાં પોતાના પ્રેમપાત્ર દયાકુંવરને તેની માતા વર્ણુસંકર નામે ધનાઢ્ય સાથે પરણાવે છે તેથી દેશ છોડી નાશી ગયેલો યુવક છે. મુંબઇમાં લક્ષ્મીપ્રસાદના ઘરમાં આ પ્રથમ ભાગ પૂર્ણ થાય છે તે સમયે, સુંદર અને વિદ્યાનંદ ભેગાં છે ખરાં; સુંદર પતિનો ઘાત કરવા અને ઉમેદચંદને લાડ કરવા પ્રવર્તી રહી છે, વિદ્યાનંદ શેઠના છોકરાને ભણાવે છે ને ઘર સંભાળે છે. આ બેના નામથી આખી કથાના નામનો નિર્દેશ કરવામાં શો હેતુ છે તે પણ આટલે સુધીમાં સ્પષ્ટ નથી.

અત્યાર સુધીની વાર્તાના મુખ્ય ઉદ્દેશ બે છે: પ્રેમ સમજતી અને પ્રેમબદ્ધ દયાકુંવર વિદ્યાનંદને પરણવાને ઇચ્છતી છતાં પ્રયાસ કરી શકતી નથી, અને પોતાની માતાની આજ્ઞા બીજાને પરણાવવાની છે તેને લોપી શકતી નથી. એમ પ્રેમ અને ભક્તિનો વિરોધ છે. બીજી પાસા સુંદર જેવી પ્રેમાલ અને પતિસ્નેહમાં રાચતી સ્ત્રી એકાએક ભ્રષ્ટ થઇ પડે છે એ પ્રેમ અને પાપનો વિરોધ છે. માતા પ્રતિ ફરજ અને પ્રિય પ્રતિ પ્રેમ એનો વિરોધ અત્યાર સુધી જે રીતે ચીતરાયો છે તે રીતિ ઉત્કૃષ્ટ ચિત્રશક્તિની સાક્ષી પૂરે તેવી છે; પરંતુ સુંદરને એકાએક પતિત કરવાનું તેના પૂર્વવૃત્તમાં કોઇ ભૂમિકા કે બીજ દર્શાવેલું ન હોવાથી વાચનારને જરાક આશ્ચર્ય લાગે છે, એ ઠેકાણે વાર્તા રચનારમાં કાંઇક અનુભવની ખામી લાગે છે. અનુભવની ખામીને લીધે કે પ્રેમની ઉંડાઇના અભાવે સુંદર પતિત થતી હશે પરંતુ તેવું અનુમાન બાંધવાનો બીજનિર્દેશ કર્તાએ સુંદરના પૂર્વવૃત્તમાં કર્યો નથી, એટલે આવી નિર્દોષ બાલાનું પતન સાર્થક ન જણાતાં અસંભવિત જેવું લાગી આશ્ચર્ય પેદા કરે છે. આ વાર્તાને આ તરુણ લેખક આગળ કેવી રીતે પૂર્ણ કરે છે તે જોયા પછી આ કરતાં અધિક વિવેચના થઇ શકે; તો પણ એમનામાં કથાકારના ઉત્તમ ગુણો સ્પષ્ટ છે અને એ ગુણે એમના કાર્યમાં ઉત્સાહથી પાર ઉતરવા યત્ન કરવો એવી અમારી ભલામણ છે.

ભાષા લખવાની છટા સારી છે, તો પણ નવા અલંકારો અને નવી ઉપમાઓ શોધવાનો બહુ લોભ સારો નથી. એમ કરવાથી ઘણે ઠેકાણે ઔચિત્યનો ભંગ થયેલો દીઠામાં આવે છે. વિદ્યાનંદ, દયાકુંવરના વિરહ વખતે કલ્પનામાં તેને દેખે છે ત્યાં "દયાકુંવરનાં ભૂત તે દેખવા લાગ્યો" એમ કલ્પવામાં 'ભૂત' શબ્દથી સૂચિત દયાકુંવરનું મરણ ઔચિત્યનો ભંગ કરાવે છે. એક કાવ્યમાં "એક ઉપર એક બંને ધરીને, ચીરની કીધી ત્ય

પધારી" એવું દ્રૌપદીનાં વસ્ત્ર શ્રીકૃષ્ણે પૂર્યાં તે વિષે કહ્યું છે. 'પધારી' શબ્દ અનૌચિત્યસૂચક છે. "દયાકુંવર બોલતાં બોલતાં ખળભળાઇ ગઇ. બાંધેલા સરોવરની જામેલી શેવાળમાં નાનાં માછલાંઓ ગુંચવાઇ જાય તેમ શબ્દો તેના ગળામાંથી નીકળતાં નીકળતાં થથરવા લાગ્યા, અને હમેશ કરતાં સહેજ જાડો રોવા જેવો અવાજ નીકળ્યો." 'સરોવર' તે ગળું છે, પણ 'બાંધેલું' 'શેવાળ' 'જામેલી' એ ઉપમાનોનાં ઉપમેયનું ભાન થતું નથી તેથી તે શબ્દો વ્યર્થ જેવા પડે છે. નીકળવાના શબ્દોનું અને માછલાંનું ઉપમાનોપમેય નવું છતાં વિચિત્ર લાગે છે, અને બ્રાહ્મણ બાલાના ગળામાંથી નીકળતા શબ્દને માછલાં જેવા સાંભળતાં કોઈક અનુચિતતાનો ભાસ થાય છે. વળી માછલાં તો શેવાળમાં 'ગુંચવાઇ' ગયાં છે અને શબ્દો તો 'થથરતા' પણ 'નીકળ્યા' છે; એટલે પુનઃ સાધર્મ્યનો ભંગ થતાં અનૌચિત્ય આવી જાય છે. વિદ્યાનંદ દયાકુંવરને પરણવાની આશામાં નિષ્ફલ થઈ ગાંડા જેવો થઇ ગયો છે, તે સમય તેના મનની સ્થિતિ દુઃખદ છે; તે નિરૂપતાં "વાચતાં વાચતાં ગાઢ પ્રેમવાળાં માબાપ સાંભર્યાં, પ્રેમી મિત્ર ચતુરદાસ યાદ આવ્યો, જેને માટે આટલું થતું હતું તે દયાકુંવર નજરમાં થન થન નાચવા લાગી" એમ લખ્યું છે. આ સ્થાને દયાકુંવરે શાથી "નાચતી" જણાઇ! પોતાના પ્રિયતમના દુઃખથી હર્ષ પામી નાચતી હતી આવો આભાસ થતાં ઔચિત્યનો ભંગ થાય છે; દયાકુંવરને કોઇ રીતે આશ્વાસન આપતી કે આશા આપતી સ્થિતિમાં તેના પ્રિયતમે પોતાના દુઃખસમયે જોઇ હોત તો ઠીક થાત. દયાકુંવર મૂર્છા ખાઈ પડે છે તેનું વર્ણન કરતાં લખે છે કે "તેનો અંબોડો જમીન ઉપર પછડાવાથી છૂટી ગયો, અને નાજુક કટિ સુધી પહોંચતો તેનો કાળો ચોટલો નૃત્ય કરતા મોરના કલાપની માફક તેની નીચે, જાણે મરણ પધારીએ પડેલીની શય્યા હોય તેમ પથરાઇ ગયો." મૂર્છા આવી ને પડી ત્યારે અંબોડો છૂટ્યો, તો પછી મૂર્છા આવેલી બેઠી થાય કે ખસે નહિ ત્યાં સુધી તે ચોટલો "શય્યા"ની પેઠે પથરાય શી રીતે? વળી તે પથરાયલો ચોટલો "નૃત્ય કરતા મોરની કળા" જેવો શાથી કહેવાય! મૂર્છાવશ સ્ત્રીની નીચે પથરાયલો ચોટલો કશી ગતિજ કરતો કે પામતો નથી ત્યાં "નૃત્ય" કરતા મોર સાથેની સામ્યતાજ નથી, અને મોરની કળા ઉભી રહે છે, ચોટલો તો પથરાયલો છે, એ બીજી સામ્યતાનો પણ અભાવ છે. વળી મોરની કળાની ઉપમા આપ્યા છતાં તુરતજ પાછી "મરણ પધારીએ પડેલીની શય્યા" એવી ઉત્પ્રેક્ષા કરવાથી એક વાક્યમાં બે વિરોધી ઉપમાનોનું ભાન થઇ વર્ણનના ઔચિત્યનો ભંગ થાય છે. દયાકુંવરને મૂર્છાની સ્થિતિમાં લેઈ ખોળામાં માથું મૂકાવી એક સખી બેઠી હતી ને તે રોતી હતી, ત્યાં કહે છે; "મહાદેવ ઉપર ગળતી ચઢાવેલા ઘડામાંથી ટપકતા પાણીની માફક, તેની આંખમાંથી આંસુનાં મોટાં બિંદુ એક પછી એક ટપકતાં હતાં," આ ઠેકાણે જે ઉપમા છે તેને બદલે "ટપકવા" માત્રના અર્થવાળી ગમે તે ઉપમાથી નિર્વાહ થાય એમ છે, ત્યાં મહાદેવ, ગળતી, ઘડો, આદિ ઉપમાનો જોઇએ તે કરતાં વધારે પડતાં હોઇ અનૌચિત્ય પ્રવર્તાવે છે. લક્ષ્મીપ્રસાદ શેઠના વૃદ્ધપણ વિષે અને પાસે આવતા મરણ વિષે લખે છે "તે સ્પષ્ટ જાણતો હતો કે શેઠનો એક પગ તો અત્યારે સ્મશાનમાં હતો" આ ઠેકાણે હિંદુઓનો "પગ" સ્મશાનમાં નથી

દાટવાના હશે કે શું ? એવો ભાસ થતાં ઔચિત્યભંગ થાય છે. વસ્તુતઃ With one foot in the grave (એક પગ ઘોરમાં છે) એવી અંગરેજી ઉપમાનું અનુકરણ કરવાથી આ દોષ થયો છે. આવી રીતે નવી ઉપમાઓ કલ્પવાના લોભથી ઘણી વાર ઔચિત્યભંગ થાય છે, તેને સંભાળીને આ લેખક લખવાની પ્રવૃત્તિ રાખશે તો બહુ સારા લખનાર થઈ શકશે એમાં સંશય નથી. જ્યાં જ્યાં છંદો રચવા આયાસ કર્યો છે ત્યાં ત્યાં પણ છંદોદોષ ઘણા છે. અગીઆરમા પ્રકરણને મથાળેનો શાર્દૂલવિક્રીડિત તેવા દોષવાળો છે. ઉકારાંત નાન્યતર જાતિનાં વિશેષણોનાં બહુવચન સંબંધે મુંબઇના, પારસી ગૂજરાતી લખનારા જે દોષ કરે છે તેવા પણ કેટલાક દીઠામાં આવે છે. તરુણ લખનારને તેનામાં જે ઉત્તમ પ્રતિભાનાં બીજ છે તે ઉછેરવાની ભલામણ કરતાં આટલી સાવચેતી આપવી એ અમારું કર્તવ્ય છે, તેથી તેણે નિરુત્સાહ ન થતાં ઉત્સાહ વધારવો એજ અમારી તેને ભલામણ છે.

—:x:—

## થીઓસોફી.

૨

ધર્મ

૧

( અનુસંધાન પાને ૨૮૫ થી )

પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોના જે બુદ્ધિવિલાસથી આપણને આપણા આર્યાવર્ત વિષે હલકો અને તુચ્છ ભાવ પેદા થયો હતો તેને દૂર કરવાનું માન સર્વ પ્રકારે થીઓસોફીને જ ઘટે છે. આપણી ઉપર રાજ્ય કરનારાઓનો પણ એમાં ઘણો મ્હોટો ભાગ છે કેમકે તેમણેજ સંસ્કૃતવિદ્યાનો પુનરુદ્ધાર કરી કેળવણી ખાતામાં સંસ્કૃત ભાષા દાખલ કરવાથી આપણને આજે મૂલ ગ્રંથો જોઇ થીઓસોફી અને પ્રાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞો વચ્ચે ન્યાય કરવાનું શીખવ્યું છે. સંસ્કૃત શાસ્ત્રોમાં જે તત્ત્વ રહેલું છે તેને સમજ્યા વિના અને પોતાના દેશકાલની ભાવનાઓના રંગે રંગીને પ્રાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોએ આપણાં શાસ્ત્રોના જે અર્થ ઘટાવ્યા છે તે વાસ્તવિક નથી એમ દિનપ્રતિદિન સિદ્ધ થતું જાય છે. એકલા શાસ્ત્રાલોચનથીજ આ સિદ્ધતા થાય છે એમ નથી પણ પાશ્ચાત્ય પદાર્થવિજ્ઞાનથી એ, આપણાં શાસ્ત્રોમાંનું જે તત્ત્વ, હવણાં હવણાં થીઓસોફી દ્વારા સ્પષ્ટ થતું જાય છે, તેને ટેકો મળતો ચાલે છે. મેક્ષમ્યૂલર જેવા પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોએ વેદાન્તાદિ ગ્રંથરત્નોનું રહસ્ય હવણાં સમજવા માંડ્યું છે, અને જેણે "સાઇકોલોજિકલ રિલીજીઅન" એ નામના પોતાના ગ્રંથમાં થીઓસોફીની નિંદા કરી હતી તેજ વિદ્વાન્ વેદાન્ત વિષેના વ્યાખ્યાનમાં થીઓસોફી એટલે યુરપ અમેરિકામાં ફેલાવેલા કર્મ અને પુનર્જન્મના હિંદુ ધર્મના સિદ્ધાન્તોની સત્યતાની માને આપ છે. ઉક હવણાંજ નાઇન્ટીન્થ સેન્ચુરી નામના માસિકમાં તેણે ખુદ થીઓસોફીના પ્રયાસની પણ કદર પીછાની છે. આજે ખાસ યુરપ અને અમેરિકામાં ધાર્મિક ફેલાવાની ધાસ્તી રખાય છે, અને આ-

મેરિકા તથા યુરપમાં સ્વામી વિવેકાનંદ કે જે અદ્વૈતાનુયાયી હોઇ ભક્તિયોગનો બોધ કરનારા છે તેના કરોડો શિષ્ય થાય છે ને તેને એક "મહાત્મા"નું પદ મેક્ષમ્યૂલર જેવા આપે છે. એ પણ થીઓસોફીએ તૈયાર કરેલા લોકમતનુંજ પરિણામ છે. કર્મ અને પુનર્જન્મના નિયમોનો આખી સુધરેલી દુનીયાંમાં એટલો મ્હોટો ફેલાવો થયો છે કે ઇગ્લંડ અને અમેરિકામાં થયેલ પચાસ કરતાં વધારે નોવેલો આ બે ત્રણ વર્ષમાં એ બે ભાવનાને અનુસારે લખાઈ છે. આર્યધર્મની મહત્તા સમજાયાથી વેદ, ઉપનિષદ્, સ્મૃતિ, આદિ ઉપર નવી પદ્ધતિએ અનેક ગ્રંથ લખાયા છે, અને બુદ્ધ ધર્મને માટે પણ ડા. રીસડેવિસ, ડા. કેરસ જેવા ઘણા સારા પંડિતોએ કલમ હાથમાં લીધો છે. યુરપમાં વ્યાપી રહેલી વ્યાવહારિક અવ્યવસ્થા અને ધાર્મિક નાસ્તિકતા તેને આર્ય ગ્રંથોએ બતાવેલી સાંસારિક અને ધાર્મિક નીતિને માન આપતાં થીઓસોફીએ શીખવ્યું તેનુંજ આ પરિણામ છે. આપણા "સુધારા—" વાળા સમજાવવા ઇચ્છે છે તેમ આ બધો ઉદ્યોગ કેવલ હિંદુસ્તાન વિષે કાંઇક જાણવા માટેની તપાસનો પરિણામ નથી, પણ સંસારના અંતરંગ પ્રશ્નોનો નીકાલ શોધતી બુદ્ધિની તૃપ્તિમાંથી ઉપજેલો છે.

પ્રથમે જ્યારે સંસ્કૃત ભાષાનું જ્ઞાન યુરપમાં ગયું ત્યારે ગ્રીક લેટિન જર્મન ફ્રેંચ અંગરેજી વગેરે ભાષાના શબ્દો અને તે શબ્દોના ધાતુનું જે સાદૃશ્ય જણાતું હતું તેથી આશ્ચર્ય પામતા પંડિતોને એ સાદૃશ્યનો ખુલાસો કરવાનો માર્ગ મળ્યો હતો. સંસ્કૃત ભાષા જાણવાથી તેમને એવા મૂલ ધાતુઓ હાથ આવી શક્યા કે જે ઉપરથી ગ્રીક લેટિન જર્મન અંગરેજી ફ્રેંચ આદિ ભાષાઓ એકજ કુટુંબની છે અને તે ભાષા બોલનારા મૂલ સંસ્કૃત બોલનારની જાતનાજ છે એવું અનુમાન કરવું ઠીક પડયું. પણ એવા અનુમાનથી કરીને સંસ્કૃત ભાષાની પ્રજા અને યુરપમાં વસતી તે ભાષાની દીકરીઓની પ્રજા તે વચ્ચે કોઇ જાતનાં સ્નેહ કે સગાઇ વધ્યાં નહિ; ભ્રાતૃભાવને સ્થાને સેવ્યસેવકભાવ વધતો ગયો અને હિંદુઓ તો જંગલી છે, તેમને તુચ્છકારવા, દબાવવા, અને તેમના ઉપર રાજ્ય ચલાવવું એટલોજ આવાં અનુમાનોનો પણ પરિણામ થયો. સંસ્કૃત ભાષાના ગ્રંથો વંચાતા, શીખાતા; ભાષાન્તરો થતાં; પણ ભાષા, શબ્દો, ધાતુઓ તેની શોધ કરવા કરતાં વધારે તેમનો ઉપયોગ ન ગણાતો. કદાચિત્ કાલિદાસ કે શંકર જેવાની કલ્પનાને કોઇ વાર કોઇ વખાણતું, પણ જંગલી લોકોમાં એ કોઇ આવા થયા છે એટલા આશ્ચર્યની ખાતરજ. એટલે સુધી આ શબ્દપાંડિત્ય વધી પડયું હતું કે સંસ્કૃત સાહિત્ય અને તત્ત્વભંડારના જન્મસ્થાન આ આર્યાવર્તમાં પણ અંગરેજી કેળવણી લીધેલો સંસ્કૃતજ્ઞ પંડિત તેનેજ મનાતો કે જે શબ્દોનાં સાદૃશ્ય મેળવે, શિલાલેખો અને તામ્રપત્રો લાવીને અમુક રાજા ક્યારે થયો અને અમુક ક્યારે થયો એવી કલ્પના અને અનુમાનથી કાલક્ષેપ કરે. આવો પ્રચાર પડવાથીજ "સુધારા"—એ એમ માની લીધું કે સંસ્કૃતમાં તો જીવનની ઉન્નતિનું કાંઇ હશેજ નહિ, તે બધું તો પશ્ચિમમાંથી લાવવાનું છે.

આને સ્થાને થીઓસોફીએ સંસ્કૃત શબ્દોને દૂર કરી તે શબ્દોના અર્થ ઉપર આપણને અને પાશ્ચાત્યોને લક્ષ આપવાની ફરજ પાડી છે. શબ્દના સાદૃશ્યથી પૂર્વ અને પશ્ચિમની ... પતી સગાઇને પ્રત્યક્ષ કરાવવા મહેનત કરી તે ક્રિયાયોગો તથા આચારો ...

કરતાં મનુષ્યના ઐહિક અને પારમાર્થિક ચારિત્ર તથા સ્વપ્નના ભેષ ઉકેલતાં શીખવ્યા છે. અમુકનાં વર્ષાદિક કલ્પવાની રમત કરવા કરતાં આપણી અને જગત્‌માત્રની પરમ-ઉન્નતિના માર્ગની કલ્પના યોજવાનું શાસ્ત્ર સમજતાં શીખવ્યું છે. યુરપમાં અને અમેરિકામાં આર્યાવર્તના ગ્રંથનું એક ફેતરું પણ આજ માન પામવા લાગ્યું છે ને તે શબ્દો અને તામ્રપત્રોની સામે જોવા માટે નહિ પણ આર્યસંસાર અને આર્ય પરમાર્થની પદ્ધતિ સમજી તેને અનુસરવા માટે! આર્ય નામધારી હિંદુ ઉપર પાશ્ચાત્ય દેશના વિચારવાન્ જનોને પ્રેમ થવા લાગ્યો છે, અને આવી ઉન્નત ભાવનાને પૂજનારી પ્રજા આજે આવી દુઃખી છે એમ જોઈ ઘણાંને ખરા અંતઃકરણથી દયા પેદા થઈ છે. આ બધું પરિણામ આર્યદેશનાં શાસ્ત્રો અને તે શાસ્ત્રોમાં રહેલી ભાવનાઓને સત્ય ઠરાવવાને થીઓસોફીએ કરેલા ભગીરથ પ્રયત્નનુંજ ફલ છે.

આપણા દેશમાંજ જોશો તો આપણાં શાસ્ત્રોમાંનું તત્ત્વ પાશ્ચાત્યો કહે છે તેવું નથી પણ વધારે ઉત્તમ અને માનનીય છે એ વાત પ્રસિદ્ધ થતાં કેવો કેવો પરિણામ ઉપજી આવ્યો છે. એકલા વેદાનુયાયી હિંદુઓજ નહિ, પણ બૌદ્ધો, જૈનો, પારસીઓ, મુસલમાનો, સર્વે પોતપોતાના ધર્મની પુનરાલોચના કરવા બેઠા છે, સર્વે પાશ્ચાત્ય ભાષાન્તરકારો અને ટીકાકારોના કરેલા અર્થ અને અનુમાનનું ખંડન કરવા બેઠા છે, અને સર્વે પોત પોતાનાં શાસ્ત્રોમાં કહેલી પ્રથમે વ્હેમ કે ખોટી માનેલી વાતોના પણ હવે યુક્તિ પુરઃસર અને વાસ્તવિક ખુલાસા સમજવા લાગ્યા છે. ઠેકાણે ઠેકાણે ધર્મને નામે સભાઓ, સમાજો, માસિકો પ્રવૃત્ત થયાં છે. તે તે દેશની ભાષાઓમાં તેમ અંગરેજીમાં અનેક પુસ્તકોને સામયિક પત્રો આપણા દેશમાં ઠેકાણે ઠેકાણે નજરે પડે છે, ધર્મના ઉપદેશકોનો પણ ગામે ગામ પાર રહ્યો નથી. જે જે આચાર વિચાર આપણે પ્રથમે કેવલ લોક રૂઢિને માટે કે ઘરડાં માબાપને સંતોષવા માટે કરતા તે હવે ખરા અંતઃકરણથી કરવા લાગ્યા છીએ, તે તે આચારનું તત્ત્વ જાણતા થયા છીએ, અને તે તત્ત્વ જાણીને સાંગોપાંગ વિધિ કરાવે તેવા પુરુષોને હાથે તે તે આચાર કરવાને આતુર રહીએ છીએ. પ્રથમે જેટલાં સ્નાન સંધ્યા જપ તપ થતાં હશે તે કરતાં હાલ અનંતગણાં વર્ધારેથાય છે ને તે બધાં તે તે વાતનો યથાર્થ મર્મ સમજીને થાય છે. પાશ્ચાત્ય ઢાંગોનું અનુકરણ ઘણે ભાગે બંધ પડી ગયું છે, અને ક્રીશ્ચીઆનીટીનો વિસ્તાર એટલો બધો અટકી પડયો છે કે અમેરિકા અને યુરપમાં ક્રીશ્ચીઆનીટીના પાદરી આ દેશમાં મોકલવાનું ખર્ચ આપનાર લોકો એ ખર્ચ શામાટે રાખવો? એવા પ્રશ્ન કરવા લાગ્યા છે. પ્રત્યેક ધર્મ પોતપોતાની તેજી ઉપર આવી ગયો છે. જૈનો, બૌદ્ધો, મુસલમાનો, તેમજ હિંદુઓ સર્વેના ઉપદેશકો અમેરિકા અને યુરપમાં ફરે છે; સીલોનના બૌદ્ધો મહા દુઃખકર અજ્ઞાન અને ગુલામગીરી જેવી સ્થિતિમાંથી છૂટયા છે; અને જાપાન સ્વધર્મનિષ્ઠ થઈ આજ એક ભવ્ય પ્રજા રૂપે પ્રસિદ્ધિ પામ્યું છે.

થીઓસોફીએ અનાદિ શાસ્ત્રોની સત્યતા પ્રસિદ્ધ કર્યાનુંજ એ પરિણામ છે, અને જ્યારે એશીઆ જનસમાજની નીતિ, રીતિ, ઉન્નતિ, સારી રીતે સમજે છે ત્યારે, તેમજ સત્યની ખાતર, પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોની આ રીતે જે અવજ્ઞા થઈ છે તે યોગ્ય અને વાસ્તવિકજ થઈ છે, એમ કોણ નહિ કહે?

(આગળ ચાલુ)

## ૨

## કર્મ.

### ( ગયેલું )

( અનુસંધાન ગતવર્ષ પૃષ્ઠ ૨૭૯ થી )

કોઇ પણ કાર્ય કરવાની ઇચ્છા યા વૃત્તિ થયા છતાં તે કરવામાં કાંઇ વિઘ્ન આવવાથી અથવા તેને માટે પોતે શક્તિમાન છતાં તક નહિ મળવાથી અથવા તેવું કાર્ય સાધવાને અનુકૂલ સંયોગો નહિ હોવાથી તે પાર પડે નહિ તો પણ તેની માનસિક મૂર્તિઓ થઇ રહેશે અને એ કાર્ય કરવામાં જો ઉચ્ચ અને પવિત્ર ભાવના હશે તો દેવસ્થાન યાને સ્વર્ગ લોકમાં તેની ઉપર, આગળ કહી ગયા તેવી ક્રિયા થશે; અને ફરી જ્યારે આ લોકમાં એ જીવ અવતરશે ત્યારે તે કાર્યરૂપે પરિણામ પામશે. દૃષ્ટાંત કે કોઇ પરોપકાર કરવાની ઇચ્છા યા વૃત્તિ થઈ અને તેની માનસિક મૂર્તિ પેદા થઇ, કામ કરવાનું બની શક્યું નથી એટલે એ મૂર્તિ સ્વર્ગ લોકમાં જીવ સંગાતે ગઇ, ત્યાં એ કાર્ય માનસિક કરવામાં આવ્યું. ઘણાં કાલ સુધી એ ક્રિયા થવાથી તેનું પ્રતિબિંબ પડે તેમ જીવ ઉપર તેની ઉંડી છાપ પડી ગઇ, ત્યાર પછી જીવ આ લોકમાં અવતર્યો. પેલી છાપ તો સાથે લાવેલ છે, પણ તેનું સામર્થ્ય વધેલું છે એટલે તેને અનુકૂલ સંયોગ આવી મળે છે અને તતકાળ મનમાં વિચાર રૂપેજ વૃત્તિ હોય છે તે કાર્યરૂપે પ્રદર્શિત થાય છે; કારણકે સ્વર્ગલોકમાં માનસિક કાર્યરૂપે તે વિચાર અનુસાર ક્રિયા થયાં કરતી હતી. એનો એ નિયમ મલિન ઇચ્છા અથવા વૃત્તિના વિચારોને પણ એક સરખી રીતે લાગુ પડે છે. તેમાં માત્ર તફાવત એટલો છે કે તે મૂર્તિ મલિન હોવાથી સ્વર્ગલોકમાં જીવ સંગાતે જઇ શકતી નથી એટલે ત્યાં તેના સંબંધે માનસિક ક્રિયા થતી નથી; પણ જ્યારે જીવ આ લોકમાં અવતરવા પાછો ફરે છે ત્યારે તે મૂર્તિ જે અદ્યાપિ પર્યંત પોતાના અનુકૂલ પ્રદેશમાં રહેલી હોય છે તે પાછી જીવને આવી મળે છે અને તે લોકમાં એ વૃત્તિ અનુસાર જીવ ક્રિયા કરે છે. દૃષ્ટાંત કે અતિ લોભવૃત્તિ હોવાથી અહર્નિશ જેવા વિચાર થયાં કરે છે તદનુસાર માનસિક મૂર્તિઓ ઉત્પન્ન થાય છે. લોભ મલિન પ્રકારનો છે. જીવ એ મૂર્તિઓને સ્વર્ગમાં સાથે લેઇ જતો નથી પરંતુ તેની નીચેના પ્રદેશમાં છોડતો જાય છે. પણ જ્યારે પુનર્જન્મને માટે અવતરવા આવે છે ત્યારે એ લોકમાં આવતાં ત્યાં છોડેલી મૂર્તિઓ તેને વળગે છે અને તે પ્રમાણે માનસિક ક્રિયા શરૂ થાય છે. તેની છાપ પણ એમ કરતાં ઉંડી પડે છે એટલે જ્યારે આ લોકમાં આવે છે ત્યારે તેને એવા સંયોગો પ્રાપ્ત થાય છે કે તે ચોરી કરવા માંડે છે. એ પ્રમાણે બને છે તે પૂર્વકર્મનેજ આધીન છે કેમકે કર્મનું કારણ પૂર્વેથીજ સંપૂર્ણ થઇ ચુક્યું છે. બીજ ઉગી છોડ થઇ ચુક્યો છે. ફલ પણ બેઠું છે. માત્ર પક્વ થવા માટે જરૂર રહી છે. એટલે આ દુનિયામાં તેવોજ વિચાર એક વખત ફરીને આવ્યો કે તતકાલ એ ફલ પાકી જાય છે; અર્થાત્ તેવું કૃત્ય કરવામાં આવે છે. હવે જો એકને એક પ્રકારનું કૃત્ય વારંવાર કરવામાં આવે તો તેની ગતિ એવી થાય છે કે તે કાર્ય સ્વચેષ્ટિત અથવા એક ટીલ જેવું થઈ રહે છે. અનાણસે કાર્ય થયા જાય છે. અને તેમ થવાના નિયમ માટે જોઇશું તો તે કાંઈ ઉપરની સૂક્ષ્મ ભૂમિકામાં થતી [illegible]

અનુસાર બંધાય છે એમ જણાશે. સૂક્ષ્મભૂમિકામાં કોઇ પણ કાર્ય વારંવાર કરવામાં આવે તો તે એક શીલ રૂપ કાર્ય થાય છે અને જ્યારે તે જીવ આ દુનિયામાં અવતરે છે ત્યારે પ્રસંગ આવ્યે તેવું જ કાર્ય અનાયાસે કરે છે. કોઇ કોઇ વખત ગુનાહ બને છે ત્યારે ગુનેહગારને એમ કહેતાં સાંભળવામાં આવે છે કે "મારા મનમાં પુરું આવ્યું નહિ ત્યાં તો થઇ ગયું." વળી વખતે એમ પણ કહે છે કે "જો મેં એક ક્ષણ પણ એ વિષે વિચાર કર્યો હોત તો હું આવું કૃત્ય કરત નહિ." આવું બોલવા વાળો પોતે બોલે છે તેમાં જરા પણ ખોટો નથી. કારણકે જે ક્ષણે તેને હાથે કૃત્ય બન્યું તે ક્ષણે સારી પેઠે વિચાર કરી મનમાં નિશ્ચય કરી કૃત્ય કર્યું હોતું નથી. પૂર્વકાલમાં જે વિચારો કરેલા અને જેનું આ પરિણામ આવ્યું તે વિષે તો પોતે કેવલ અજ્ઞાન છે. જ્યાં સુધી સ્થૂલરૂપે કાર્ય પ્રદર્શિત થતું નથી ત્યાં સુધી પાણીમાં ઓગાળેલા કોઇ પદાર્થ સમાન એ કૃત્ય છે. જેમ એવા મિશ્રણને સ્થૂલરૂપ થવામાં કોઈ બીજા પદાર્થના એક કણની જરૂરછે, તેમ આ કૃત્યને સ્થૂલરૂપે પ્રદર્શિત થવામાં માત્ર એક વખત તેવો વિચાર કરવાની જરૂર છે. આટલે દરજ્જે પોહોચ્યા પછી મનુષ્યને એવાં કૃત્ય કરવાનું પોતાને સ્વાધીન નથી પણ એ કૃત્ય અનિવાર્ય થાય છે. કેમકે એવું કૃત્ય કરવાના વિચારમાં ને વિચારમાં એટલી બધી દૃઢ માનસિકમૂર્તિ થઇ ગઇ છે કે તે કરવું યા નહિ એમ પસંદગીની તક તો ચાલી ગઇ હોય છે. એ તક તો જ્યારે પ્રથમ એવો વિચાર થવા માંડેલો હોય ત્યારે માત્ર હોય છે. સ્થૂલ ઇંદ્રિયો જ્ઞાનઇંદ્રિયોને આધીન વર્ત્તે છે. એક જન્મની ઇચ્છા તૃષ્ણા એ બીજા જન્મમાં કાર્યરૂપે બની આવે છે. ઇચ્છા કરી જાણે ઇશ્વર પાસે માગી લીધું હોય તેમ તેને ઇચ્છા અનુસાર કાર્ય કરવાની તક મળે છે.

એક જન્મમાં જીવ જે જે અનુભવ પ્રાપ્ત કરે છે અને તેનો સંગ્રહ સ્મરણ શક્તિથી કરી રાખે છે તેની માનસિક મૂર્તિઓ, તેજ જન્મનાં કર્મનો ખરેખરો લેખ છે. તેના ઉપર પણ જીવને શ્રમ લેવો પડે છે. તેને લક્ષમાં લઇ તેનું મનન કરી તેનો અન્યોઅન્ય કેવા પ્રકારનો સંબંધ છે તેનું જ્ઞાન મેળવે છે અને આ જગતમાં જે મહત અથવા સર્વવ્યાપક મન છે તેના કાર્યમાં સહાયભૂત થવા એ મૂર્તિઓ કેટલે અંશે ઉપયોગી થશે તે જુવે છે. ધીરજથી તેનું મનન કરી તેમાંથી જે કાંઇ શિક્ષણ અથવા સાર પ્રાપ્ત કરવાનો હોય છે તે કરે છે. સુખ તથા દુઃખ, સુખદાયક દુઃખ અને દુઃખદાયક સુખનો બોધ ત્યારે થાય છે અને કર્મના અભંગ નિયમને આધીન થવા વિના ચાલે તેવું નથી એવી તેમાંથી તેને શિખામણ મળે છે. તેવે સમયે વળી એ પણ તેના જાણવામાં આવે છે કે હારજીત કેમ થઇ; કાર્યસિદ્ધિ અને આશાભંગ કેમ થયાં; નિષ્પ્રયોજન લાભ કેમ થયો; આશા છતાં પાર કેમ નહિ પડ્યું; ખરે વખતે કેમ ટકાવ થયો નહિ; કલ્પિતજ્ઞાન એ વાસ્તવિક જોતાં કેવું અજ્ઞાન છે; જેને હાર માનવામાં આવે છે તેમાંથી સહનશીલતાથી કેમ જય મેળવ્યો; અને જેને જય માનવામાં આવેલો તે પ્રમાદને લીધે કેમ હારમાં ગણાઇ ગયો. આવી બાબતો ઉપર જીવ વિચાર કરે છે અને પોતે કીમીયા જેવી ક્રિયાથી તે સર્વ અનુભવમાંથી સત્યજ્ઞાન રૂપી સુવર્ણ બનાવે છે તેથી કરી જ્યારે એ જીવનો પુનર્જન્મ થાય છે ત્યારે તે વધારે ડહાપણવાળો થાય છે અને નવા જન્મમાં બનતા બનાવો ઉપર તેના પૂર્વના અનુભવના પરિણામથી

અસર કરી શકે છે. આ સ્થિતિમાં મૂત માનસિક મૂર્તિઓ બદલાઇ ગયેલી હોય છે એટલે તેની અસલ સ્થિતિમાં રહેતી નથી અને જો તેવી સ્થિતિમાં જોવાની ઇચ્છા થાય તો કર્મના લેખ જ્યાં નોંધાઇ રહે છે ત્યાંથી તે મળી આવશે.

અનુભવની માનસિક મૂર્તિઓ ઉપરથી,—અને તેમાં પણ વિશેષે કરી કર્મના નિયમના અજ્ઞાનથી થયેલાં કર્મને લીધે જે દુઃખ ભોગવવાં પડે છે એવું સૂચવનારી હોય છે તે ઉપરથી,— અનુભવમાં સારાસારનો વિવેક જણાવવા વાળું અન્તર્જ્ઞાન પેદા થાય છે, અને વૃદ્ધિ પામે છે. ઉત્તરોત્તર જન્મ થાય છે ત્યારે કામનાઓ સંતોષવાની ઇચ્છાથી જે વિષય તરફ આકર્ષણ થાય તે તરફ જીવ જોસબંધ ધસે છે અને તેમ કરતાં સૃષ્ટિના અચલ નિયમ આડા આવતાં તેની સાથે અટકાય છે. ત્યાં તે પડે છે, છોલાય છે અને લોહી લુહાણ થાય છે આમ અનેક સંગમે થાય છે ત્યારે તેનો અનુભવ પરિપક્વ થાય છે અને તેને બુદ્ધિ આવે છે કે એ નિયમો વિરૂદ્ધ વર્તન કરી જેટલી તૃષ્ણા તૃપ્ત કરવી તે દુઃખ ભોગવવાનાં બીજ વાવવાનાં છે. એવા અનુભવોથી જે અંતર્જ્ઞાન પેદા થયું હોય છે તે કોઇ વખતે જીવ આ પૃથ્વિ ઉપર જન્મ પામી જ્યારે કામનાવશ થઈ એવા ભોગની ઇચ્છામાં ધસે છે ત્યારે તેને ચેતાવે છે કે એ કાર્ય કરવાનું નથી, અને ઇંદ્રિયોના દોડતા ઘોડાઓની લગામ ખેંચી રાખવાની છે. જો એવી રીતે અટકાવ થાય નહિ તો તે ભોગના વિષયમાં આંખ મીંચી કરી કાંઈ પણ વિચાર વિના પડે છે. જગતની આજની સ્થિતિમાં જેટલા જીવ જન્મ મરણના ક્રમમાં આવે છે તે સઘળા (માત્ર બહુ પછાત પડી ગયા હોય તે વિના) આવા અનુભવ લઇ ચુક્યા છે અને સારાસારના સામાન્ય નિયમ સમજવા શક્તિવાન થયેલા છે. તેઓ જાણે છે કે સૃષ્ટિના અચલ નિયમને કીયું કાર્ય અનુકૂલ છે અને કીયું પ્રતિકૂલ છે. આ નિયમ સામાન્ય રીતે નીતિના નિયમ કહેવાય છે અને તેના બોહોળા અને લાંબા અનુભવથી તે ચોકસ અને સ્પષ્ટ રીતે સમજી શકાય છે. પરંતુ એ નિયમોના સંબંધમાં કેટલાક ઉચ્ચ અને સૂક્ષ્મ પ્રકારના વિભાગો છે તેનો જીવની વર્તમાન સ્થિતિમાં હજી અનુભવ મેળવવાનો બાકી છે કેમકે તેનો અનુભવ ભૂતકાળમાં જરા પણ મળ્યો નથી એટલે તે વિષે ઘણું અપૂર્ણ અને ચોકસ મર્યાદા સુધીનું જ જ્ઞાન પ્રાપ્ત થયેલું છે. અંતર્જ્ઞાન રૂપ તે થયું નથી. આવી બાબતમાં ગમે તેવા સદ્વિચારી જીવ વાસ્તવિક અને નિર્મલ નિશ્ચય બાંધે તોપણ વખતે ભુલ કરવા પાત્ર છે. આવા પ્રસંગમાં નીતિના નિયમને અનુસરવાની તેની ઇચ્છાને લીધે તેનું કાર્ય ઉચ્ચ લોકમાં તે જ્યારે ત્યારે થશે અને આ લોકમાં તે નિયમને અનુસરવાની રીતિના અજ્ઞાનને લીધે તે નિયમ વિરૂદ્ધ તેનું કાર્ય હોવાથી તેને દુઃખ ભોગવવું પડશે; પણ ભવિષ્યમાં તે ભુલ થતી અટકશે દુઃખ પ્રાપ્ત થવાથી અજ્ઞાત વાતનું જ્ઞાન થશે. અને તે શોકપ્રદ અનુભવોમાંથી અંતર્જ્ઞાન થતું જશે એટલે ભવિષ્યમાં એવા દુઃખમાંથી સંરક્ષણ થવાનું સાધન પ્રાપ્ત થશે; જગતને નિયંતા છે એ જાણી આનંદ પ્રાપ્ત થશે; સંસારમાં વર્તન કરવાના નિયમ અને પોતે પ્રાપ્ત કરેલ જ્ઞાનની સમાનતા જોઇ હર્ષ થશે; અને વિશેષ આનંદ એ પણ થશે કે જગતની આગળ ધપતી વૃદ્ધિના કાર્યમાં પોતે સહાયભૂત છે.

આટલે સુધી આવ્યા ત્યારે એટલું આપણા જાણવામાં આવ્યું કે કર્મના નિયમનાં

ચોક્કસ ધોરણ શું છે, તે સાથે તેનાં કારણરૂપ માનસિક મૂર્તિઓ વડે તે ધોરણ પ્રમાણે કામ ચાલે છે એ પણ સમજવામાં આવ્યું. એ નિયમ પ્રમાણે તૃષ્ણા, અભિલાષા, ધારણશક્તિ થાય છે; એકના એક વિચારનાં પુનરાવર્તને થતાં શીલ અથવા સ્વભાવ બંધાય છે; કાર્ય કરવાની ઇચ્છા તે કૃત્ય થાય છે; અનુભવ પોતે જ્ઞાન થાય છે; અને દુઃખજન્ય અનુભવ અન્તર્જ્ઞાન થાય છે. —:x:— ( આગળ ચાલુ )

## ૩

## અભ્યાસ.

( અનુસંધાન ગતવર્ષ પૃષ્ઠ ૨૮૬ થી )

વિચારને અંગે વાચનનો પણ વિચાર કરવો પ્રાપ્ત થાય છે. ગૂજરાતી, અંગરેજી, સંસ્કૃત, આદિ ભાષાના પ્રચારથી વિવિધ પ્રકારનું વાચન આજ કાલ સુલભ થઈ ગયું છે. વાચવાનો પ્રચાર એટલો બધો વધતો ચાલ્યો છે કે કાંઇક વાચવાનું પાસે ન હોય તો કેટલાકને કાલ વ્યતીત કરવો કઠિન પડે છે; રેલવે જેવી મુસાફરી પણ કાંઇક વાચવાનું સાથે રાખ્યા વિના થઇ શકતી નથી. વાચનનો આવો પ્રચાર બહુ ઇષ્ટ અને લાભપ્રદ છે, પણ એમાં બે પ્રકારે વિવેક રાખવાની આવશ્યકતા છે. શું વાચવું અને કેવી રીતે વાચવું એ બે વાત ઉપર પૂર્ણ લક્ષ રાખવાની અભ્યાસીને બહુ અપેક્ષા છે. આત્મભાવનાનું પૂર્ણત્વ પ્રાપ્ત કરવાના માર્ગ ઉપર જેનું લક્ષ છે તેણે ચિત્તને વિક્ષેપ પેદા કરી વિરાગવૃત્તિમાં ભંગ ઉપજાવે કે વિવેકને ઢાંકી દેઇ અવિવેકમાં ઉતારે તેવા વિચારોનું પરિશીલન કરવું નહિ, ને તેથી તેવા વિચારોવાળું લખાણ પણ વાચવું નહિ. ગમે તે વાચનમાં પણ એટલો તો નિયમજ રાખવો કે તે તે વિષયના જે શિષ્ટ અને પ્રમાણ ગ્રંથ મનાતા હોય તેજ વાચવા; અને પોતાના લક્ષનું જેથી સમર્થન થાય, તે લક્ષમાં જે કાંઇ શંકા સમાધાનના અવકાશ પોતાની બુદ્ધિની ન્યૂનતાને લેઈ રહી જતા હોય તે દૂર થાય, એવા પ્રકારના ગ્રંથોનું સવિશેષ સેવન કરવું. તત્ત્વજ્ઞાન સંબંધે પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથ વાચવા, કલા સાહિત્ય આદિના નવામાં નવા વાચવા એમ પણ કહેવાય છે, તથાપિ એકંદરે જે લેખનું આયુષ્ય એકાદ વીશી કરતાં ઓછું હોય તે કરતાં વધારે આયુષ્યવાળા લેખ વધારે વિશ્વસનીય ન જાણવા. સિદ્ધાન્તના ગ્રંથો, તદુપકારક કાવ્યો, તેવા આધાર ઉપર રચાયલી કથાઓ, તેવાં સ્તોત્રો, એ સર્વનું સારી રીતે પરિશીલન રાખવાથી લાભ છે; સ્વપક્ષના ખંડન, મંડનના ગ્રંથોનું વાચન પણ અતિ ઉપયોગી છતાં સર્વને ઇષ્ટ નથી,—જેમની બુદ્ધિ બહુ તાર્કિક હોય અને જેમનું મન કર્કશ તર્ક જાલની ગુંચવણ વિના સ્થિર પકડાતુંજ ન હોય તેમને તેવા લેખ ઉપયોગી છે, બીજાને તો ભ્રમ પેદા કરી વિક્ષેપમાં નાખે તેવા છે. અને આવા વાચનમાં પણ અમુક ભાષાજ વાચવી એવો આગ્રહ ન રાખવો, જ્યાંથી મળે ત્યાંથી સત્યને શોધવા યત્ન રાખવો. પોતાના વ્યાવહારિક કાર્યને લેઇ અન્ય પ્રકારનું વાચન વિલોકન આવશ્યક થઈ પડે તો, જે પ્રકારે સિદ્ધાન્તભાવના ઉપર લક્ષ રાખી વ્યવહારનો નિર્વાહ કર્યો છે, તે પ્રકારે વ્યાવહારિક વાચનનો પણ નિર્વાહ કરી લેવો. સર્વ વાતનું કાંઇ કાંઇક, પણ કોઇએક—જે ઇષ્ટ હોય તે—વસ્તુનું સર્વસ્વ જાણવાની ઇચ્છા રાખવી.

જે કાંઇ વાચવું તે કેવી રીતે વાચવું એ બીજો પ્રશ્ન છે. વાચનમાં પ્રથમ નિયમ એ

છે કે પોતાનાથી જે વિષય સંપૂર્ણ સમજાતો હોય તે કરતાં થોડુંક ચઢતા પ્રકારનું વાચન રાખવું. જે ગ્રંથ નિઃશંક રીતે સમજાતો હોય ને ગ્રંથનો વિષય બીજા જે ગ્રંથમાં કાંઇક વધારે કઠિન રીતે લખ્યો હોય તેને વાચવો. બીજી રીતે કહીએ તો લેખના ચારે અનુબંધ વિચારીને વાચવાનો આરંભ કરવો. વિષય શો છે? કોનો માટે લખ્યો છે? એવો વિચાર કરીને વાચવાનો આરંભ કરવો. વિષય અને ભાષાની કઠિનતાનો ક્રમ પોતાની શક્તિ અનુસાર રાખીને વાચતા જવું. વાચવામાં ઘણું વાચવા ઉપર લોભ ન કરતાં સારું વાચવા ઉપર લોભ રાખવો; ઘણાં પાનાં કે ઘણા ગ્રંથ વાચવા તે કરતાં થોડાં પાનાં કે થોડા ગ્રંથ બરાબર સમજીને વાચવા એજ ઉત્તમ માર્ગ છે. પૂર્ણ રીતે ન સમજાય તેવા લેખને એકવાર ઉપર ઉપરથી દૃષ્ટિ તળે કાઢી જવો અને એ ગ્રંથમાં ઉપક્રમ અને ઉપસંહાર કેવા પ્રકારનો છે, એમાં વારંવાર શી વાત પ્રતિપાદન થાય છે (અભ્યાસ), એમાંથી મુખ્ય નવી વાત શી સિદ્ધ થવાની છે (અપૂર્વતા), પ્રતિપાદનથી ફલ શું કાઢ્યું છે, અને એ નવી વિષય ચર્ચામાં કેવી યુક્તિ અને કેવી પ્રોત્સાહક રચના કરવામાં આવી છે, તે સર્વ સમજી લેવું. ત્યારે પછી સૂક્ષ્મ દૃષ્ટિએ એનાએજ ગ્રંથને થોડે થોડે પુનઃ વાચવા માંડવો અને તેનો સમગ્ર પિંડિતાર્થ મનમાં ઉતારી લેવો. વાચતી વખતે લખનાર શું કહેવા ઇચ્છે છે તેજ સમજવા ઉપર દૃષ્ટિ રાખવી, તુરત તુરત તેનાં વચન ઉપર અશ્રદ્ધા કરી ખંડનના વિચારોમાં પ્રવૃત્ત થવું નહિ. વાચેલા વિષયને મનમાં ઉતારી દેઇ અવકાશને સમયે મનન કરવું. યુક્તિથી જેનો નિશ્ચય થયો છે તેવા વિચારોની પોષક યુક્તિઓ તેમાં જોડવી. અને ઘાતક યુક્તિઓ તેમાંથી દૂર કરવી, એ પ્રકારે જે આવૃત્તિ તેને મનન કહે છે. વાચનથી નિશ્ચય થતા તે વિષયનો અમુક લેખ પ્રમાણ છે કે નથી એ સંશય મટી જાય છે, અને મનનથી સાધક બાધક યુક્તિનો નિશ્ચય થતાં તે વિષય પોતે યથાર્થ છે કે નથી એ સંશય મટી જાય છે અને આ પ્રમાણે નિશ્ચય કરેલા નિઃશંક વિષયનુંજ રૂપ જ્યારે આપણી બુદ્ધિ ધારણ કરે, તદાકાર થઇ જાય, ત્યારે એ વિષય સંબંધી કોઇ પણ વિપરીત ભાવના રહેતી નથી, અને તે વિષયનો પૂર્ણ આનંદ અનુભવાય છે. આને નિદિધ્યાસન કહે છે. ત્યારે વાચનમાત્રનું ફલ, જે વિષયનું તે વાચન હોય, તે વિષયનાં સંશય અને વિપરીત ભાવનાને દૂર કરવા એટલુંજ છે. અને એમ છે ત્યારે એવે પ્રકારેજ વાચન ચલાવવું કે જેથી વાચવાના વિષય ઉપર સંશય કે વિપરીત ભાવનાનો અવકાશ આવે નહિ.

વાચન ઘણી વાર સ્વતઃજ થઇ શકતું નથી, કોઇ વધારે નિપુણ અને તે વિષયના અધિક જ્ઞાતાની અપેક્ષા પડે છે. તેવે પ્રસંગે તેવા પુરુષનો આશ્રય કરવો એનેજ શ્રવણ કહે છે. સત્સમાગમની સર્વદા અભિરુચિ રાખવી; યોગ્ય મહાત્માના મુખમાંથી નીકળતા, અન્ય સ્થાને ક્ષાર જલવત્ લાગતાં વચનો પણ, મેઘદ્વારા આવતા સમુદ્ર જલની પેઠે મિષ્ટ અને પોષક થઇ રહે છે. જ્ઞાન અને અનુભવ ઉભયનો જેનામાં પ્રત્યક્ષભાવ પ્રતીત થતો હોય તેવા મહાત્માઓ સંગમાત્રથી પણ બહુ બહુ લાભ કરે છે. કથા વાર્તા શ્રવણ કરવાનો નિયમ ઘણા લોકો રાખે છે, પણ તે સ્થાનેથી જે શ્રવણ કરી લાવે તેનું મનન કે નિદિધ્યાસન કરતા નથી એ અનિષ્ટ છે. તેમાં પણ સ્ત્રીઓએ કથા વાર્તા સાંભળવા ઘેર ગુરુ કરવાને ફરવું એ વાત અત્યંત અનુચિત અને અશાસ્ત્ર છે. સ્ત્રીને તો પોતાના પતિ વિના

અન્ય ગુરુજ નથી; એટલે શ્રવણાદિક જે કાંઇ લાભ તે સ્રીને પોતાના પતિની સેવાથી પ્રાપ્ત કરવાનો છે. ગુરુ, સંત, સાધુ, મહાત્મા આદિની પાસેથી સદ્‍બોધ લેતાં પણ એમ ધારવું એ ચૂક છે કે કેવલ ગુરુકૃપાથીજ સર્વ સિદ્ધિ આવી જશે. પોતાની સાધનસંપત્તિ અને પોતાના પુરુષાર્થ વિના બતાવેલો પણ માર્ગ કે બોધ કશા ઉપયોગનો નથી એ વાત કદાપિ વીસરવી નહિ અને સત્સંગનો ઉત્તમ લાભ લેવો. અનેક ગ્રંથ જે નથી આપી શકતા તે એક સત્સંગ આપી શકે છે. ચિરસહવાસ થઇ પરિચય વધતાં શિષ્યની રીતિ કૃતિ પ્રકૃતિ સાધનસંપત્તિ આદિ સમજી લેઇ યોગ્ય ગુરુ જે માર્ગે તેવા જનની વૃત્તિ બ્રહ્મભાવનામાં પુષ્ટ થાય તેવો માર્ગ કરી દે છે. ગુરુસમીપ જે કાર્ય માટે જવું તેજ સાધવું; અન્યવાર્તાની ચિકિત્સા કરવી કે ગુરુના અન્યવ્યવહાર ઉપર આક્ષેપ કરી શંકા અને વ્યગ્રતા કરવી એ શિષ્યને પોતાનેજ હાનિકારક છે.

સંસારના નિત્ય વ્યવહારમાં સર્વત્ર સાધુજનોનોજ સમાગમ થતો નથી; અનેક પ્રકારની પ્રકૃતિઓના સંસર્ગમાં આવવું પડે છે, પોતાને અવશ્ય કર્તવ્ય એવા જે જે વ્યવહાર હોય તેમાં જે જે પ્રકૃતિનો યોગ થાય તેનો; પોતાના વ્યાવહારિક કાર્ય જેટલોજ સંબંધ રાખી, મુખ્ય નિશ્ચયમાં વિક્ષેપ થવા દેવો નહિ. જ્યાં હોઇએ ત્યાં પારકા, એટલે આપણા શુભ નિશ્ચયને વિરોધી, એવા વિચારથી તણાઇ જવા કરતાં આપણા શુભ વિચારમાં અન્ય જનો દોરાય તેમ કરવાનો યત્ન રાખવો. મૈત્રી, પ્રેમ આદિ ભાવનાઓથી દોરાઇ, તમે મિત્રો કરતા હશો, પત્નીપ્રેમમાં કે માતા પિતા પ્રતિના વાત્સલ્ય પ્રેમમાં અનુરક્ત હશો, પણ ત્યાં એ કાર્યમાત્રને કર્તવ્યબુદ્ધિથી કરતા જશો, 'હું'—'મારું' એ અંશને ભુલવાનો કેળવણી લેતા જશો તો મૈત્રી અને પ્રેમ સર્વ રીતે સાર્થક થઇ ઉભયને લાભકારી થશે. હું અને મારું ભુલી જવું એટલે એમ નહિ કે જડ જેવા બની જઇ મિત્ર કે પત્નીનાં વચન અને વિચારનેજ વશ થઇ જવું; એ ભુલી જવાનો અર્થ એટલોજ કે તેમના ઉપર હું અને મારું એવા ભેદ વિનાનો તમારો પ્રેમ દર્શાવી તેમને તમારા નિશ્ચયમાં અનુકૂલ, અને એમ તેમના જીવનને પણ ઉન્નત, કરતા જાઓ.

આ પ્રકારે આહાર, વિહાર, વિચાર, વાચન, સંગત, વ્યવહાર, આદિ સર્વ વાતોમાં વિરાગની વૃત્તિ પ્રવેશ કરશે તો પછી કોઇ સ્થાને અતિ આગ્રહ કે અનાદરની બુદ્ધિ તમારામાં રહેશે નહિ; કોઇ મનુષ્ય પદાર્થ આદિના અભાવે તમને ક્લેશ થશે નહિ; પરજીવનમાં પણ તમને સ્વજીવન એટલે સુધી ભળી ગયેલું લાગશે કે પારકાં હર્ષ શોકથી તમને હર્ષ શોક થયા વિના રહેશે નહિ અને શક્તિઅનુસાર પૈસો પણ ખર્ચવાની ઇચ્છા થશે; 'કશું મારું નથી' એવો અનુભવ આવતાની સાથે જે શૂન્યતા થઇ જાય તેને બદલે 'સર્વ મારું છે' એવી પૂર્ણતા આવશે; અને વિવેકોદયથી જે પ્રકાશ તમને ઝાંખો ઝાંખો જણાતો હતો તે આ પ્રકારે શુદ્ધ થયેલા તમારા અંતઃકરણરૂપી દર્પણમાં વધારે સ્પષ્ટ રીતે પ્રતિબિંબ પામશે, અકસ્માતજ તમને તમારી આશાઓ અને ઇચ્છાઓ પૂર્ણ થતી જણાશે, નહિ ધારેલા ખુલાસા તમને સ્વપ્નમાંથી, પુસ્તકોમાંથી, કે કોઇની સામાન્ય વાતોમાંથી પણ પ્રાપ્ત થઇ આવશે, યોગ્ય કાલે યોગ્ય જ્ઞાન તમારે હાથ આવ્યા વિના રહેશે નહિ; તમારી દૃષ્ટિજ કોઇ દિવ્ય પ્રકારે ખુલી જશે. વ્યાધિ, જડતા, સંશય, પ્રમાદ,

આલસ્ય, વિષયભોગેચ્છા, વિપરીત જ્ઞાન, ચંચલતા, અસ્થિરતા, એ નવે ચિત્તવિક્ષેપ જે યોગસૂત્રમાં ગણાવ્યા છે તે રહશે નહિ અને આગળની જે શમાદિષટ્સંપત્તિ તે પ્રાપ્ત કરવાને તમે સર્વ રીતે યોગ્ય થઇ શકશો (આગળ ચાલુ)

---

મુહુ

## મારું જીવન ચરિત.

(અનુસંધાન ગતવર્ષ પૃષ્ઠ ૨૭૩ થી)

### પ્રકરણ ૪.

### હરસુખરાયની ચિંતા.

સત્તાવનનો બળવો હવણાંજ શમી ગયો હતો. એ સમયની દોડાદોડ ચિંતા, ભયભીતતા, બધા તાજા ને તાજાં હતા. દેશમા શાન્તિ થવા લાગી અને સરકારનો પગ પાછો ધીમે ધીમે જામતો ગયો તેમ તેમ બળવામા કોણે કોણે ભાગ લીધો હતો, કોણે કોને કેવી મદદ કરી હતી, તેની તપાસ લેવાતી હતી. સરકારનો પક્ષ કરનારને જાગીરો, ઇનામો, ઇલકાબો બક્ષાતા હતા, વિરુદ્ધ રહેનારને કેદ, દંડ, પદભ્રષ્ટતા, ફાંસી, તોપ એ અને એવાંજ ભયપ્રેરક સાધનોને સ્વાધીન કરવામા આવતા હતા ઠેકાણે ઠેકાણેથી હથીઆરો છોડાવી લેઈ રૈયતને હથીઆર વિનાની કરી નાખવાની યોજનાઓ પ્રચલિત હતી આખા આર્યાવર્તની એ-ક શહનશાહતનો છેવો ફરજંદ પણ બળવાના આરોપમાં આવી જઇ તોપને મોઢે ચૂરો થઇ ગયો હતો; મુગલાઇનું નિકંદન થઇ ગયું, ત્યા બીજા રાજા, રજવાડા, નિઝામ, નવાબ, સુલતાન આદિ થરથર કંપે એમાં તો આશ્ચર્યજ શું ! દેશમા જ્યારે આવી અવ્યવસ્થા પેદા થાય છે ત્યારે રૈયતને બે પાસાથી દુઃખ થાય છે એક નવા અમલ બેસાડનાર તરફથી, તેમ બીજું અંદર અંદરના કજીયા કંકાસ અને ભૂખમરાનાને ગરીબાઇના ભોગ થઇ પડેલા નિર્દય લૂટારા તેમના તરફથી, એમ બેવડું દુઃખ પેદા થાય છે ચાડીઆ, ચુગલખોર, દ્વેષી, લુચ્ચા, ખટપટીયા, સ્વાર્થી, તેમનું પ્રબળ વધે છે. અને અમલદારોને મોઢે ચઢી તેવા લોક પોતાની અનેક ખાનગી કામનાઓ, અમલને મદદ કરવાને નિમિત્તે, પાર પાડતા ચાલે છે. પરદેશી રાજાને આ અડચણ ઘણુંમાં ઘણી નડે છે, ને લુચ્ચા લોક તેમની પાસે બહુ ફાવી શકે છે. તેમા વળી અવ્યવસ્થાને સમયે અમલદારો પણ છેક તલીયા સુધી તપાસ કરી ન્યાય આપવાને ખોટી થતા નથી, દાખલો બેસાડીને પોતાનો શક વર્તાવવાને તેઓ આતુર હોય છે, તેથી ગોબરાના માણસને વધારે સજ્જડ પકડે છે અને હલકો પાડવા કે હેરાન કરવા તત્પર રહે છે; દેશના અગ્રેસર અને પ્રતિષ્ઠિત ગણાતા લોકોનો દોર અને લાગવગ તોડી પાડી પોતાની સામેના એક જબરા બુરજને તોડવા જેવી નીતિ તેમાં સમાયલી ગણી છે.

પ્રમોદપુરનો નવાબ અત્યારે મ્હોટો વગવાળો, પ્રતિષ્ઠિત, અને વિશાલ રાજ્યનો ધણી હતો. હરસુખરાય જેવા પ્રામાણિક કારભારીની દૃષ્ટિ તે સર્વદા સ્વતંત્ર રીતે વર્તતો હતો, અને પોતે જાતે કસુર કરી ન હોય તો, સરકારને કે કોઇને પણ કસુર લાગી જશે તો શું થશે એવા ડરથી ખુશામદ કરવાને પોતાના સિંહાસન ઉપરથી હેઠો ઉતરતો નહિ. આવા સ્વ-

તેના ખવાસને હરસુખરાયની વૃત્તિ પણ સર્વ પ્રકારે અનુકૂલ હતી. રાજા અને મંત્રી ઉભયે માનપૂર્વક સ્વાતંત્ર્ય સાચવતા છતાં કોઇ વાર નમ્રતા, લાયકી, કે તાબેદારીના યોગ્ય નિયમોની બહાર જણાયા ન હતા. આનંદપુરની અંગરેજી છાવણીનો મુલક નવાબે સરકારને વગર મૂલ્યે બક્ષીસ કર્યો હતો, બળવાની વખતે ઘણાક અંગરેજોના જીવ પોતાના ગામમાં આશ્રય આપી બચાવ્યા હતા, પણ આગળ પડીને સરકારને મદદ કરવાની ખુશામદ કરવાનું તેણે દુરસ્ત ધાર્યું ન હતું. તે કહેતો કે સરકારને જોઇએ ત્યારે બધું આપણું રાજ્ય એમનુંજ છે, પણ પોતે ખાસ કરીને તેમ કહેવા ગયો ન હતો. આવી રીતભાતને લીધે, તથા નાના મહોટા સરકારી અમલદારોની મરજી પ્રમાણે વર્તવાનું ન બની શકવાને લીધે, નવાબ ઘણા વખતથી સરકારની આંખમાં આવી ગયો હતો. ખરી વાત તો આપણે જાણતા નથી, પણ એમ સાંભળવામાં આવતું હતું કે નવાબે બહારવટીઆઓને પાંચસો માણસનો ખર્ચ પૂરો પાડવાનું માથે લીધું હતું અને તે બાબતનો ખુદ નવાબના હાથનો કાગળ પકડાયો હતો. આ સમાચાર જાણવાથી હરસુખરાયને બહુ ચિંતા થઈ હતી, અને પોતાની હયાતીમાં નવાબને કાંઇ એબ લાગે તો આપઘાત કરીને મરવા સુધીના તેના મનમાં વિચારો આવી ગયા હતા. હરસુખરાય પોતાના ઘરમાં એક ખાનગી ઓરડામાં આનંદપુરની છાવણીના એક શિરસ્તેદાર સાથે બેઠો હતો.

"મુરારજી! તમે કહો છો તે શું ખરી વાત છે?" હરસુખરાયે અધીરા થઇ પૂછ્યું.

"હરસુખકાકા!" મુરારજીએ બહુ ગંભીરતા ધારણ કરી અમલદારીનું ડોળ બતાવવાનો યત્ન કરતાં કહ્યું "કચેરીમાં વાત ચાલે છે તે ખોટી ન હોય, તમારે તો ઘરમાં બેઠે બધી વાતો કરી તે કાંઇ થાય?" પણ પાછું 'કાકા'ના આગળ વધારે બોલાઇ જવાયું એમ સમજી જરાક સ્મિતપૂર્વક ઉમેર્યું "પણ હું તમારે માટે જે કહો તે કરવા તૈયાર છું."

"તમને પૂછવાથી બધી ખબર મળશે એમ જાણીનેજ મેં તમને બોલાવ્યા છે" હરસુખરાયે વાત કઢાવવાના ઇરાદાથી, વૃદ્ધતાનો પેચ ગોઠવી વાણીઆને ચઢાવ્યો.

"ત્યારે ખરી વાત શી છે તે તો મને કહો" વાણીઆએ યુક્તિ કરી.

"ખરી વાત તો પરમેશ્વર આવીને કહી જાય ત્યારે; બાકી અમે ના કહીએ ને તમે હા કહો તેમાં બળીયાના બે ભાગ એટલે ખરી ખોટી કરતાં કેમ વાર લાગે?" હરસુખરાયે આ શિરસ્તેદારને ખરી બાતમી ન આપવાના ઇરાદાથી મુત્સદ્દી જવાબ વાળ્યો.

"તોપણ કાગળની વાત ખરી કે ખોટી?"

"નવાબ સાહેબ તો સાફ ના પાડે છે."

"પણ તમે જાણતા નહિ હો; અહીં તો તમારા વિના બીજા કોઇને નવાબ કોઇ જાણતું નથી."

"મારા ધણી એમ છેક નિર્માલ્ય નથી, હું તેમનો દાસ છું; ને તેમના હુકમને તાબે છું; પણ મારે માથે લેવાથી એમનો બચાવ થતો હોય તો, લો એ કાગળ મેં લખ્યો છે ને નવાબ સાહેબ એમાં કાંઇજ જાણતા નથી એમ કહેવા હું તત્પર છું"

વાણીઓ તો આ નાગરના સપાટાથી સહેજ ખાઇ ગયો; પણ જરાક વિચાર કરી

ને બોલ્યો " એથી શો ફાયદો ? ઉલટાં છોકરા રઝળશે ને જગતમાં અપકીર્તિ થશે. "

" કીર્તિ અપકીર્તિ તો મારો અંતરાત્મા કરે તે ખરી, પણ જેનું લૂણ ખાધું છે તેનું હલાલ થશે એજ મ્હોટો સંતોષ છે. "

હરસુખરાયની દેહ સરકાર સુધી બહુ આબરૂ અને પ્રતિષ્ઠા હતી; ત્રણ પેઢીથી ચાલતી આવેલી દિવાનગીરીએ હરસુખરાયના ખાનદાનને બહુ લાગવગ વધારી આપી હતી. નવાબને અરપણું કરવાનું મન કરે, પણ કોઇએ અમલદાર હરસુખરાયને છેડવાની હીંમત કરનો નહિ. હરસુખરાયે ઘાત માથે લેવાનું આદર્યું ત્યારે હવે સાહેબ જે તજવીજ ચલાવે છે તેનો રંગ બદલાવાનો અને વાત વિપરીત થઇ જતાં કાં તો શાન્ત પડી જવાની અથવા એમાંથી બહુ ભયંકર પરિણામ નીપજવાનાં એમ મુરારજીના મનમાં સમજાઇ ગયું. તુરતજ મુરારજીએ કહ્યું: " હજી તો સાહેબ ચોકસી ચલવે છે, કાંઇ નક્કી થયું નથી. "

" પૂરાવો કોના તરફથી રજુ થાય છે ? " હરસુખરાયે અધીરા થઈ પૂછ્યું.

" આનંદપુરના કરમચંદ પારેખની પેઢીએ માણસો વધારે આવ જા કરે છે. "

" હાં ! કરમચંદ પારેખ ! " હરસુખરાયે બક્ષીની જગોએથી લાંચ લેવા માટે બરતરફ કરેલા કરમચંદનો વિચાર કરતાં ઉદ્‌ગાર કાઢયો; અને જાણે એવા માણસથી કાંઇ થનાર નથી એમ મનમાં નિશ્ચય થઇ ગયો હોય તેમ એકાએક કહ્યું " કાંઇ ફીકર નહિ; પણ મુરારજી ! તમે સારી રીતે સભાળ રાખજો, નવાબસાહેબ કોઇને નાહક તસ્દી આપતા નથી. "

" તેનો તો મને સારી પેઠે અનુભવ છે " મુરારજીએ નાહક તસ્દી નથી આપતા એ સાંભળી ખુશી થઇને કહ્યું અને વિશેષમાં વચન આપ્યું " કાકા ! કશી ફીકર ન કરશો, મારાથી જે બનશે તે કરવાને ચૂકીશ નહિ. "

આટલું કહી હરસુખરાયને સલામ કરી મુરારજી ચાલ્યો ગયો. હરસુખરાય બહુ ચિંતાગ્રસ્ત થઈ ગયો અને વિચાર કરવા લાગ્યો કે નવાબે કે મે કોઇને કાંઇ લખ્યું નથી છતાં આ કાગળની વાત કયાંથી પેદા થઇ, અને નવાબ સાહેબ ઉપર આ રીતે વેર વાળવાનું કોણે પેદા કર્યું. આવો વિચાર કરવા છતાં પણ નાગર બચ્ચો પાછો હઠે એમ ન હતું એટલે ધીરજ રાખી, શી રીતે શત્રુઓની સામે દાવ ખેલવો તેનો તર્ક કરવા બેઠો. એટલામાં મુરારજીને ગયો જાણી કમલાગૌરી તુરતજ અંદર આવી. (આગળ ચાલુ)

---

૪

## રાજ્ય.

## સ્વરાજ્ય.

આર્યાવર્તના લોકોને રાજકીય વ્યવહારમાં કેળવણી આપવાના ઉદ્દેશથી મહાન્ પ્રતાપી લોર્ડરીપને સ્થાનિક સ્વરાજ્યનો હક દેશીઓને આપ્યો છે. મ્યુનીસીપાલીટી અને લોકલફંડ એ બેની વ્યવસ્થા લોકોને પોતાના પ્રતિનિધિઓ દ્વારા કરવાની યોજના થઇ છે. ત્યાર પછી રાષ્ટ્રીય સભાના ભગીરથ પ્રયત્નને લેઇ ધારાસભામાં એકાદ પ્રતિનિધિ મોકલવાનો અને તે પ્રતિનિધિ થોડાક પ્રશ્ન કરી શકે એવો હક પણ મળ્યો છે. સ્થાનિક સ્વરાજ્યના ધોરણને અનુસરી કેટલાંક મુખ્ય શહેરોમાં આનરરી માજીસ્ટ્રેટની બેંચો પણ સ્થાપવામાં આવી છે.

આ વ્યવસ્થા કેટલુંક વર્ષ ચાલે છે, અને સર્વ ઠેકાણે કાંઇને કાંઇ રીતે તેનો અનુભવ કરવાનો પ્રસંગ વિચારવાન્ સુજ્ઞજનોને આવી ગયેલો છે. એનાથી કેવા લાભ થયા છે તે જોવાનો સમય હવે આવ્યો ગણાય તો તેમાં કાંઇ બાધ નથી. સર્વથી પ્રથમે મ્યુનીસીપાલીટી તેમ ધારાસભા તેમજ લોકલબોર્ડ એ સર્વમાં ચુંટણીનું ધોરણ દાખલ થયું છે તેનીજ કેવી અસર થાય છે તે જોવા જેવું છે. ચુંટણીના ધોરણની સર્વથી પ્રથમ અને વિચાર કરતાં દેખાઇ આવે તેવી અસર એ છે કે પ્રજાના સર્વ વર્ગના લોકોની સમાનતા થવાનો પ્રસંગ વારંવાર આણવો. મૂલની સ્થિતિ એવી હતી કે અંગરેજ સરકારનું રાજ્ય થવા પહેલાં પેશવાઇ કે મુગલાઇના સમયમાં ગામો અથવા પરગણાંના ઇજારા રખાતા હતા, અને તેવા ઇજારદારોના વર્ગના માણસો દેસાઇ, વતનદાર, અમીન, ઇત્યાદિ નામથી ઓળખાતા. એ સમય વીતી ગયો અને અંગરેજી હકુમત ચાલુ થઇ ત્યારે પણ આવા દેસાઇ, વતનદાર વગેરેને તેમની સ્થિતિ પ્રમાણે સરકાર માન આપતા હતા. તેમની જમીન જાગીર કાયમ રાખતા હતા, અને સરકારમાંથી તેમને જે કાંઇ મળતું તે આપતા હતા. અસલના વખતથી આ લોકો વેઠ, વહીવટ કરાવનારા, મુલકના હાકેમ તરીકે વર્તનારા, અને રાજ્યના પ્રતિનિધિ જેવા હોવાથી સ્વાભાવિક રીતે બધા વર્ણ ઉપર ઘણો લાગ વગ ધરાવી શકતા હતા. આ લાગવગ સરકારને પોતાને પણ અમલની શુરૂઆતમાં ઘણો ઉપયોગી થયો છે, કારણ કે પ્રત્યેક પ્રાંત, દેશ કે ગામના એવા મુખ્યને માત કરવાથીજ સરકાર એકંદરે પોતાનો દાબ સર્વ પ્રજા ઉપર બેસારી શકેલા છે. સ્થાનિક સ્વરાજ્ય થયું તે પહેલાંના વખત સુધી સરકારે આ વર્ગને ઘણાં સાર્વજનિક કામોમાં મોખરાનું માન આપેલું છે; ઇલકાબો બક્ષેલા છે, અને સ્ટેટયુટરી સીવીલ સર્વિસમાં પણ એવા ખાનદાનના ફરજંદોને દાખલ કરેલા છે. સ્થાનિક સ્વરાજ્યથી જે પ્રથમ અસર થઇ છે તે આ વર્ગની સ્થિતિ ઉપર થઇ છે. આવા વર્ગના લોકોને માટે જો કે સરકારે પોતાના હાથમાં કેટલીક નીમણુંકો રાખેલી છે તો પણ એકંદરે આવા લોકોની પ્રતિષ્ઠા જેવી પૂર્વે જળવાતી હતી, જીલ્લાના કે ઇલાકાના મુખ્ય અમલદારો જેવો સત્કાર આ વર્ગને પ્રથમે આપતા હતા તેવી સ્થિતિ હાલ, ગમે તે કારણોને લેઇને પણ, રહી નથી; અને આ વર્ગને પણ ચુંટણીની વખતે, જે તેમનાથી અનેક દરજ્જે દૂર હતા એવા વહીવટદારો, ઢેડ, ચમાર, કોળી, કાછીઆ આદિની પણ ખુશામદ કરવી પડે છે. ચુંટણીના ધોરણથી કરીને આખા દેશમાંથી આ જૂનો, વગવાળો, અને આગળ પડતો વર્ગ તે દબાઇ ચંપાઇ પાછળ રહેતો જાય છે, પોતાનો મરતબો ઓછો થયો માની આગળ પડવા ખુશી બતાવતો નથી. ચુંટણીના ધોરણથી મનુષ્ય માત્ર વર્ષમાં કે ત્રણ વર્ષમાં એક વાર પણ સર્વે સર્વેની સમાન છે એવો અનુભવ પામે તે વાત ઇષ્ટ છે કે અનિષ્ટ છે એ વિષે એકાએક મત આપવું બહુ જોખમકારક છે; પરંતુ એટલું તો જોઇ શકાય છે કે, જ્યાં સુધી આખા દેશ ઉપર છેવટ સત્તા તો બીજાનીજ છે અને ચુંટણીએ નક્કી કરેલા કોઇ પ્રકારના રાજ્યધોરણની કે કોઇ હાકેમની નથી ત્યાં સુધી આ વર્ગને નબળો પાડવામાં એકંદરે રાજ્યને પોતાને કે પ્રજાને પણ લાભ નથી.

લોકોને પણ આ વર્ગનો દાબ ઓછો થવાથી કોઇ મ્હોટો લાભ થયો હોય એમ લાગતું નથી. જ્યારે મ્યુનીસીપાલીટીઓનો કારોબાર કલેકટરના પ્રમુખપણાથી અને આ-

ગળ પડતાં જૂનાં કુટુંબોના પ્રતિનિધિઓથી ચાલતો ત્યારે જેટલી કાળજી અને ન્યાયબુદ્ધિ રહેતી તેટલી હાલના ચુંટણીના ધોરણથી રહે છે કે કેમ એ મ્હોટો સવાલ છે. હાલ તુરત આપણી પાસે સરખાવટ કરવાને આંકડા નથી; પણ એક શાળા ખાતાની વ્યવસ્થાજ આપણે જોઇએ તો સરકારના ઇન્સપેકટરો અને વગવાળા સ્થાનિક ગૃહસ્થોની કમીટી જે કરતી તે કરતાં મ્યુનીસીપાલ બોર્ડો વધારે કે સરું કરી શકતી જણાતી નથી; કેટલેક ઠેકાણે તો હતુ તે પણ સચવાયું છે કે નહિ એ પ્રશ્ન છે. સુરત, અમદાવાદ, મુંબઇ જેવાં મ્હોટાં શહેરોમાં કદાચિત્ બધી વ્યવસ્થા યથેષ્ટ અને પ્રથમ કરતાં લાભકારક હશે, પણ નાનાં ગામોમાં સ્વરાજ્યના ધોરણે બહુ લાભ કર્યો જણાતો નથી. લોકલફંડની વ્યવસ્થામાં જે ચુંટણીનું ધોરણ છે તે નહિ જેવું છે, અને તે બોર્ડનો કારોબાર પ્રાયશઃ કલેકટર અને તેના મદદનીશોની મરજી પ્રમાણે રહેવાથી ચુંટણીએ તેના વહીવટમાં અસલ કરતાં શો ફેરફાર કર્યો છે તે સમજી શકાતું નથી. અસલના વગવાળા ગૃહસ્થોને સ્થાને ચુંટણીમાં આવે તેવા ગૃહસ્થોને હાથે લોક અને સરકાર વચ્ચે કેટલું સમાધાન સચવાય છે એ પણ એક પ્રશ્ન છે.

વળી ચુંટણીના ધોરણને લીધે જે વૈર બંધાય છે, જે દ્વેષભાવ ઉભા થાય છે, તે છેક મ્યુનીસીપાલ બોર્ડોમાં, લોકલબોર્ડોમાં, ધારાસભામાં, તેમજ નાની કચેરીઓમાં, બજારમાં, ઘરના ખુણામાં અને સર્વત્ર બહુ બહુ પ્રકારના આડકતરા વેર ઇનસાફ અને કલેશને નીપજાવે છે

રાજ્યના વહીવટમાં લોકમતનું ધોરણ દાખલ કરવાથી કેવા ફેરફારો પડી જાય તે તો સુપ્રસિદ્ધ છે; રાજ્ય લોકમતને ધોરણે કેવું ઉત્તમ થાય તેના નમુના ઇંગ્લંડ અને યુનાઇટેડ સ્ટેટ્સ એ જાણીતા છે. પરંતુ આ દેશમાં તો રાજ્યમાં લોકમતનું ધોરણ દાખલ ન કરતાં માત્ર મ્યુનીસીપાલીટીઓ જેવા પંચાયત ખાતામાં તે ધોરણ દાખલ કરવાથી જૂની અને ઉપયોગી સત્તાનો ધ્વંસ, કામનો ગુંચવાડો કે બગાડો, અને સમાજના સ્નેહનો વિક્ષેપ એવાં ફલ પેદા થાય છે. આની સામે સ્વરાજ્યના લાભ પણ ગણવા જેવા છે, અને લોકો પોતે પોતાનું સંભાળતા થાય એ માટેની અતિ ઉપયોગી કેળવણીનો એજ રીતે આરંભ થાય છે એ બહુ અગત્યની વાત છે. હજી સ્પષ્ટ નિશ્ચય બની શકવાનો વખત દૂર છે, તો પણ આટલી વાત વચમાંજ કહેવાથી ચુંટણીના ધોરણને અનુસારે સુજનોને અનેક વિચાર કરતાં ઠીક પડશે.

ધારાસભાની ચુંટણીનો સમય પાસે આવતો જાય છે. જૂના દ્વેષો વીસારે પાડી, જૂની લાગવગવાળાની ઇર્ષા દૂર કરી, જે મહા ભારે જવાબદારી ધારાસભામાં જનારને માથે છે તે ઉપર વિચાર રાખી, તે જવાબદારી પાર પાડવાને કેવા કેવા ઉત્તમ ગુણો જોઇએ તેનો ખ્યાલ આણી, આવતી ચુંટણી વખતે આ દેશના સુજનો મન આપે તો સ્વરાજ્યના જે લાભ છે તે લેવાને આપણે ખરા નસીબવાન થઇએ. સ્વરાજ્યને લાભકારક કે હાનિકારક કરાવવું એ આપણા પોતાના હાથમાં છે; આપણે જો આપણી જવાબદારી સમજીએ અને યોગ્ય સ્થાનેજ આપણું મત આપીએ, તો સ્વરાજ્યનો હક આવસ્ય કરીને અતુલ લાભ આપનારો નીવડે; એથી ઉલટું કરીએ તો હાનિકારક થાય. પ્રશ્ન એજ છે કે એ કામ માટે આપણી તૈયારી છે.?

# સુદર્શન.

( તંત્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી. )

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

—*§*—

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૨. અંક ૨ ] ( માસિક ) [ નવેંબર. ૧૮૯૬

૧

## સાહિત્ય.

૧

### સીમા

( મળેલું )

મંદાક્રાંતા.

જોડ્યા જોડી, ત્રિપુટી કરી! ને ગુંડળી ચારની કે!
ને ક્યાંઇ તો રસિક દિલના કાફલા સાથ ચાલે;
એનાથી કે જરુર નહિ કો કંપતો તાર ભાસે-
એ વીણાના સ્વરથી સઘળો માર્ગ મીઠો બને છે.
ફેલાવોને દિલઉદધિની ઉર્મિઓ ઉછળે છે,
ઉર્મિ ઉર્મિ જરી અડકતાં ઐક્ય રૈવું ધરે છે!
જૂદા રંગો ભળી ગયા જતાં એક રંગી બને છે!
ને તેમાં તો નજર કરતાં ફાટ સાંધો દિસે છે.
મેળો મીઠો અરર પણ આ એક બે ચાર દીનો!
સીમા આવી! બસ અટકવું! કોઇનો તાર તૂટયો!
તૂટયો વા તે ઉતરીજ ગયો! મેળ પાછો મળે ના!
તાણો ખેંચો પણ નવ ચઢે! ધૂન એવી ગમે ના!
હું બોલું તે કબુલ કરવા દિલ તે 'ના' કહે છે!
હું જોઉં જ્યાં ગિરિ ચળકતો ખાડ તે ત્યાં જુવે છે!

કાંટા ખૂંચે મુજ ડુંગરની ગોદમાં આવતાં ને,
હું ખોલું ત્યાં અરર ઢળતી કેમ ભૂંછાય તેને !
સીમા આપી મુજ દિન તણા સોગતી દિલની ત્યાં,
એ દેખું તો મુજ હૃદયની સાથ ર' વિસ્તરે ના,
એ જોડાયું જગત સહ; ને બંધ આ તોડી ઉડે,
સીમા તેની, મુજ હૃદયના દૂરના અંતરે છે.
મ્હારી દૃષ્ટિ સમય વહતાં કાંઇ જૂદી થઇ છે,
તે દૃષ્ટિમાં વિકૃતિ સમયે કાંઇ જૂદી કરી છે;
ફાટા ફૂટયા આમ હૃદયના આંસુઓ ઉભટા છે,
'તે ક્યાં ! હું ક્યાં' અરર રડવું એજ ભાગ્યે લખ્યું છે.
એ સીમાની ઉપર પગલું દેઇ ઓળગશે એ !
ત્યાં તો સીમા મુજ જીવિતની આવશે વા જશે એ,
તેની સીમા ઉપર લટકું આમ બંધાઇ દોર,
દોરી તૂટે જીવિતના છના બંધ તો કેમ તૂટે !.
રેરે ! સીમા પ્રતિહૃદયની આમ જૂદી હશે શું !.
રે ! સીમાની ઉપર અટકું કોઇને રહેન ના શું !.
વીણા તારે બસુર બનતાં એજ કંપાવનાં શું !
રે ! સીમાએ કટુ વિષ ભર્યું આમ મીઠાશમાં શું !.

અનુષ્ટુપ.

કિંતુ મીઠી કવિતા છે સીમાએ પગ મૂકતાં;
રસધુનો ઉર્મિ ઉર્મિએ નાચે છે ઉર-નારદાં.

---

## ૨

## ગુજરાતી ભાષાનાં ઉત્તમ પુસ્તકોનું શતક.

( ભાષાંતર )

એક અંગ્રેજ વિદ્વાનના સો ઉત્તમ પુસ્તકોના ચાપેલા ટિપ્પણ ઉપરથી આપણી ગુજરાતી ભાષામાં તેવા પુસ્તકોનું એક શતક બનાવી પ્રજા સન્મુખ મૂકવાની હાલ ચાલેલી ચર્ચા ઘણીજ ઉપયોગી છે. પરંતુ માણસે આખી જીંદગીમાં ત્હારા સારાં સો પુસ્તકોજ વાંચવાં અથવા દરેક ભાષામાં તેટલાજ ઉત્તમ પુસ્તકો હોય અને તેટલાજ પ્રજા સન્મુખ મૂકવાથી કાંઇ વિશેષ લાભ થાય એવો સંભવ નથી. તેથી કરીને પુસ્તકોની સંખ્યા સોનીજ બનાવવી એ ઠીક નથી. ધારેલી સંખ્યા ન થવાથી ગમે તેવા ઉમેરણ્યો કરવા પડે અથવા વધારે થઇ જવાથી ગમે તેવા સારા બાતલ કરવા પડે, એવા આતુ બંધન નુ-

કસાન કરતા છે. મનુષ્યના ટુકા જીવનમાં પોતાની રૂચિને અનુકુલ તેમજ પોતાને અનુકૂલ ન હોય તો પણ વિદ્વાન્ વર્ગની પસંદગી મેળવેલાં અને તેથી જીવનને સાર્થક કરનારાં કયાં પુસ્તકો વાંચવા જેવાં છે તેનું ટિપ્પણ ઘણુંજ જરૂરનું છે. તેથી સોની સંખ્યાને બંધને ન રહેતાં વાંચવા યોગ પુસ્તકોની ટીપ મારી બુદ્ધિને અનુસાર મેં પણ આપવા પ્રયત્ન કર્યો છે. ઘણાંએ પુસ્તકો જોવામાં કે સાંભળવામાં અને વાંચવામાં ન આવ્યાથી તેને ગેર ઇનસાફ થવાનો સંભવ છે. એમ છતાં પણ ગુજરાતી ભાષાનાં બધાંજ પુસ્તકો કોઇ પણ વિદ્વાન્ વાંચીને આવું ટિપ્પણ બનાવે તેવો સંભવ નથી માટે જુદા જુદા લેખકો તરફથી થએલી સુચનાઓ પણ સર્વદા ઉપયોગી છે એમ ધારીને અત્રે મેં પણ એવું એક ટિપ્પણ આપ્યું છે.

બીજી બીના પણ ધ્યાનમાં લેવા જેવી છે. સર્વે મનુષ્યો કાંઇ સરખી બુદ્ધિનાં હોતાં નથી તેમજ પસંદ કરેલાં પુસ્તકો પણ ત્રણે વયને લાયકનાં હોતાં નથી. તેથી નાટકો વાર્તાઓ કે ધર્મનાં પુસ્તકો વાંચવાથી જે આનંદ અને જ્ઞાન ઉત્પન્ન થાય છે તે જુદી જુદી વયના પ્રમાણમાંજ હોય છે. ઉદાહરણ કે શાકુન્તલ નાટક યુવાવસ્થામાં વાંચવાથી જેટલો આનંદ કે લાભ થવાનો સંભવ છે તેટલો વાનપ્રસ્થ અવસ્થામાં નથી. તેમજ ઉત્તરરામચરિત આધેડ વયનાં માબાપો જેઓને સંતતિનું સુખ છે તેમના વાંચવામાં આવ્યાથી તેમને જે આનંદ કે જ્ઞાન થાય તે વિદ્યાર્થીઓને થવાનો નથી. તેવીજ રીતે સ્ત્રીઓ અને પુરૂષોને માટે પણ પુસ્તકોની પસંદગી જુદી જુદી જોઇએ. વાંચનારને કયાં પુસ્તકો ઉપયોગી છે તે દેખાડવાનો પ્રયત્ન કરવો હોય તોજ આ બધી કડાકુટ કામની છે. નહિ તો કયા ગ્રંથકારનાં કયાં પુસ્તકો વાંચનને યોગ્ય છે એટલુંજ દેખાડવાનો હેતુ એવાં શતકમાં હોય તો તો જે રીતે ટિપ્પણ આવે છે તેજ રીતી પુરતી છે.

આટલા વાસ્તે જે જે પુસ્તકો મારા વાંચવામાં કે સાંભળ્યામાં કે જોવામાં આવ્યાં છે તેમાંથીજ નીચેનું ટિપ્પણ આપ્યું છે. તેમાં કોઇ ઉત્તમ પુસ્તક કે ગ્રંથકાર રહી જાય તો તેને માટે મારૂં સંકોચિત વાંચનજ દોષપાત્ર છે. આ હેતુથી માત્ર પુસ્તકોનાં નામ અને કયી વયનાં સ્ત્રીપુરૂષોને તે ઉપયોગી છે તે દેખાડવાની યથાશક્તિ કોશીષ કરી છે.

| પુસ્તકનું નામ. | કર્તા | કયી વયનાં સ્ત્રી કે પુરૂષને વાંચવા યોગ્ય. | |
|---|---|---|---|
| પંચોપાખ્યાન. | વિષ્ણુશર્માનું સમાચાર પ્રેસનું | ત્રણે અવસ્થામાં | સ્ત્રી અને પુરૂષને |
| ઇસપ નીતિ | અંગ્રેજીનું ભાષાન્તર | ” | ” |
| સુદામા આખ્યાન | પ્રેમાનંદકૃત | ” | ” |
| નળાખ્યાન | ” | ” | ” |
| નરસિંહ મેહેતાની હુંડી | ” | ” | ” |
| ” મોસાળું | ” | ” | ” |
| ધ્રુવાખ્યાન | કાળિદાસકૃત | ” | ” |
| ઓખા-હરણ | પ્રેમાનંદકૃત | બાલવયમાં | સ્ત્રી પુરૂષોને |

| | | | |
|---|---|---|---|
| અરેબીઅન નાઈટસ | ગુજરાતી પ્રેસવાળુ | ત્રણે અવસ્થામાં | ” |
| કથા સરિતસાગર | સંસ્કૃતનું ભાષાન્તર | ” | ” |
| દયારામકૃત ગરબી-સંગ્રહ | કવિ દયારામ | યુવા વસ્થાનાં | ” |
| ” ભક્તિમાર્ગનાં પદ | ” | વૃદ્ધાવસ્થામાં | ” |
| ઋતુવર્ણન | સંસ્કૃત કવિ કાલિદાસનું. | યુવાવસ્થામાં | ” |
| ” | નર્મદાશંકર. | ” | ” |
| ” | દલપતરામકૃત | ત્રણે અવસ્થામાં | ” |
| શકુન્તલા | રા. ઝવેરીલાલનુ ભાષાન્તર | યુવાવસ્થાનાં | ” |
| વિક્રમોર્વશી | રા. રણછોડભાઇકૃત ભા૦ | ” | ” |
| ઉત્તરરામચરિત | રા. મણિલાલનું ભાષાન્તર | વૃદ્ધવસ્થામાં | ” |
| ભોજ પ્રબંધ | સંસ્કૃતનું ભાષાન્તર | ત્રણે અવસ્થામાં | ” |
| ફારબસ વિરહ | કવિ દલપતરામ | ત્રણે અવસ્થામાં | પુરૂષોને |
| રામાયણનો સાર | નર્મદાશંકર | ” | સ્ત્રી પુરૂષોને |
| મહાભારતનો ” | ” | ” | ” |
| ઇલિયડનો ” | ” | ” | ફક્ત પુરૂષોને |
| રાજ્ય રંગ | ” | ” | ” |
| રાસ માલા | રા. રણછોડભાઇનું ભાષા૦ | ” | ” |
| રાજસ્થાન | ટ્રોડનું ભાષાન્તર | ” | ” |
| કાઠીઆવાડ રાજ૦સ્થાન | ૦ | ” | ” |
| હિંદુસ્તાનનો ઇતિહાસ | હંટરકૃત ભા૦ | ” | સ્ત્રી પુરૂષોને |
| દેવાનંદનાં કાવ્ય | દેવાનંદ | ” | ” |
| ભગવદ્ગીતા | ભાષાન્તર | ” | ” |
| શ્રીમદ્ ભાગવત | ” | ” | ” |
| અસ્તોદય | રા. મનસુખરામે | ” | ” |
| લલિતાદુઃખદર્શક | રા. રણછોડભાઇ | ” | ” |
| ઉત્તર જયકુમારી | ” | ” | ” |
| મનુસ્મૃતિ | રા. ઝવેરીલાલનું ભાષા૦ | ત્રણે અવસ્થામાં | ” |
| યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ | રા. ડાહ્યાભાઇનું ભા૦ | ” | ” |
| પેરાડાઈસ લોસ્ટ | હિતેચ્છુ પ્રેસ વાળુ | યુવાન અને વૃદ્ધ | ફક્ત પુરુષોનેજ |
| શિક્ષાપત્રી | સ્વામી. સહેજાનંદ કૃત | ત્રણે અવસ્થામાં | સ્ત્રી પુરુષોને |
| બાઇબલનું ભા૦ | | ” | ફક્ત પુરુષોનેજ |
| મહંમદનું જીવનચરિત | શ્રી નારાયણવાળુ | ” | ” |

| | | |
|---|---|---|
| કેશવચંદ્રનું જીવન ” | ” | ” |
| જીવનપ્રભાત ” | ” | સ્ત્રી પુરુષ બન્નેને |
| સંન્યાસી ” | ” | ” |
| વિક્ટોરીયા રાણીનું જીવ. શ્રી કાબરાજીવાળુ | ” | ” |
| ” ગુજરાતી પ્રેસનું | ” | ” |
| જીવનસંધ્યા શ્રી નારાયણકૃત ભા૦ | ” | ” |
| દીલ્હી પર હલ્લો ગુજરાતી પ્રેસ | ” | ફક્ત પુરુષોનેજ |
| કરણઘેલો રા. નંદશંકર | ” | ” |
| વનરાજ ચાવડો. રા. મહીપતરામ | ” | ” |
| નિંદાખાનું મી. કાબરાજી | ” | ” |
| કૌતકસંગ્રહ મી. મરઝબાન | ” | સ્ત્રી પુરુષ બન્નેને |
| ચારિત્ર રા. મણિલાલ | ” | ” |
| માલતી માધવ ” | ” | ” |
| નારીપ્રતિષ્ઠા ” | ” | ” |
| નંદબત્રીસી કવિ સામળભટ | વૃદ્ધાવસ્થાનાં | ” |
| હરિશ્ચન્દ્ર રા. રણછોડભાઇ | ત્રણે અવસ્થાનાં | ” |
| કાદંબરી રા. છગનલાલ | ” | ફક્ત પુરુષોને |
| છોકરાં અને તેનું જતન - શ્રી નારાયણ | યુવાન અને વૃદ્ધ | ફક્ત સ્ત્રીઓને |
| મિથ્યાભિમાન નાટક કવિ. દલપતરામ | ત્રણે અવસ્થામાં | સ્ત્રી પુરુષ બંનેને |
| અર્થશાસ્ત્ર રા. અંબાલાલ | ” | ફક્ત પુરુષોને |
| ” રા. ચીમનલાલ | ” | ” |
| ગીતગોવિંદ ભા૦ રા. કેશવલાલ | ” | સ્ત્રી પુરુષોને |
| દયાનંદ સરસ્વતીનું જી૦ પોતે લખેલું | ” | ” |
| સત્યાર્થ પ્રકાશ પંડિત. દયાનંદ | ” | ” |
| મહારાજા લાઇબલ કેસ કરસનદાસ મૂળજી | યુવાન અને વૃદ્ધ | ફક્ત પુરુષોને |
| સંસ્કાર વિધિ પંડિત દયાનંદ | બાલ તથા યુવાન | સ્ત્રી પુરુષોને |
| પ્રાણવિનિમય રા. મણિલાલ | યુવાન વૃદ્ધાવસ્થાના | ફક્ત પુરુષોને |
| જાત મહેનત અંગ્રેજીનું ભાષાન્તર | ત્રણે અવસ્થાના | ” |
| ભારતાર્થ પ્રકાશ વેદ સભાવાળું | ” | સ્ત્રી પુરુષોને |
| સરસ્વતીચંદ્ર ભા. ૧ રા. ગોવર્ધનરામ | યુવાન અને વૃદ્ધ | ” |
| ” ભા. ૨ ” | ” | ” |
| હિંદ અને બ્રીટાનીયા ગુજરાતી પ્રેસ | ત્રણે અવસ્થાના | ફક્ત પુરુષોને |
| સાધન-વૈરાગન મુરાદઅલી | ” | ” |
| નવલ ગ્રંથાવલી રા. નવલરામ | ” | સ્ત્રી પુરુષ બન્નેને |
| જનરલ ગેરીબાલ્ડી બુદ્ધી.પ્રકાશનું | ” | ફક્ત પુરુષોને |

| | | |
|---|---|---|
| જનરલ વૉશીંગટન ભાષાન્તર | " | " |
| નન્દકુપ/પ્રકાશ વ્યાસ, ઇચ્છારામ | " | સ્ત્રી પુરુષોને |
| ઇંગ્લાન્ડની મુસાફરી મહીપતરામ રૂપરામ | " | ફક્ત પુરુષોને |
| પૃથ્વીપ્રદક્ષિણા દી૦ લક્ષ્મીદાસની કં૦ | " | " |
| ઇંગ્લાન્ડનો પ્રવાસ કરસનદાસ મૂળજી | " | " |
| વેન ચરિત્ર કવિ, દલપતરામ | " | " |
| અરણાખ્યાન " | " | સ્ત્રી પુરુષોને |

---

૩

## ગ્રંથાવલોકન

**અઢારમી સદીનું હિંદુસ્તાનઃ—*** "પાણીપત" એ નામ જેને કાને પડ્યું હશે અને તેની સાથે ઉત્પન્ન થતા વિચારોને વેગે જેના હૃદયને કોઇ વાર પણ આકલવિકલ કરી ઘડીભર પ્રેમ અને સ્વાર્પણના બે અશ્રુ પડાવ્યા હશે તેના મનને વિચારવાનું, સમજવાનું, ભૂત અને ભવિષ્યનો મુકાબલો કરી વર્તમાનમાંથી માર્ગ કાઢવાનું આ નાનું પુસ્તક વાંચવાથી ઘણું મળી શકે તેમ છે. આ લેખને ઇતિહાસ કહેવો કે કથા કહેવી એ સંશય ભરેલું છે તથાપિ અમે તો એને ઇતિહાસજ કહીશું જો કે ઇતિહાસ સત્યવાર્તાનો બનેલો હોય છે, કથાઓ કલ્પિત કે સત્ય અને કલ્પિતના મિશ્રણની બનેલી હોય છે; તથાપિ ઘણી વખત સત્ય પોતેજ કલ્પિતના કરતા વધારે વિલક્ષણ, વધારે આકર્ષક, વધારે બોધદાયક, અને વધારે મનોરંજન કરનારું હોય છે. આ વાર્તાનો વૃત્તાન્ત એવો હૃદયહારક છે કે જેમ રામના પરાક્રમનું વર્ણન ગાઇની પણ ભારતીને ભવ્યતા અને રસમયતા અર્પી શક્યું છે તેમ પાણીપતના રણરંગમાં ઇસવીસન ૧૭૬૧ ના પ્રારંભે આર્યદેશની જે લૂંટલૂંટ થઇ, મરેઠા અને મોગલોના કુસંપમાં તેમની વચ્ચે પાશ્ચાત્ય અંગરેજોનું ફાવી ગયું, સ્વાતંત્ર્ય ઉપર ગુલામગીરી ચઢી બેઠી, દેશહિતૈષી ધર્મરક્ષક શૂરાઓએ સ્વભૂમિના અને સ્વધર્મના રક્ષણમાં સર્વસ્વ હોમ્યું, તે ચિત્ર હરકોઇની કલમને જોશ આપવાને મર્યાદા સંપૂર્ણ, સતેજ, અને અવિચ્છિન્ન સુરેખ છે. મહાભારતના કાવ્યની ભૂમિ એવી ભવ્યજ છે.

ગ્રંથની વસ્તુમકલતા, ભાષા, વર્ણનશક્તિ, પાત્રાલેખના, ઇત્યાદિનો વિચારજ આ લેખને સંબંધે અપ્રસ્તુત છે એ ગ્રંથની વાર્તા કેવલ ઇતિહાસરૂપ છે, ને તેમાં સત્ય કે કલ્પિત એવો યમુના નામની એક સતીનો અતિસ્વલ્પ વૃત્તાન્ત ભેળવી સદાશિવભાઉને તેની પાસે શાપ દેવરાવી ભારતભૂમિમાં વ્યભિચારાદિ અનર્થ પેસવાથી તે ભૂમિ પાયમાલ થઇ ગઇ એવો ધ્વનિ સાધ્યો છે, તે બાદ કરીએ તો આખા વર્ણનમાં વસ્તુત બનેલા ઇતિહાસ કરતાં બીજી વાતજ નથી, એટલે સાહિત્યની દૃષ્ટિથી આ ગ્રંથને વિલોકવાનો અધિકારજ નથી.

---

* રચનાર Ljooh ગૂજરાતી પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઇ મૂલ્ય રૂ ૧—૮—૦ )

ઇતિહાસમાં પ્રાધાન્ય હકીકતનું છે અને તે હકીકતને વર્ણન કરવાની ચતુરાઈથી વાંચનારને જે અસર થાય તે ઉપર મુખ્ય લક્ષ રહે છે. આ લેખમાં જે હકીકત સમજાવવામાં આવેલી છે તે અવશ્ય બહુજ ઉત્તમ અને બોધકારક હોઈ ભારતભૂમિના અનાદિ ઇતિહાસમાંનુંજ એક પાનું હોય તેવી છે. જે પ્રકારે એ હકીકત હાલ લખાઇ છે તેજ પ્રકાર ઉત્તમોત્તમ છે કે તેથી સારી રીતે તે ન લખાઇ હોત એમ કહેવા જેવાં તો આ લેખમાં કોઇ વિશેષ નથી, પણ જે દેશસેવા બજાવવાની દૃષ્ટિથી આ પ્રયત્ન કરવામાં આવ્યો છે તે દૃષ્ટિ આ લેખના યોજનારને સંપૂર્ણ માન અપાવવાને પરિપૂર્ણ છે. અમારી ખાસ ભલામણ છે કે આ લેખ સર્વ કોઇએ બહુ લક્ષપૂર્વક વાંચવો અને આપણા દેશનો આ વિલક્ષણ ઇતિહાસથી વાકેફ થવું. પ્રત્યેક માણસ પોતપોતાના સંસ્કાર અનુસાર કલ્પના, વિચાર, અનુમાન, બાંધવાને સમર્થ છે; અમને નિશ્ચય છે કે આ લેખની આલોચના પછી એ બધી શક્તિઓને દીર્ઘ સમય ખોરાક મળ્યા વિના રહેશે નહિ; કદાચિત્ અનુકૂલ ભૂમિકામાં નિત્ય ફલનો પણ સંભવ છે.

---

૨

શુદ્ધ

૧

## સ્વાર્થ અને પરમાર્થ

સ્વાભાવિક રીતે અમુક મનુષ્ય કે કાર્ય સ્વાર્થી છે અથવા પરમાર્થી છે એમ કહેવાનો પ્રચાર પડેલો છે. 'સ્વ' અને 'પર' એવા અવયવ આ બે શબ્દોમા દેખી સામાન્ય પ્રાકૃત લોક એમજ અર્થ માને છે કે જેમાં 'સ્વ' એટલે પોતાને ઉદ્દેશીને કાંઇ પણ થતુ હોય તે 'સ્વાર્થ' અને 'પર' એટલે પારકાને ઉદ્દેશીને જે કાંઇ થતુ હોય તે 'પરમાર્થ', અને આવા પ્રકૃત અર્થમાં પણ અનેક પરંપરા અને અંશ ગાની સ્વાર્થના સ્થૂલ, સૂક્ષ્મ, સહજ, અધિક, આદિ વિભાગ પાડે છે, અને અલ્પ ઉદરંભરી જીવનથી માંડીને તે કેવલ પરાર્થેજ પ્રવૃત્તિમાત્રનો વ્યય કરનાર જીવન પર્યંત એકના એક સ્વાર્થનાં પગથીયાંની યોજના કરી છેવટના પગથીયાને પરમાર્થ એવું નામ આપે છે યદ્યપિ 'પરમાર્થ' એ શબ્દનો અર્થ 'પર' એટલે પારકાનો 'અર્થ' એવો થતો નથી, પણ 'પરમ' એટલે છેવટનો, ઉત્તમોત્તમ, મહાન્, 'અર્થ' એટલે 'હેતુ,' ઉદ્દેશ, 'સિદ્ધ કરવા યોગ્ય વાત' એવો થાય છે, તથાપિ જેટલુ જેટલું 'સ્વ' કહેવાય છે તે સર્વનો 'પર' ને અર્થેજ વ્યય કરવો એ કરતાં અધિક ઉત્તમ 'પરમાર્થ' પણ હોઈ શકનો નથી, એમ, 'પરમાર્થ' શબ્દના પ્રાકૃત અર્થમાંથી પણ ગર્ભિત આશય ફલિત થાય છે. રામકૃષ્ણાદિ મહાત્માઓએ સ્વમાત્રનેજ પોષનારા દુષ્ટ દૈત્યોનું દમન કરી પરજીવનમાં સ્વજીવન અનુભવાવનાર ધર્મની સ્થાપના સાધી સાધુઓના ઉદ્ધારાર્થે સંસારવિડંબનાના ભાગમાં ઉતરવા જેવો સ્વાર્થત્યાગ અને પરાર્થસ્વીકારરૂપ પરમાર્થ દર્શાવ્યો; બુદ્ધ મહાત્માએ નિર્વાણનો પણ સ્વીકાર ન કરતાં પોતાના સ્વ-રૂપ

જનતામાત્રના નિર્વાણ અર્થેજ પોતાનું નિર્વાણ થાય એમ, ઇચ્છી પરપ્રેમનું દર્શન કરાવ્યું; ક્રાઇસ્ટે જનમાત્રની સ્વાર્થ બુદ્ધિરૂપ પાપવિકારોનો ભાર પોતાને માથે ઉઠાવી વિશુદ્ધ જીવનની સ્થાપના કરવા સ્વપ્રાણાર્પણ કરી પરાર્થેજ સ્વપ્રવૃત્તિનો અન્ત સિદ્ધ કર્યો;—એ સર્વથી એમજ માનવાને કારણ છે કે 'પરમાર્થ' તે 'પરાર્થ'-માંજ સમાય, સ્વાર્થ ત્યાગમાંજ સિદ્ધ મનાય,' સ્વ-પર એ ભેદના અભાવમાજ પ્રત્યક્ષ થાય, તો તે યુક્તિયુક્ત અને સાનુભવ છે. પ્રકૃત વિચારને સસ્કૃત સુક્તિ પણ આમ અનુમોદન આપે છે.

'સ્વ' એવો ભાવ અત્યારે અતિ સકુચિત પ્રદેશને દર્શાવે છે, મનુષ્યે મનુષ્યે એ 'સ્વ' નો અર્થ થોડા ઘણો પણ ભિન્ન ભિન્ન રહે છે; એ પ્રદેશ અને એ અર્થ જ્યારે એટલો વિસ્તાર પામે કે 'સ્વ' થી ભિન્ન એવું જે કાંઇ મનાય છે તે પણ એ 'સ્વ' માંજ છે, એમ લાગે ત્યારે 'પરમાર્થ' સાનુભવસિદ્ધ થયો કહેવાય. એવો પરમાર્થ સિદ્ધ થવાને અર્થેજ આખા વિશ્વની પ્રવૃત્તિ છે. ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચાર પુરુષાર્થ મનાય છે, એટલે કે પુરુષ જે જીવ તેને સંસારમા આવીને સિદ્ધ કરવાનું છે તે એ ચારમાથી એક છે. ચારમાંથી એક કહેવા કરતાં એમજ કહેવું ઉચિત છે કે એ અર્થોને સિદ્ધ કરતે કરતે મોક્ષ પર્યંત વિસ્તાર પામવો એ, એકજ પરમ પુરુષાર્થ છે જે પરમ પુરુષાર્થ તેજ પરમાર્થ છે. મોક્ષ એટલે જે કાંઇ અત્યારે 'સ્વ' એવા બધનરૂપ હોઇ સંકોચ, ભય, શંકા, કૃપણતા, રાગ, દ્વેષઆદિનું નિમિત્ત છે, તેનો વિચારે કરીને અત્યંત વિલય થઇ જતાં, ભેદરહિત, નિઃશંક, નિર્ભય, જીવનનો પ્રેમમય અનુભવ આવે તે, એમ સર્વ કોઇ પ્રમાણ કરે છે 'સ્વ' એવું જે સકુચિત જીવન તે વિસ્તાર પામતે પામતે 'પર' થઇ રહે એજ ત્યારે મોક્ષનું તાત્પર્ય છે. સ્થૂલપ્રવૃત્તિથી કે સૂક્ષ્મ વિચારાદિથી પણ 'સ્વ' ને સ્થાને 'પર' ની સ્થાપના થઇ જાય, સંકલ્પ માત્રથી ઇચ્છેલું પરહિત પણ સિદ્ધવત્ થઇ શુભ વિસ્તારનાર નીવડે એવું સામર્થ્ય આવી જાય, તેજ પરમાર્થ પહોચ્યાની સાર્થકતા છે.

સ્વાર્થ અને પરમાર્થનો વિવેક કરતાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ ઉપર લક્ષ કરી ઘણાક જનો પ્રવૃત્તિમાત્રને સ્વાર્થરૂપ અને કલેશાદિ દોષનું નિદાન માને છે; નિવૃત્તિને પરમાર્થરૂપ અને પરમાનંદનું સ્થાન સમજે છે. આવો વિવેક યથાર્થ છે, પણ તેમાં કાંઇક સમજનો વિપર્યય, પ્રાકૃત જનોને, થયો હોય એવો ભાસ જડી આવે છે. 'કાઇ પણ કરવું' એ પ્રવૃત્તિ અને 'કાંઇ ન કરવું' તે નિવૃત્તિ એ સ્થૂલ અર્થ યોગ્ય છે; અને બાહ્યાકારે કાંઇજ ન કરતા હોય એમ ભાસતા મહાત્માઓ પ્રવૃત્તિને અત્યંત અટકાવી નિવૃત્તિમાંજ માહાત્મ્ય પામી રહ્યા છે એવી સામાન્ય જનોને કલ્પના થાય એ પણ વાસ્તવિક છે. પરંતુ કાયિક પ્રવૃત્તિ કે માનસિક કામનાઓ અટકાવવામાંજ તે નિવૃત્તિનું પર્યવસાન નથી એમ સૂક્ષ્મ વિવેક સમજનારા કહી શકશે. નિવૃત્તિમય ભાસતા મહાત્માઓ પણ સિદ્ધ સંકલ્પ હોઇ, જે કાર્યને અર્થે પ્રાકૃત જીવોને ભગીરથ કાયિક વ્યાપાર આદરવો પડે છે, તેવાં કાર્યો ઇચ્છામાત્રથાજ સાધી લે છે. અને તે ઇચ્છા સર્વદા શુભકરી, શ્રેયસ્કરી, કલ્યાણવાહિની હોય છે; તેનો પ્રવાહ ધર્મસ્થાપના, દુષ્ટદમન, આદિ એકાગ્ર પરમાર્થજન્ય માર્ગમાંજ વહે છે. તેવા મહાત્માઓ કલ્યાણપુંજ રૂપ, કલ્યાણપ્રદીપ રૂપ છે. આમ હોવાથી નિવૃત્તિમય

આપનું જ્ઞાન પણ યદ્યપિ બાહ્યાકારે નિવૃત્તિરૂપ છે તથાપિ આંતર દૃષ્ટિથી પ્રવૃત્તિમયજ છે. વ્યવહારનું વ્યવહારત્વ એટલામાંજ છે કે પ્રત્યેક શુભ વાતનું અનુકરણ કરતાં તે વાતના હાર્દનો ત્યાગ કરી આકારમાત્રનુંજ ગ્રહણ કરવામાં કૃતાર્થતા માની પોતાને અને જગત્‌ને પ્રતારણામાં દોરતા રહેવું. એ વ્યવહારદૃષ્ટિએ નિવૃત્તિને જોનારા પોતાની કાયિક માનસિક પ્રવૃત્તિમાત્રને મેકી દેઈ નિશ્ચેષ્ટ પડયા રહેવામાં કે પરપિંડોપજીવી થવામાંજ માહાત્મ્યની પ્રાપ્તિ સમજી લે છે, અને તેવા ધોરણથી સ્વાર્થ પરમાર્થનો વિવેક કરવા જાય છે. પરંતુ જેને શ્રીકૃષ્ણ મહાત્માએ ગીતામાં "મિથ્યાચારી" કહ્યા છે તે પણથી તેવા જનો બાહ્ય નથી, અને જેને તેઓ પરમાર્થરૂપ નિવૃત્તિ સમજે છે તે તો વાસ્તવિક રીતે સ્વાર્થમય પ્રવૃત્તિજ છે.

સર્વદા શુભ અને કલ્યાણનીજ ભાવના મનમાં ઉદય પામેલી રહે, તેમાં વિક્ષેપ ઉપજાવનાર કોઈ પણ વાસના પ્રાદુર્ભાવ પામે નહિ, અને તે શુભ ભાવના સર્વદા સિદ્ધ થયાં જાય એવું તે ભાવનાના સંકલ્પમાં બલ આવે તેને અર્થે પ્રવૃત્તિ એટલે કાયિક પ્રવૃત્તિ અટકાવી—ઘરબાર પુત્ર દારાદિનો ત્યાગ કરી, શિખા સૂત્રાદિ છોડી દેઇ—પરપિંડોપજીવિત્વરૂપ નિવૃત્તિને ધારણ કરવી એ પ્રવૃત્તિ કરતાં પણ અધમ સ્થિતિ છે. પ્રવૃત્તિપરાયણ સ્વાર્થી મનુષ્ય તો સ્વાર્થની સાથે કાંઇક પરાર્થ સિદ્ધ કરતો જશે, પરંતુ જે આવી નિવૃત્તિનો આદર કરવામાં પરમાર્થ સમજે છે, તે તો માત્ર પોતાના ઉદરનો નિર્વાહ કરવા તથા પોતાને જે કર્તવ્ય પ્રારબ્ધે સોંપ્યું છે તેને ટાળવાનો પ્રયત્ન કરવાજ મથે છે અને એમ સામાન્ય સ્વાર્થી મનુષ્ય કરતાં પણ અધમાધમ સ્વાર્થમાં ઉતરે છે. વાસ્તવિક તત્ત્વ એ છે કે શુભ અને કલ્યાણ તે પોતાનુંજ નહિ પણ સમગ્ર વિશ્વનું શુભ અને કલ્યાણ જેથી થાય એવી ભાવનાને અવલંબી તે ભાવના સિદ્ધ થાય તેવું બલ પણ તે ભાવનાનાં સંકલ્પમાં ઉમેરી લેવું એ પરમ પુરુષાર્થ અથવા પરમાર્થ છે. આ પ્રકારની શુભ ભાવના પ્રાપ્ત કરવામાં અને આ પ્રકારનું બલ ઉત્પન્ન કરવામાંજ માણસને પરમાનંદની અને પરમાર્થની પ્રાપ્તિ છે. આવી ભાવના અને આવું બલ માણસ શી રીતે પ્રાપ્ત કરી શકશે? એમ ધારો કે માણસ એક સાધારણ ગૃહસ્થ હોઇ કુટુંબવાળો ધંધાદારી પ્રતિષ્ઠિત પુરુષ છે; એને પરમાર્થવૃત્તિ સારા સંસ્કારને બલે પેદા થતાં તે એકાએક વ્યાપાર બંધ પાડી સ્ત્રીપુત્રાદિનો ત્યાગ કરી ધંધો બંધ પાડી એકાન્તનો આશ્રય કરે, કે ને પરપિંડોપજીવી થાય છે, અથવા ધંધો બંધ કરી દેઇ પરમાર્થની વાતો કરવામાં ઉપદેશકનો ડોળ ધારણ કરી પરોપજીવી થઇ પડે છે. જે માણસ પોતાના પારબ્ધે આપેલું સામાન્ય કર્તવ્ય સિદ્ધ કરતા જેટલી પણ શુભ ભાવના રાખી શકતો નથી કે તે કર્તવ્યને પાર પાડવા જેટલું બલ ઉપજાવી શકતો નથી; સંસારમાં સુલભ એવાં સંકટ વિપત્તિ રોગ કલહાદિથી પરાહત થઈ શુભ ભાવના કે આત્મબલને કેળવી શકતો નથી; તે માણસ એકાન્તનો આશ્રય કરી પરમ પુરુષાર્થ સિદ્ધ કરવા બેસે કે મહોટો ઉપદેશક થઇ પરમાર્થની ને વેદાન્તની વાતો કરે તો તેવા તેના બેસવાથી કે તેવી વાતોથી પરમાર્થ શા પ્રકારે સિદ્ધ થવાનો છે? ત્યાગ કરીને એકાન્તમાં બેસનાર તો કેવલ પોતાનાં દુઃખ વિપત્તિ આદિ ઉપર તિરસ્કાર રાખી કોઇએ બતાવેલાં ધ્યાન, પ્રાણાયામાદિ કરવા બેસતાં ઉલટો વધારે જડ, વધારે સ્વાર્થી, અને વધારે કૃપણ થઇ જશે; અને પારબ્ધે જે વિટંબના-

ઓ તેને માટે નિર્મી હશે તેમાંથી તો કોઇ પ્રકારે મુક્ત થશે નહિ. ઉપદેશકનું કૉળ રાખી પરમ પુરુષાર્થ સાધવાની ઇચ્છા કરનાર તો માત્ર પોતાનામાં જે કાંઇ હોય તે બલને ક્ષીણ કરે છે અને પરોપજીવી થઇ પારકા પિંડથી ઉદર ભરતા પારકા પ્રારબ્ધનો પણ સભાગી થાય છે. શુભ ભાવના અને આત્મબલ એજ પરમાર્થ હોય અને એનેજ મોક્ષ કહેવાતો હોય તો તે અર્થે તો માણસે પોતાનું જે કર્તવ્ય હોય, પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થયેલી સ્થિતિમાં જે કર્તવ્ય હોય, તેને પાર પાડવામાંજ તે શુભ ભાવના અને તે આત્મબલ ઉપજાવવાં, કેળવવાં, વાપરવાં, વધારવાં, અને પરમાર્થ પર્યંત લેઇ જવાં स्वधर्मे निधनं श्रेयः એમ શ્રીકૃષ્ણ પરમાત્માએ એજ હેતુથી કહેલું છે. પોતાની સ્થિતિથી છૂટી જવાનો વ્યર્થ પ્રયાસ કરવામાં તો વાણીવિલાસ, કૃપણતા, સ્વાર્થ, એ વિના બીજું કાંઇ સિદ્ધ થતું નથી. ત્યાગ સંન્યાસાદિ પણ એમ ક્રમિક વિકાસ રૂપે પ્રાપ્ત થાય છે. જે બલ સ્વાર્થને પણ પાર પાડી શકવા અસમર્થ છે તે બલ કદાપિ પણ મોક્ષની ભાવનાને સિદ્ધ કરવા સમર્થ થવાનું નથી. સ્વાર્થીમાં સ્વાર્થી માણસ પણ સ્વાર્થ સિદ્ધ કરવામાં જે આત્મબલનો વ્યય કરે છે, તેજ બલ છેવટના પરમ પુરુષાર્થરૂપ મોક્ષપર્યંત પહોચાડનારું છે, માત્ર તે બલને કીયે માર્ગે વાપરવું એટલોજ વિચાર છે. એક સ્થિતિ મૂકી બીજી લેવી, બીજી મૂકી ત્રીજી લેવી, એવી અસ્થિરતા અને ચંચલતાથી તે આત્મબલનો વ્યય યથાર્થ રીતે કે યોગ્ય માર્ગે થવાનો નથી, માત્ર ક્લેષ દુઃખ અને સ્વાર્થ—અધમ નીચ સ્વાર્થ—વિના બીજું મળવાનું નથી.

સ્વાર્થ પરમાર્થનો આવા પ્રકારે વિવેક કરી બતાવવામાં હેતુ એ છે કે આધુનિક સમયમાં જનસમાજની વૃત્તિ ધર્મવિચાર ઉપર જે શુભ પ્રકારે વળી છે તેનાથી અયોગ્ય સમજણને લીધે જે અનેક અનર્થો અગારા જેવા સાંભળવામાં આવ્યા છે તેનો યથાર્થ વિવેક સમજવામાં આવે. કેટલાક યુવકોને કેવલ જડ જેવા, શૂન્ય, અને તે શૂન્યતામાં આત્મપ્રકાશના તેજને સ્થાને અત્યંત અજ્ઞાનનો અંધકાર જામી ગયેલો એવા જોઇ આમને સ્વાર્થ પરમાર્થનો વિવેક સમજાવનાર તેમના ગુરુ ઉપર અત્યંત ખેદ પેદા થયો છે. કેટલાક આવી જડતાએ પહોચી તેની પાર જઇ માત્ર ગાંડાજ થઇ ગયા છે, કેટલાક મરી પણ ગયા છે, ને તેવા ઉપદેશકોની પાપપ્રવૃત્તિનાં પ્રત્યક્ષપ્રમાણ અનેક કુટુંબીઓને પોતાનાં કોમલ બાલકો પરત્વે સચિંત કરવાને પૂરતાં થયાં છે. કોઇ કોઇ સુવિનીત બુદ્ધિમાન્ તરુણો પણ એવી કૃપણના અને સંકુચિત વૃત્તિના ભોગ થઇ પડ્યા છે કે આત્મભાવના અને બ્રહ્મભાવ પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ રાખવા છતાં, તે ઉદ્દેશની વાતો ઉચ્ચારતાં છતાં, તે ઉદ્દેશ સિદ્ધ કરવાના સાધનરૂપે દ્વેષ, નિંદા, કૃપણતા, સંકોચ અને ભેદ વિના બીજું કશું વાપરી શકતાજ નથી. કોઇ કોઇ જનો એમજ ભ્રાંતિમાં પડ્યા છે કે મોક્ષનો દરવાજો તો આસન મારીને પ્રાણાયામ તાણતે તાણતેજ ઉઘડી જવાનો છે; કોઇ કોઇ વેદાન્તની વાત માત્રથીજ કૃતાર્થતાનો રસ્તો હાથ થવાનો ધારી લે છે. આવી વ્યર્થ અને વ્યર્થ કરતાં પણ વધારે હાનિકારક પરમાર્થની પ્રવૃત્તિમાં પડી અનેક યુવકો ઉગતા વય, બુદ્ધિ, અને પરાક્રમનો અસદ્વ્યય કરે છે; મહાકાર્યસાધક શક્તિના અંકુરને મૂલમાંથીજ બાળી નાખી આ જન્મ લીધાનો આખો ફેરોજ ફોકટ કરી નાખે છે; તેમને સ્વાર્થ અને પરમાર્થનો સ્પષ્ટ વિવેક સમ-

જાળવવાને તેમનાં ગુરુજનોએ થાય તેટલો આયાસ કરવો જોઇએ. પ્રત્યેક ગૃહસ્થનું કર્તવ્ય છે કે તેણે યથાર્થ વિવેક કરવો કરાવવો અને તેમ કરવામાં બનત કહી તેવી વિચારયોજના ઉપયોગમાં લાવવી.

---

## ૩

## રાજ્ય

**૧. આવતી કોન્ગ્રેસમાં ચર્ચાવાના વિષયો:—** (૧) મહારાણી કૈસર-ઇ-હિંદ તેમને રાજ્ય કરતાં સાઠ વર્ષ પૂર્ણ થયાને માટે અભિનંદન આપવું. (૨) કોન્ગ્રેસના બંધારણ વિષે નિયમો ઘડવા. (૩) આખા દેશમાં જે દુકાળ જારી થયો છે તેને માટે સરકાર પાસે, દુકાળનું વિમા ફંડ જે આગળ થયેલું છે, તે તાજુ કરાવી તેનો ઉપયોગ કરાવવો. (૪) ઇલાકેદાર સરકારને વાર્ષિક ખરચનો ઉચક આંકડો હિંદી સરકાર ઠરાવી આપે છે તેની સારી વ્યવસ્થા કરાવવી. (૫) દેશની વધતી જતી ગરીબાઇ વિષે વિચાર ચલાવવો. (૬) મ્હેસુલ અને ફોજદારી ન્યાય કરવાનું કામ એોના એક મામલતદારો કરે છે તે બન્ને કામ જુદાં પડાવવા તજવીજ કરવી. (૭) સીવીલસર્વિસની પરીક્ષા આ દેશમાં પણ લેવાય તેવી માગણી કરવી. (૮) યુનિવર્સિટીઓનો સુધારો કરાવવા માગણી કરવી. (૯) કેળવણી ખાતાની ઉપલા વર્ગની નોકરીમાં દેશીઓ દાખલ થઇ શકતા નથી એવું તે નોકરીનું જે બંધારણ છે તેને સુધરાવવું. (૧૦) ધારાસભાના બંધારણ અને નિયમો વિષે વિચાર કરી સવાલ પૂછવાનો જે હક છે તેનો વધારે ઉપયોગ શી રીતે થાય તે સૂચવવું. (૧૧) ફોજદારી ઇનસાફ વખતે પંચ રાખવામાં આવે છે તે વિષે વિચાર કરવો. (૧૨) વૈદક ખાતાની નોકરીની પદ્ધતિમાં સુધારા. (૧૩) આફ્રિકામાં વસતા દેશીઓની હરકતો વિષે વિચાર કરવો (૧૪) પાછલા ઠરાવોને પુનઃ મંજુર કરવા વગેરેનો એક સર્વગ્રાહી ઠરાવ કરવો. (૧૫) પરિષદ્‌ના વિસર્જન સમયના રીતસર ઠરાવ કરવા.

**૨. સંસારસુધારાસમાજ:—** રાષ્ટ્રીય પરિષદ્‌ની સાથે સાથેજ જે સંસારસુધારાસમાજ મળે છે તેમાં થવાનાં કામોની ટીપ આ પ્રમાણે જણાવવામાં આવી છે. (૧) સ્ત્રી કેળવણીના વધારા માટે યત્ન કરવો. (૨) એક કરતાં વધારે સ્ત્રી કરવાના વહીવટ સામે તેમ કુલવાન હોવાને નિમિત્તે જે અગવડો પેદા થાય છે તે સામે વિચાર કરવો. (૩) જળમાર્ગે મુસાફરી કરવાનો તથા હિંદુસ્તાન બહાર જવાના સવાલનો વિચાર કરવો. (૪) પુનર્વિવાહ. (૫) ધર્માદાયની વ્યવસ્થાની સુધારણા. (૬) ચારિત્રવિશુદ્ધિના અંગરૂપે મદ્યનિષેધનો વિચાર. (૭) મ્હોટી નાતોનાં નાનાં તડોં જે કન્યા આપતાં લેતાં ન હોય તે એક થાય તેવી યોજનાનો વિચાર. (૮) વરાનાં ખર્ચ ઓછાં થાય અને પુત્ર તેમ પુત્રી ઉભયની લગ્ન કરવાની ઉમર હજી પણ વધારી શકાય તે વિષે વિચાર. (૯) હિંદુ ધર્મ છોડી બીજા ધર્મમાં ભળી ગયેલાને પુનઃ હિંદુ ધર્મમાં દાખલ કરવા વિષે વિચાર. (૧૦) ઢેડ ભંગી મુગેરે અંત્યજવર્ગોનો હિંદુ સાથે સંબંધ.

**૨. દુકાળનું ભય અને આપણું કર્તવ્ય:—** આ વર્ષે ચોમાસાની મોસમમાં વરસાદ એટલો બધો પડ્યો કે એકીવારે ઘણું પાણી પડવાથી વાવેતર કોહી ગયાં; અને જે વાવેતરો બચી ગયાં અથવા વધારે વર્ષાદથી પોષણ પામે તેવા પ્રકારનાં હોઇ કાયમ રહ્યાં તે બધાં પાછળથી વરસાદ ન થવાને લીધે સૂકાઇ ગયાં. જાર, બાજરી, ડાંગેર, કોદરા, આવટો, એનો પાક ઓછો આવ્યો એટલુંજ નહિ પણ તમાકુ વગેરેનું રોપાણ થઈ શક્યું નહિ અને જમીન સુકી પડી જવાથી ઘઉં ચણા વગેરેનો પણ સારો પાક થવાનો સંભવ નથી. જમીન બહુ કોરી પડી જવાથી કપાસ વગેરેને પણ ઉધઇ લાગવા માંડી છે. ચોમાસાની શરૂઆત બહુ આશા ભરેલી હોવાથી વેપારીઓએ નવા પાક ઉપર દૃષ્ટિ રાખી માલ વેચી નાખ્યો, અને પાક આવ્યો નહિ, તેથી અનાજ મોંઘાં ભાવ, આખા હિંદુસ્તાનમાં પ્રથમ કરતાં બમણા કે તેથી પણ વધારે ચઢી ગયા છે. હજી શીયાળુ પાક વગેરેની આશામાં અને થોડું ઘણું પણ મહેનત મજુરીનું ગુજરાન મળવાથી ગરીબ લોકો સબુરી કરી રહ્યા છે, પણ ઉનાળો આવતાં દેશની સ્થિતિ ઘણીજ વિષમ થઇ પડવાનું સંપૂર્ણ ભય છે. અત્યારે પણ ઉત્તર હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં તથા કહીં કહીં દક્ષિણમાં પણ અનાજની લૂટ બર બજારમાં ગરીબ લોકો ચલાવે છે એવા સમાચાર આપણને વારંવાર મળતા રહે છે. સરકારે આવા દુકાળોની ધાસ્તી મટાડવા માટે, આજથી વીશ વર્ષ ઉપર ઇન્કમ ટેક્ષ નાખી દુકાળના વિમાનું ફંડ ઉભું કર્યું હતું, પણ તે ફંડ તેમણે વાપરી નાખ્યું છે, અને હવે આ દુકાળને પ્રસંગે તેઓ માત્ર આશ્વાસનનાં વચનો સિવાય બીજું થોડુંજ કરી શકે છે. છતાં ઠેકાણે ઠેકાણે તગાવી આપવાની રકમોમાં સરકારે વધારો કર્યો છે, પાણી પાવાની છૂટ આપી છે, અને ખાનગી સાહસથી પણ કોઇ ખેતીને ઉપયોગનાં ખોદાણ બાંધકામ વગેરે કરાવે તો તેને અનુકૂલતા કરી આપવાની કબુલત આપી છે, એ થોડી વાત નથી. ગામેગામ મહાજનોએ, અનાજ ભરી રાખવા તથા બહાર ન મોકલવા અને અમુક ઠરાવેલે ભાવે વેચવા છૂટા છવાયા ઠરાવો કરવા માંડ્યા છે. એકંદરે મામલો બહુ ભય ભરેલો જણાય છે અને ગરીબ લોકોની સ્થિતિ ઘણી દુઃખકારક થઈ પડવાનો સંભવ છે. આવા દુકાળો ઘણું કરી વીશ વીશ વર્ષે આપણા દેશ ઉપર આવી પડે છે, ને તે વખતે પાછલા દુકાળની સ્થિતિ સંભારી આપણે ચાલતા દુકાળ વિષે સાવધ થવાની જરૂર છે.

જે ગૃહસ્થોની પાસે ઇશ્વરકૃપાએ ગુજરાનનાં સાધનો છે અને પોતાના ગુજરાન કરતાં પણ ઘણું બચાવી શકવાની શક્તિ છે તેમની ખાસ ફરજ છે કે તેમણે આ વખતે પોતાની ધાર્મિક લાગણીનો અને દયાનો સંપૂર્ણ ઉપયોગ કરવો. આપણા લોકો ગાયનો જીવ બચાવવા, અને કીડીઓ તથા ગાંકણને ભેગા કરીને સાચવવા પાછળ લાખો રૂપીઆ વાપરી નાખે છે, કોઇ એક વરઘોડામાં કે નાતવરામાં હજારો ઉપર પાણી મૂકે છે, તો મનુષ્ય જેવા ઉત્તમોત્તમ આત્માની ઉપર દયા લાવવામાં પોતાના પ્રેમનો ભાવ ખર્ચવા માંડે અને અસહાય્ય અટકાવી મનુષ્યોને પોષણ આપવામાં પોતાના વિત્તનો અહીં સમયે ઉપયોગ કરે તો તેમને અનંત પુણ્ય થયા વિના રહે નહિ. આવો વ્યય કરવાના અનેક માર્ગ

છે, અને એક મહા સમૃદ્ધ ધનવાનથી માંડીને તે પોતાના કુટુંબનું ગુજરાન કરવા જેટલુંજ પેદા કરતો હોય, તેવા ગરીબ માણસ પર્યંત સર્વ કોઈ આ પ્રસંગે પોતાના જાતભાઈઓને મદદ કરવા કાંઇ ને કાંઇ કરી શકે એમ છે.

વગવાળા અને પૈસાદાર ગૃહસ્થોએ ઉઘરાણાં કરી ગરીબનું ગુજરાન થાય તેવી દુકાનો ઉઘડાવવી જોઇએ અને તે દુકાનેથી સસ્તે ભાવે અનાજ આપતાં જે ખોટ જાય તે ઉઘરાણામાંથી પૂરી કરવી જોઇએ.

એવી દુકાનેથી અનાજ મેળવી શકવાની ચીઠ્ઠી જેની પાસેથી મળી શકે તેવા કેટલાક પ્રતિષ્ઠિત અને દયાળુ ગૃહસ્થોની મંડળી ઠરાવીને પ્રત્યેકને ચીઠ્ઠી કાઢવાની સત્તા આપવી જોઇએ. એકી વખતે પાંચ શેર કરતાં વધારે અનાજ વેચવું નહિ અને ચીઠ્ઠી અઠવાડીઆ કરતાં વધારે મુદતની કરવી નહિ એવી વ્યવસ્થા હોય તો કામ સારી રીતે ચાલી શકે.

સસ્તે ભાવે લેવા ખુશી ન હોય પણ ઉધાર લેઈ જવા ખુશી હોય તેમની ધીરની ચોકશી કરી ઉધારે પણ આપવું જોઇએ.

એથી પણ અશક્તને મફત આપવાની વ્યવસ્થા થવી જોઇએ.

એવા પણ ઘણા લોકો હશે કે જે સાંજને આવે સસ્તે ભાવે કે ઉધાર કે મફત લેવા જઇ શકશે નહિ; ઘરમાં ને ઘરમાંજ ભુખે મરી જશે; તેવાં કુટુંબોની તજવીજ કરી તેઓની જાણમાં ન આવે તેવી રીતે તેમને ઘેર દાણા પહોચતા કરવા જોઇએ. આ ઠેકાણેજ હરેક માણસ એક બીજાને મદદ કરી શકે તેવી જગા છે. પોતાનાં સંબંધી, પડોશી, ગામવાસી, તેમના વિષે સર્વ કોઇને ખબર હોય છે; એટલે પોતે વધારે ન કરી શકે તો પણ, આખામાંથી કટકો રોટલો આવું શુભદાન કરીને અમુક રીતે પોતાના બંધુને આપી શકે એમાં સંશય નથી.

પોતાને ઘેર શુભ અશુભ પ્રસંગ આવતાં વરાનો અને બપૈકાનો ખર્ચ બંધ પાડી, ને ચાલે તેટલુંજ કરી, બાકીતામાંથી ઉપર જણાવેલે કોઇ પણ પ્રકારે પોતાના કે ગામના કે પરગામના ગરીબોને મદદ કરવા પ્રયત્ન કરવામાં પ્રત્યેક દયાવાન્ સુજને લક્ષ આપવું જોઇએ.

જેની પાસે મુડી હોય તેણે નવાં કામો કઢાવી-મકાનો બંધાવવાનાં, અથવા ખેતીને ઉપયોગનાં, થાય તેવાં બાંધકામ કે ખોદાણો કરાવી ગરીબોને રોજી મળે તેવી વ્યવસ્થા કરવી જોઇએ.

ગામેગામ ગરીબોનો ખપજ કીમતનો, હલકો માલ લઇ, રાખીને તેની ઉપર વાજબી કીમતે રૂપીઆ ધીરવાની નાની નાની દુકાનો ચલાવવાનું સાહસ પણ કેટલાક સખી ગૃહસ્થોએ કરવું જોઇએ.

ધનથી આવી મદદ કરવાને અસમર્થ જનોએ, તન અને મનથી લોકોમાં સમજુત કરી ધર્મ અને દયાની લાગણી ઉશ્કેરી સમર્થ હોય તેમની પાસે મદદ કરાવવી જોઇએ અને તે મદદની વ્યવસ્થા કરવામાં સહાય થવું જોઇએ.

પોતાનાજ ગામમાં આ અને એવા પ્રકારે મદદ કરતા જવી અને તે સ્થાને મદદની જરૂર ન હોય તો જ્યાં જ્યાં તેવી જરૂર હોય ત્યાં ત્યાં પોતાની શક્તિ અનુસાર ઉપયોગી થવાને યત્ન કરવો જોઇએ.

આવા આફતના પ્રસંગોએજ ધનવાનનું ધન, ધાર્મિકનો ધર્મ, દયાવાનની દયા, પરાક્રમીનું પરાક્રમ, કામ આવે છે; આ સંબંધે જેટલું કહીએ તેટલું ઓછું છે; આ પત્રના વાચકોને તો આ એક ખરી આત્મિક કર્તવ્યતાનોજ અવસર છે. અભેદની વાતો વાચવાથી, તેનાં વ્યાખ્યાનો આપવાથી, જે આત્મભાવનાની પ્રતીતિ થતી નથી તેનું પ્રત્યક્ષ દર્શન આવા પ્રસંગોએ તમારૂં હૃદય જે આઘાત અને ક્ષોભ પામી કર્તવ્યપરાયણ બનશે તેથી થઇ આવશે. આત્મા ભિન્ન એવા અન્યને સહાય થયાનો સંતોષાનંદ અપૂર્વ છે.

---

૪

ધર્મ

ને

કર્મ

(મળેલું)

(અનુસંધાન પાને ૧૭ થી)

મનુષ્યમાં જે ભિન્ન ભિન્ન શક્તિઓ રહેલી છે તેનો નિર્વાહ ચલાવવા માટે સૂક્ષ્મ અને સ્થૂલ શરીરની આવશ્યકતા છે. તેને પોતાનાં કર્મને અનુકૂલ પ્રસંગોની જરૂર છે એટલે તેવી સ્થિતિમાં તે જઇ પડે છે. જે કર્મ મૂળ કારણ રૂપે હતાં તે ભિન્ન ભિન્ન શક્તિરૂપે, કાર્યરૂપે પ્રકાશે છે, તે વિનાનાં અન્ય કારણો જે હોય છે તેના પરિણામે તેને અનુકૂલ માર્ગે ઉપર ગમન કરવાનું છે. જેવાં જેવાં કર્મ કર્યા હોય તેવા તેવાં ફળ ભોગવવા માટે સુખ દુઃખ આવી મળે છે. આ પ્રમાણે બનવામાં પ્રત્યેક જીવના પોતાના સ્વભાવ વિના અન્ય સાધનની પણ જરૂર છે. અમુક સ્થિતિમાં જોઇતી શક્તિ, તેના નિર્વાહ માટે અને તેમાંથી થતાં કાર્યની પુનરપિ અસર થવા માટે જોઇતી સ્થિતિ, એ પણ હોવાની જરૂર છે અને તે યથાસ્થિત બને જાય તેના નિયંતાની પણ જરૂર છે.

એ વિષય એવો ગૂઢ છે કે તેને વિષે થોડું કહેવું એ વધારે સારૂં છે, કારણકે તેના સંબંધમાં બોલતાં આપણે મહાન્ આત્મજ્ઞાની બુદ્ધિવાન્ દેવતાઓના ગુણનું કથન કરવું જોઇએ જે કે આપણી ટુંકી સમજમાં આવી શકે તેવું નથી. તેઓના અસ્તિત્વનું જ્ઞાન આપણને થઇ શકે અને તેઓનાં કાર્યની પદ્ધતિ પણ આપણે જાણી શકીએ પરંતુ આપણી અને તેઓની વચ્ચેનો અંતર એક કનિષ્ઠ સમજવાળા પ્રાણી અને મનુષ્ય વચ્ચે છે તેટલો છે, તેઓ આપણું અસ્તિત્વ જોઇ શકે છે પણ આપણું અંતર્જ્ઞાન કેવાં કાર્ય કરી શકે છે તેની શક્તિનું માપ તેઓના ધ્યાનમાં આવતું નથી. આ મહાન્ દેવતાઓને લિપિકાર તથા મહારાજા કહે છે તેઓના સંબંધી આપણને બહુ થોડું જ્ઞાન પ્રાપ્ત થઇ શકે તેવું છે. મેડમ બ્લૅવાટસ્કીના "સીક્રેટ ડૉક્ટ્રીન" નામના પુસ્તકમાં એ દેવતાઓ વિષે જે લખ્યું છે તે જો,

બાંગી એ જણાય છે. તેમાં લખે છે કે ચોથા શ્લોકની છઠ્ઠી ટીકામાં જે 'લિપિકાર' વિષે વર્ણન કરવામાં આવ્યું છે તે બ્રહ્માંડના જીવ છે. બ્રહ્માંડની ઉત્પત્તિના અત્યંત ગુપ્ત વિભાગને લગતા તેઓ છે એટલે તે સંબંધી આ સ્થલે વિશેષ કહી શકાય નહિ. મોહોટામાં મોહોટા મહાત્મા અને યોગીઓ આ દેવતાઇ વર્ગના જીવોને તેઓના ત્રણે વિભાગસહિત જાણતા હશે કે નહિ એ શંકા ભરેલું છે. તેમજ તેઓ માત્ર તેના એક છેલ્લા વિભાગનેજ જાણે છે એમ પણ અંધકર્ત્રી કહી શકતી નથી. પરંતુ પણ કરી એમ માનવા કારણ છે કેમકે તે વિભાગના દેવતાઓ આ દુનિયાંના બનાવના લેખો સાથે વધારે સંબંધ ધરાવનાર છે. સૌથી ઉંચા વિભાગ માટે એકહું જણાવવામાં આવે છે કે લિપિકાર કર્મ સાથે સંબંધ રાખે છે અને તેનો નોંધ રાખનાર તેઓ છે.

એ દેવતાઓ બીજું સપ્તક છે તેઓ આકાશમાં લેખો નોંધી રાખે છે. એ લેખો આગળ જણાવવામાં આવ્યું તેમ સૂક્ષ્મ પ્રકૃતિની મૂર્તિરૂપે રહે છે. તેઓ પ્રત્યેક બાળકના જન્મ અને પ્રત્યેક મનુષ્યનાં પ્રારબ્ધ સાથે સંબંધ રાખે છે. તેઓ લિંગશરીરની આકૃતિ ધરે છે જેને અનુસરી સ્થૂલ શરીર બંધાય છે; અને તેમાંથી, જે જીવ નિવાસ કરવાનો હોય છે તેના મન તથા હૃદય જન્ય વિકારો યથાસ્થિત સ્ફુરે તેવો ઘાટ ઘડાય છે. એ શરીરની સંભાળ ચાર મહારાજાઓ રાખે છે કારણકે તેઓ આ પૃથ્વી ઉપર મનુષ્ય જાતના રક્ષક અને કર્મના પ્રતિનિધિઓ છે.

લિપિકારો પ્રકૃતિરહિત આકૃતિ ઘડી મહારાજાઓ—જેઓ દિક્પાલ પણ કહેવાય છે તેઓને આપે છે. તેઓ એ લિંગશરીરદ્વારા જેવા ગુણ પ્રદર્શિત કરવાના હોય છે તે પ્રમાણે તત્ત્વો પસંદ કરી લિંગશરીર ઘડે છે, અને તે લિંગશરીર જીવને પોતાનાં કર્મ ભોગવવાનાર યોગ્ય સાધન થાય છે. વળી તે દ્વારા તેણે જે જે શક્તિઓ કેળવી હોય છે તે પ્રદર્શિત કરવામાં પણ એ સાધનભૂત થાય છે. તેમજ પૂર્વકાલમાં જે તકનો લાભ લીધો હોય નહી અથવા જે પ્રયત્નો નિષ્ફળ થયાં હોય તેને લીધે જે મર્યાદામાં તે શક્તિ કાર્ય કરી શકે છે એ પણ એ લિંગશરીરથી થાય છે. જીવને પોતાનાં કર્મભોગવવાને અનુકૂલ દેશ—કાલ—સંયોગો પ્રાપ્ત થાય તેવી રીતે જન્મ પામવા અમુક દેશ—લોક—કુટુંબઆદિ વ્યાવહારિક સંયોગોમાં એ મહારાજાઓ દોરી જાય છે. એ કર્મભોગને આપણા લોકો પ્રારબ્ધ કહે છે, એટલે કર્મના ભોગની શરૂઆત—અર્થાત્ જે કર્મ તે વખતે જન્મ ધારણ કરી ભોગવવાનાં છે તે પૂર્વનાં સઘળાં કર્મ કાંઇ એક જન્મમાં ભોગવાઇ જતાં નથી. કારણ કે જીવ કાલાંતરથી જુદી જુદી શક્તિઓ કેળવતો અને વૃદ્ધિ પામતો આવે છે તે સર્વ શક્તિ પ્રદર્શિત કરી શકાય અને તે પોતાનાં કાર્ય કરી શકે તેવાં અનુકૂલ પ્રસંગ અને સ્થિતિ એકી વખતે પ્રાપ્ત થાય એ કઠિન છે. વળી પશ્ચાત્કાળમાં ભિન્ન ભિન્ન જન્માંતરમાં ભિન્ન ભિન્ન જીવના સંબંધમાં આવી જે કર્મ બાંધ્યાં હોય તે ભોગવવા પાછા એ જીવોના સંબંધમાં આવવું અવશ્યનું છે એટલે એ સર્વનો સંયોગ એક વખતે થાય અને સર્વ કર્મનાં ફલ ભોગવી લેવાય એ બનવું બહુ મુશ્કેલ છે. તેથી કરી એક જન્મમાં જેટલાં કર્મ ભોગવી શકાય તે પ્રમાણે લિંગશરીર પ્રાપ્ત થાય છે, અને તે અનુ-

કૂલ સ્થિતિમાં જન્મ પામવા દોય છે. એવી સ્થિતિમાં તે આવે છે ત્યારે પૂર્વે કેટલાક જીવો સંબંધમાં તે આવેલો હોય છે તેને ફરી આવી મળે છે. એ જીવો પણ તેની સાથે જન્મ પામવા તત્પર થયેલા હોય છે અથવા જન્મ પામેલા પણ હોય છે અથવા જન્મ પામવાના હોય છે. જે દેશના ધર્મ સંબંધી રાજકીય અને સંસારિક સ્થિતિ તેની શક્તિવૃત્તિને અનુકૂલ હોય તે તેના જન્મ માટે પસંદ કરવામાં આવે છે. એથી કરી તેણે કરેલાં કર્મનાં ફલ પરિપૂર્ણ પ્રાપ્ત કરવા તેને સારી તક મળે છે. જેવી જાતના લોકોમાં તેને જન્મ પ્રાપ્ત થવાનો હોય છે તે પણ પસંદ કરવામાં આવે છે. જાતની અનુકૂલતા કેવાં કર્મઅનુસાર ગણાય છે એ નિયમો બહુ વિસ્તારવાળા છે એટલે તે વિષે આંહી વર્ણન કરેલું નથી. પણ એટલું કહેવું બસ થશે કે જે જે શક્તિઓ પરિપક્વ થઇ હોય છે તે પ્રદર્શિત થવા ઉચી સ્થિતિ જે જાતમાં મળી શકે તેમાં એ જીવ જન્મ પામે છે. લિંગશરીરમાં જે સ્થૂલ પરમાણુઓ ઘડાયાં હોય છે તેવી સ્થૂલ પ્રકૃતિ જે કુટુંબમાં કેળવાયેલી હોય છે તેવું કુટુંબ પસંદ કરવામાં આવે છે; વળી તે સાથે એ પણ જોવામાં આવે છે એ જીવના માનસિક તથા હૃદય વિકારો યથાસ્થિત પ્રતીત થાય તેવાં સ્થૂલ બંધારણ અને ઇંદ્રિયો વાળા શરીર પરાપૂર્વથી એ કુટુંબમાં જન્મે છે જીવના અનંત ગુણો અને મનુષ્યનાં અનંત શરીરો જગતમાં છે એમાંથી પોતપોતાને અનુકૂલ હોય તે પ્રમાણે સંયોગ થાય છે તે પ્રમાણે સ્થૂલ શરીર જીવ પ્રાપ્ત કરે છે અને તે વડે પ્રસંગ પ્રમાણે કર્મનાં ફળ ભોગવે છે. આપણા જેવા પામર પ્રાણીઓને આવી રીતે યોગ્ય સ્થિતિ દેશકાલ–પ્રસંગ શોધવાની યોજના કરવાનું જ્ઞાન તથા શક્તિ અગાધ લાગે એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. પરંતુ બહુ ઉંડો વિચાર કરતાં એમ બનવું સંભવિત લાગે છે અને તેથી સંપૂર્ણ ન્યાય મળી શકે છે એમ માની શકાય છે. મનુષ્યના પ્રારબ્ધમાં ઘણાં કર્મના તાણાવાણા વણાયા હોય છે તેથી તે બનાવટ આપણને સ્પષ્ટ સમજાતી નથી. કોઇ વખત તેમાંનો એક તાર અદૃશ્ય થઇ જાય. પણ તે નાશ પામતો નથી માત્ર નીચેની બાજુએ ગયેલો હોય છે તે પાછો તરત ઉપરની બાજુએ આવે છે. કર્મ વખતે તરત દૃષ્ટિએ પડે છે. તે કાંઇ નવીન પેદા થઓ નથી પણ પૂર્વે નીચેની બાજુએ હતો તે ઉપર આવ્યો હોય છે. આપણી નજરે એ ઓતપ્રોત થયેલ તાણાવાણાનું વસ્ત્ર આખું આવતું નથી. એટલે સ્પષ્ટ રૂપ દેખાતું નથી. મહાત્મા જામ્બ્લીકસ લખે છે કે આપણી દૃષ્ટિએ જે વાસ્તવિક ન્યાયનું ધોરણ જણાય છે તેવું દેવતાઓની દૃષ્ટિએ દેખાતું નથી; આપણી દૃષ્ટિ બહુ ટુંકી હોવાથી આપણે તત્કાલ જે વર્તમાન હોય છે તે તરફ ધ્યાન ફેરવીએ છીએ. વળી આપણી દૃષ્ટિ સમીપ આ ક્ષણભંગુર દેહ અને તેનો નિર્વાહ કેમ થાય છે એટલું જ આવે છે; પણ આપણાથી શ્રેષ્ઠ જે શક્તિઓ છે તે જીવનું સર્વ વૃત્તાન્ત જાણે છે અને તેના પૂર્વે થયેલ સર્વે જન્મનું તેઓને જ્ઞાન હોય છે.

દુનિયામાં સંપૂર્ણ ન્યાય પ્રવર્તે છે એ વાતની ખાત્રી વૃદ્ધિ પામતા જીવના વૃદ્ધિ પામતા જ્ઞાનથી થતી જાય છે. કારણ કે જેમ જેમ તે વૃદ્ધિ પામતો જાય છે તેમ તેમ તેને ઉચ્ચ ભૂમિકા દૃષ્ટિગોચર થતા જાય છે ત્યારે તેને જ દર્શન થાય છે; તેનું આ શરીરની જા-

ઘત્ અવસ્થામાં જ્ઞાન થઇ શકે છે. તેથી એમ નિઃશંક જણાય છે કે એ ઉત્તમ નિયમ લેશમાત્ર પોતાના માર્ગથી વિચરનો નથી; તેના કાર્ય કરનારા જરા પણ ભુલ ચુક કર્યા વિના તેનાથી કામ ચલાવે છે; તેઓ તેમાં જરા પણ નરમ પડતા નથી; અને તેથી ફરી આ દુનિયાં તેમજ પ્રયાસ કરતા જીવો સર્વનું હિત સચવાય છે. આ સઘળું જોઇ અતિ આનંદ થાય છે. આ શરીરરૂપી પુરના અંધકાર રસ્તાઓમાંજ ચોકીદાર જીવો આત્મજ્ઞાનનો દીવો લઇ ઉભા છે તેઓની અંધારામાંથી ધુમ સંભળાય છે કે "સર્વ ઠીક છે."

એ નિયમ કેવી રીતે કાર્ય કરે છે તેનાં કેટલાંક ધોરણ આપણી સમજમાં ઉતરે એવાં છે. તે સમજવાથી કારણ–કાર્યનો સંબંધ મેળવી શકાય છે. ઉપર આપણે કહી ગયા કે વિચાર પ્રમાણે વર્તન થાય છે. હવે એમ સમજવાનું છે કે કરણી પ્રમાણે સંયોગ પ્રાપ્ત થાય છે. આ એક ઘણું સામાન્ય ધોરણ છે એ ખરૂં પણ તેની અસર બહુ દૂર પહોચે છે એટલે તેનું વિગતથી વર્ણન કરવાની જરૂર છે. એક મનુષ્ય કાંઇ કાર્ય કરે છે તેની અસર સ્થૂલ ભૂમિકામાં તેની આસપાસના લોકોને થાય છે. તેના કાર્યથી સુખ થાય વા દુઃખ થાય; અથવા મનુષ્ય જાતના સામાન્ય કલ્યાણમાં ન્યૂનાધિકતા થાય. એ ન્યૂનાધિકતાનું કારણ કાર્ય કરનારનો સારો નરસો અથવા બન્ને મિશ્રિત હેતુ હોય છે તેનું કોઇ કાર્ય કેવલ પરોપકારક હોય ત્યારે લોકોને સર્વતે આનંદ ઉપજે છે, કારણ કે તેમાં તેની ઇચ્છા પોતાના જનબંધુઓને સુખ આપવાની છે. એક દૃષ્ટાંત તરીકે લઇએ કે એક માણસ માત્ર લોકોના સુખ માટે એક બગીચો અર્પણ કરે છે; એક માણસ એવી રીતે અર્પણ કરવાથી કીર્તિ પ્રાપ્ત થાય છે તથા માન કીતાબો મળે છે એમ ધારી અર્પણ કરે છે; એક માણસ એવી બન્ને ધારણા મિશ્રિત હોય એવી રીતે અર્પણ કરે છે. આ પ્રત્યેક માણસને તેનું ફળ પુનર્જન્મમાં ભિન્ન ભિન્ન મળે છે. પેહેલાનું વર્તન આગળ કરતાં સુધરે છે, બીજાને ઉલટી હાનિ થાય છે, અને ત્રીજાને બહુ જુજ ફળ મળે છે. આવી રીતે ત્રણ જણની ભિન્ન ભિન્ન વૃત્તિથી એકનું એક કાર્ય થાય છે તેથી ઉપર જણાવ્યાં તેમ ફળ પણ સારાં, માઠાં અથવા કિંચિત્માત્ર પુનર્જન્મમાં પ્રાપ્ત થાય છે. એટલું છતાં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે જે કાર્યથી જનસમૂહને સુખ પ્રાપ્ત થાય છે તેનું જે ફળ છે તે એ સુખ આપનાર વસ્તુ અર્પણ કરતી વેળા આપનારની જે વૃત્તિ હોય છે તેના ઉપર આધાર રાખતું નથી. કારણ કે આપનારની વૃત્તિ ગમે તેવા હેતુથી થયેલી હોય પરંતુ તે સુખ લોકો તો સરખુંજ ભોગવવાના છે. આવી રીતે સુખપ્રદ દાન અપાયું એટલું કર્મ દાન દેનારને તેનું ફળ ભોગવવાનો હક આપે છે અને તેનું ફળ પણ તેને જરા પણ કમપેશ થયા વિના કુદરતથી મળે છે. એ માણસનો પુનર્જન્મ થશે ત્યારે તેણે પૂર્વજન્મમાં પોતાના સ્થૂલ દેહને સુખ આપનાર વસ્તુનું દાન કરેલું હતું અને તેની અર્પણ કરેલી વસ્તુથી લોકોને પણ એવુંજ સુખ પ્રાપ્ત થયું હતું એટલે તેનું ફળ તેવુંજ પ્રાપ્ત થવાનું. તે માણસ એવા સંયોગોમાં જન્મ પામશે કે તેને સ્વસ્થતા અને સુખવિલાસ ભોગવવાનું બની શકે. આ ફળ સામાન્ય થયું. પરંતુ વિશેષ ફળ પૂર્વ દાનના હેતુનું પણ થવું જોઇએ. એટલે એ પ્રસંગ અથવા સ્થિતિમાં કેવી રીતે પોતે વર્તશે એ અને તેને બાહ્ય ધનસંપત્તિમાંથી કેવું સુખ પ્રાપ્ત થશે તે તેનો રહેશે

અથવા વર્તન ઉપર આધાર રાખે છે. આ સમયે પૂર્વના હેતુનું ફળ ભોગવવાનું આવશે. એટલે, જેવા હેતુથી દાન કરેલું તેવું ફળ મળવાનું; કારણ કે પ્રત્યેક બીજ પોતા પોતાની જાતિ અનુસાર ફળ પેદા કરે છે. એક જન્મમા જેટલી તક મળી તેટલીનો લાભ લઇ 'જગતમાં ભલું કરેલું' હોય તો પુનર્જન્મ થાય ત્યારે તેવાં કાર્ય કરવાની વિશેષ તક આવી મળે છે. એક માણસ એવી સ્થિતિમાં હોય કે એવી રીતે ભલું કરવાની તક બહુ જુજ મળી શકી હોય, પણ તેટલી તકનો લાભ લેવામા જો તે ચુકયો હોય નહી તો જ્યારે પુનઃ રપિ તે આ દુનિયાંમાં અવતરશે ત્યારે તેને વિશેષ ભલુ કરી શકે તેવી ઘણી તકો આવવાની. એથી વિરુદ્ધ જોઇશું તો એક માણસને તક મળ્યા છતાં તેનો લાભ લેવા જો તે ચુક્યો હશે તો ફરી જન્મ પામતાં બહુ થોડી તક આવવાની એટલુંજ, નહી પરંતુ જે સ્થિતિમાં જન્મ પામશે તેમાં પણ વિપત્તિઓ આવી પડશે. એવા મનુષ્ય ફરી અવતરે ત્યારે તેનું લિંગ શરીર ખોડવાળું બંધાય છે તેથી સ્થૂલ શરીરનું મગજ પણ ખોડવાળુ બને છે. દેહી નવી નવી યુક્તિઓ મનમાં રચે પણ તેનો અમલ કરવાના સાધનની ખામી-થી તે પાર પાડી શકશે નહી; એક વાત તેના ધ્યાન ઉપર આવશે પણ તે તેના મગજમાં સ્પષ્ટ ઉતરશે નહી. જે તક પ્રાપ્ત થઇ તે સમયે તેનો લાભ લેવા ચુક્યો તેના પરિણામે અફળ ઇચ્છાઓ થવાની. કામના ઉત્પન્ન થશે પણ તે પ્રકટ થઇ શકશે નહી. પરોપકાર કરવાનું મન થયા કરશે પણ તેને અમલમાં મુકવાનાં સાધન નહી મળે. આમ બનવાના બે કારણ હોય છે કાં તો શરીરસંપત્તિની ખામીને લીધે તેવા વિચાર પાર પડી શકતા નથી અથવા તો એવા પ્રસંગ તેને આવતા નથી તેથી બની શકતું નથી.

(આગળ ચાલુ)

---

૨

## થીઓસોફી

(અનુસંધાન પાને ૧૩ થી)

થીઓસોફી એકંદર મનુષ્યમાત્રના અને સવિશેષે હિંદના હિતને અનુકૂળ છે, કોઇ પણ પ્રકારે પાશ્ચાત્ય સંસ્કૃતિઓના પ્રયત્નની અવગણના કરતી નથી, વહેમનો વધારો કરતી નથી, એ આદિ વાતો સિદ્ધ કર્યા પછી, થીઓસોફી એકંદરે જગતના આગળ વધવાને હાનિકારક છે એમ કહેવું વચનમાત્રજ છે. તથાપિ થીઓસોફી એ લાગની જે ભાવના આજકાલ જ-ગતમાં પ્રબલતાને પામી સર્વેનાં મનને કંઇ ને કોઇ રીતે વશ કરતી આવે છે તેની સામેનો એક પણ આરોપ વાસ્તવિક નથી, અજ્ઞાનથીજ ઘડેલો છે, એમ બતાવવાનો આદર કર્યા પ-છી, આ છેલા આરોપની પણ ઉપેક્ષા કરવી યોગ્ય ગણાશે નહિ.

"જગતના આગળ વધાને હાનિકરતા"-નો જે આરોપ છે તેમાં તકરારનું કેન્દ્ર "આગળ વધવું" એ શબ્દનો અર્થ કરવા ઉપરજ રહેલું છે. 'આગળ વધવું' એટલે હોય તે સ્થિતિમાંથી આગળ ધપવું, પણ જેટલું આગળ ધપવું છે તેટલું શુધ્ધ સારંજ છે એવો કાંઇ નિયમ નથી. આગળ વધવાનો સીધો જણાતો રસ્તો પણ જેમાં પગ ન અડકે

તેના ખાડામાંજ ઉતારતો હોય તો પણ તે આગળ વધવું તો કહેવાયજ. જગતના આગળ વધવાને હાનિ કરે છે એવા આરોપનું તત્ત્વ એટલુંજ માનવું જોઇએ કે " સારી રીતે આગળ વધવા—" ને હાનિ કરે છે; ખાડામાં પડાય એવી રીતના આગળ વધવાને નહિ. પરંતુ આપણે હવણાંજ જોવાનું છે કે જે " આગળ વધવા "—ને થીઓસોફી હાનિકારક છે તે આગળ વધવું વાસ્તવિક રીતે આગળ વધવુંજ નથી, વધતે વધતે ખાડામાં ઉતરી પડાય તેવા પ્રકારનુંજ છે. આ આરોપ કરનાર એમ માને છે કે પ્રથમે મનુષ્યમાત્ર વ્યાપાર રોજગાર, ખેતી ઉદ્યોગ આદિ કરીને પોતાનો ગુજારો કરતાં હતાં, ગાડાં જોડીને મુસાફરી કરતાં હતાં, ખેપીઆ મોકલીને સંદેશા ચલાવતાં હતાં, હાથે સાળો ચલાવી લુગડાં વણતાં હતાં, તેને સ્થાને આજ વરાળ, વીજળી, અને ચુંબકને પોતાનાં દૂત બનાવી ઉદ્યોગમાત્રમાં તેમને હાથે કામ લેઇ વિવિધ પ્રકારના ધંધા, રોજગાર, જવર અવર, સંદેશા, ફેરોઆફેર, આદિની સરલતા ભોગવે છે, ખાવાપીવા અને રહેવાની રીતભાતમાં થોડોક વ્યય કરતાં પણ અસલના એક નાના સરખા ઠાકોર જેવો વૈભવ મેળવી શકે છે, અને ઘણે પૈસે તો માત્ર માણસમાં જીવન મૂકી શકવા સિવાયની બીજી બધી વાતો પ્રાપ્ત કરી પૃથ્વી ઉપર સ્વર્ગ નીપજાવી શકે છે. આકાશના તારાઓનું પણ તત્ત્વ આપણને જણાવવામાં આવ્યું છે, પૃથ્વીનું પેટ ચીરીને આપણે તેની પાર નીકળી ગયા છીએ, હવામાં પણ આપણે ઉડવાને સમર્થ થયા છીએ. હાથ પગ કે ઘોડા બળદની ગરજ પણ આપણને હવે રહી નથી. દેશકાલને પણ આપણે ગાંઠતા નથી. કલા અને શાસ્ત્રના શોધોની અવધિ વળી ગઇ છે. ભાગ્યેજ એક અઠવાડીયું એવું જાય છે કે જેમાં કોઇ નવો ખોરાક, નવો ઉપચાર, નવો શસ્ત્રપ્રકાર, નવો પ્રયોગ, આપણને ને આખા જગતને આશ્ચર્યમાં ન નાખતો હોય. મનુષ્યે શોધી ઉપયોગમાં લીધેલાં વરાળ, વીજળી, અને ચુંબક તેજ જાણે જબરા અશ્વ થઇ જગતના " આગળ વધવાને " કલાકના કરોડ માઇલને હીસાબે તાણી જતા હોય એવો સમય આવી રહ્યો છે, ને " ઓગણીસમી સદીનાં અજવાળાં " નાં ચોપાસ ઓવારણાં લેવાય છે.

પણ ગુલાબને કાંટા હોય છે, દીવા તળે અંધારું રહેછેજ. ગુલાબની ખુબસુરતીને માટે કાંટા પણ ખાઇ શકાય; દીવાના પ્રકાશને માટે અંધારું પણ વેઠી શકાય, પણ જીવજ આપવો પડે ત્યારે તો મેળવેલું ગુલાબ કે દીઠેલો દીવો કોને ભોગવવાનો રહે? વરાળ, વીજળી, અને ચુંબકથી અંજાઇ ગયેલી આંખોને વધારે તીક્ષ્ણ કરી, કાનના ધાક ખોલાવી નાખી, મહોટાં શહેરોની તુરંગી કોટડી અને ગરીબ લોકને વસવાની ગલીઓમાં ફરવા જવું જોઇએ; સમૃદ્ધ જણાતાં કુટુંબોનાં હૃદય વાંચી શકાય એવી કોઇ વિદ્યા હોય તો તે શીખવી જોઇએ. કાયદાની બારીકીઓ, શિષ્ટાચાર ( એટિકેટ ) ના કાયદાઓ, ઉપર આળસ અને અશક્તિ છુપાવવાનાં સાધનો, તેમનો વિચાર કરવો જોઇએ. બહારના ઝળઝળાટ નીચે ભૂખમરો, દ્વેષ, ઇર્ષ્યા, ક્રૂરતા, કપટ, વ્યભિચાર, અનીતિ, અપ્રામાણિકતા, અને પ્રત્યેક નીચતાનાં રૂપાન્તરો, જાણે આખું નરકજ ફૂટીને જગતના અંતરમાં ભરાઇ બેઠું હોય તેમ, જોનારને ત્રાસ પેદા કર્યા વિના રહેશે નહિ. ખુન, આપઘાત, અને ગુનાહના નાના મહોટા પ્રકારાન્તરો તેની સાક્ષી છે એટલુંજ નહિ પણ વર્તમાન કથાઓ, પત્રો, નીતિ ગ્રંથો, વ્યાખ્યાનો, બધાં આવી સ્થિતિને સુધારવાના ઉદ્દેશથી લખાયેલાં જણાય છે. માણસને અસંતોષી બનાવી

તેની આશા તૃપ્ત કરવાનાં સાધનો લેઇ લેવાથી જે પરિણામો થાય તેવાંજ પરિણામો આ "ઓગણીસમી" સદીના અજવાળાએ પોતાની નીચેના અંધારામાં છુપાવી રાખ્યાં છે. જ્યાં તીર અને કુસ્તીથી યુદ્ધનો નીવેડો થતો હતો ત્યાં દેવતાથી ફુટે એવી બંદુકો થતે થતે એક મિનીટમાં પચીસ પચાસ ગોળી છોડી શકે, ને તે વગર દેવતાએ, એવી બંદૂકો થઇ, ને છેવટ ગંધ માત્રથી વિનાશ કરે તેવા "ડીનેમાઇટ"-ના પ્રયોગે સળગનારા વાળવા માંડયું. વિવિધ પ્રકારનાં ઝેર, વિવિધ પ્રકારના મૂર્છા ઉપજાવનાર પદાર્થો, ચોરી, ખુન, વ્યભિચાર, કપટ તેમનાં મદદગાર થયા; અને ગુનાહને છુપાવવામાં નવા શોધો ઘણાજ ઉપયોગી થઇ પડયા. ચોપાસ વિનાશ અને વિચ્છેદનીજ વૃદ્ધિ થાય છે, ને જે સુધારો કહેવાય છે વિદ્યા અને કલાનાં શિક્ષણો સંપૂર્ણપણે થાય છેજ, પણ વિદ્યા અને કેળવણીનો ઉપયોગ ખાલાકારની સફાઇ જણાવવા કરતાં ભાગ્યેજ આગળ જાય છે; અને દુનીયાંનું "વેદીઆ ઢોર" એ કહેવત હજી પણ વિદ્યાના દુરુપયોગની સાક્ષી પૂરે છે; વિદ્યા ને બાહ્ય શિષ્ટઆરમાંજ રાખી- અંદરથી દુનીયાંના જેવી નીચ અને સ્વાર્થી ન થનારની વિધને જગત્ નિંદે છે.

આમ જગત્ આગળ વધતુંજ જાય છે, કોણ જાણે હજી કેટલુંક વધશે; પણ અતૃપ્ત આશાનેજાણે જગતને જ્વર આવ્યો હોય અને તેના સન્નિપાતમાંજ બધી ચેષ્ટા થતી હોય તેવું આ "આગળ વધવું" છે એક દાસીને ભૂત ભવિષ્ય જાણવાની શક્તિ આવી હતી; તે બેઠી હતી ને તેનો શેઠ ઇશ્વર ભજન કરવાને બેશી માળામાં હાથ ઘાલી જપ કરતો હતો; કોઇએ દાસીને પૂછયું તારો શેઠ કયાં છે ? દાસીએ કહ્યું ઢેડવાડે ગયા છે. શેઠે આ કહેવું સાંભળી બહુ ક્રોધ કરી દાસીને પૂછયું કે હું તો આ રહ્યો ને તું એમ કેમ કહે છે ? દાસીએ કહ્યું મહેરબાન ! આપનું મન ઢેડવાડામા રૂપીઆની ઉઘરાણી કરવા ગયું હતું. પેલા શેઠ તિલક છાપાં ને જપ કરતાં તો મહોટા ભાવિક અને ધાર્મીક જણાતા હતા, પણ તેમનું મન ઢેડવાડામાં હતું. આજનું જે "આગળ વધવું" તે પણ શેઠના જપ જેવું ભવ્ય છતાં, મન ઢેડવાડામાં હતું તેવુંજ છે. માણસો ઇર્ષ્યા અને સ્વાર્થને તૃપ્ત કરવાનાં સાધનો શોધવામાં બહારને બહાર દોડયાં જાય છે, એનો છેડો કયાં આવી શકવાનો છે ? જે સ્થાનેથી એ ઇર્ષ્યા અને સ્વાર્થ ઉપજે છે તેને તો કોઇ જોતુંજ નથી. "ઓગણીસમી" સદીના પ્રકાશને અંગે જે અંધારું અવશ્ય હોવુંજ જોઇએ તે અંધારામાંજ જાણે માણસમાં જીવ છે એ વાતની હયાતી સરખી એ ગુમ થઇ ગઈ છે. લાખો વાર ગુનાહ કરી કરીને બેડીઓમાં પડને પડતે બેડીનેજ આભૂષણ ગાનવા સુધીની માનસિક સ્થિતિએ પહોંચેલા ગુનેગાર જેમ નીતિનો ઉપદેશ કરનારને હસે તેમ "ઓગણીસમી" સદીના પ્રકાશમાં અંજાઇ ગયેલા "આગળ વધનારા" જીવ અને કર્મ, ધર્મ અને જ્ઞાન, તેની વાતોને હસે છે, ને જાણે તે તો આગળ વધવાની નહિ પણ પાછા પડવાની વાતો હોય તેમ તેનાથી બીહે છે. પણ "આગળ વધવા"-ને કોઇક વાર પાછું વળવું પડશે, એવી પણ "અટક" આવશે, અને મનુષ્યવર્ગે આત્માના પવિત્ર પ્રદેશ ઉપર આજ સુધી જે ત્રાસ વર્તાવ્યો છે તેનો પસ્તાવો કરતાં પણ શાન્તિ મળવી મુશ્કેલ થઇ પડશે.

---

(આગળ ચાલુ)

## ૩

## અભ્યાસ.

( અનુસંધાન પાને ૨૦ થી )

વિવેક પૂર્વક વિરાગ પ્રાપ્ત થઇ વ્યવહારમાં શી રીતે વિરાગવાન્ રહેવું અને વિરાગને કેવે પ્રકારે પુષ્ટ કરવો એ કહેવાઇ ગયું. વિવેક વિરાગ આદિ પ્રાપ્ત કરવાનો હેતુ એ છે કે અભેદભાવનાથી હૃદય અહોનિશ છલકાઇ જાય તેમ ભરેલું રહે. એ પ્રકારની પૂર્ણતા પ્રાપ્ત કરવાને અર્થે આવશ્યક છે કે કોઈ પણ સાધન કેવલ અભાવપર્યવસાયી થઇ ન જવું જોઇએ. વિવેક એટલે અનાત્મપદાર્થથી વૃત્તિને વિદૂર કરવી એટલે અનાત્મની આસક્તિનો અભાવ, એટલામાંજ વિવેકનું પર્યવસાન ન જોઇએ; વિરાગ એટલે દૃષ્ટ અને શ્રુત એવા વિષયમાત્રને વિષે તૃષ્ણાનો અભાવ એટલુંજ ન જોઇએ;—પણ વિવેકથી જેમ અનાત્મને ઓળખી દૂર કરાય તેમ આત્મપદાર્થ ઉપર દૃઢ વિશ્વાસ અને શ્રદ્ધા થવાં જોઇએ; વિરાગથી જેમ વૈતૃષ્ણ્ય થતું જાય તેમ તે વિરાગની વૃત્તિમાં આત્માકાર થવાના વેગની વૃદ્ધિ થવી જોઇએ. જો આમ ન થાય તો અનેક અનર્થ પ્રાપ્ત થાય છે. અનાત્મને ઓળખવાથી અનાત્મમાંથી પાછું ફરી, વિરાગે કરી તૃષ્ણારહિત થયેલું, મન શૂન્યતામાં પડતું જાય છે, અને મનનો સ્વભાવ એવો છે કે તે કદાપિ શૂન્ય રહી શકતું નથી. માનસિક શૂન્યતાનું મુખ્ય ચિન્હ એ છે કે દૃઢ વિશ્વાસ અને અસ્ખલિત નિશ્ચયપૂર્વક કોઇ પણ ઇચ્છાજન્ય સંકલ્પ શૂન્યતાને અવસરે મનમાં હોતો નથી. નિશ્ચિતસંકલ્પના બલ વિનાનું નિર્બલ મન, દિલગીરીનતા, નિરુત્સાહ, આલસ્ય, નિદ્રા, મોહ, સંકોચ, વિક્ષેપ આદિ વિવિધ દશામાં પડી સાધ્ય ઉદ્દેશથી ભ્રષ્ટ થાય છે; એટલુંજ નહિ પણ આકાશ તત્ત્વમાં વિહરતાં અનેક શુભાશુભ સત્ત્વો જેમનું પોષણજ માનસિક સૃષ્ટિની સૂક્ષ્મ વાસનાઓ ઉપર છે તે, નિશ્ચિત સંકલ્પના બલથી અરક્ષિત એવા મન ઉપર આકર્ષાઇ તે મનને સ્વવશ કરી લે છે. માણસને સમજાતું નથી, કારણ જડતું નથી, પ્રયાસ કરતાં અન્યથા થતું નથી,—પણ અમુક એક પ્રકારેજ મનનું વલન થયાં કરે છે, ન ગમતું છતાં પણ તેમનું તેમ વલન થાય છે. ઘણીકવાર એમ થતે થતે છેક નિર્બલ મન અનાચારમાં ઉતરી જાય છે, એક યંત્રની પેઠે મોઢે વિવેક વિરાગાદિ વાતો કરતે સતે અંદરથી કુમાર્ગગામી બની રહે છે. એથી પણ વધારે નિર્બલ મન ગાંડાઇને માર્ગે ઉતરી વ્યવહારથી ભ્રષ્ટ થાય છે.

આજ કાલ ઘણાક લોકો જિજ્ઞાસુ થઇ આત્માભ્યાસ કરવા ઉત્સુક થાય છે, અને 'કાંઇક કરવું' એવો નિશ્ચય કરી, જાણે આત્મભાવના તે પણ વ્યાવહારિક 'કાંઇક કરવા'—ના જેવી કરવા, મેળવવા, કે પ્રાપ્ત કરવારૂપ હોય, તેમ કોઇ ને કોઇને 'કાંઇક બતાવો' એવું પૂછતા રહે છે. નિર્વિચારગમ્ય આત્મભાવનાને કરવા રૂપે બતાવનારા પણ મળી આવે છે, અને સાધારણ વ્યવહાર કરતાં વિલક્ષણ એવા કોઇને કોઇ આચાર વિના સંતોષ ન માનનારા જિજ્ઞાસુ, પણ અનભિજ્ઞ, જનો તેવું કરવા પણ મંડે છે. કોઇ હઠયોગના પ્રાણદમનમાં લાગી જાય છે, કોઇ મંત્રયોગનો જપ કરવાનો આરંભ કરે છે, કોઇ લયયોગને માર્ગે જઇ ષણ્મુખી મુદ્રા સાધી નાદાનુસંધાનમાં આત્મતત્ત્વને શોધે છે, કોઈ રાજયોગને

પણ તે પરમ પુરૂષાર્થ પ્રાપ્ત કરવાનું એક પગથીઉં છે એમ સિદ્ધ કરે છે, તેનો ઉત્તમ ક્રમ છે.

જે વિચારશ્રેણિને અનુસાર અહિં વિચાર કરવાનો છે તે પ્રમાણે મનુષ્ય તેમજ આખું વિશ્વ એ બેઉના જીવનનો આધાર જૂદી જૂદી સપ્ત ભૂમિકાઓ પર છે, છતાં જે દિગ્દર્શન અહિં કરવાનું છે તે માટે આ સપ્ત ભૂમિકાઓનો માત્ર ત્રણ મુખ્ય ભૂમિકારૂપેજ વિચાર કરીશું. પ્રથમ તો આમાંની સ્થૂલ ભૂમિકા લેઇશું અને જોઇશું કે એ ભૂમિકા પર જનસેવા કેવી રીતે બજાવી શકાય. અહિં જનસેવાનો શું અર્થ થાય છે? પ્રથમ તો જીવન શુદ્ધ હોવું જોઇએ, એટલે પોતાના નિર્વાહને માટે જે સાધનો યોજવાં પડે તેમાં કોઇ જાતનો અશુદ્ધ આચાર નજ થવો જોઇએ. જે મનુષ્ય પોતાના જીવનને અર્થે પારકા પાસે જોર જુલમથી પોતાની સેવા કરાવે છે, જેટલું પોતે લઇ શકે તેટલું બીજા પાસેથી લે છે પણ આપવાનો વખત આવે ત્યારે હાથ ખેંચી લે છે, જે 'લેનેકું લક્કડ ઔર દેનેકું ધક્કા છે' તેના કરતાં વધારે અશુભ આચાર બીજો કયો હોઇ શકે? શુદ્ધ આચારનું મુખ્ય લક્ષણ પ્રામાણિકપણું છે. કંઇ પણ આપ લે કરવામાં પ્રામાણિકપણું ત્યારેજ વપરાયલું કહેવાય કે જ્યારે જેટલું આપે તેટલુંજ લે વળી જો સત્તા હોય તો પોતાને માટે લે તે કરતાં વધારે ભલે આપે. અને પોતાનાં કૃત્યની ગણના કરવામાં જે જોવાનું છે તે એ છે કે અન્યની સેવા બજાવવાની પોતાની શક્તિ કેટલી છે; પોતાની અન્ય પાસે સેવા કરાવવાની સત્તાનો વિચારજ નથી. જે પ્રમાણમાં મનુષ્યની શક્તિ વધારે હોય છે તેજ પ્રમાણમાં બીજાને સહાય કરવાનો તેનો ધર્મ પણ વધારે છે. જે પ્રમાણમાં જનસેવા બજાવવાની સત્તા અને પ્રસંગ અને સ્થિતિ વધારે હોય છે તેજ પ્રમાણમાં સત્તા પ્રસંગ અને સ્થિતીનો, જનસમૂહની સહાય કરવામાં ઉપયોગ કરવાની વધારે આવશ્યકતા છે. શુદ્ધ જીવનનો મૂળ પાયોજ ન્યાય છે. પ્રેમ સત્ય જીવનને શોભાવે છે. આપ લેનું જો ધોરણ બાંધવું પડે તો તે આપવાનું ત્રાજવું લેવાનાના કરતાં નીચું નમવું જોઇએ.

ત્યારે જે પ્રકારના આચારથી સર્વને સુખ થાય અને કોઇને દુઃખ ન થાય એજ શુદ્ધ આચારનું સત્ય ઠરે છે. પણ અહિં આ સ્થૂલ ભૂમિકા ઉપર એથી પણ કાંઇક વિશેષની જરૂર છે. મનુષ્યનાં શરીર જૂદાં છે માટે કહેવાય છે કે 'મ્હારૂં શરીર' પણ એ શરીર પણ અમુક વ્યક્તિનું નથી. શરીર શરીરને દેખીતો સંબંધ નથી છતાં તેઓ પરસ્પર એવાં સંકલાયલાં છે કે "આ શરીર મારૂં છે અને એનો ઉપયોગ હું ગમે તેવી રીતે કરૂં તેમાં કોઇને શું?" એ વિચાર કેવલ મૂર્ખતા ભરેલો છે. આપણું શરીર આપણું નથી પણ મનુષ્યમાત્રનું છે. કેવી રીતે તે જોઇશું. આપણા શરીરના પરમાણુઓ એકના એક રહેતા નથી. તેમાં નિરંતર ફેરફાર થયાં કરે છે. જે પરમાણુઓ આજ આપણા શરીરમાં બંધાયલા છે તે ત્યાંથી છુટા પડી બીજાના શરીરમાં પ્રવેશ કરે છે અને બીજા શરીરમાંના પરમાણુઓ આપણા શરીરમાં પ્રવેશ કરે છે. વળી આટલુંજ નહીં પણ જે શરીરના પરમાણુઓ હોય છે તે શરીરમાં થતી ક્રિયાઓના સંસ્કાર તે દરેક પરમાણુ પર હોય છે અને તેથી છુટા પડી જે બીજા શરીરમાં તેઓ પ્રવેશ કરે છે ત્યાં તેવી ક્રિયા કરાવે છે અથવા તેવી ક્રિયા થતીજ હોય તો તેને દૃઢ કરે છે. (આવતા અંકમાં સંપૂર્ણ.)

# સુદર્શન.

( તંત્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી. )

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

—*§*—

" सत्यं परं धीमहि " —भागवतम्.

પુસ્તક ૧૨. અંક ૩ ] (માસિક ) [ ડીસેંબર. ૧૮૯૬.

૧

## સાહિત્ય

૧

### વિદાય

( મળેલું )

અનુષ્ટુપ

અરે નાના ! અરે નાના ! કાંઇએ વદવું નથી !
જાને જા તું ! ભલે જા તું ! પાછળે પળવું નથી !

શિખરિણી

સુખે જા તું વ્હાલી ! તુજ દિલ તને જ્યાં લઇ જતું,
બહુ વ્હાલે તેને ઉમંગે તુજ જેમાં ઠરી શક્યું;
નહીં આણું આડે, અહિત તુજ ઇચ્છું નવ કદી,
નડે આ દુર્ભાગી પ્રીતિ તુજ પ્રીતિ ને કદિ નહીં.
શીખી મીઠી પ્રીતિ જગત પર સૌંદર્ય જનમે,
ચહાવું ને ન્હાવું જનમથીજ સૌંદર્ય સમજે;
શીખાવે શું તુંને પ્રણય, દિન ભાગી હૃદય આ !
તું માટે નિર્માયું જન હૃદય તૃપ્તે વિહરવા.
તને ચાહું એમાં નવિન કથવાંનું નવ કશું,
હશે કિંતુ તેનો પ્રણય અધિકો તું ઉપર કે.

અરે ! મ્હારી પ્રીતિ અધિક, નવ હાવાં થઈ શકે,
હજી તેની પ્રીતિ અધિકી અધિકી તું પર સદા.
તને ચાહે આખું નહીં નહીં વિશાળું જગત ત્યાં,
દિવાનો તારો એ અધિક મુજથી એકજ હશે;
દિવાના તારાને—અરર ! નવ બેહાલ કરજે
નહીં મ્હારા ધાર્યું સ્મરણ કરીને તું અટકજે.
વિસારો તે હૈયે અધિક મુજ હૈયાથી બળશે;
ફકીરી ઝોળીશું મુજ જીગર તો ખાકમય છે;
નહીં દુર્ભાગી તે મુજ દિલથી જે બાથ બીડતું,
બન્યું છે કૈં એવું હજુ સુધી પ્રિયે ! આ હૃદયનું.
ઉદાસી ઉંડીની મમ હૃદયને સોબત—અરે !
મને ચ્હાનારાં સૌ—અરર ! પડતાં એજ વમળે;
સુખોની આશાથી પ્રણય કરનારાં દુખી થતાં.
અરે ! આ હૈયાને વધુ દુઃખ દઈ સૌ દૂર જતાં.
તજે તે હૈયામાં મધુર રસનો મેળ મળશે,
અમી જેવી ત્યાંથી તુજ તરફ મીઠાશ ગળશે;
બહુ મ્હોટું તેનું તુજ હૃદય માટે તપ હશે,
કઈ એ જન્મોના તપનું ફળ તેને મળ્યું હશે.
નહીં આવું આડે, અહિત નવ ઈચ્છું પ્રણયિનું,
વળી ના ઝુંટાવું ફૂલ મળી ચુક્યું જે તપતણું;
સુભાગી પ્રેમી ! હા ! તમ હૃદયને તૃપ્ત કરજો,
અને મ્હારા જેવાં ઉપર કરુણાથી નિરખજો;
અહીં હું જન્મ્યો ને મુજ દિલની ચાવી તુજ થઈ,
મને કિંતુ ચાવી તુજ હૃદયની તો નવ મળી;
રડાવી તેં જાણ્યું, હસવી વળી જાણ્યું જીગર આ,
ન જાણ્યું મેં કોદી તુજ હૃદય ભાવો પલટવા.
હવે તારે માટે તપીશ તપ હું જિંદગી બધી,
હવે મૃત્યુ તો એ ચીરીશ પડદો એ બલવતી;
સુભાગી તે જેવો બનીશ નહીં હું એક સમયે
અને જન્મો જન્મો તુજ હૃદય જોઈ રહીશ હું.
ઉભા સાક્ષી રાખી શશિ રવિ અને દેવ સઘળા,
સખિ ! ન્હાની તારી ગ્રહિશ કરથી હું કરલતા;
નતું કૈં શીખ્યો તે શીખવીશ સુખે ત્યાં સહુ તને.
અરે મ્હારી, પાંખો તુજ હૃદયને અર્પીશ-પ્રિયે !
પછી મ્હારાં નેત્રે તુજ હૃદયની ચાવી મળશે,

પછી મ્હારાં અશ્રુ તુજ નયનને કાંઇ હરશે;
પછી દુર્ભાગીના મુજ દિલથી જે બાંધ બીડતું,
પછી થાશે બિંદુ મમ હૃદય તો અમૃતતણું.
ન આ ફેરે તો હું તુજ મુખ હવે જોઇશ કદી,
બતાવી મ્હો મ્હારૂં ફગર દુખો તારૂં નહિં કરૂં;
થઇ માલીકી છે તુજ વદનની અન્ય દિલની,
વળી મ્હારૂં હું હું જીવિત મુખ જોવા બસ નહીં,
અરે ! શું જોવું ? તું હૃદય વિણ લુખા મુખ મહીં !
અને એવું એ મ્હોં મુજ નયન પાસે સ્થિર નહીં !
વળી ના મ્હારૂં કે જીવિત ભર મ્હારૂં નવ થશે,
હવે તો જોવું છે વદન તુજ મ્હારૂંજ કરીને
ડરે છે શું કાંઇ હૃદય મુજ આવું નિરખતાં ?
ન કાં નેત્રો તારાં મમ નયનથી મેળવ ! પ્રિયા !

---

૨

અંથાવલોકન.

પાંડવનું ઉત્તરચરિત*:— વાચકોની જાણમાં હશે કે ગયે વર્ષે "હિંદુસ્તાન" પત્રના અધિપતિ રા. વનમાલીદાસ લાધાભાઇ એમણે "સાક્ષરસહાયક પ્રજાબોધક મંડળી" સ્થાપી છે. પ્રજાને સસ્તુ વાચન પુરૂ પાડવાના હેતુથી એટલે કે જે ગ્રંથકારોની ઇચ્છા હોય તેમના લેખને એક કમીટી પાસે તપાસાવી મંજુરી મળતાં પડતરભાવે છાપી આપી અમુક કીંમતે વેચાવવાની ગોઠવણ કરવાના હેતુથી, તથા જેમણે એ મંડળીમાં નાણાં ભર્યા છે તેવા જનોને "વિવેચક" નામે ત્રિમાસિક તથા જે પુસ્તકો મંડળી પોતે છાપે, તે પુસ્તકોમાંથી, વર્ગ પ્રમાણે, અમુક કિંમત સુધીનાં પુસ્તકો ભેટ આપતા રહેવું એવા હેતુથી, આ મંડળી કહાડવામાં આવી છે; એવો સાર તેનાં પ્રસિદ્ધ કરેલાં લખાણોથી નીકળે છે. આવા સ્તુત્ય ઉદ્દેશને અનુસરી ઘણાક સમૃદ્ધિમાન, વિદ્વાન, વ્યાપારી, રાજ્યકર્તા, આદિએ આ મંડળીના ત્રણ વર્ગમાંથી જે તે એક વર્ગમાં નાણાં ભરી પોતાનાં નામ નોંધાવ્યાં છે. મંડળીની સ્થાપના મુંબઇમાં કરી છે એટલે રા. વનમાલીદાસ પોતાનું હિંદુસ્તાન અમદાવાદમાં કાઢતા હતા તે મુંબઇમાં લાવ્યા છે, તથા એક છાપખાનું પણ રાખવામાં આવ્યું છે, અને યોગ્ય રીતિસર પુસ્તક તપાસનાર, ત્રિમાસિક ચલાવનાર, વ્યવસ્થા રાખનાર, આદિ કમીટીઓ નીમાઇ છે. રા. વનમાલીદાસ પોતાને આ સ્તુત્ય કાર્ય ચલાવવા માટે મંડળીએ અમુક પગાર ઠરાવી આપેલો છે.

આ ગ્રંથના અવલોકનનો ઉપોદ્ઘાત "સાક્ષરસહાયક" મંડળીના વર્ણનથી શા માટે

---

* રચનાર રા. રા. દેવશંકર રામચંદ્ર રાવળ; પ્રસિદ્ધ કર્તા સાક્ષરસહાયક પ્રજાબોધક મંડળી, મુંબઇ.

કરવામાં આવ્યો હશે એવી શંકાનું કારણ નથી કેમકે સસ્તુ વાચન ફેલાવવાના ઉદ્દેશથી આ મંડળી પોતાની જાતના ખર્ચે જે સસ્તાં પુસ્તકો બહાર પાડી લોકમાં ઉત્તમ પ્રકારના જ્ઞાનનો સસ્તી રીતે ફેલાવ કરે તેવાં પુસ્તકોમાંનું જે પુસ્તક અમારા આગળ આવ્યું છે, તે આ પાંડવનું ઉત્તરચરિત છે. એ સિવાય બીજાં હોય તો તે અમારી જાણમાં નથી. મંડળીના ઉદ્દેશને અનુસરી વિવેચકપત્ર ચાલે છે, તેમજ કોઇ કોઇ ગૃહસ્થોને પુસ્તકો પણ છાપી આપ્યાં છે એમ જાણવામાં છે; પરંતુ મંડળી પોતાના સાહસથી સસ્તુ વાચન ફેલાવવા જે પુસ્તકો રચી રચાવી છાપીને વેચે તેમાંનું તો આ પાંડવનું ઉત્તરચરિત પ્રથમ હોય એમ લાગે છે. પુસ્તકનાં સુપરરોયલ બત્રીસપેજી જેવાં ૧૩૪ પૃષ્ઠ છે, સાદુ લુગડાનું પૂઠું છે, કીંમત જણાવી નથી, પણ બધું જોતાં, પડતર ભાવે પુસ્તક વેચવાનો ઉદ્દેશ હોવાથી, દોઢ બે આના કરતાં વધારે હોઇ શકે નહિ. છપાઇ પણ બીજાં મધ્યમ પ્રકારનાં છાપખાનાઓના જેવીજ એકંદરે ઠીક છે.

આ પુસ્તક જો કે અમારી પાસે "અવલોકન" માટે આવ્યું નથી, માત્ર બીજા વર્ગના સભાસદને જે ભેટ આપી શકાતી હશે તેવી ભેટરૂપે આવ્યું છે, તો પણ એ પુસ્તક વિષે એકંદર અસંતોષ અને અયોગ્યતાનો અમારો જે અભિપ્રાય થાય તે દર્શાવવાનો અમારો હક જતો રહેતો નથી. ત્રણ ચાર ફરમાની આ નાની ચોપડી ને તે પણ અશુદ્ધ ભાષાથી લખાયલી, તેના નામને અનુકૂલ એવા કોઇ પણ કલ્પનાવળા કે કવિત્વને યોગ્ય ચમત્કારથી રહિત, તેને પુસ્તક કહેવું કે નહિ એ શંકા ભરેલું છે; અને ભવ્ય ઉદ્દેશ ધારણ કરી પ્રજાના દ્રવ્યથી ચાલતી, તથા વિદ્વાનોની દેખરેખ નીચે કાર્ય કરતી, એક મંડળી સસ્તુ વાચન ફેલાવવાના પોતાના આશયનો એક ભાગ અદા કરી બતાવતાં આવું ક્તાકડું અમારા આગળ ધરે એ જોઇને અમને ખરેખર શરમ આવે છે. પાંડવનું ઉત્તરચરિત એ નામ સાંભળીને એમજ લાગે કે પાંડવો ઉત્તરાવસ્થામાં હિમાલય ગયા તેની વાર્તા આ લેખમાં હશે. તેવી વાર્તા તો અવશ્ય છે, પણ એ વાર્તા કેવી રીતે કહી છે? આ વાર્તા વાચ્યા પછી અમે જો મહાભારતની કથાથી વાકેફ ન હોત તો કોઇક વાણીઆને કે કોઇ સાધારણ બ્રાહ્મણને પરખટલાની કડાકૂટથી કંટાળતાં વનમાં જઇને રહેવાની મરજી થઇ હોય તેવો મહાત્મા યુધિષ્ઠિર અને તેના ભાઇઓ વિષે વિચાર આવત. એ વાત અમો ભુલી જતા નથી કે કલિયુગ અને દ્વાપરની લડાઇ એક પ્રકરણમાં લખી છે; કૃષ્ણે ઋષિઓને કલિયુગના આવવાના સંદેશા મોકલ્યા એવું કહ્યું છે, અને કલિપ્રભાવનાં વર્ણનો કરવામાં આવ્યાં છે, પરંતુ એક સાધારણ બુદ્ધિનો, સામાન્ય લખતાં વાચતાં આવડતું હોય તેવો, કે ન આવડતું હોય તેવો, માણસ એ બધી વાતો પરત્વે જે કહી શકે તે કરતાં ગ્રંથનું નામ આપીને છાપી કાઢેલા આ કહેવામાં કશો ફેર નથી. ગ્રંથ રચાવાનું મુખ્ય કારણ એવું હોય છે કે ગ્રંથકર્તા પોતામાં કોઇ હૃદયઆર્દ્રી ભાવ ઉછાળા મારી બહાર નીકળવા મથન કરી રહ્યા હોય તેને સ્વાભાવિક પ્રવાહ રૂપે અનાયાસે દર્શાવાવો અને એમ પોતાનામાં, જે ઉછાળા મારતો ભાવ હોય તે વાચકને પણ શબ્દદ્વારા પ્રેરી આપવો; આનો એક છાંટો પણ આ પુસ્તકમાં નથી. મહાભારતની કથા જેમને શ્રવણગોચર થઇ હશે તેવી ડોશીઓ પણ આ

પુસ્તક કરતાં વધારે અસરકારક અને તેથી વધારે વાસ્તવિક રીતે પાંડવોના ઉત્તરચરિતની કથા કહી શકત એમ અમને લાગે છે. કૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે કલિયુગ આવે છે માટે તમોથી રાજ્ય થઇ શકશે નહિ, યુધિષ્ઠિરે કોઇક ગાંગડીઓ કરે તેમ હાય હાય મેં બહુ પાપ કર્યાં! હવે શું કરૂં? બહુ જુઠ, કપટ, રમ્યાં કોને શરણ જાઉં! એવી મતલબનું કહેવા માંડ્યું અને દ્રૌપદીએ ધણી વિના એકલાં રહેવાય કેમ? એવી દલીલથી તેમની સાથે જવા આગ્રહ કર્યો, તથા છએ જણાં માતાની રજા લેવા ગયાં ત્યાં પુત્ર વિના હવે સ્મશાન થઇ ગયું એમ સમજી માતા મૂર્છામાં પડ્યાં તેમને મૂકીને છએ જણ હિમાલય ભણી ચાલ્યાં ગયાં; આટલી અને આવી કથા સાંભળીને કોણ કહેશે કે એ પાંડવોના ઉત્તરવૃત્તની કથા છે? આ કથામાં પાંડવ, કૃષ્ણ, દ્રૌપદી, આદિ નામ કાઢી લઇ રતનચંદ કરમચંદ, શ્યામાવહુ, કે એવાં ગમે તે નામ ગોઠવીએ તો તેના રસમાં કે વર્ણનમાં બાધ આવે એવું કોઇ પણ વિશિષ્ટત્વ આખા લખાણમાં જોઈ શકાતું નથી. વચમાં વચમાં યુધિષ્ઠિર દ્રૌપદી આદિ નાટકના રાગનાં ગીત ગાય છે તે ભુલી જવું ન જોઇએ, પણ દિલગીરી એટલીજ છે કે જેમ જોડણી કરી વાક્યો લખતાં આવડ્યાથી વાર્તા કે ગ્રંથ થતો નથી તેમ આવા જોડાજોડાથી કાવ્ય થતું નથી એમ અમો માનીએ છીએ. અને પ્રકૃત પ્રસંગે તો એ કાવ્યરચના મુખ્ય વાર્તાને પોષણકર્તા છે કે શોષણકર્તા છે એજ પ્રથમ વિચાર છે.

વસ્તુસંકલના અને ગ્રંથરચના વિષે આટલું કહ્યા પછી ગ્રંથકારની સાધારણ જ્ઞાનસંપત્તિનો પણ થોડોક વિચાર કરવો જોઇએ. કેટલીક વાક્યરચના જોઇએ. " જનુનીનો પિંડ ક્ષીણ પામતો નથી." આટલા ટુંકા કટકામાં બે ખોટા શબ્દ છેઃ જનુની, અને ક્ષીણ. બાલકના ધાવવાથી " જનનીના પિંડનો ક્ષય થતો નથી " એમ કહેવાનો હેતુ છે. "નિર્જન વનના નિતંબમાં નિવાસ કરવા ગયા " એ વાક્ય નિતંબ અને નિવાસના પ્રાસની લાલચથી લખાયું છે પણ વનને " નિતંબ " હોતા નથી, " નિતંબ " તો પર્વતને હોય છે તેનું લખનારને ભાન નથી. " આખર અવસ્થા સબબ રાજ્ય થઇ શકે તેમ નહોતું." આ વાક્ય કોરટોના ફેસલા વગેરેમાં શોભત પણ " સબબ " શબ્દનો આવો પ્રયોગ ગ્રંથમાં નવોજ છે. " રાજસભા સાનિધ્ય દર્શન દેતા ઉભા રહ્યા " આમાં " સાનિધ્ય " એ પ્રયોગ ખોટો છે; " સન્મુખ " એ શબ્દનીજ અપેક્ષા છે; ' સાનિધ્ય ' એ શબ્દજ ખોટો છે, શબ્દ તો ' સાન્નિધ્ય ' થાય, પણ ' સન્નિધિ ' નો અત્ર કોઇ પ્રકારેજ ચાલે નહિ, ' સન્મુખ ' કે તેવા અર્થનોજ શબ્દ જોઇએ. હવે કેટલીક જોડણી જોઇએઃ દ્રુપદરાજા, કર્મનિષ્ટ, તપોનિષ્ટ, સ્મૃદ્ધિ, રૂષિ, પ્રતિષ્ઠિત, અપરામેય, લુબ્ધાઇ, જગદ્‌દંદ, પ્રતિગ્રહ, ભ્રષ્ટ, દ્રઢ, જાગૃત, દ્રશ્ય, ઇત્યાદિ. ઋષિઓને કૃષ્ણે સંદેશા મોકલ્યા ત્યારે સાબરમતી ઉપરના ઋષિઓને પણ સંભારવામાં આવ્યા હતા, અને યુધિષ્ઠિરે કહ્યું કે અમને પાપનો પશ્ચાત્તાપ થતાં અમારે શું કરવું? ત્યારે ગીતા જેવો રહસ્યોપદેશ કરનાર મહાત્માએ કલિયુગમાં હજાણા ઉપરબસો એક વર્ષ ઉપર થયેલા કમલાકરભટ્ટના " ધર્મસિંધુ પ્રમાણે નિવારણાર્થે કાંઇક કરાય તો સારૂં " એમ ઉત્તર આપ્યું, એ આદિ વચનરચનાના અલૌકિક ચાતુર્ય ઉપર પણ વાચ-

તેવી ભાગી તૂટી વાણીમાં, ગમે તેવા જડ આકારમાં, પણ હૃદય હોઇ શકે છે, બુદ્ધિ હોઇ શકતી નથી. બુદ્ધિ આણી આવે છે, હૃદય આણ્યું આવતું નથી. માણસનો આખો આકાર જુઓ, એની દૃષ્ટિમાં દૃષ્ટિ મેળવો, એને વચને વચન જોડો, એનામાં હૃદય છે એમ કહી શકશો; બુદ્ધિની ખાતરી એમ નહિ થાય, તમે જાતે તેની સાથે વિવાદે ચડશો, બીજા પાસે તેને લેઇ જઇ ત્યાં વિવાદ કરાવશો, ને એમ કરતાં જ્યારે 'કોઇથી હઠતો નથી' એવું જણાશે ત્યારે પણ તમારી બુદ્ધિ, છેક મરતે મરતે, જાણે પોતાનુંજ એમાં કાંઇક જતું રહેતું હોય તેમ ધીમે ધીમે, કહેશેકે હા, ઠીક છે. બુદ્ધિ જોડે તો માણસોને લડવાનુંજ મન થાય છે, હૃદયને માણસ તુરતજ નમી પડે છે. " આ માણસમાં હૃદય છે " એટલું કહ્યું એટલે એને માટે દસ્તાવેજ, પુરાવો, જમાની, જોઇશું નહિ; આ માણસ આબરુદાર છે એમ કહેવામાં પુરાવો અને સાખ જોઇશું. કારણકે હૃદય તો માણસના ચહેરા અને દેખાવ ઉપર રમી રહે છે, જ્યારે બુદ્ધિ તેના માથાના અંધારા ઓરડામાંથીજ ધમકારા ગજાવી ગજાવીને આપણને છતી થાય છે.

હૃદયને 'હું' એવું ભાનજ નથી, તે તો કોણ જાણે કોઇ એવો પદાર્થ છે કે જેને દેખે તેનેજ બધે દેખે, જેને વળગે તેનેજ સર્વત્ર વળગાડે, એ પોતે આખું ને આખું, જેનો સંબંધ હોય તે રૂપ થઇ રહે. બુદ્ધિ તો હું-તું, મારું-તારું, એવા ભેદ પાડી અમુક હદ અને મર્યાદા ઠરાવી પોતે અને પોતાનું એવા બે વિભાગ સ્પષ્ટ કરી બતાવશે; કશામાં પણ પોતે નહિ એમ નહિ થવા દે. અભિમાનનું નિદાન બુદ્ધિ છે; સ્વાર્પણ, ત્યાગ, તેનું નિદાન હૃદય છે. એક રસિક કાવ્યને વાચતાં હૃદય તેના રસમાં પોતાને ભુલી જશે, જ્યારે બુદ્ધિ તેની રચના તેના ગણ તેની માત્રા તેની ભાષા તેની કલ્પના ઇત્યાદિ જોવામાં પોતે પોતાને શોધતી રહેશે. બુદ્ધિ જ્યારે ગમે તેવા વિશાલ મકાનમાં પણ પોતે સમાશે કે નહિ તેનાં માપ કાઢે છે ને હીસાબ ગણે છે ત્યારે હૃદય તો એ મકાનના હૃદયને શોધી કહાડી ક્યારનું એ તેમાં ગુમ થઇ જાય છે. બુદ્ધિને પોતા વિના કશું ગમતું નથી, જ્યાં હોય ત્યાં પોતે ને પોતેજ. સુખ, દુઃખ, આબરુ, પ્રતિષ્ઠા, માન, અપમાન, ઘર, બહાર, વ્યવહાર, પરમાર્થ, બધાં બુદ્ધિ પોતે જેવાં માને તેવાં ખરાં;—બીજાં નહિજ; કોઇ બે બુદ્ધિ આ બધી અને એવી અનંત વાતો વિષે એકમત થવાની નહિ. હૃદયને તો હૃદય વિના બીજું દેખાતુંજ નથી, એટલે કલ્પના કરવાનો અવકાશ નથી, જ્યાં હોય ત્યાં હૃદય એકનું એકજ છે, હૃદયે હૃદયને તકરાર આવતી નથી. ગાઢ મૈત્રી, અનન્ય પ્રેમ, શાન્ત સુખી સંસાર, અનેક ઠેકાણે વણસી જાય છે તે બુદ્ધિના કારભારનુંજ પરિણામ છે. હૃદય જે રાજ્ય આપાને

**દીર્ઘાયુષ્ય=:**—મનુષ્યને જે અમૂલ્ય પ્રસંગ પોતાનું કલ્યાણ સાધવાને અર્થે શરીર ધારણ કરવાથી મળ્યો છે તેનો લેવાય તેટલો લાભ લેવો એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. એ કર્તવ્યને જે ચૂકે છે તે બીજાં જે જે પાપ કહેવાય છે તેના જેવું જ એક પાપ કરે છે કેમકે ધર્મનું પ્રથમ સાધન જે શરીર તેની બેદરકારી કરી ધર્મથી પણ હાનિ પામતો ચાલે છે. શરીરની સુખાકારીનો સામાન્ય રીતે શાના ઉપર આધાર છે એટલી વાત તો પ્રત્યેક માણસે અવશ્ય જાણવી જોઇએ, અને તે જાણ્યા વિના ગમે તે ખાનપાન વિહાર વસ્ત્ર આદિ રાખવાં કે ગમે તે ઔષધ ઉપચાર વસાણાં આદિનું સેવન કરવું ને હાનિકારકજ છે. જેમ થોડુંક શારીર શાસ્ત્રનું, થોડુંક નિદાન શાસ્ત્રનું, ને થોડુંક ઉપચાર શાસ્ત્રનું જ્ઞાન પ્રત્યેક જનને આવશ્યક છે, તેમ સામાન્ય રીતે સુખાકારી સાચવવાનું જ્ઞાન પણ પ્રત્યેક જનને આવશ્યક છે. આવા ગ્રંથોથી સુખાકારી સાચવવાનું આ પ્રકારનું જ્ઞાન સર્વને મળી શકે એમ છે; આ ગ્રંથ બહુ સરલ રીતે લખેલો છે; એટલે અમો એ ગ્રંથ વાચવાની સર્વને ભલામણ કરીએ છીએ.

---

૨

શુદ્ધ

૧

## બુદ્ધિ અને હૃદય

શરીરમાં 'હૃદય' એવું જે સ્થાન છે તે રક્તનો સંચય કરી રક્તને શુદ્ધ કરી આપીને શરીરનું પોષણ કરે છે એ ઉપરાંત વધારે વિચાર એ શબ્દને અંગે મનુષ્યો કરતાં જણાતાં નથી. મનુષ્ય પોતે જેટલા જેટલા માનસિક વ્યાપાર કરે છે તે બધા જાણે મગજમાંથીજ થતા હોય, માથામાંના કોઇ અલૌકિક તત્ત્વનાજ એ બધા પ્રકાર હોય, એવાં સમાધાનો શોધવામાં પરિતોષ માનતાં એકલા ઉત્તમાંગનેજ મનુષ્ય સર્વસ્વ ગણી લે છે. માથામાંથી ઉપજતી પ્રવૃત્તિને બુદ્ધિ કહીએ છીએ, રક્તાશયમાંથી ઉપજતી પ્રવૃત્તિને હૃદય કહીએ છીએ. કોઇ પણ ભય, ક્રોધ, હર્ષ, વિષાદ, આશ્ચર્ય, વિશ્વાસ, દયા, પ્રેમ, આદિ લાગણી થતાં હૃદયનો ધબકારો વધવા માંડે છે કે મંદ પડી જાય છે, અને આખા અંગમાં કોઇક અવર્ણ્ય ચમક લાગી જાય છે એ વિલક્ષણ પ્રકાર હૃદયનો છે; વિવાદ, યુક્તિ, રચના, વિસ્તાર, વિદ્વત્તા, પાંડિત્ય, આદિ જોતાં મનમાં આપણને એવા થવાની જે વૃત્તિ થઇ આવે છે તે ચમત્કાર બુદ્ધિનો છે. બુદ્ધિને વિસ્તાર છે, ઉંડાઇ નથી; હૃદયને ઉંડાઇ છે, વિસ્તાર નથી. બુદ્ધિ જ્યાં કારણો આપે છે ને વિવાદ કરી ઉચું માથું રાખી સર્વોપરિ થઇ ચાલે છે ત્યાં હૃદય કારણોને કહી શકતું નથી અને મૌન રહી નીચે માથે સર્વના અંતરમાં સમાય છે. દોષ કાઢવાનું કામ બુદ્ધિનું છે, ક્ષમા આપવા લેવાનું કામ હૃદયનું છે; પણ બુદ્ધિ જ્યાં ક્ષમાનો દાવો કરે છે, ત્યાં તો હૃદય ક્ષમાને સમજતું એ નથી. બુદ્ધિને માન અપમાન સમજાય છે, સારું ખોટું સમજાય છે; હૃદયને સર્વત્ર માનનું માનજ જણાય છે, બધું સારુંજ દેખાય છે. ગમે

---

= ઘણા અંગરેજી ગ્રંથોને આધારે રચનાર રા. રા. વરજીવનદાસ દામોદરદાસ એલ, એમ, એન્ડ એસ, મુંબઇ. મૂલ્ય રૂ ૦—૧૨—૦

તેની ભાગી તૂટી વાણીમાં, ગમે તેવા જડ આકારમાં, પણ હૃદય હોઇ શકે છે, બુદ્ધિ હોઇ શકતી નથી. બુદ્ધિ આણી આવે છે, હૃદય આણ્યું આવતું નથી. માણસનો આખો આકાર જુઓ, એની દૃષ્ટિમાં દૃષ્ટિ મેળવો, એને વચને વચન જોડો, એનામાં હૃદય છે એમ કહી શકશો; બુદ્ધિની ખાતરી એમ નહિ થાય, તમે જાતે તેની સાથે વિવાદે ચઢશો, બીજા પાસે તેને લેઇ જઇ ત્યાં વિવાદ કરાવશો, ને એમ કરતાં જ્યારે 'કોઇથી હઠતો નથી' એવું જણાશે ત્યારે પણ તમારી બુદ્ધિ, છેક મરતે મરતે, જાણે પોતાનુંજ એમાં કાંઇક જતું રહેતું હોય તેમ ધીમે ધીમે, કહેશેકે હા, ઠીક છે. બુદ્ધિ જોડે તો માણસોને લડવાનુંજ મન થાય છે, હૃદયને માણસન્તુરતજ નમી પડે છે." આ માણસમાં હૃદય છે" એટલું કહ્યું એટલે એને વાટે દસ્તાવેજ, પુરાવો, જમાની, જોઇશું નહિ; આ માણસ આબરૂદાર છે એમ કહેવામાં પુરાવો અને સાખ જોઇશું. કારણકે હૃદય તો માણસના ચહેરા અને દેખાવ ઉપર રમી રહે છે, જ્યારે બુદ્ધિ તેના માથાના અંધારા ઓરડામાંથીજ ધમકારા ગજાવી ગજાવીને આપણને છતી થાય છે.

હૃદયને 'હું' એવું ભાનજ નથી, તે તો કોણ જાણે કોઇ એવો પદાર્થ છે કે જેને દેખે તેનેજ બધે દેખે, જેને વળગે તેનેજ સર્વત્ર વળગાડે. એ પોતે આખું ને આખું, જેનો સંબંધ હોય તે રૂપ થઇ રહે. બુદ્ધિ તો હું-તું, મારૂં-તારૂં, એવા ભેદ પાડી અમુક હદ અને મર્યાદા ઠરાવી પોતે અને પોતાનું એવા બે વિભાગ સ્પષ્ટ કરી બતાવશે; કશામાં પણ પોતે નહિ એમ નહિ થવા દે. અભિમાનનું નિદાન બુદ્ધિ છે; સ્વાર્પણ, ત્યાગ, તેનું નિદાન હૃદય છે. એક રસિક કાવ્યને વાચતાં હૃદય તેના રસમાં પોતાને ભુલી જશે, જ્યારે બુદ્ધિ તેની રચના તેના ગણ તેની માત્રા તેની ભાષા તેની કલ્પના ઇત્યાદિ જોવામાં પોતે પોતાને શોધતી રહેશે. બુદ્ધિ જ્યારે ગમે તેવા વિશાલ મકાનમાં પણ પોતે સમાશે કે નહિ તેનાં માપ કાઢે છે ને હીસાબ ગણે છે ત્યારે હૃદય તો એ મકાનના હૃદયને શોધી કહાડી ક્યારનું એ તેમાં ગુમ થઇ જાય છે. બુદ્ધિને પોતા વિના કશું ગમતું નથી, જ્યાં હોય ત્યાં પોતે ને પોતેજ. સુખ, દુઃખ, આબરૂ, પ્રતિષ્ઠા, માન, અપમાન, ઘર, બહાર, વ્યવહાર, પરમાર્થ, બધાં બુદ્ધિ પોતે જેવાં માને તેવાં ખરાં;—બીજાં નહિજ; કોઇ બે બુદ્ધિ આ બધી અને એવી અનંત વાતો વિષે એકમત થવાની નહિ. હૃદયને તો હૃદય વિના બીજું દેખાતુંજ નથી, એટલે કલ્પના કરવાનો અવકાશ નથી, જ્યાં હોય ત્યાં હૃદય એકનું એકજ છે, હૃદયે હૃદયને તકરાર આવતી નથી. ગાઢ મૈત્રી, અનન્ય પ્રેમ, શાન્ત સુખી સંસાર, અનેક ઠેકાણે વણસી જાય છે તે બુદ્ધિના કારભારનુંજ પરિણામ છે. હૃદય જે રાજ્ય અપાવે છે તેને બુદ્ધિ છીનાવી લે છે; બુદ્ધિ પોતે એવી દુષ્ટ છે કે આપી શકતી નથી તેમ કોઇ આપે તે લેઇ પણ શકતી નથી. મહોટાં રાજ્યો સ્થાપ્યાં, લોહીની નીક વાળી ભય પગાર કે પદવીની લાલચ વિના રણમાં વીરોએ સ્વાર્પણ કર્યું ત્યાં હૃદયનું સામ્રાજ્ય હતું; પરસ્પર વૈર દ્વેષ અને કલહ કરી કુસંપ વધાર્યો અને પોતાને કોઇ પ્રકારની તૃપ્તિ ન થતાં અનંત તૃપ્તિ શોધતે શોધતે એશઆરામમાં નિવર્ષિ થવાયું ત્યાં બુદ્ધિનો વૈભવ હતો. હૃદય સ્થાપે છે, બુદ્ધિ ઉથાપે છે. સૃષ્ટિની રચના હૃદય કરે છે, તેનો વિનાશ બુદ્ધિ સાધે

છે. હૃદય ઓગાળે છે, બુદ્ધિ હોય તે કરતાં પણ વધતા કટકા કરી આપે છે.

હૃદય સૃષ્ટિ કરે છે, હૃદયજ ઇશ્વર છે. જ્યાં હૃદયને ઐશ્વર્ય દેખાય છે ત્યાં બુદ્ધિને નિર્માલ્યતા નિઃસારતા ભાસે છે. હૃદયને શાન્તિ, એકતા, સ્થિરતા જોઇએ છીએ, બુદ્ધિને વૈભવ, કલેષ, પ્રવૃત્તિ જોઇએ છીએ. બુદ્ધિને પૂજા, પ્રતિમા, અને અર્ચનનો આડંબર જોઇએ છીએ, હૃદયને અપૂજ્ય અપ્રતિષ્ઠિત અને અનર્ચિત રહેવુંજ ગમે છે. અખા ભક્તે કહ્યું છેઃ—

જ્યાં જોઇએ ત્યાં કૂડે કૂડ, સામા સામી બેઠા ધૂડ.

બુદ્ધિના અંધકારને પ્રકાશ માનનારા ધૂડ સામા સામી બેશીને પરસ્પરને ખોટાખરા કર્યાજ જાય છે; હૃદયના સૂર્યને તે દેખતા નથી. બુદ્ધિનો તો ખરે ખરો "અંધારો કૂવો"જ છે, એનો છેડોજ નથી; હૃદયમાં પરમાત્માની "અંગુષ્ઠમાત્ર" પ્રતિમા પ્રત્યક્ષ છે; હૃદયને પૂજવાનું મૂકી બુદ્ધિને પૂજનારા કેવલ નાસ્તિકજ છે. બુદ્ધિ પોતેજ નાસ્તિક છે, તેને કશી વાતની સ્થાપના ગમતી નથી, બધામાં પોતાને ને પોતાને શોધવા જાય છે, રખેને પોતે કહીંક રહી જશે એવી શંકા તેને નિરંતર રહ્યાં કરે છે; સ્થાપના, શ્રદ્ધા, વિશ્વાસ એ તો હૃદયને છે, તેજ નિઃશંક નિષ્કંપ રહી શાન્તિનો પરમ રસ અનુભવે છે. મોઢે સદાચાર, સદ્વૃત્તિ, યોગ, વેદાન્ત, આદિ વાતો કરાવનારી, આચારથી વિમુખ રાખી વચનમાત્રમાં તૃપ્તિ માનનારી, અને એવી વચનરચનાઓમાં કૃતાર્થતા સમજનારી બુદ્ધિજ મનુષ્યને કૃપણ, શઠ, ધૂર્ત, બનાવી પરમકલ્યાણમય હૃદયના પ્રકાશથી સર્વદા વિમુખ રાખે છે. બુદ્ધિ તો નિશ્ચય કરી શકે, તે પણ એક ક્ષણવારજ કરી શકે, હૃદય તે નિશ્ચયને પાર પાડી શકે, તે નિશ્ચયમય થઇ જાઇ સાક્ષાત્કાર પામી શકે. શાસ્ત્રો જેને માયા, પ્રપંચ, પ્રકૃતિ, આદિ નામથી નિંદે છે તે બુદ્ધિ છે, જેને અભેદ, ભૂમા, આત્મા, આદિ નામથી ઇષ્ટ બતાવે છે તે હૃદય છે; યોગ્યજ કહ્યું છેઃ—

મોથી વિશ્વની બાણી બુલંદુ,
પળીમાં છતે બન બાલ તું;
ખરી મસ્તી એ ખરું સુખડું,
સ્પર્શી પાપ દુઃખ અડે નહિ.

ગૃહસ્થમાત્રને ઉચિત છે કે તેણે બુદ્ધિના વિલાસોની પૂઠ મૂકી હૃદયના આવેગને પ્રાપ્ત કરવા ઉપર લક્ષ રાખવું. વિશ્વાસ, શ્રદ્ધા, પ્રેમ, દયા, દીનતા, એમાંજ ઇશ્વરનું દર્શન છે. બુદ્ધિ જે આપત્તિઓ સામે વ્યર્થ માથું ફોડી અકળામણ કરે છે તેજ હૃદયને શિક્ષણરૂપ, આત્મવિસ્તારના ક્રમરૂપ જણાય છે. બુદ્ધિ જેને મતભેદ કહે છે તેને હૃદય અધિકાર કહે છે, પણ પોતાના પ્રેમની બહાર કોઈ વસ્તુ તે ગણતું નથી. એ હૃદયની પ્રાપ્તિથી તમને સંસાર મીઠો લાગી પરમાર્થે પહોચવાના ક્રમરૂપ સમજાશે, પ્રપંચની પ્રપંચતા જતી રહી સત્યતા તમારા અનુભવમાં આવવા માંડશે. હૃદયનો આશ્રય કરો, બુદ્ધિની જાલથી આગા રહો. કરોળીયો પોતે રચેલી જાલમાં પોતાનીજ ગુંચવાઇ મરણ પામે છે

એ દૃષ્ટાન્તને મનમા રાખી પ્રેમનો વિશ્વાસ લાવો અને સર્વત્ર સમતારૂપ હૃદયનો વિસ્તાર પામશો.

---

## ૨

## સામાજિક સુખ.

(ગયેતુ)

(અનુસંધાન ગતવર્ષ પૃષ્ઠ ૨૭૫ થી)

### પ્રકરણ ચોથુ

મનુષ્યોના મૃત્યુના અટકાવથી જો શરીરની સુખાકારી અને આયુષ્ વધતા ન હોય તો, તેવા અટકાવ સામાજિક સુખને ચોક્કસ લાભ કરે નહિ દાક્તરનાથી બચેલા દરેક જીવને માટે એમ આશા રહે છે કે તેના મિત્રો અને ભાડુને અનાથ અવસ્થામા પડતા બચાવીને દુ ખનો બોધ ઓછો કરે છે. પરન્તુ બીજી તરફ જોતા, કોઇ અમુક વખતે પૃથ્વીપર ખાન પાનનો અમુકજ જથો હોય છે, તેથી જે મરે છે તે, જેઓ નથી મરતા તેઓની વચ્ચે વેંહચી લેવા, પોતાનો ભાગ વધારામા મુકી જાય છે, અને તેથી જીદગી બચવાથી ન બચી હોત તે કરતા, જીવન-કલહ વધારે થઇ પડે છે કોઇ કુટુંબના રળનારના મૃત્યુથી તેના બધરી છોકરા નિરાધાર થઇ જાય છે, પરન્તુ તેની ખાલી પડેલી જગાએ તેની પાછળ આવનાર કોઇ બીજો કુટુંબનો પિતા, પોતાનં કુટુંબ તે વગર ભુખે મરી જતુ હોય, તેનુ પોષણ કરવા સમર્થ થાય છે. આવા કારણોથી શરીરના સરાસરી સુખાકારી અને આયુષ્ વધે નહિ ત્યા સુધી તો, માત્ર જીદગીના બચવાથી જગતને લાભ અનિશ્ચિત છે, અને દરેક દાક્તરે એ વાત યાદ રાખવી કે મરતા માણસને જીવતો રાખવાથી તે કદાચ દુનિયામા કહીંક બીજા કોઇ જીવતાને મારે છે, અને આમ કોઈ અણજાણ્યા માણસને ખરચે પોતાના ફી આપનારને લાભ કરે છે માટે પોતાની કનાના આવા સઘળા વિજયોને લઇને પોતાને મનુષ્ય જાતના હિતૈષી તરીકે માનવાનું તેણે મોકુફ રાખવું. વૈદ્યશાસ્ત્ર, પોતાના ધધામા જીદગીઓ બચાવે છે, તેથી કોઇક વખત સામાજિક સુખમા ઘટારો થાય છે અને કોઇક વખત વધારો થાય છે. સામાન્ય નિયમ એવો છે કે બચેલું માણસ સરાસરી કરતાં વધારે તદુરસ્તીમાં રહે ત્યારે વધારો કરે છે, અને જ્યારે બચેલુ માણસ જે રોગમાથી બચ્યુ હોય, તે રોગથી એટલુ નબળુ પડી ગયુ હોય કે તેની તદુરસ્તી સરાસરી કરતા હલકી પ્રતિની હોય ત્યારે ઘટાડો કરે છે

પરન્તુ કેટલાક, આ વિચારક્રમ અને આકડાની સામે, બીજા આંકડાઓ જે વિરુદ્ધ પરિણામ બતાવે, તેવા વડે એમ બતાવશે કે વૈદ્યશાસ્ત્રની મદદ વડે બચેલી જીદગીની સરી શારીરિક હાલત સુધરી છે એમ જીદગી દીર્ઘાયુષી થયાથી સિદ્ધ થાય છે સર્વ માન્ય રીતે એમ મનાય છે કે મરણની સખ્યા આગળના કોઇ પણ સમયમાં હતી તે કરતાં આ ઓગણીસમી સદીમા ઘણી કમતી થઇ છે આ આકડાઓ જેના આ મતને ટેકો

મળે છે. ચેમ્બરના 'લોકોપયોગી ખબર*' નામના પુસ્તકથી માલમ પડે છે કે '૧૬૫૦ થી ૧૮૨૦ સુધીના ગાળામાં વસ્તીના પ્રમાણમાં મરણ ઇંગ્લન્ડમાં કંઇ ઓછાં ન હતાં.' આવું બેધડક પ્રતિપાદન કરેલું કોઇ પકકે પાયે હોઇ શકે નહિ. ઇ. સ. ૧૮૮૩ના જુન માસના સામાજિક સ્થિતિના હેવાલ વિષેના ચોપાનીયામાં મી. એન. એ. હમ્ફ્રેઝ લખે છે કે 'ઇ. સ. ૧૮૩૭માં રાજ્ય તરફથી વસ્તીની નોંધ સ્થાપન થયા પૂર્વે ઇંગ્લન્ડની વાર્ષિક મરણ સંખ્યામાં થતી વધઘટ વિષે ભાગ્યેજ કંઇ જાણવામાં આવ્યું છે. એ કહેવાની જરર રહેતી નથી. જન્મ મરણના મુખ્ય નોંધણી કામદારની મૃત્યુ સંબંધની બીનોના પત્રકમાં ઇ. સ. ૧૮૩૮ થી ૧૮૮૨ સુધીનાં ૪૫ વર્ષ આવે છે, અને ઇંગ્લન્ડમાં ઉમ્મરની મુદતની ગણત્રી કરવામાં વિશ્વાસ લાયક માત્ર આજ છે.' ચેમ્બરની 'લોકોપયોગી ખબર'માં આવેલા અનુમાનનો પાયો કંઇક અંશે લંડનનાં મરણનાં પત્રકો હશે અને કંઇક અંશે વીમા કંપનીઓનો અનુભવ વિગેરે હશે. પ્રથમની ખબરના સાધનને આખા ઇંગ્લન્ડની સ્થિતિના સાક્ષીરૂપે વાપરતાં ભયાનક પરિણામ થયા સિવાય રહે નહિ. એ વાત પણ તદ્દન સંભવિત છે કે શારીરિક સુખાકારી ખાતાના સુધારાથી, ગામડાંમાં કંઇ પણ ફેરફાર થયા સિવાય મોટાં શેહેરોની મરણસંખ્યામાં ક્ષણિક ફેરફારો થાય. ખરું જોતાં આંકડાપત્રકોની મદદ સિવાય પણ આવા ફેરફાર આપણે સ્વાભાવિક રીતે ધારીજ લઇ શકીએ. ગામડાંઓમાં શારીરિક સુધારાનો અવકાશ ઓછો છે મોટાં શહેરોમાં મૃત્યુની સંખ્યાનો કંઇ આધાર—મોટાં શેહેરોમાં જીંદગીને સુખમય કે દુઃખમય, રીતભાતોથી નહિ ટેવાયલા ગામડીયાઓના આવી વસવાપર પણ હોય. સુખરાઇ ખાતાના સુધારાથી શેહેરની આટલી મરણ નોંધમાં ઘટાડો થશે; અને જ્યાં સુખાકારી વધેલી છે તેવાં શેહેરોમાં, લાંબા વખતથી પોતાનાં કુટુંબો જામેલાં હોવાથી, તેમજ સુધરાઈ બાબતની વધારે સખત સ્થિતિના અનુભવથી સારી રીતે ઝટકાઇ ગયેલા તેમના બાપદાદાઓના તે વંશજો હોવાથી, વળી સુધરેલી અયોગ્યતાની સ્થિતિમાં પ્રાકૃતિક છાંટણીના સહજ નરમ થયેલા નિયમ વડે રોગ સામે ટકી શકવાની તેમની શક્તિ નરમ થઇ જાય ત્યાં સુધીમાં શેહેરની વસ્તી ઓછી સંખ્યામાં મરવા પામશે. (આગળ ચાલુ)

---

## ૩
## ધર્મ
## ૧
## પરધર્મ

(મળેલું)

(ગયા અંકથી સમાપ્ત)

જે કોઇ દારૂ પીતો હોય તે એમ નહિ કહી શકે કે "હેરાન થઇશ તો હું થઇશ તે-

---

* 'Chambor's Imformation for the People.

માં બીજાને શું ?” કારણકે તે પોતાના પરમાણુ પર અશુભ સંસ્કારો પાડે છે અને તે જ્યારે બીજાના શરીરમાં પ્રવેશ કરે છે ત્યારે જો તેને દારૂ પીવાની ટેવ ન હોય તો તે પીવાનું મન કરાવે છે અને હોય તો તેને દૃઢ કરે છે. આવી રીતે સારા માઠા દરેક સંસ્કારો પરમાણુ પર પડે છે અને તે જ્યાં જાય છે ત્યાં સારી માઠી અસર કરે છે. માટેજ કહ્યું છે 'કે આ શરીર પણ આપણું નથી એને પણ આપણી ઇચ્છા મુજબ વાપરવાનો આપણને હક નથી. કારણકે ઉપર જોયું તેમ, આપણા પર, એના પરમાણુ પર થતા સંસ્કારો મા ટે, એક મ્હોટી જવાબદારી છે. અને જો કોઇ વિષયી માણસ હોય છે તો તે તેવો છે કા રણકે તેને ટેવ લેવી છે; પણ તેની જવાબદારી જે સમૂહમાં તે રહેતો હોય તેને પણ છે આ પ્રમાણે મનુષ્ય જાતિને કેવો ધારો સંબંધ છે તે સિદ્ધ થાય છે. ત્યારે પોતાના શરીરના પરમાણુઓ પર અશુભ સંસ્કાર ન પડે એવો આચાર રાખવો એ પણ આ સ્થૂલ ભૂમિકા પરના શુદ્ધ આચારનું એક મુખ્ય અંગ છે.

આ ઉપરાંત એક બીજો મુખ્ય ધર્મ છે અને તે મુખ્યત્વે કરીને મનુષ્યના ઉત્તમ વર્ગને લાગુ પડે છે; એટલે જે વર્ગની પાસે ધન છે, સત્તા છે તેમને વિશેષ લાગુ પડે છે. મનુષ્યનો સ્વભાવજ એવો છે કે સર્વ કોઇ મ્હોટા મનના લોકો જે કરતા જાય તે કરે છે. એટલે મનુષ્ય જો મ્હોટો મનાય તો તેથી પણ તેના પર એક મ્હોટી જવાબદારી આવી પડે છે તે એજ કે તે જેવું કરે છે તેવું જ બીજા પણ કરે છે. માટે તે પોતાને મ્હોટો માનના લોકનો નિયમનાર છે એમ કહીએ તો ચાલે. હવે જે લોકોની પાસે ધન છે તે લોકો જ્યાં પાછળ મદમા મચ્યા રહી આ સાંસારિક સુખની ક્ષણભંગુરતા ભૂલી જાય તેના ક્ષણિક સુ હોય, તેનું મો રહે, અને એજ સુખ પરમ કર્તવ્ય છે અને તે વિના પરમ સુખનું સ્થાન અને આયુષ્ય વધે કે એમ માને અને તે પ્રમાણે વર્તે ત્યારે જે બીચારાઓને એ સાધને શ્રિત છે, અને દરેક દા. તો નિર્વાહને યોગ્ય પણ મળતું ન હોય તેઓ અદેખાઇ અને તે કદાચ દુનિયામાં કહીંકોઇ કાંઇ નથી એમ કહે તેમાં નવાઇ શી. ધર્મ ભાવનાથી દુઃ ઘણા માણસને ખરચે પોતાના રહે છે, પણ મ્હોટામાં ધર્મપરાયણતા નથી તો ન્હાનામ સઘળા વિજયોને લઇને પોતાનું તોલ અને તેથી દુઃખ વિના બીજું કાંઇ જોવામાં આવતુ ખવું. વૈદ્યશાસ્ત્ર, પોતાના ધંધાપાસે ઐહિક સુખના સાધનો છે, તેઓએ પરમાર્થ વિ સુખમાં ઘટાડો થાય છે અને કોઇ ઉપયોગ કરી પરમાર્થને મુખ્ય ગણી બીજા પાસે મુખ્ય બચેલું માણસ સરાસરી કરતાં જરૂર જેટલોજ ઉપયોગ કરી, વધારાને નિર્ધનને આપ બચેલું માણસ જે રોગમાંથી બચ્યું હોય, આપવું જોઇએ. ધનને માટે જીવન નથી એમ તેની તંદુરસ્તી સરાસરી કરતાં હલકી પ્રતિનંધને તે પણ પરમાર્થપરાયણ થઇ શકે. માટે વો છોડી દઇ તેનો સદુપયોગ કરવો, આ

પરંતુ કેટલાક, આ વિચારક્રમ અને આંક ને અનુકૂળ વર્તન રાખી બીજાને દાખલ પરિણામ બતાવે, તેના વડે એમ બનાવશે કે સેવાનું એક મુખ્ય અંગ છે. સરાસરી શારીરિક હાલત સુધરી છે એમ છે

માન્ય રીતે એમ મનાય છે કે મરણની સંખ્યા એનાથી પર એવી જે સૂક્ષ્મ ભૂમિકા તે આ ઓગણીસમી સદીમાં ઘણી કમતી થઇ છે થાય તે હવે જોઇએ. આ ભૂમિકા પર તે

કાર્ય થઇ શકે છે. તે વધારે દૃઢ અને લાંબો કાળ પહોચે એવું છે. કારણકે જે સંસ્કારો અહિં થાય છે તે સૂક્ષ્મ છે અને તેથી તે દીર્ઘકાલીન હોય છે. શું તમો એમ ધારો છો કે, " એ બધું ખરૂં છે પણ એ કામ મ્હોટા તત્ત્વવેત્તાઓનું છે મ્હારાથી એમ નહિ બને ? ના ના એમ નથી. જે શક્તિથી આ ક્રિયા થઇ શકે છે તે કોઇ ગ્રંથકર્તા કે ભાષણ કર્તાનામાંજ છે અને બીજાનામાં નથી એમ નથી. વિચારવંત પુરૂષ પછી તે ગ્રંથકર્તા હો કે વક્તા હો પણ તેનામાં જેમ બહારથી દેખાય છે તેમ એ શક્તિ નથી એમ નથી. સત્ય છે કે તેનું કાર્ય પણ કઠિન છે પણ કોઇ દહાડો તમે વિચાર કરી જોયો છે કે વક્તા પોતાના શ્રોતાજનો પર જે સત્તા ચલાવે છે તેનું કારણ શું છે? એ સત્તા તેનામાં નથી. પણ વક્તાનું કાર્ય માત્ર એટલુંજ છે કે જે સત્તા શ્રોતા જનોના હૃદયમાં તિરોભૂત રહી છે તેને આવિર્ભૂત કરે છે. જે વિચારો તે બોલી બતાવે છે તે તેનાજ નથી પણ તેના શ્રોતાના પણ છે. ફેર માત્ર એટલોજ છે કે જે વિચારોને શ્રોતાજન બોલી બતાવી શકતા નથી તેને તે બોલી બતાવે છે. એક રીતે વક્તા શ્રોતા જનોની જીભ છે. જે સત્તાથી તેઓના પર અસર થાય છે તે તેમના પોતાનાજ હૃદયમાં રહેલી છે, અને એજ સત્તાને વક્તા જાગ્રત્ કરે છે અને તેથી તે સર્વત્ર પ્રસરે છે.

પણ અહીંનું કાર્ય આટલુંજ નથી. મનુષ્યમાત્ર જ્યારે જ્યારે વિચાર કરે છે ત્યારે ત્યારે તે પોતાની આસપાસ પોતાના વિચારના સંસ્કાર કરે છે. એજ વિચારોથી ભવિષ્યનું રૂપ બંધાય છે અને તેથીજ ભવિષ્યના સુખ દુઃખનાં બીજ રોપાય છે. વિચાર થતાંજ તે એક શક્તિ રૂપે સ્ફુરે છે અને તે વિચારની દૃઢતા અને વેગના પ્રમાણમાં તે થોડી કે વધારે અસર કરે છે. તેની મર્યાદા બાંધી શકાતી નથી કારણ કે તે પોતાના મૂલ વેગના પ્રમાણમાં થોડો કે ઘણો કાલ તેમજ થોડે કે વધારે દૂર સુધી પોતાની અસર કરે છે. બીજા મનુષ્યના સંબંધમાં આવી તેમાં તે વિચાર પ્રેરે છે વા હોય તેને દૃઢ કરે છે. આવી રીતે જૂદા જૂદા મનુષ્યના વિચાર સંસ્કારનો સમૂહ તેજ લોકમત, અને એજ લોકમતની અસર એવી સૂક્ષ્મ રીતે થાય છે કે તે સવિસ્તર જાણવી મુશ્કેલ છે. આ પ્રમાણે જે અસર થાય છે તેની જવાબદારી સર્વને છે, એટલે મનુષ્ય જાતિની દરેક વ્યક્તિ પરસ્પર જવાબદાર છે એમાં સંશય શો? આપણા તપને બલે આપણે વિશ્વકર્માના જેવુંજ કાર્ય કરીએ છીએ. ભવિષ્ય બાંધીએ છીએ, અને એમજ મનુષ્ય જાતિની ઉન્નતિ થાય છે. આવી રીતે પોતાના વિચારને નિયમમાં રાખી શુભ સંસ્કાર કરવા એ જનસેવાનું બીજું ઉત્તમ સ્વરૂપ છે.

પણ સ્થૂલ અને સૂક્ષ્મ ભૂમિકાઓમાંજ જનસેવાનો અંત આવી રહે છે એમ નથી. જે જનસેવા અધ્યાત્મિક પ્રદેશમાં કરવાની છે તે એવી ભવ્ય અને પવિત્ર છે કે શબ્દ તેનું સ્વરૂપ સમજાવી શકતા નથી, તેમ કયાથી તેનુ વર્ણન થઈ શકતું નથી. અહિં જે કાર્ય કરવાનું છે તે શાન્તિમાંજ રહી કરવાનું છે. મૌન રહીનેજ જે કાંઈ કરવાનું છે તે કરી શકાય છે. એ કાર્ય ઘણુ ઉત્તમ છે અને ભવ્ય છે એટલે તે કરવાની ઇચ્છા થતા પહેલાં નીચલી બે ભૂમિકામાં જે કાર્ય કરવાનું છે તે સંપૂર્ણ કરી તે ઉચ્ચ કાર્યને માટે અધિકારી થવું જોઇએ. હવે ત્યારે આપણે જોવું જોઇએ કે અહિં કહ્યા છે તેવા ધર્મની મનુષ્યના વ્યવહાર પર શી અસર થાય છે, એજ કે આપણા વિચાર શુદ્ધ રાખવા જોઇએ. આપણી

ભાવનાઓ શ્રેષ્ટ હોવી જોઇએ. વ્યવહારમાં આપણી રહેણી એવી હોવી જોઇએ કે તેમાં યથાશક્તિ આ ભાવનાના સ્વરૂપમાંજ મચી રહી કાર્ય થાય. ભાવનાને અનુસારજ મનુષ્યની કામના અને ઇચ્છાઓ હોય છે. કહેવત છે કે, જેવી શ્રદ્ધા તેવો પુરુષ. જે જેને પૂજે તે તે-તો થાય છે. ત્યારે આપણે મુખ્ય સંભાળ એટલી રાખવી જોઇએ કે, આપણી ભાવના ઘણીજ ઉચ્ચ હોવી જોઇએ; એટલે જે ભાવનાને આપણે પૂજનીય ગણીએ તે એવી હોવી જોઇએ કે જેની ઉપાસનાથી તે ઉપાસક સંપૂર્ણતા મેળવી શકે અને મનુષ્ય જાતિને જે ભાવી પદ છે ત્યાં તે પહોંચાડી શકે. આ મહાયજ્ઞમાં જો તમારે ભાગ લેવો હોય તો સત્યવ્રત પાળો, સત્ય એજ ભાવના રાખો. એમાં વ્યવહારના સર્વ અંશમાં સત્ય, સત્ય, અને સત્ય સિવાય બીજું કશું જોઇએજ નહિ. વિચાર પણ સત્યજ જોઇએ કારણકે અસત્ય વિચારથી અસત્ય કૃત્ય થયા વિના રહેતાં નથી. પ્રપંચ, કપટ, ઢોંગ, અસત્ય એમાંથી ઉપજે છે, પણ આપણા હૃદયરૂપ વેદીને કલુષિત થવા દેવી ન જોઇએ. કારણકે એ હૃદય જો શુદ્ધ હશે તો કાર્યમાત્ર શુદ્ધજ રહેશે અને સત્યનો પ્રકાશ જીવનને વીર્યવાન્ અને સતેજ કરશે. સત્ય પાળવું એટલુંજ નહિ પણ તેની સાથે બાહ્યાન્તર શૌચ પણ સાચવવું જોઇએ. કારણકે શૌચથીજ ઇશ્વર પ્રત્યક્ષ થાય છે અને શુદ્ધ અંતઃકરણ દ્વારાજ સાક્ષાત્કાર થઇ શકે છે. એજ સત્યતાનું સ્વરૂપ છે. એજ સત્ય જૂદે જૂદે રૂપે જૂદા જૂદા ધર્મોમાં કહ્યું છે.

સત્ય અને શૌચની આ ઉચ્ચ ભાવનાઓ ઉપરાંત બીજી એક ભાવના જે આપણામાં હાલ જરા પણ જણાતી નથી તેની પણ ઘણી જરૂર છે. તે ભાવના ભક્તિભાવ પૂજ્યબુદ્ધિ છે. એટલે જે કાંઇ આપણા કરતાં ઉંચા પ્રકારનું હોય તે પ્રતિ પૂજ્યબુદ્ધિ હોવી જોઇએ અને જે ભવ્ય છે તે પ્રતિ માન હોવું જોઇએ. આપણું હાલનું જીવન નિસ્તેજ થતું જાય છે કારણકે આ પૂજ્યભાવ, આ માન આપવાની બુદ્ધિ, શિથિલ થતી જાય છે. આપણું હાલનું જીવન નીચ, કનિષ્ઠ, અને તુચ્છ થતું જાય છે કારણકે પોતાના કરતાં ઉચ્ચ હોય તેનું પૂજન નમન પોતાને નીચ પદે પહોંચાડે છે એમ માણસ માને છે. પણ ખરું જોતાં શ્રેષ્ઠને નમવાથી, શ્રેષ્ઠને પૂજવાથી, શ્રેષ્ઠતા પ્રાપ્ત થાય છે; અધમતા પ્રાપ્ત ન થતાં, ઉલટી હોય છે તેનો નાશ થાય છે. પૂજ્યબુદ્ધિ ઉન્નતિદાતા છે. જે કાંઇ શ્રેષ્ઠ હોય તે સમજી તેની એવી ભક્તિ કરવી જોઇએ કે આપણું આખું જીવનજ તદ્રૂપ થઇ જાય જે-ઓ દૃઢ નથી તેઓજ ભક્તિ કરતાં બીહે છે; જેઓ કૃપણ છે તેઓજ જન સેવા કરતા અચકાય છે. પ્રજાસત્તાક રાજ્યમાં રહી આપણું જીવન પણ તે પ્રમાણે ચાલે છે. પ્રજાસત્તાકપો-વા વાયો છે અને તેથી ન્હાના મ્હોટાનો ભેદ વીસરાવા મંડાયો છે. પણ પુરાતન કાલમાં જ્યારે દેવતાઓ આ પૃથ્વી પર રહી મનુષ્યને સત્ય વિદ્યાનો ઉપદેશ કરતા હતા, તેમની સાથેજ રહી સર્વ નિયમાનુસાર આચાર પ્રેરતા હતા. તેમ જો હાલમાં પણ તેઓ કૃપા કરી પૃથ્વી પર આવી રહે તો શું આપણે તેમની સાથે એક સ્થાન સ્થાપવા અને તેમના સમાન પદવી ધારણ કરવા હિંમત કરીશું ? શું તેમના પાદારવિંદમાં રહેતાં આપણે લજવાઇશું ? કદી નહિ. અને જો જે કાંઇ શુદ્ધ છે, જે કાંઇ ભવ્ય છે, જે કાંઇ શ્રેષ્ઠ છે તે પ્રતિ જે યોગ્ય પૂજ્યભાવ હોવાની જરૂર છે તે પૂજ્ય બુદ્ધિને ખીલવવા પ્રયત્ન કરીશું તો તેથી કરી અ તે તે

બધા ગુણો આપણામાં આવશે અને તેથી આપણું ભવિષ્ય કેવું સુખમય થશે. એ ભવિષ્ય બાંધવુ આપણાજ હાથમા છે જ્યારે શ્રેષ્ઠ ભાવના મળી શકે છે ત્યારે અધમ ભાવનાને શા માટે વળગવું જોઇએ ? જો દૈવી સંપત્તિ મળી શકે એમ છે તો આસુરી સંપત્તિમા શા માટે ફસાવું જોઇએ ? જે ઇમારતનો પાયો મજબુત નથી તે વધારે કાલ નિભી શકતી નથી. જે પ્રજાની ભાવના આધ્યાત્મિક નથી તે પ્રજાનું ભવિષ્ય ખોટુ છે. ભવિષ્ય બાંધવું આપણાજ હાથમાં છે અને આવી મ્હોટી સત્તા જ્યારે આપણા હાથમાં છે ત્યારે તેનો સદુપયોગ શા માટે ન કરવો જોઇએ ? આપણી જોખમદારી આપણે સમજવી જોઇએ અને તે સમજી યોગ્ય આચાર રાખવો જોઇએ. ત્રણે ભૂમિકામા જનસેવા-ભજનામા જીવનની સાર્થકતા છે. જનસેવાથી પરમપદની પ્રાપ્તિ છે અને એજ શ્રેષ્ઠ ધર્મ છે.

---

## ૨

## કર્મ.

### (મળેલુ)

(અનુસંધાન પત્ર ૪૨ થી)

કોઈ પ્રીતિપાત્ર બાળક અથવા પ્રેમમય સુજાન જેના ઉપર તન મન ધન અર્પણ કરેલું છે એનાનો ત્યાગ કરાવવાથી અથવા કરવાથી પણ માઠા ફળ પ્રાપ્ત થાય છે. જેના દેરેજ એક બીજાનું સંરક્ષણ કરવાની છે, અથવા પ્રીતિભાવ રાખવાની છે, અથવા સેવાભાવ દર્શાવવાની છે, તે એ ફરજ અદા નહી કરતા બીજા પ્રતિ ધિક્કાર બતાવે છે અથવા બેદરકાર રહે છે તો ઘણુ કરી જેણે એવું વર્તન ચલાવ્યું હોય છે તે અને જેના પ્રતિ એ થયું હોય તે બન્ને પુનર્જન્મમાં બહુ નિકટ સંબંધમા અવતરે છે, તેથી એક બીજાની ઉપર અત્યંત પ્રીતિ થાય છે અને તે જીવ તેવી સ્થિતિમા બાલ્યાવસ્થામાં મરણ પામી એ પ્રીતિપૂર્વક આલિંગન કરતી માતા અથવા પિતાનો ત્યાગ કરે છે. પૂર્વજન્મમાં જે સંબંધીનો તિરસ્કાર કરવામાં આવતો તે બહુ માનવંતો વારસ થઇ જન્મ ધરે છે. વખતે તે એકનો એકજ પુત્ર હોય છે અને તેના અકાલ મૃત્યુથી માતપિતાનું ઘર સૂનુ થઇ જાય છે. ત્યારે તેઓ પોતાના એકના એક બાળકને આમ લઈ લેવા માટે દૈવના અન્યાયને દોષ દે છે, કારણ કે તેઓની સર્વ આશા તેના ઉપર તેઓએ બાંધેલી હોય છે. વિશેષ એમ લાગણી થયુ છે કે આસ પાસના લોકોનાં ઘણા છોકરાનો વાળ વાંકો થતો નથી અને તેમને માથે આ વિપત્તિ આવી પડે છે. પરંતુ કર્મના નિયમમાં ન્યાયજ છે. જેઓની જ્ઞાનચક્ષુ ઉઘડી નથી તેઓની દૃષ્ટિએ માત્ર એ ન્યાય દેખાતો નથી.

મનુષ્યને જે જન્મખોડ હોય છે તે લિંગશરીરમાં મૂળ ખોડ હોવાથી થાય છે. એ શિક્ષા પૂર્વજન્મમા નિયમ વિરુદ્ધ હાનિકારક વર્તન કરેલ તેની અથવા અન્ય જનને દુઃખ દીધેલ તેની છે. તે કર્મ ગંભીર હોવાથી પુનર્જન્મમા આખી જીંદગી સુધી તેનુ ફળ ભોગવવું પડે છે. કર્મનો નિયમ સંભાળનાર દેવતાઓ-જેઓ કે લિંગશરીર ઘડે છે તેઓ-જીવે પૂર્વજન્મમા જે ભુલો કરેલી તેના ફળ તરીકે આ સ્થૂલ શરીરમા એ ખોડો અથવા વિશેષતા પ્રદર્શિત કરે છે. એજ દેવતાઓ અમુક જીવને અમુક વંશપરંપરા ઉતરતો

રોગ થાય તેવું લિંગશરીર ઘડે છે અને જે કુટુંબમાં એ રોગ ચાલ્યો આવતો હોય તેમાં જન્મ ધરવા તેને પ્રેરે છે. એથી કરી એ રોગનાં બીજ મંખાવવા તથા ઉગવા માટે યોગ્ય અને અનુકૂલ ભૂમિ મળે છે.

હવે બીજી રીતના ગુણ તરફ દષ્ટિ કરીએ. મનુષ્યમાં જુદી જુદી કલાશક્તિ ઉદ્ભવે છે એ પણ એજ દેવતાઓની યોજનાથી થાય છે. એવાં મનુષ્યનાં લિંગશરીરમાં એવી રચના થાય છે કે તેના સ્થૂલશરીરમાં અનુકૂલ જ્ઞાનતંતુ બંધાય છે અને જે કુટુંબમાં પરંપરાથી અમુક કલા કેળવાતી આવતી હોય છે તેવા કુટુંબમાં જન્મ પામવા એ જીવને પ્રેરે છે તેથી તે શક્તિ પ્રદર્શિત કરવાનું સુગમ પડે છે. દષ્ટાંત માટે ગાયન કલા લૈયે. એ કલામાં નિપુણ ગણાવવા માટે અમુક પ્રકારના સ્થૂલ બંધારણની આવશ્યકતા છે. તેમાં શ્રવણ અને સ્પર્શ એ ગુણો અતિ કોમલ જોઇએ છે; એટલે તેવા ગુણ પ્રાપ્ત કરવા માટે ઘણા કાલની પરંપરાથી જેઓમાં એ ગુણ રહેલા હોય તેવા કુટુંબથી સ્થૂલ શરીર થાય તો બહુ અનુકૂલ પડે છે. તેવીજ રીતે કોઈ શ્રેષ્ઠ પુસ્તક અથવા ભાષણ કરી, લખી અથવા બોલીને ઉચ્ચ વિચારોનો જનસમૂહમાં પ્રસાર કરવાથી જે સામાન્ય મનુષ્ય જાતની સેવા કરવામાં આવે છે તેનું પણ ફલ આપવા એ દેવતા બંધાયેલ છે અને તે ફરજ તેઓ જરા પણ ન્યૂનાધિક કર્યા વિના બજાવે છે. એવી રીતે મનુષ્યને કરેલી સહાયતાનું ફલ એ થાય છે કે તેને પોતાને એવીજ સહાય મળે છે અને તેથી કરી તેનું બુદ્ધિજ્ઞાન તથા આત્મજ્ઞાન વૃદ્ધિ પામે એવો લાભ પ્રાપ્ત થાય છે, કારણ કે તે લાભ લેવાનો હક તેણે પૂર્વે સ્થાપિત કરેલો છે.

કર્મના ભોગનાં સામાન્ય ધોરણ ઉપર જણાવેલ સર્વ હકીકતથી ગ્રહણ કરવામાં આવ્યાં હશે તેમજ કર્મના નિયમ બજાવનાર દેવતા અને જીવ, પ્રત્યેક વ્યક્તિનાં પ્રારબ્ધ ઘડવામાં તથા ભોગવવામાં કેમ વર્તે છે અને કાર્ય કરે છે તે પણ સમજવામાં આવ્યું હશે. જોઇતી સામગ્રી જીવ પોતે એકઠી કરે છે અને તેનો ઉપયોગ જીવ તથા દેવતાઓ પોતાને જોઇએ તે પ્રમાણે તેમાંથી પસંદ કરી કરે છે. મનુષ્યનું વર્તન જીવ પોતે નિશ્ચય કરે છે જો કે ધીમે ધીમે વૃદ્ધિ અને વિસ્તાર પામે છે. જીવ માટે શરીર સાધન તૈયાર કર્યા હોય છે તે પ્રમાણે એ દેવતાઓ તૈયાર કરે છે. તેનો કાર્ય પરિમિત થાય છે, અનુકૂલ સ્થિતિ પસંદ કરી શકે છે, અને સામાન્ય રીતે કર્મના શ્રેષ્ઠ નિયમાનુસાર મનુષ્યો પોતે ગમે તેમ ભિન્ન ભિન્ન ઇચ્છાઓ રાખતાં છતાં લેશમાત્ર ફેરવિના નિર્માણ થયેલ કાર્યો થયે જાય તેવી અનુકૂલતા પ્રાપ્ત કરી શકે છે.

કર્મનાં ફળ લાગે ત્યારે કેમ વર્તાય એ એક સાધારણ પ્રશ્ન વારંવાર ઉદ્ભવે છે. કર્મના અનિવાર્ય નિયમાનુસાર જે કાંઇ ભવિતવ્યતા છે તેની પાસે મનુષ્ય લાચાર છે એમ મનુષ્યને આ નિયમ જોતાં લાગી આવે છે. પરંતુ એમ નથી. ભવિતવ્યતા કેવી કરવી અને તેને આપણે આધીન રાખવા માટે એજ કર્મના નિયમનો આપણે કેમ ઉપયોગ કરવો એ આપણી સત્તામાં છે. પણ તે વિષે કહેતા પહેલાં દષ્ટાંત લઇ ચર્ચા કરીએ જેથી જણાશે કે પ્રારબ્ધ અને પુરુષાર્થ અન્યો અન્ય કેવાં ઐક્યતાથી કાર્ય કરે છે.

ધારો કે એક મનુષ્ય સામાન્ય મનશક્તિ સહિત જન્મેલું છે. તેનામાં ચોકસ પ્રકારના મનોવિકાર છે તેથી તેનું વર્તન અમુક રીતનું છે. મનોવિકાર કાંઇક સારા અને કાંઇક નરસા છે. લિંગશરીર અને સ્થૂલશરીર સુંદર અને આરોગ્ય છે. તેમાં કોઇ ગુણ વિશેષ બહાર પડતો નથી એવી તેના શરીરથી એ જીવને મર્યાદા બાંધી આપેલી છે. જ્યારે તે પુખ્ત અવસ્થાએ પોહોંચે છે ત્યારે તેની મનશક્તિ, મનોવિકાર, સૂક્ષ્મ અને સ્થૂલ ઇત્યાદિની ઉપર ગણાવી તેટલી પુંજી તેની પાંસે છે. તે પુંજીનો તેનાથી બને તેટલો સદુપયોગ કરી તેમાંથી લાભ પ્રાપ્ત કરવાનો છે. ઘણા વિષય એવા ઉચ્ચ છે કે જ્યાં એ સ્થિતિમાં તેની સમજ પોહોંચી શકતી નથી; ઘણા વિચારો એવા છે કે જે યથાસ્થિત ગ્રહણ કરવાની તેનામાં શક્તિ નથી. ઘણી લાલચો એવી છે કે જેમાં નહી ફસાવા પ્રયત્ન કરવા છતાં તેના મનોવિકારને આધીન થઇ તેમાં ફસાય છે. અગબળ અને યુક્તિથી દુનિયામાં જય મેળવી શકાય એમ છે છતાં તેનાથી તે ધારી શકતું નથી. મતલબ અસાધારણ મનશક્તિવાળા મનુષ્ય જેવી એની શક્તિ નથી તેમ તે કામદેવ જેવો સુંદર નથી. તેને માટે મર્યાદા બંધાઇ ગઇ છે અને તેની બહાર તેનાથી નિકળાય તેમ નથી, અગર જો કે પોતે છુટો થવા માટે અત્યંત આકાંક્ષી છે. વળી તેને ઘણાં પ્રકારનાં સંકટ આવવાનાં અને તેથી પોતે દુઃખી થવાનો પરંતુ તે દુઃખ ભોગવવા વિના તેનો બીજો કોઇ ઉપાય નથી. તેની સ્થિતિ તો આવી છે. પૂર્વજન્મમાં જેવા વિચારો કરેલા, આવેલા પ્રસંગો ચાલ્યા જવા દીધેલા, સારાસારનો વિવેક કરવામાં ભુલ કરેલી, મૂર્ખાઇમાં વિકારોને વશ થયેલો, ઇત્યાદિને લીધે તેની સ્થિતિની આ મર્યાદા બંધાયેલી છે. એ કામના અને ભુલનું આ સમયે તેને સ્મરણ નથી પરંતુ તેને લીધે બંધનમાં તે આવી પડેલો છે. પણ કોણ બંધનમાં પડેલો છે? તે ખરૂં જોતા સત્ય પુરૂષ નથી, તેને બંધન નથી. જેણે પૂર્વે આ બંધન ઘડયાં અને તેને પરિણામે વર્તમાન કાલમાં બંધનમાં પડેલ છે તેને શું તેમાં રહી કાર્ય કરવામાં છુટ નથી? છુટ છે એટલુંજ નહી પણ ભવિષ્યમાં તેમાંથી પોતે મુક્ત થવા સમર્થ છે. પોતે નિર્બંધ છે એટલું તેને જ્ઞાન થવાનીજ આવશ્યકતા છે. એટલું જ્ઞાન થયું કે બંધનો પોતાની મેળે તુટી જવાનાં. એ બંધન સત્ય નથી માત્ર અજ્ઞાનને લીધે એમ ભાસે છે. જેમ જેમ સત્યજ્ઞાન થતું જાય છે તેમ તેમ એ મિથ્યાભાસ ટળતો જાય છે પરંતુ પ્રત્યેક મનુષ્યને એ જ્ઞાનનું તેજ ભાસતું નથી. સામાન્ય રીતે તો ક્વચિત્ ક્વચિત્ તેના ઝબકારા ભાસે છે એટલે આ બંધન તેને ખરાં લાગે છે. એમ લાગવાની જરૂર પણ છે. એ બંધન પોતાનાં ઘડેલાં છે એ પણ સમજવાની જરૂર છે અને એમ સમજી એ બંધન તોડવા પ્રયત્ન કરવા મંડવું જોઇએ. વર્તમાનકાલમાં એ મનુષ્ય મહાન્ બુદ્ધિશાળી પુરૂષ જેવા વિચાર ચલાવી શકતો નથી એ ખરૂં છે, તોપણ તે પોતાની યથાશક્તિ વિચાર ચલાવે છે. એ ઉપર જો લક્ષ આપ્યા કરે તો કાળે મહાન્ બુદ્ધિશાળી થશે અને યશેજ કેમકે ભવિષ્યને માટે તે શક્તિ ઉત્પન્ન કરે છે. એ મનુષ્ય પોતાના મનોવિકારની સત્તામાંથી એકદમ નિકળી શકતો નથી એ ખરૂં છે; પણ તેની સામે થવા તે પ્રયત્ન કરી શકે છે. કદાપિ એક વાર ન ફવાણું તો બીજીવાર, ત્રીજીવાર; પરંતુ તેવો પ્રયત્ન જારી રાખવાની તેનામાં શક્તિ છે તો એમ નિઃશંક રહેવું કે અંતે જય તેનોજ છે. તેના લિંગ

અને સ્થૂલમાં અમુક અમુક નિર્બળતા તથા કદરૂપ છે એ ખરૂં; પણ જેમ જેમ તેના વિચાર બલવાન, પવિત્ર, ઉચ્ચ થતા જાય છે અને તેના કાર્ય પરહિતકારક થાય છે તેમ તેમ તેણે નિઃશંક થવું જોઇએ. ભવિષ્યમાં તેને બલ અને સૌંદર્ય પ્રાપ્ત થવાનું. તેના બંધિખાનામાં તે પોતે તો તેનો તેજ છે–પોતે સ્વતંત્ર છે–એટલે એ બંધિખાનાની દિવાલો પોતે બાંધેલી છે અને પોતે ગીરાવી દેવા સમર્થ છે. તેનો ચોકીદાર કોઇ બીજો નથી. તેને પોતાને છુટા થવાની ઇચ્છા કરવાની છે. તે કરી તેને અમલમાં લાવે કે તેનું કાર્ય સધાયું એમ નિશ્ચય માનવું.'

ધારો કે એ મનુષ્ય ઉપર એક સંકટ આવી પડયું; તેનો એક પ્રિય મિત્ર મરણ પામ્યો; વા તેણે કાંઇ ગંભીર ચુક કરી અથવા તો પૂર્વે દુષ્ટ વિચાર કરેલા તેનું ફળ વર્તમાન કાલમાં સ્થૂલ રૂપે મળ્યું. પણ એ મિત્ર કાંઇ સદાકાલ માટે જતો રહેતો નથી. તેના પ્રતિની પ્રીતિથી તે મિત્ર તેનોજ રહેવાનો છે અને ભવિષ્યમાં તેઓનો સમાગમ થશે. પરંતુ પ્રીતિ દર્શાવવા માટે તેને બીજાં ઘણા છે, અને જેવો પ્રેમ એ મિત્ર પ્રતિ તે રાખત તેવો અન્ય જે તેની આસપાસ છે તેઓના પ્રતિ દર્શાવવો જોઇએ. એમ કરવાથી તેના પ્રેમનો વૃદ્ધિ પામવાનો પ્રસંગ આવેલો નિરર્થક ચાલ્યો જશે નહિ અને ભવિષ્યને માટે એ બીજરૂપ થશે. વળી તેને ભવિષ્યમાં આવું દુઃખ પણ આવી પડશે નહી. એ મનુષ્યે એક દેખીતું ખોટું કૃત્ય કર્યું અને તેની શિક્ષા થઇ પણ તે કર્મ સ્થૂલરૂપે આ જન્મમાં થયું તે પૂર્વના દુષ્ટ વિચારનું ફળ છે; જો એમ હોય નહી તો એ દુઃખ હોય કયાંથી? પોતે પૂર્વે કરેલા દુષ્ટ વિચારની શિક્ષા ધૈર્યતાથી સહન કરી લેવાની છે. એટલે ભવિષ્યમાં લેશ માત્ર ગ્લાનિ પ્રાપ્ત થાય તેવું ફળ મળે નહિ. પ્રથમ જ્યાં સંપૂર્ણ અંધકાર હોય છે ત્યાં એવી રીતના વર્તનથી પ્રકાશનું કિરણ પડે છે. એ પ્રકાશમાં તેઓને ભાસ થાય છે કે જે જે વિપત્તિ ભોગવવી પડે છે તે પોતાના કર્મને લીધે છે એમ નિશ્ચય માનવું. અન્ય કોઇ એ દુઃખ નાખતું નથી. એ જ્ઞાન થયું કે તત્કાળ જે નિયમ બંધનરૂપ લાગતો હતો તે તો પાંખ રૂપ છે એમ જણાશે. વળી જે જ્ઞાન વિના તેને અન્ય ભૂમિકાનું સ્વપ્ન પણ ભાગ્યેજ થતું તે ભૂમિકામાં પ્રવેશ કરવા તે સમર્થ થશે.

જીવ પોતાનું ભાવિ કેવા પ્રકારે બનાવે છે તે પણ સમજવા જેવું છે. કાલના વહનમાં મંદ મંદ ગતિથી અનેક જીવના સમૂહ તણાયા જાય છે. પૃથ્વિ ભ્રમણ કરે છે તેમ તેને લેતી જાય છે. એક પછી એક તેનો ગોળો આવે છે તેમ તેઓ પણ આવતા જાય છે. સ્વાભાવિક ગતિ તો આવી છે, પણ તત્ત્વજ્ઞાનનો માર્ગ જગતમાં પ્રસિદ્ધ કરવાનો હેતુ એટલોજ છે કે જેની ઇચ્છા એવી રીતે તણાયા કરવાની હોય નહી તેઓ તેમાંથી દૂર ખસી આ દુનિયાંની સ્વાભાવિક વૃદ્ધિ થાય તે અગાઉ ચાલી પોતાની વ્યક્તિની વૃદ્ધિ કરી શકે.

અભ્યાસકો જ્યારે આ નિયમનો કાંઇક અર્થ સમજવા લાગે છે; જ્યારે તેની અચલતાનું ગ્રહણ કરે છે, તેનું કાર્ય ચુક વિનાનું અને યથાસ્થિત છે એમ સમજે છે, ત્યારે તે પોતાની વૃદ્ધિ કેમ કરવી તેને માટે પોતાની સત્તા ચલાવવા માંડે છે. ને પોતાના વર્તનનું સૂક્ષ્મ નિરીક્ષણ કરે છે. તેમાં ફેરફાર કરવા માંડે છે. મન, વચન, નીતિપાઠ આદરે છે. મનશક્તિઓને વિકાસ પમાડવા પ્રયત્ન કરે છે, જ્યાં જ્યાં નિર્બળતા

ભાસે ત્યાં, ત્યાં દૃઢતાથી વર્તન કરવા માંડે છે. ખામીઓ પુરી પાડવા પ્રયાસ કરે છે અને જે કાંઇ નિર્માલ્ય હોય તે કાઢી નાખે છે. હવે તેને જ્ઞાન થયું છે કે જેવી જેવી ભાવના રાખશે તેવું ભવિષ્યમાં પામવાનું છે, એટલે લક્ષપૂર્વક અને નિયમ અનુસાર ઉચ્ચ ભાવનાનું ધ્યાન કરવા માંડે છે. ખ્રિસ્તિ ધર્મના મહાન્ જ્ઞાની પૉલે પણ બોધ કરેલો છે કે, સત્ય, પ્રામાણીક, ન્યાયી, પવિત્ર, આનંદકારી અને સદ્ગુણી વસ્તુઓ સંબંધી સર્વદા ધ્યાન કરવું. ત્યારે જેને એ જ્ઞાન થયું છે તે તો અહોનિશ પોતાની ઉચ્ચ ભાવનાજ લક્ષમાં રાખશે અને તદનુસાર વર્તન કરવા પ્રયત્ન કર્યા કરશે. આ કરવામાં તે શાન્તિ અને આગ્રહ રાખશે કેમકે તેમાં ઉતાવળનું કામ નથી તેમ તુટક તુટક કરવાનું નથી. તેની સમજમાં તો ઠસી ગયું છે કે પોતે મજબુત પાયો નાખવાનો છે અને તે પાયો જે સનાતન નિયમના ખડક ઉપર નાખેલો છે એ નિયમને તેની વિજ્ઞપ્તિ છે અને તેનોજ તેને આશ્રય છે. આવી રીતે વર્તન કરનાર મનુષ્યને કોઇ પણ સમયે પરાજય તો છેજ નહી. ત્રણ લોકમાં કોઇ એવું નથી કે તેની ગતિને રૂંધી શકવા સમર્થ થાય. પ્રત્યેક વાર જ્યારે જીવ આ દુનિયામાં આવે છે ત્યારે અનુભવનો સંગ્રહ કરે છે, અને જે જે તેને પ્રાપ્ત થાય છે તેનો ઉપયોગ કરે છે. દેવસ્થાનમાં જાય છે ત્યારે તેને તેની યોગ્યતા પ્રમાણે પોતામાં મેળવી લઈ ભવિષ્યનાં શરીરને માટે પોતે તૈયાર થાય છે.

મનુષ્યના જીવનનો સત્ય સિદ્ધાંત તો આવી રીતનો છે. એ સિદ્ધાન્તનાં પ્રમાણ પ્રત્યેક મનુષ્યના જ્ઞાનમાં સહજ આવે તેવાં નથી એટલે તે માટે આપણે અન્ય જનોના ઉપર આધાર રાખવો પડે છે. તો પણ તે સિદ્ધાન્ત કિમતી છે. મનુષ્ય એ સિદ્ધાન્ત માન્ય રાખી તેનું મનન કરી જેટલે અંશે સમજે છે તેટલે અંશે કર્મના નિયમાનુસાર વર્તન કરવા અને તેની સાથે પોતાના ભવિષ્યના વર્તનનો પાયો નાખવાનું તત્કાલ તેને મન થાય છે. એ ઇમારતનો પ્રત્યેક પથ્થર માંડવામાં તે અત્યંત ધ્યાન આપવા લાગે છે. કારણકે તેને હવે જ્ઞાન થયું છે કે પોતે જે ઇમારત બાંધે છે તે ચિરકાલ પર્યંત રહેવાની છે. હવે તે પોતાના કાર્યમાં ઉતાવળ કરતો નથી. તે ઘડી ઘડીમાં બાંધ ફોડ કરતો નથી. હવે તે ચોક્કસ ધારણાથી કાર્ય કરે છે. આગળની પેઠે એક રીતે આજ અને એક રીતે કાલે અને વળી એક દિવસ કાંઈ પણ ધારણા વિના કામ ચલાવે જાય એમ તે કરતો નથી. હવે તો પ્રથમથી સંપૂર્ણ વિચાર કરી ચોક્સ નિયમને અનુસરી તેનો આલેખ કરી તે પ્રમાણે કામ કરે છે. જીવ પોતે શિલ્પ શાસ્ત્રી અને બાંધવા વાળો છે એમ તે સમજ્યો છે. એટલે નિરર્થક કાર્ય કરવામાં કાળનો વ્યય કરતો નથી. એ પ્રમાણે કરવાથી જીવ અત્યંત ત્વરાથી વૃદ્ધિ પામી આગળ ચાલવા સમર્થ થાય છે. આવી રીતે કાર્ય કરતાં તેની ઉન્નતિ ખ્યાલમાં પણ આવે નહિ એટલી ઝડપથી થાય છે. કારણકે જીવ પ્રૌઢ અને બળવાન થવાથી કાર્ય પણ તેવાંજ કરી શકે છે. (સમાપ્ત)

૩

## થીઓસોફી.

(અનુસંધાન પૃષ્ઠ ૪૪ થી)

માણસો ચારે પાસા બહારને બહાર દોડતા જાય છે, જાણે અંતરૂમાંથી ઉઠેલી આશાઓનો પરિતોષ બહારના કોઇ પદાર્થમાં થનાર હોય તેમ મનુષ્યની વૃત્તિઓ આ એ-

ઓગણીસમી સદીમાં છેક બાહ્યત્વનેજ પામી ગઇ છે. અને માયાની અગાધ રચનાના અકલ્પિત સામર્થ્યનો અવધિ નથી, એટલે કોઇ એક અંત સિદ્ધ થતો નથી; એક પ્રાપ્તિ, પછી બીજી પ્રાપ્તિ, પછી ત્રીજી, એમ નિરવધિ તૃષ્ણા અને એષણાના કલ્લોલની પરંપરા ચાલ્યાજ કરે છે. આગળ વધવું—આગળ—આગળ—એજ આ સમયની બૂમ છે, પણ કોઇએ પાછું વાળીને જોતું નથી. માણસના જે સ્થાનમાંથી આ બધી પ્રવૃત્તિ ઉપડે છે તે સ્થાન ઉપર કોઇ દૃષ્ટિ કરતું નથી, તેને તો કોઇ માનતું પણ નથી, અને તેના ઉપર પગ દઇને સર્વે કૂદકાંજ કરે છે. આ પ્રકારે આત્માની અવગણના કરીને બાહ્ય પદાર્થો ભણી દોડનારા કોઇક વાર પણ પાછા ફર્યા વિના રહેવાના નથી. બાહ્ય શંકા, બાહ્ય ભય, અને બાહ્ય સ્વાર્થે તેને આધીન થઇ યુરોપમાંજ પ્રત્યેક રાજ્યે પોતાનું સૈન્ય કેટલું વધારી દીધું છે! ને હજી પણ કેટલું વધારતા જાય છે! નવા નવા વિનાશ પ્રકાર દિનપ્રતિદિન કેવા યોજાતા જાય છે! જે આત્મા આવી તૃષ્ણાએ ચઢી આવાં સાધનો શોધે છે તે આત્મા, અને જેની પાસેથી પડાવી લેવાની ઇચ્છા થાય છે તે આત્મા, ઉભયે એકના એકજ છે એવું ભાન થઇ આત્મભાવની પ્રીતિનો વિસ્તાર થતાં સંપ અને શાન્તિથી પોતપોતાનું વહેંચી અને ભોગવી લે એવો સમય આવતા પહેલાં અગણિત મનુષ્યોનો વિનાશ થઇ જશે, અમૂલ્ય અને અતુલ રુધિર પ્રવાહથી વિશુદ્ધ થયા વિના આત્મભાવના ઉદય પણ નહિ પામે!

બાહ્યત્વ પામવાની વૃત્તિ એટલે સુધી વધી ગઇ છે કે જ્યાં જોઇએ ત્યાં બાહ્યત્વજ પ્રાધાન્ય ભોગવે છે. વિદ્યા, કલા, સમૃદ્ધિ, તેમાં પણ બાહ્યત્વનોજ મહિમા મહોટો થઇ ગયો છે. આ સમયમાં કેમ આપણે કાલિદાસ કે શંકર, મહમદ કે બુદ્ધ, શેકસપીઅર કે કેન્ટ, શિવાજી કે નેપોલીઅન, ચાણક્ય કે મેકીઆવેલ, અકબર કે ફ્રેડ્રીક, દ્રૌપદી કે સીતા, એલિઝાબેથ કે લક્ષ્મીબાઇ, કશું દેખતા નથી? બાહ્યત્વનો પ્રભાવજ એવા મહાત્માનો અસંભવ કરી દે છે. પ્રાસ મેળવવાનું નામ કવિતા કહેવાય છે, વેદાન્તની વાતો માત્ર કરવાનું નામ પાંડિત્ય કહેવાય છે, દેશ ભક્તિનાં ભાષણ આપવાનું નામ દેશહિતૈષીપણું કહેવાય છે, જૂઠ પ્રપંચ અને કશાયથી સ્થાન સાચવવાનું નામ કારભાર કહેવાય છે, બહારનો ઠાઠમાઠ રાખવાનું નામ સારું રાજ્ય કહેવાય છે, વગવશીલાથી પવિત્ર ન્યાયાસનને સ્વાર્થનું સાધન બનાવનારને ઇનસાફદાર કહેવાય છે, અને ઉપર ઉપરથી નીતિની વાતો કરી અનીતિ ઉપર મો મચકોડવાનું નામ પવિત્રતા કહેવાય છે; એમ જ્યાં હોય ત્યાં બાહ્યત્વજ પ્રાધાન્ય પામી ગયું છે.

જે કહેવું તે કરવું અને જે માનવું તે કહેવું—मनस्येकं वचस्येकं कर्मण्येकं—એ સિદ્ધાન્ત જેનાથીજ મહાત્માઓનો ઉદ્ભવ થાય છે:—કવિ, પંડિત, પેગંબર, સિદ્ધ, જ્ઞાની, મંત્રી, નૃપતિ, સતી, શૂર,—એવા પણ કોઇ ખરા મહાઆત્માનો ખરા હૃદયપૂર્વક સ્વનિશ્ચયને આચારમાં મૂકવાના જે મૂલ કારણથી પ્રાદુર્ભાવ થાય છે, તેનોજ આ સમયમાં અભાવ છે. એટલે સુધી અભાવ છે કે મન કર્મ વાણી એક રાખવાનું નામ ગાંડાઇ, અનુભવ ન હોવાપણું, વ્યવહારની અક્કલની ખોટ, એ આદિ ઉપનામોને પાત્ર થઇ દુનીયાંના ડહાપણ આગળ વ્યર્થ જેવું થઇ ગયું છે. પોતાનો જે સમયે જેવો નિશ્ચય હોય તેને આચારમાં મૂકનાર મહાત્માને લોકો ધિક્કારશે, અને બહારથી ટાપટીપ દેખાડી લાખોગણા અનાચારને તે ટાપટીપ નીચે છુપાવનારના આગળ મસ્તક નમાવશે! એનું કારણ એટલુંજ છે કે મસ્તક નમાવનારા પણ

ખરા હૃદયના ભાવથી નભાવતા નથી એટલે જેવા તે પોતે છે તેની મૂર્તિઓની પૂજા તેમને પ્રિય થઇ રહે છે! ખરાપણું-પ્રામાણિકપણું-મન કર્મવાણીની એકતા-તેનો તો પાશ્ચાત્યના પ્રભાવ આગળ આ ઓગણીસમી સદીમાં અત્યંત તિરસ્કારજ થઇ ગયો છે. દારૂ અને માંસની દુર્ગંધને લવેંડરથી છુપાવવાની પેઠે માણસો પોતાનાં રહેલાં દૂષણો, અનીતિ અનાચાર અને આદિ! તેને પણ દંભ અને આડંબરના લવેંડરથી છુપાવી દેવાનું શીખ્યાં છે; સર્વ વાતમાં સારો દેખાવ અને અજ્ઞાન છુપાવવાનો ઉત્તમ રસ્તો એજ હાથ થયો છે કે “અમે તો બુદ્ધિમાનનેજ માનીએ છીએ, અમે તો શંકાના પક્ષમાં છીએ, અમે સ્કેપ્ટિક છીએ” એમ કહી કશાનો સ્વીકાર ન કરવો અને મહત્તા દાખવવી. ચોક્કસ બુદ્ધિના પ્રદેશમાં આમ હોત તો ચાલત, કેમકે જે તે વાતનો સ્વીકાર કરી હૃદયની શ્રદ્ધા બુદ્ધિના નિશ્ચયથી જુદી પાડવી એ વાત લાભપ્રદ નથી; પરંતુ આવી શંકાની બહિર્વૃત્તિ જ્યારે નીતિ, ન્યાય, આચાર, વ્યવહાર, પ્રેમ, ધર્મ, સર્વત્ર વ્યાપવા લાગી છે ત્યારે તો જે શંકાદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થઇ નિશ્ચય થતાં શ્રદ્ધા આવે છે તે શંકા કરતા મૂર્ખના જંગલી લોકો જેવો અમારો જડ વિશ્વાસજ અમને પાછો આપો એમ ખરા સજ્જનને સહજે કોઇ બુદ્ધિમાન્ કે વિદ્વાને પોકાર નહિ કર્યો હોય! દુનીયાંમાં ચોખ્ખા સોનાનું કોઇ ઠેકાણે ચલણજ રહ્યું નથી, તાંબુ ભેળવ્યા વિના એનો રંગજ આવતો નથી! જ્યાં જોઇશું ત્યાં ખરી શુદ્ધ વસ્તુ—ન્યાયમાં, નીતિમાં, વ્યવહારમાં, વિદ્યામાં, રાજ્યમાં, કારભારમાં—તલીએજ બેસતી જાય છે, ઉપર તરી શકતીજ નથી. આ સમયના જલને એવા અતિ વિશુદ્ધ, સીધા, સારા, હૃદયવાળા પદાર્થો બહુ ભારે પડે છે, તલીએજ બેસવા યોગ્ય જણાય છે, અને તરખલાં, પાંદડાં, પતરાં, ચીંથરાં,—પણ સારા રંગેલાં, રઢીયાળાં, ઓપેલાં, ચળકતાં, તથાપિ હલકાં, છેક હલકાં હોય તેજ ઉપર તરી શકે છે!

દંભ, ઢોંગ, અનાચાર, લુચ્ચાઇ, અનીતિ, જૂઠ, ચોરી, કપટ, વ્યભિચાર, ભુખમરો અને વિનાશ એ બધાનો બદલો રેલવે, તાર, કારખાનાં, ટપાલ ખાતાં, મ્યુનીસીપાલીટીઓ, નીશાળો, એને આગબોટોથી વળી શકતો હોય તો બાહ્યત્વમાંજ સુખ માનનારી ઓગણીસમી સદીની બુદ્ધિની બલીહારી કહેવાની જોઇએ. રસ્કિન જેવો મહાત્મા આ બધા સુધારાને જંગલીપણું માને છે. જો કે તે તો વિશ્વની સ્વાભાવિક લીલામાં તે બધાં વિઘ્ન કરે છે માટે જંગલીપણું માને છે; તથાપિ સ્વાભાવિક શુદ્ધતાનાં એ બધાં વિરોધી છે એ ભાવને અવલંબી આપણે રસ્કીનની સાથે એકમત થઇએ તો તેમાં ખોટું નથી. બાહ્યત્વને સ્થાને આંતરત્વ આપો, તાંબા ઉપરના ઢોળને બદલે સોનું આપો, દંભને બદલે વિશુદ્ધિ આપો, મન કર્મ વચનની એકતા લાવો, એટલે પછી બધું સિદ્ધ થઇ શકશે. એ વિનાનું આગળ વધવું તે પાછળ પડવાથી પણ ભુંડું છે. થીઓસોફી એ નામની ભાવના જગતના આગળ વધવાને વિરોધી છે એમ કહેનારા શાને આગળ વધવું કહે છે, અને એવા આગળ વધવાનો શો અર્થ થાય છે તે સમજ્યા પછી, થીઓસોફી નામની ભાવનાને એ દોષ દેવામાં કેટલો અનર્થ છે તે કહેવું પુનરુક્તિમાત્રજ છે. થીઓસોફી કોઇ રીતે આવા કે એથી પણ કોઇ બીજા પ્રકારના આગળ વધવાને આડે આવતી નથી, માત્ર એટલુંજ કહે છે કે આવા આગળ વધવામાં જે વાતો પાછળ રહી જાય છે તેને પણ સંભાળતા જાઓ, એકલા શરીરને આગળ વધારવા કરતાં શરીર બુદ્ધિ અને હૃદય ત્રણેને આગળ લેતા જાઓ, નહિતો કોઇ ઠેકાણે

એવો આંચકો લાગશે કે જ્યારે આટલા બધા પ્રયાસે અને આટલી લાંબી મુદતે સિદ્ધ કરેલી વાત નવે નામે આરંભવી પડશે. માણસમાં શરીર કરતાં કાંઇ અન્ય છે, અને તેમાંજ સર્વ સુખ અને સર્વ શાન્તિનો પરિપાક અને પરિણામ છે એવી ભાવના વર્તમાન જગત્ આગળ લાવવામાં થીઓસોફી કોઇ રીતે જગતના આગળ વધવાને બાધકારક થઇ શકતી નથી. જે આત્મભાવ, સમાનભાવ કે ભ્રાતૃભાવ કરતાં પણ અધિક આત્મભાવ હાલના આગળ વધવામાં નથી તે તેમાં ઉમેરી આપવાનોજ થીઓસોફી આગ્રહ કરે છે. તેનો દોષ કાઢવા કરતાં ઉપકાર માનવો વધારે ઉચિત છે.

થીઓસોફી ઉપર જે જે આક્ષેપ કરવામાં આવે છે તે સર્વનું આ પ્રકારે આપણે અવલોકન કરી રહ્યા. હવે થીઓસોફી પોતે શું છે તેનો કાંઇક સંક્ષેપ આવતા અંકમાં સમજાવી આ વિષય કે જે બહુ દીર્ઘ કાલથી ચાલ્યાં જાય છે તેની સમાપ્તિ કરીશું. ( આવર્તનામાં સમાપ્ત )

૪

રાજ્ય

**૧. મુંબઈમાં મરકી:**—આજ લગભગ ત્રણ માસ થયાં મુંબઇમાં તરહવાર જાતની મરકીનો રોગ ફેલાયો છે મુંબઇ શહેરની વસતિ લગભગ આઠ નવ લાખ જેટલી છે અને એ શહેરના મ્યુનીશીપાલીટીએ આઠ વિભાગ માનેલા છે. એક એક વિભાગ લગભગ કોઇ એક મ્હોટા શહેર જેવડો છે. આમાંનો પૂર્વના દરીઆ પાસેનો જે ભાગ બંદરના નામથી ઓળખાય છે, ને જ્યાં ઘણો વેપાર ચાલવાના કારણથી બહુજ ગર્દી આખો સમય રહે છે, તે ઠેકાણેની અનાજ વગેરેની વખારો આગળથી આ ઉપદ્રવનો આરંભ થયો. માણસને તાવ આવી એકાદ દિવસમાં બેશુદ્ધ થઇ જાય અને મરણ નીપજે એવો એ મરકીનો પ્રકાર છે. કોઇ કોઈ દરદીને જાંઘના વક્ષણમાં, ગળાની હાસડીમાં, બગલમાં, એવી જગોએ ગાંઠ પણ નીકળે છે. દેશી તેમજ અંગરેજી દાક્તરો આ મરકીનું સ્વરૂપ પારખી શકતા નથી; અને અકટોબરથી તે તારીખ ૨૦ ડીસંબર સુધી નીપજેલા મરકીના પ્રસંગ જોતા ૧૬૦૦ માણસને મરકી લાગુ પડેલી તેમાંથી ૧૧૦૦ મરણ થયેલાં જણાય છે. જેથી સેકડે એંશી ટકા લગભગ મરણ નીપજે છે એવી ભયંકર વાત સિદ્ધ થાય છે. હવણાં તો દર અઠવાડીએ ૧૩૦૦ મરણ નોંધાય છે જ્યારે ગયે વર્ષે આજ અઠવાડીયામાં ૭૫૦ નોંધાયાં છે અર્થાત્ મરકીના કારણથી દરરોજ લગભગ બસો માણસ હાલ મરે છે એમ કહી શકાય. દાક્તરો અને સરકાર તથા મ્યુનીસીપાલીટીએ સાધારણ રીતે એમ અનુમાન કર્યું કે ગંદકી, ખરાબ હવા, તથા ગામમાં બનાવેલી ગટરોની અવ્યવસ્થાથી આ રોગ પેદા થયો છે. ગંધક અને ડામર સળગાવવો, ગટરો અને ઘરોને હવા સાફ કરનાર દવાના પાણીથી ધોવાં, મરનારનાં કપડાં વગેરે બાળી નાખવું, એવા ઉપચારો શરૂ કરવા માંડ્યા, પણ તેથી મરકીમાં કાંઇ ફાયદો થયો નહિ. મરકી ચેપી છે કે નહિ તેનો હજી નિશ્ચય થયો નથી તે પહેલાં જેને જરા પણ તાવ જણાય તેને તપાસીને મ્યુનીસીપાલીટીએ જુદા રાખેલા એક દવાખાનામાં ઉંચકી જવાનો આરંભ થયો. એ સપ્તાહથી તેમજ મરકીથી કંટાળીને લાખો માણસો મુંબઇ છોડીને પોતાને દેશ જતાં રહ્યાં છે, મહાલક્ષ્મી, વાલકેશ્વર, દાદર, માહીમ, વાંદરા, થાણા, વગેરે ઠેકાણે મુંબઇમાં જેમનો રહ્યા વિના છુટકો નથી તે લોકો ભરાઇ બેઠા છે. વેપાર

રોજગાર દુકાળને લીધે તેમ આ મરકીને લીધે બંધ પડી ગયો છે મુબાઈની હવા પણ વિલક્ષણ થઇ ગઇ છે. એક દિવસ ગરમી એક દિવસ સરદી એમ ચાલ્યા કરે છે આટલું આટલું છતાં, મ્યુનીસીપાલીટીની કાળજી છતાં, મરકી હવે મુંબઇના આઠે વિભાગમાં ફેલાઇ છે, અને કોઈ ઠેકાણે મરકી નથી એમ કહી શકાતુ નથી. વાંદરા માહીમ વગેરેમાં પણ જઇ પહોચી છે. કહે છે કે એવી મરકી ચીનમાં ફેલાઇ હતી; જૂના શોધ વાળા રા. રા. રતિરામ કહે છે કે બસો વર્ષ ઉપર આપણા દેશમાં પણ એ મરકી ફેલાઇ હતી, પણ કોઇ એનો ઉપાય બતાવી શકતું નથી એવી ધાસ્તીનું કારણ જણાવવામાં આવે છે કે સખ્ત તાપ પડવાની મોસમ આવ્યા વિના મરકી જવાની નથી, અને વખતે આવજા કરતા લોકો મારફત એ મરકી મુંબઇ બહારના ગામોમાં પણ ફેલાશે. મુંબઇમાં જ્યાં એ મરકી લાગુ થનાર હોય છે ત્યા સર્વથી પ્રથમે ઉદરોને લાગુ થાય છે, ને તે પછી માણસોને વળગે છે. સર્વ પ્રકારે સર્વને આકર્ષણ કરનાર મુંબઇ અત્યારે સર્વને અપ્રિય થઇ પડી છે, અને ઓગણીસમી સદીના આટલા મ્હોટા સુધારામાં આવા એક સાધારણ જેવા રોગનો ઉપાય કોઇને સુજતો નથી! બહાર ગામથી તેમજ મુંબઇમાંથી અણુક નવા દાક્તરો આ કામ માટે ખાસ રાખવામા આવ્યા છે પણ તે મરકી ક્યાં થઈ તેટલું શોધી લાવવા કરતાં વધારે કશું કરી શકતા નથી! મુંબઇમાં દાક્તરો તથા વૈદ્યોથી બહુ તજવીજ કરતાં એમ નીકળે છે કે સાફ હવા, ઉંચો પણ હલકો ખોરાક અને નિયમિત રહેવું તથા તાવ આવતાવેતજ વમન વિરેચન અજમાવવું.

૨. હિંદુસ્તાનમાં દુકાળઃ—દુકાળ પડવાના સમાચારે જ્યારે આખા દેશમાં ચોતરફ ભય અને દોડાદોડ ફેલાવી દીધી હતી ત્યારે આરબી સમુદ્રમાં સાઇક્લોન નામનું તોફાન થવાને લીધે હિંદુસ્તાનના પશ્ચિમ કીનારા ઉપર તેમજ મધ્યહિંદુસ્તાન અને પૂર્વ બાજુ ચઢના ઉતરતા ક્રમે થોડા થોડા માવઠાનો વર્ષાદ પડવાથી લોકોને કાંઇક શાન્તિ વળી હતી. પરંતુ એ શાન્તિ ઘણી ટુંકી નીવડી છે, અને એ વરસાદથી ધારવામાં આવતો હતો તેટલો ફાયદો થયો નથી એ વાત નક્કી થઈ ચુકી છે. હિંદી સરકારના વડા લોર્ડ એલ્ગીન સાહેબ દેશી રજવાડાઓની મહેમાનગીરીની મોજ કરવા ફરતા હતા તે દરમીયાન દુકાળની વાત સ્વીકારવા ના પાડતા હતા, અને સ્થાનિક સરકારો પણ દુકાળ આવ્યો એ વાત સ્વીકારવા તત્પર નહતી. હવણાં હવણાંમાં હવે દુકાળની વાત સ્વીકારવા તરફનું વલણ દીઠામાં આવે છે, અને મુંબઇમાં દુકાળથી પીડાતા લોકોને મદદ કેવે પ્રકારે કરવી તેનો વિચાર કરવા એક મહોટી જાહેર સભા નામદાર મુંબઇના ગવર્નર સાહેબના પ્રમુખપણા નીચે થઈ ગઇ છે. સરકારે પણ અનાજ અને ઘાસનો જથ્થો દરેક ઠેકાણે કેટલો છે અને રવીનો પાક હવે કેટલો થવાનો સંભવ છે તેની તજવીજ ચલાવવામાં માંડી છે, અને તગાઇ આપવાની તથા પાકાં બાંધકામ માટે પૈસા ધીરવાની છૂટ મૂકી છે, એ સંતોષકારક છે. મુંબઇના ભાટીયા વેપારીઓએ આ સમયે પોતાની કમાણી સાર્થક કરવાનો અતિ ઉત્તમ પ્રયાસ આરંભ્યો છે અને હિંદુસ્તાનના ગામોમાં ગરીબોને હલકે ભાવે અનાજ વેચવાની દુકાનો તેમણે ઉઘાડી છે પણ "ગ્રેનટ્રેડીંગ કંપની" નામની એક કંપની તેમણે ઉભી કરી છે.

ના શેર છે. હેતુ ધોરો છે કે અમુક હલકી કીમતે અનાજ વેચવું અને જે ખોટ જાય તે કંપનીની થાપણ કે જે રીઝર્વ ફંડ રાખવામાં આવેલું છે તેમાંથી પૂરી કરવી. એ રીતે કરતાં જે પૈસા બચે તે શેરહોલ્ડરોને પાછા આપવા એટલે કે દરેક સો રૂપીઆએ ટકે વધારે વધારે રૂપીઆ પાંચ કે ઓછા વધતા પાછા મળે. એ કંપની ગામે ગામ પોતાના તરફથી મદદ કરવાનો બંદોબસ્ત કરવા ધારે છે કોઈ એક માણસ પોતાની પાસેના બે ચાર રૂપીઆ ધર્મના કામમાં વાપરવા ખુશી હોય પણ એકલો કાંઈ કરી ન શકે તેને માટે આ ઉત્તમ પ્રસંગ છે. એવા ગૃહસ્થોએ આ કંપનીના શેર રાખીને આ ધર્મ કૃત્યમાં અવશ્ય મદદ કરવી જોઈએ

૩ મી૦ કેન અને મી૦ ભાવનગરી:—આ માસની આખરે ભરાનારી નેશનલ કોનગ્રેસમાં ભાગ લેવાને માટે, મદ્યપાનનિષેધક સભાનો ભગીરથ પ્રયત્ન ઉઠાવનાર, હિંદમાં હકો સાચવનારી કમીટીના અગ્રસ્થાને ભાગ લેનાર, મી૦ કેન મુંબઈમાં આવેલા છે. તેમની સાથે મધ્યપ્રાંતના માજી કમીશનર મી. ગુડરીજ અને રેવરંડ મી. હારવુડ પણ કોનગ્રેસમાં ભાગ લેવા માટે આવેલા છે. મી. કેન અને તેમના મિત્રોનો સત્કાર કરવા તા. ૭ મીએ એક મેળાવડો થયો હતો તેમાં મી કેને કોનગ્રેસથી થતા લાભ વિષે કહેતાં ત્રણ વાત ઉપર મુખ્ય લક્ષ ખેંચ્યું હતું. ઇગ્લંડમાં હિંદુસ્તાન માટે કામ કરતી કમીટીને નાણાંની મદદ આપવામાં આળસ રાખવાથી હિંદુસ્તાનને પોતાનેજ હાનિ છે એમ જણાવ્યું હતું. બીજી વાત એ હતી કે જે પાદશાહી કમીશન હિંદુસ્તાનના ખર્ચ વિષે તજવીજ ચલાવે છે તેના આગળ પડેલી જુબાનીઓ જોતાં હિંદુસ્તાનના લશ્કરી વગેરે ખર્ચમાંથી મહોટો ઘટાડો થવાનો સંભવ છે. ત્રીજી વાત એ કહી હતી કે હિંદુસ્તાનને કદાપિ પણ લાભ થશે તો તે લીબરલોથીજ થશે, માટે હિંદી આગેવાનોએ લીબરલ પક્ષનોજ આશ્રય પકડી રાખવો જોઇએ. હિંદી રાજકીય વાતોને લીબરલ કે કોનસર્વેટીવ એકે પક્ષ સાથે જોડવી નહિ એવો, ઘણા વખતથી આગ્રહ આ દેશમાં ચાલે છે, પણ પાછલો ઇતિહાસ વિચારતાં હવે લીબરલ પક્ષનો આશ્રય કર્યા વિના હિંદુસ્તાનને છૂટકો નથી એમ સમજી શકાય છે. આવતી કોનગ્રેસમાં મી. કેન અમલદાર અને મેજીસ્ટ્રેટનો હોદ્દો એકનો એક માણસ ભોગવે છે તે જુદા જુદા માણસોને આપવો એ વિષયમાં ચર્ચનાર છે, તથા ખેડુતોની સ્થિતિ સુધારવાની બાબત વિષે બોલનાર છે. મી. ગુડરીજ હથીઆરોના પરવાનાની છૂટ સર્વને હોવી જોઇએ, તે વિષે કહેનાર છે.

મી. ભાવનગરી કે જેઓ ભાવનગર દરબારના એજંટ છે અને વીલાયત ખાતે પાર્લામેંટની ઉમેદવારી કરતાં કોન્સર્વેટિવ પક્ષ તરફથી પાર્લામેંટમાં દાખલ થયા છે તે પણ મુંબઇમાં હતા અને તેમને ઉપરનીજ તારીખે પારસી કોમના લોકો તરફથી પીટીટ હોલમાં જ્યાફત આપવામાં આવી હતી. તેમણે ભાષણ કરતાં પોતાનાં કામો હિંદુસ્તાનના લાભ માટેનાં છે એમ સમજાવવાનો પ્રયત્ન કરી, પોતાની વિરૂદ્ધ બોલનારાને વધારે તપાસ કરવાની ભલામણ કરી હતી. દા. બહાદુરજીને માન આપવા મળેલી સભામાં મી૦ ભાવનગરીની ઉપર ઘણો આક્ષેપ થયો હતો. બધાં ગામમાં પણ તેમની વિરૂદ્ધ હેંડબીલો વહેંચાતાં હતાં.

૪ મી૦ મનમોહનઘોશ:– મેજીસ્ટ્રેટ અને અમલદારની સત્તા જુદી પાડવાની લડત ચલાવી તેમાં વિજયી થનાર આ દેશપ્રેમી નરનો સ્વર્ગવાસ આર્યભૂમિને બહુ શોચનીય છે. એવા નરોનું સર્વ કોઇએ અનુકરણ કરીને એમના પ્રતિ જે માન છે તે સાર્થક કરવું જોઇએ.

# સુદર્શન.

( તંત્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી. )

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

“ सत्यं परं धीमहि ” —भागवतम्.

પુસ્તક ૧૨. અંક ૪.] (માસિક.) [જાનેવારી. ૧૮૯૭


૧

## સાહિત્યે.

૧

### ધર્મની સ્વારી.*

( મળેલું )

આવી ધર્મની સ્વારી, જય જય કારી, આ ડંકા નિશાન.
પ્રભુપ્રેમ વિહારી, ભરત ભિખારી, જય જયકારી આ ડંકા નિશાન. ધ્રુવ
જો કો જીવ ઉગારી શકે તો, આત્મ કરું બલિદાન,
જળ થળ ચરને વળી ગગન ચર, સરખાં ગણવા પ્રાણી પોતે.
પ્રેમ વધારી, લઉં હું ઉગારી, આ ડંકા નિશાન. આવી.
કર્મ રૂડાં સદ્ધર્મનાં, સજવાં મોક્ષજ માટ,
સત્ય કનક છે સંપની સંપત, ઘડવા હિંદી, ઘાટ, હો દેશી,
આવો આ વારી, ધર્મ લાચારી, જય જય કારી, આ ડંકા નિશાન. આવી.
વિદેશમાં મંદિર કર્યાં નીતિ ધર્મે ધરીશ,—

* આજ પર્યંત આ પત્રમાં આવેલાં કાવ્યોના વર્ણન કરતાં આ બે કાવ્યોનું વર્ણન નવીન પ્રકારનું છે, ને તે નવીનતાની ખાતરજ એ કાવ્યોને અત્રે સ્થલ આપ્યું છે. ભાવપ્રધાન સ્વાનુભવરસિક વર્ણનની પદ્ધતિ કરતાં વસ્તુપ્રધાન સર્વાનુભવરસિક પદ્ધતિનો આમાં જોકે પ્રયત્ન છે, અને આર્યદેશનું ઐક્ય ઇચ્છતા એક સુરકના એમાં ઉદ્ગાર છે. આગળ જતાં એજ પદ્ધતિએ કાવ્યો રચતાં તેને હાથે સારાં પદ્ય થવાનો સંભવ લાગે છે. તંત્રી.

આચાર્યો સ્થાપન કરે છે, વિદ્યા સર્વ કળાએ, બધુ,
દુર્જનની બારી, દાખે ઉઘાડી, જય જયકારી, આ ડંકા નિશાન.
કલિનું જોર ઘટયું ઘણું, જ્યાં બહુ સત્ય પળાય,
તન મન ધન વિજયી થયાં તે, ખાળ્યાં રોગ ખળાય, થઇને
જગ ઉપકારી, કીધ આભારી, જય જયકારી. આ ડંકા નિશાન, ચાલી.
ખંડે ખંડ ફરી વળ્યો, ભારતનો વિજય મહાન,
ધર્મ અર્થ ને કામ મોક્ષથી, અત્ર અપર કલ્યાણ, દેશી
દુઃખ વિદારી, જય જયકારી, આ ડંકા નિશાન. ચાલી.

---

૨

### વિજયાદશમી.

(મળેલું)

આવો રમીએ ભરત ખંડી ભાઇઓ, દસરાની આ મંડળીઓ ઉભરાઇએ
આવો બાબૂ છો પંડિતજી પૂરા, આવો પંજાબીઓ છો બહુ શૂરા;
આવો મોટા શુરના મદ્રાસી, આવો વ્યાપારીઓ મુંબઇવાસી,
આવો રજપૂતો નિજ સ્થાનેથી, ચડો સ્વારી ધરમ અભિમાનેથી.
રણશીંગાં રંભાનાં વાગે છે, શરણાઇઓ આચારજ આગે છે,
વાગે પડઘમને વાજાં વ્યાપારી, ઢોલ તાસાં નગારાં ઓ નરનારી.
વાગે વાગે મૃદંગો મનહારી, ડફ ઝાંઝો ને ખંજરીઓ ખુબ સારી,
આગી ભૂંગળ ભરતનાં સંસ્થાની, દીઠી મૂર્તિ સરસ્વતી માતાની.
કહે માતા સરવ સંસ્થાનીને, આ દયો આપુછું વાછડી આણીને;
મોટી શાખે વિદેશની અંદરમાં, એને પાળો પથિક જૈન મંદિરમાં;
આવે જ્યારે વિદેશી જન હિંદી, પૂજે વાછડીને સૈ વસુધા વંદી,
જાય ત્યાંથી જનો શત સંખ્યામાં, મુજ સ્થાનકો જ્યાં જન સારામાં.
ત્યાંથી આવે વિજય કરી વરઘોડે, જગ બધુ સૌ પાલખી મુજ કોડે,
ફરી વાગે રંભામાં રણશીંગાં, ફરી વાગે છે શરણાઇ ઢોલ ધીંગાં;
વાગે પડઘમ ને વાજાં વ્યવહારી, ઢોલ તાસાં નગારા ઓ નરનારી,
વાગે વાગે મૃદંગો મનહારી, ડફ ઝાંઝો ને ખંજરીઓ ખુબ સારી.
ખાય ખાંતે કંસાર જૈન ઘર આવી, વ્હેંચી સૌનાં આનંદ અતિ ઉપજાવી,
પ્રભુ વંદન કરે તુજ ખાસ બન્યાં, બલધર્મે ભવન નવરંગ રચ્યાં.

---

### ગ્રંથાવલોકન

સુદામાચરિત:—* સુદામાચરિતની કથા એટલી લોકપ્રસિદ્ધ અને લોકપ્રિય છે

* મહેતા નરસિંહનું સુદામાચરિત, વિવેચક જટિલ, મુંબઇ, નિર્ણયસાગર પ્રેસ. મૂલ્ય ૦—૮—૦

છે કે પ્રત્યેક શિષ્ટ ગૃહની ગૃહિણીઓ અને બાળાઓ અનેક વખતે તેના આખ્યાનને આલાપી વિવિધ આશ્વાસન લેતી દેતી જણાય છે. પ્રેમાનંદે તેને જે આલાપમાં મૂકી આપ્યું છે તેજ અતિશય લોકપ્રિય થઇ સર્વને મુખે રમી રહેલો જોવામાં આવે છે. ગુજરાતના આદિકવિરત્ન ને પૂજ્યપાદ પરમ ભક્ત મહેતાજીની સુરસ, સાદી, અને સરલ વાણીનાં પ્રભાતીયાં જો સર્વત્ર અતિ પ્રસિદ્ધ અને પ્રિય છે તેમાં પણ સુદામાચરિત્રનો આ લેખ થયાનું અમોએ પોતે તો રા. જટિલના ગ્રંથથીજ જાણ્યું છે. કાવ્ય મહેતાજીનુંજ છે એમ તેને જોતાજ કહી શકાય છે અને મહેતાજીના હૃદયનો ભક્તિભાવ જે તેર પ્રભાતિયાંમાં સુદામાચરિત્ર કહેવામાં આવ્યું છે તેને પદે પદે સ્પષ્ટ દેખાય છે. રા. જટિલે આ તેર પ્રભાતિયાં ઉપર ઘણા વિસ્તારથી વિવેચન આપ્યું છે, અને આરંભે એક લાંબો ઉપોદ્‌ઘાત લખ્યો છે. કવિના ભાવની સ્પષ્ટતા કરવાનો આ તેમનો પ્રયાસ સ્તુતિપાત્ર છે, અને જોકે અમને પોતાને કોઈ કોઇ સ્થાને તેમના વિચારથી જુદા પડવાનું કારણ રહે છે તોપણ તેમના પ્રયાસની સર્વ પ્રકારે અમો સ્તુતિ કરીએ છીએ.

પ્રથમ પ્રશ્ન એ થાય છે કે નરસંઇ મહેતાની સરલ અને લોકપ્રિય કવિતાને પાંડિત્યવાળા વિવેચનની અપેક્ષા હતી? હોય તો પણ જે વિવેચન રા. જટિલ "કુંડલાની સંસ્કૃત શાળાના સાથે સર્વ શાળાઓના વિદ્યાર્થીઓને" લાભ આપવા માટે, ધારે છે તે તેમને ઉપયોગી થયું છે? તેરે પ્રભાતીયાંમાં ભાગ્યેજ તેર શબ્દો કઠિન આવે છે, કે ભાગ્યેજ પાંચ છ ઠેકાણે વાક્યરચના સમજાવવી પડે એમ છે, એટલે તેટલું કરવા ઉપરાંત જે જે કરવામાં આવ્યું છે તે સાર્થક છે કે કેમ એ જોવાનું છે; અને એમાં પણ ભક્તિ અને કાવ્ય અને સૌંદર્ય આદિનાં તાત્ત્વિક વિચારોને અંદર આણી ઠેકાણે ઠેકાણે પાંડિત્ય વિસ્તાર્યું છે તે "શાળાના વિદ્યાર્થીઓને," કવિતાના વાચનારને, કે મહેતાજીની મૂલ કલ્પનાને અનુકૂલ છે કે નહિ, તે સમજવું કઠિન છે.

શેક્સપીઅર જેવાં નાટકોમાં દરેક પ્રસંગોથી જે ભાવધ્વનિ વ્યંજિત કર્યા છે તે સમજાવવાને જર્વાઇનસ જેવા ટીકાકારના વિશાલ અને તલસ્પર્શી લેખની અપેક્ષા છે; પ્રત્યેક પાત્રની પાત્રતાનાં બીજ ક્યાંથી ભેગાં કર્યા છે, અને ભિન્ન ભિન્ન પાત્રોના મિશ્રણથી વસ્તુને શી રીતે ઉપજાવ્યું છે, તથા એકંદર વસ્તુ અને કાર્યથી શો ધ્વનિ ઉઠાવ્યો છે તે જણાવવાને સૂક્ષ્મદૃષ્ટિવાળા ટીકાકારની અપેક્ષા છે. પ્રત્યેક નાટક જોનાર કે વાચનાર તે સહજે સમજી શકે નહિજ. પરંતુ શેક્સપીઅરનાં નાટકો ઉપરે કાવ્યમાત્રના લક્ષથી ટીકા થઇ હોત તો તે નીરસ અને નિરુપયોગીજ ગણાત. માલતીમાધવ જેવા ઉત્તમ અને રસપૂર્ણ નાટક ઉપર જગદ્ધરની અતિ સૂક્ષ્મ ટીકા તેવા પ્રકારની હોઇ સારા પંડિતોને બહુ પ્રિય લાગતી નથી એ પ્રસિદ્ધ વાત છે; જો કે તે ટીકામાં જેને અંગરેજીમાં Hair-Splitting (અર્થાત્ દધિમાંથી ઘી કાઢવી એમ ગામડીઆઓ) કહે છે તેવું અર્થ અને રસપરત્વે કરવામાં કોઇ ન્યૂનતા રાખી નથી. રઘુ, કુમાર, માઘ, કિરાત, આદિ નાટકો નથી, માત્ર કાવ્યોજ છે એટલે તેના ઉપર વધારે પાંડિત્યનો અવકાશ નથી, અને તેજ વાત લક્ષમાં રાખી મલ્લિનાથે જે જે સ્થાને અર્થ અને ધ્વનિને અનુસરી સુરસ અને લઘુ ટીકા યોજી છે તે સર્વને

અતિપ્રિય થઇ પડે છે. દૃશ્યકાવ્ય અને શ્રવ્યકાવ્ય ઉપરની ટીકાઓ પરત્વે ત્યારે આવો વિવેક છે તેમા પણ જે કેવલ ભાવપ્રધાન ખડકાવ્યો છે, જેમકે શેલીના નિરિક્ષણ, જયદેવનુ ગીતગોવિંદ, તેના ઉપર અમે તેવી ટીકા કરતા પણ મૂલનો ભાવ વાચનારને આપી શકાય કે નહિ એ વાત બહુ વિચારના જેવી છે એવા કાવ્યનો મર્મ ગૂઢ તો ગે તેવા હૃદયવાળા નું જ કામ છે, અને તે હૃદય કોઇ પણ ટીકા ઉપજાવી શકે કે નહિ એ પ્રશ્ન છે, કારણકે તે ટીકા પણ પાછી તેવું કાવ્યજ થઇ જવાની નરસઇ મહેતાનુ સુદામાચરિત્ર તે એક નાનું સરખુ આખ્યાન છે, અતિપ્રસિદ્ધ છે, તેની કવિતામા કશી કઠિનતા નથી, કથાનો ભાવાર્થ અને પ્રધાન ઉદ્દેશ સર્વત્ર સુવિદિત છે, તો તેના ઉપર અતિ વિસ્તીર્ણ વિવેચનની અને તાત્વિક તર્કોના ચુકૂનની આવશ્યકતા હતી કે નહિ, અને તેથી મૂલને સમજવામા સરલતા થઈ છે કે કઠિનતા થઇ છે એજ જોવાનું છે.

ઘણી વખત એમ થાય છે કે પોતાના હૃદયનો ભાવ કાવ્યને આરોપાઇ જાય છે અને પછી તે ભાવ તેમાથી ઉપજાવવાનો યત્ન થતા ટીકાકાર પોતેજ કવિ બની જાય છે. કેટલાક લેખકો કે કવિઓ કાંઈક નવીન કરી બતાવવાની લાલસામા ઘણી વાર બહુ ક્લિષ્ટ કલ્પના કરે છે રસનો જમાવ સીધે સીધુ જોતા જે જણાય તેમાજ છ, ગુલાટ ખાઈને શોધવા જવુ પડે તેમા નથી એમ અમો માનીએ છીએ રા. જટિને સુદામાચરિત્રને ભક્તિનો નમુનો માન્યો છે અને સુદામાની ભક્તિનું પ્રાધાન્ય માની તેને જે જે ફલ થયુ તે તેની ભક્તિનો પરિણામ છે એમ કલ્પતા તે ભક્તિના પાછા સકામ નિષ્કામ એવા ભેદ માન્યા છે, અને સુદામાએ તેની સ્ત્રીની પ્રેરણાથી યાચનાની પ્રવૃત્તિ કરી તે સકામ ભક્તિનો પ્રભાવ છે, તે તે વાતના પોતાના મનથી સમાધાન કરી લીધા એ નિષ્કામ ભક્તિનો પ્રકાર છે, એવો વિવેક કર્યો છે. તત્ત્વશાસ્ત્રની મર્યાદાથી જોતા આ બધી વાત ખરી છે, પણ અમને પોતાને તો એમ લાગે છે કે સુદામાચરિત્રમા ભક્તની ભક્તિ કરતાં ભગવાનનું માહાત્મ્ય દર્શાવવાનો મુખ્ય ઉદ્દેશ છે, અને તેથી ભક્તિના પ્રકારોનુ પાંડિત્ય કરીને સુદામાને દૃષ્ટિ આગળ રાખી એ આખ્યાનને વિલોકવુ એજ તેને અવળા દૃષ્ટિબિંદુથી વિલોકવા જેવુ છે. ભક્તિના નવ પ્રકારમાં જે સખ્યભક્તિ છે તેનું દૃષ્ટાન્ત સુદામાચરિત્ર છે, અને સખ્યથી કરીને સમાનતાનો વિચાર મનમા આવતા ભગવાનની મહત્તા ન સમજાયાથી જે કૃપણતા ઉપજી હોય થાય છે તેનો ચીતાર છે, અર્જુનને દિવ્ય દૃષ્ટિથી વિરાટ્‌દર્શન થયા ત્યારે તેણે પોતે પણ એજ કહ્યુ છ —

सखेति मत्वा प्रसभं यदुक्तं विहारशय्यासनभोजनेषु ।

જે તમને સખા જાણીને વિહાર, શય્યા, આસન, ભોજન ઇત્યાદિમા જે કાંઇ અવિચાર ભરેલુ કહ્યુ હોય તે ક્ષમા કરજો. મહેતાજી પોતે પણ સુદામાને અનેક વાર કૃપણતા પામતો, યાચના જતા લજવાતો, પાછો ફરતા કાઇ ન આપ્યુ માટે કોપ પામતો દર્શાવે છે, અને ભગવાને ન માગ્યા છતા પણ સર્વસ્વ આપ્યુ એવી તેમની ભક્તપરાયણતા અને મહત્તા ગાય છે તથા ધ્વનિત કરે છે મહેતાજી જેવો ભક્તકવિ એમજ કરે એ સ્વાભાવિક છે, તેને સુદામાની દરકારજ નથી, તે તો જે ભગવાનનો પોતે ભક્ત છે તેના

ગુણના ગાનમાં વિલીન છે, ભક્ત, પોતે પોતક વિષે કાંઈ એ વિચારે તે તેના મનથી પાપજ છે. પ્રેમાનંદે પણ એજ, માર્ગ લીધો છે અને મહેતાજીએ જે વાત થોડામાં કહી છે, તે વાત તેણે, પોતાના શ્રોતાવર્ગની રુચિને અનુસરી (કારણ કે તે પ્રસિદ્ધ કથા કરનાર હતો) વધારે વિસ્તારથી સ્પષ્ટ કરી છે. ભક્તના અવિશ્વાસથી શો પરિણામ થાય છે તેજ દર્શાવવાનો મુખ્ય આશય છે, અને મહેતાજીએ જે વાત,

"એક રેણી રેહ્યા વન વિશે આપણે, સરપણ ભાગતાં મેઘ આવ્યો" એટલા સ્મરણથી સૂચિત કરી છે, તે વાત પ્રેમાનંદે વધારે સ્પષ્ટતાથી સુદામાએ કૃષ્ણથી છાની રીતે ચણા ખાધેલા એમ કહીને પ્રકટ કરી આપી છે. અને એજ પાપથી સુદામો દરિદ્રી હતો; તે પાપ,

"ગોમતી સ્નાન કરી કૃષ્ણજી નિરખીયા પુણ્ય પ્રકટ થયું પાપ નાઠું"

એમ કહી મહેતાજીએ સૂચવ્યું છે, ને પ્રેમાનંદે વિસ્તારેલું છે. ભક્તને અવિશ્વાસ હતો, સખ્યભાવે કરીને સમાનતા માનવાથી કૃપણતા આવી હતી, તે જતી રહી એટલે સાક્ષાત્કાર થયો. એ કૃપણતા ઉપજાવવામાં સુદામાની સ્ત્રી વાસના રૂપે કારણ હોય એ સ્વાભાવિક છે અને તેટલે અંશે અમો વિવેચકની કલ્પનાને ભજતા છીએ. આ પ્રકારે આ આખ્યાનનું મુખ્ય તાત્પર્ય અમને સમજાય છે, એટલે રા. જટિલના વિવેચનનું દૃષ્ટિબિંદુ અમને વાસ્તવિક લાગતું નથી, અને સુદામાની કે તેની સ્ત્રીની રીતિકૃતિની પ્રશસ્તિયામાં સકામ નિષ્કામ ભક્તિ બંધ બેસાડવાનો વિવેચકનો આયાસ પણ અસ્થાને લાગે છે. જેમ છે તેમનું તેમજ એ કાવ્ય વધારે રસવાળું છે, સકામનિષ્કામના વિવેચનથી તે રસમાં વૃદ્ધિ થતી જણાતી નથી.

દૃષ્ટિબિંદુમાં આવો ફેર હોવાથીજ વિવેચકને પ્રેમાનંદની કૃતિ મહેતાજીની કૃતિ કરતાં ઉતરતી લાગી છે. અમે કહીએ છીએ તે દૃષ્ટિબિંદુથી જોતાં ઉભયેની કૃતિ સારી લાગત, અને જે તફાવત છે તે શ્રોતાના અધિકારાનુસાર યોજાયલો સમજાત. વિવેચકે દૃષ્ટિબિંદુ બદલી નાખીને પોતાની કલ્પનાના ઘણાક ક્લિષ્ટ પ્રસંગો સામાન્ય અર્થવાળી કડીઓની ટીકામાં પણ ઘાલવા યત્ન કર્યો છે.

"જદુપતિ નાથ તે મિત્ર છે તમ તણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે"

આ ઉપર વિવેચક લખે છે "કૃષ્ણ અને જદુપતિ નાથ એ કદાચ ઉંડી અર્થ સંકલનાથી સંકળાયા હોય એમ લાગે છે. સુદામાજીના દેવ કૃષ્ણ ઋદ્ધિપતિના ફલદાતા છે. જાણે ક્લિષ્ટ રીતે પણ કવિથી પાત્રભેદ જળવાયો હોય એમ જણાય છે. સુદામાજીને મુક્તિદાતા દેવના ભક્ત બનાવ્યા લાગે છે, પત્નીને મુક્તિદાતા સાથે ફલદાતા એવા દેવનાં ભક્ત બનાવ્યાં લાગે છે" ઇત્યાદિ. અર્થ કર્યો છે કે "તમતણા તે મિત્ર જદુપતિ નાથ છે." અમને તો એમ લાગે છે કે "જે પ્રસિદ્ધ જદુપતિનાથ તે તમારા મિત્ર શ્રીકૃષ્ણ છે, સમર્થ છે, તેની પાસે જાઓ" એટલોજ અર્થ છે. વળી "પતિ" અને "નાથ" એ શબ્દ એક અર્થના છતા સાથે કેમ લખ્યા છે એવી શંકા કરીને વિવેચક તે ઉપર પાડિત્ય કરે છે, પણ અમને તો એમજ લાગે છે કે ભવભૂતિના મહાવીરચરિતમાં "ભવાનીપતેઃ" એવો પ્રયોગ છે તેના જેવો જદુપતિનાથ એ પ્રયોગ છે. 'ભવાની' એટલે

ભવ જે શિવ તેની પત્ની અને પાછા તેના પતિ, કહેવા એ પુનરુક્તિ કે દોષ જેવું છે, પણ ભવાની એટલે પાર્વતી એવો લોકમાં અર્થ થઇ ગયો છે તેથી ભવાનીપતિ એટલે પાર્વતીના પતિ, શિવ, એમ પ્રયોગ થઇ શકે છે. તેમજ જદુપતિ એટલે કૃષ્ણ એવો લોકમાં અર્થ પ્રસિદ્ધ છે તેથી જદુપતિ જે વિશ્વના અથવા આપણા નાથ છે એમ જણાવવા જદુપતિ-નાથ એવો પ્રયોગ થઇ શકે છે.

"કરશે કરુણા પ્રભુ દીન જાણી"

એમાં 'દીન' શબ્દ વિવેચકને "વિષમ" જણાય છે. "એ વિષમતા બે વિચારે તજી શકાય. પ્રથમ એ વિચારે કે પૂજનીય દેવ પાસે પૂજક પોતે ક્ષુદ્ર હોય; બીજા એવા વિચારે કે ભક્તિમાન હૃદયને 'દીનતા' શોચનીય ન હોય, 'અભક્તિમત્ત્વજ' શોચનીય હોય. આવો ભેદ તપાસતાં કદાચ 'કરુણા કરશે પ્રભુદીન જાણી' એમ બોલી ઋષિપત્ની એમ પણ કહેતાં હોય જે અભક્તિમત્ત્વને શોચનાર નાથ કદાચ આપણી દીનતા નહિ સમજી શકે પણ ભક્તિને વશ થયેલ દેવની નજરે તે જણાશેજ." આવી કલ્પના આ 'દીન' શબ્દ ઉપર "વિદ્યાર્થીઓને" આ કાવ્ય સમજાવવાની ટીકામાં ચાલેલી છે. આ-ટલા બધા પાંડિત્યને ન સમજનાર કોઇ સામાન્ય માણસ પણ કહી શકશે કે 'પ્રભુની કરુણા', 'દીનતા' વિના આવતીજ નથી, 'અદીન' અહંકારીને પ્રભુ મળતાજ નથી, આપણે દીન-પ્રભુપરાયણ-છીએ, માટે આપણા ઉપર કરુણા કરશે એટલોજ અર્થ છે. ભક્તનું સ્વારસ્યજ દીનતા છે, ત્યાં "વિષમતા" અને તેના પરિહારના વિસ્તારનો અ-વકાશજ અમોને સમજાતો નથી.

મહેતાજીએ જે વાત સુદામાના અવિશ્વાસથી સુદામાના મુખમાં મૂકી છે કે

"નરપતિ નવ પ્રીછે પ્રીત જુની"

તે, કેવલ દુનીયાંદારીના દૃષ્ટાન્તને લક્ષમાં રાખી રાજાઓ જુની પ્રીતિને ઓળખી શકતા નથી ને યાદ લાવતા નથી, માટે કૃષ્ણ મને ઓળખે કે ન ઓળખે તેથી નહિ જાઉં, એટલા તાત્પર્યથી મૂકી છે; પણ દૃષ્ટિબિંદુજ ફેરવી નાખવાથી વિવેચક લખે છે કે "આ વાક્યનો વિચાર કરતાં એવો વિચાર સામેલ રાખવાનો છે જે પ્રીતને જુની કરનાર ઋષિજી પોતેજ છે. પોતે પ્રીત જુની કેમ થવા દીધી? જવાબ" ઇત્યાદિ.

"ઇંદ્ર કુબેરથી અધિક વૈભવ કર્યો રુક્મિણી કર ગ્રહ્યો શીષ નામી,
એક રહો અમો, એક બીજા તજો, ભક્તને અઢળક દાન કરતાં"

તાંદુલ ભગવાને ખાવા માંડ્યા ત્યારે રુક્મિણીએ હાથ ઝલ્યો, બહારથી એવું બતા-વવા કે અમને પણ ખાવા આપો, પણ અંદરથી એવા હેતુથી કે અમારે માટે હવે કાંઇક તો રાખો? સુદામાને બધું આપી દેશો કે શું? આટલું સ્પષ્ટ તાત્પર્ય છે, અને પ્રેમાનંદે વિસ્તારથી તે કહી બતાવેલું છે. આ ઉપર વિવેચકે જે વિવેચન પૃષ્ઠ ૫૧ થી ૫૪ સુધી વિસ્તાર્યું છે તે અત્રે ઉતારવા સ્થલ નથી, પણ તેમના દૃષ્ટિ બિંદુના એક ઉત્તમ દૃષ્ટાન્ત રૂપ છે.

ઉપોદ્ઘાતમાં ભક્તિનો અર્થ કરવાનો પ્રયાસ છે અને ભક્તિનો અર્થ "અનુશીલન" એટલોજ કર્યો છે. 'અનુશીલન' એ તો ક્રિયા છે એટલે શાનું અનુશીલન તે જાણવાની

અપેક્ષા રહે છે; તેમજ ભક્તિમાં જે પૂર્ણતા હોવી જોઇએ, સમર્પણની પૂર્ણતા હોવી જોઇએ તે અર્થ પણ 'અનુશીલન' માંથી નીકળતો નથી. ભક્ત પોતાની ભક્તિના વિષયને 'દેવ' નહિ પણ પરમેશ્વર—સર્વસ્વ—માને છે એ પણ કહેવા જેવું છે; કારણ કે 'ઇશ્વર' ને બદલે વિવેચકે સર્વત્ર 'દેવ' શબ્દજ વાપર્યો છે.

અમારા સમજવા પ્રમાણે સુદામાચરિત્રના હાર્દ વિષે આવો મત ભેદ છતાં વિવેચકની અર્થગ્રહણશક્તિ, સૂક્ષ્મ દૃષ્ટિ, અને કાવ્યાભિરુચિ સર્વ રીતે સ્તુતિમાત્ર છે.

---

## ૨
## સંગીત,
### ( અનુસંધાન પૃષ્ઠ ૫ થી )

( અનુસંધાન પૃષ્ઠ ૫ થી )

### ગ્રામ—મૂર્છના—તાન

મૂર્છનાનો જેને વિષે આશ્રય છે એવા સ્વરસમૂહને ગ્રામ કહે છે. જેમ ઘણા લોકનાં એક નિવાસને ગામ કહેવાય છે, તેમ ઘણી મૂર્છનાના આશ્રયરૂપ સ્વરસમૂહને ગ્રામ કહે છે એમ સંગીત રત્નાકરમાં લખ્યું છે. ગ્રામનો આ કરતાં બીજા પ્રકારનો અર્થ શ્રુતિ વિષેની ચર્ચામાં અપાઇ ગયો છે. બે ગ્રામ પૃથ્વી ઉપર તો બેજ કહેવાય છે, ષડ્જ અને મધ્યમ. ત્રીજો જે ગાંધારગ્રામ તે દેવલોકનો ગ્રામ છે એમ મનાય છે. ષડ્જ ગ્રામમાં પંચમ સ્વર પોતાની ચતુર્થ શ્રુતિ ઉપર અવિકૃત રીતે રહે છે, મધ્યમ ગ્રામમાં તે ત્રીજી શ્રુતિ ઉપર જઇ વિકૃત થાય છે. અથવા ષડ્જ ગ્રામમાં ધૈવત ત્રિશ્રુતિ હોય છે, ને મધ્યમ ગ્રામમાં ચતુઃશ્રુતિ* હોય છે. ઋષભ અને મધ્યમની એકેક શ્રુતિને ગાંધાર પકડે, તથા પંચમની છેલી શ્રુતિ ઉપર ધૈવત રખાય અને ધૈવતની છેલી ઉપર તેમ ષડ્જની પહેલી ઉપર નિષાદ સમજાય, ત્યારે તે ગાંધાર ગ્રામ થયો કહેવાય. ગ્રામ આટલા ત્રણ છે, એ ત્રણમાંના કોઇ એકનો આશ્રય કરીનેજ પ્રત્યેક રાગની ચીજ ગાઇ શકાય છે. એ કરતાં વધારે ગ્રામ થઇ શકતા નથી.

સાતે સ્વરના આરોહ કે અવરોહનો જે પ્રકાર તે મૂર્છના કહેવાય છે. જેનાથી સ્વરને મૂર્છા થાય છે તેનું નામ મૂર્છના એમ એ શબ્દનો અર્થ જાણવો. સ્વરનું સ્વરૂપ મૂર્છિત થઇ જાય, પણ સ્વર બદલાઇ જાય નહિ તેવો જે પ્રકાર આરોહ અવરોહમાં સમજાય છે તે મૂર્છના જાણવી. પ્રત્યેક ગ્રામમાં સાત સાત મૂર્છના થઇ શકે છે, માટે ત્રણે ગ્રામની મૂર્છના મળીને એકવીશ મૂર્છના થાય છે. ષડ્જ ગ્રામમાં ઉત્તરમન્દ્રા, રજની, ઉત્તરાયતા, શુદ્ધ ષડ્જા, મત્સરીકૃતા, અશ્વક્રાન્તા, અભિરુદ્ગતા, એ સાત મૂર્છના થાય છે; મધ્યમ ગ્રામમાં સૌવીરી, હારિણાશ્વા, કલોપનતા, શુદ્ધ મધ્યા, માર્ગી, પૌરવી, હૃષ્યકા એ સાત મૂર્છના થાય છે. ગાંધારગ્રામમાં નંદા, વિશાલા, સુમુખી, ચિત્રા, ચિત્રવતી, સુખા, આલાપી, એ સાત મૂર્છના,

* એટલે પંચમની એક શ્રુતિને સ્થાને ધૈવત સમજાય છે, તેથી તેની ચાર શ્રુતિ હોય એમ લખી છે. ત્રણ શ્રુતિ તો ધૈવતની પ્રસિદ્ધજ છે. આગળ વિકૃત ભેદ સમજાવ્યા છે ત્યાં જોવું.

થાય છે. ષડ્જ અને મધ્યમ ગ્રામની મૂર્છનાઓ વિસ્તારથી સંગીત ગ્રંથોમાં બતાવેલી છે, પણ ગાંધારગ્રામ વિષે તો વિસ્તાર કરવામાં આવ્યો નથી; અર્થાત્ ગાંધારગ્રામ વિષે આ કરતાં વધારે માહીતી મળતી નથી.

શુદ્ધ મૂર્છનાને તાન કહે છે. ષડ્જ ગ્રામમાં ષડ્જ રહિત મૂર્છના થાય ત્યારે સાત તાન થાય છે, ઋષભ રહિત મૂર્છના થાય ત્યારે સાત થાય છે, પંચમહીન મૂર્છના થાય ત્યારે સાત થાય છે, અને નિષાદહીન મૂર્છના થાય ત્યારે પણ સાત તાન થાય છે; એમ ષડ્જ ગ્રામમાં એક સ્વરથી રહિત એવાં જેને પાડવ કહે છે તે અઠ્ઠાવીશ તાન થાય છે. મધ્યમ ગ્રામમાં પણ ષડ્જ રહિત મૂર્છનામાં સાત તાન થાય છે, ઋષભ રહિતમાં સાત થાય છે, ગાંધાર રહિતમાં સાત થાય છે, એમ એકવીશ પાડવ તાન થાય છે. એમ બે ગ્રામનાં પાડવ તાન ઓગણપચાસ થાય છે.

જેમ છ સ્વરના તાનને પાડવ કહે છે તેમ પાંચ સ્વરના તાનને ઔડવ કહે છે. ષડ્જ ગ્રામમાં સ-પ-હીન મૂર્છનામાં સાત તાન થાય છે, દ્વિશ્રુતિ એવા ગાંધાર અને નિષાદહીનમાં પણ સાત થાય છે રી-પ-હીનમાં પણ સાત થાય છે, એમ એકવીશ ઔડવ તાન થાય છે. મધ્યમ ગ્રામમાં રી-ધ હીન મૂર્છનામાં સાત સાત થાય છે, ગાંધાર નિષાદ હીનમાં સાત થાય છે, એમ ચૌદ ઔડવ તાન થાય છે. ઉભય ગ્રામનાં ઔડવ તાન પાંત્રીશ થાય છે. પાડવ, ઔડવ બને મળીને ૮૪ તાન થાય છે. જેવાં પાડવ અને ઔડવ તાન છે તેવાં સંપૂર્ણ એટલે સાતે સ્વરનાં પણ તાન થાય છે.

જે સંપૂર્ણ મૂર્છના છે કે અસંપૂર્ણ મૂર્છના છે તેને ઉલટી રીતે લેવાથી કૂટ તાન થાય છે. એકેક મૂર્છનામાં પૂર્ણકૂટ તાનની સંખ્યા ૫૦૪૦ ની થાય છે; એમ સર્વ મૂર્છનાનાં કૂટ-તાન ૨૮૨૨૪૦ થાય છે. અપૂર્ણ મૂર્છનાનાં તાન પણ એમ ગણી શકાય છે. સર્વ મળી તાન સંખ્યા ૩૧૭૯૩૦ આપી છે, પરંતુ વસ્તુતઃ તાન અનંત છે. પ્રસ્તાર કે જેને ક્રમ કહે છે તે કરી જોવાથી તાનના પ્રકાર માત્ર સમજાય છે, પણ એ વિષય ઘણો બારીક હોવાથી અત્ર આપ્યો નથી. તાનનો ઉપયોગ ગાવામાં થાય છે; ને કોઇ સારા ઉસ્તાદ પાસેથી તે સમજાય છે.

એક સ્વરથી બીજા સ્વર ઉપર જતાં સ્વરનો જે પ્રકાર થાય છે તે તે ગમક કહે છે.* નાદ, શ્રુતિ, સ્વર, ગ્રામ, મૂર્છના, તાન, પ્રસ્તાર, ગમક ઇત્યાદિ જાણ્યા પછી સ્વરોની યોજના કરી તેમાંથી જુદા જુદા રાગ બાંધવાની ક્રિયા પણ જાણી શકાય છે. સ્વરોની યોજના કેવી કેવી રીતે કરવી તે સંબંધે ઘણા બારીક વિચાર છે; કીયા સ્વર કેવે પ્રકારે ગોઠવવાથી સારો જમાવ થશે કે અલંકાર થશે તે પણ વિચારી શકાય છે; પરંતુ એ બધો વિષય બહુ સૂક્ષ્મ હોવાથી આપ્યો નથી. સ્વરની આવી રચના કરવામાંથી જુદા જુદા રાગ પેદા થાય

* બહુ ખેદની વાત છે કે સંગીત વિષે સારા સારા ઉસ્તાદોને પૂછતાં પણ ગ્રામ, મૂર્છના, ગમક, ગ્રહ, અંશ, ન્યાસ, ઈત્યાદિ વિષયોનો શાસ્ત્રીય રીતે લખાય તેવો ખુલાસો મને મળી શક્યો નથી. ગ્રંથને આધારે મેં જે કાંઈ લખ્યું છે તેથી મને સંતોષ નથી. કોઇ બતાવશે તો ઉપકાર માનીશ.

છે. એવો કોઇ પણ અવાજ નથી કે જેમાં કોઇને કોઇ સ્વર આવતા ન હોય, પણ ગીતના ઉપયોગમાં લેઈ શકાય અને મનને રંજન કરી શકે તેવી જે સ્વરયોજનાઓ તેમનેજ રાગ કહેવાય છે. કોઇ રાગ પાંચ સ્વરના, કોઇ છ સ્વરના ને કોઇ સાતે સ્વરના બને છે, ને તેમને ઔડવ, પાડવ, કે સંપૂર્ણ એવાં નામ આપે છે. એ સિવાય અસંપૂર્ણ અને સંકીર્ણ એવા પણ બે ભેદ થાય છે. જેને આરોહ અવરોહમાં સાતે સ્વર લાગે એવા રાગને સંપૂર્ણ કહે છે; છ લાગે તેને પાડવ કહે છે; પાંચ લાગે તેને ઔડવ કહે છે; આરોહ કે અવરોહ એકમાં જે ખંડિત થાય તેને અસંપૂર્ણ કહે છે; અને કોઇ બે રાગણી મળીને એક રાગ થાય તેને સંકીર્ણ કહે છે. એ ઉપરાંત હરેક રાગ અને રાગણીની માંજ એટલે તે રાગની છાયાવાળો, પણ કાંઇક જુદો રાગ, એવો પણ પ્રકાર થાય છે.

હરેક રાગના બંધારણમાં જે સ્વર આવે છે તેમાંના કેટલાકને ગ્રહ સ્વર કહે છે, કેટલાકને અંશ કહે છે, કેટલાકને ન્યાસ કહે છે. ગીતને આરંભે જે સ્વરનો પ્રયોગ થાય તેને ગ્રહ કહે છે, જેને અંશ કહેવાય તેજ ગ્રહ છે, પણ એટલો ભેદ છે કે અંશ છે તે વાદીજ હોવો જોઇએ, ગ્રહ વાદીજ જોઇએ એવો નિયમ નથી. જે ગીતમાં રંજન કરવાની શક્તિ લાવતો હોય અને વારંવાર આવતો હોય તે સ્વર અંશસ્વર કહેવાય છે. ગ્રહને અંશ વિષે ઉસ્તાદોની એવી સમજ છે કે જે અંશસ્વર છે તેની જે સ્વરની સાથે મધુરતા ઉપજાવે તેની ગાંઠ પડી ગઇ હોય છે, અને તે ગાંઠ બરાબર આવે તોજ રાગ ઉપજે છે, તેને ગ્રહ કહે છે. આ સમજવું પણ યથાર્થ છે. જેનાથી ગીતની સમાપ્તિ થાય તે સ્વરને ન્યાસ સ્વર કહે છે. આ ત્રણના પણ ઘણાક પ્રકાર છે, અને એ ત્રણ કરતાં સંન્યાસ, અપન્યાસ, વિન્યાસ, એવા બીજા પણ ભેદ છે જે અત્ર ગણાવ્યા નથી. સંગીતના ગ્રંથોમાં રાગસ્વરૂપ બતાવ્યાં છે. તે સારા ઉસ્તાદ પાસે સમજવાં જોઇએ. (આગળ ચાલુ)

---

3

## દુષ્યન્ત અને શકુંતલા

( અનુસંધાન ગતવર્ષ પૃષ્ઠ ૧૫૬ થી )

( મળેલું )

" બિચારા પરતંત્ર છે, અને વળી ગુરૂજન હાજર નથી " રાજાનું અન્તઃકરણ વિચારના ગર્તમાં પુકારી ઉઠયું.

ગાઢવ્યના શબ્દે સૌંદર્યના વિચાર કરનારને દુર્ભાગ વિચારના નવા વમળમાં ઉતારી પાડયો; એ વમળે પોતાની વિષમતાનો વિનિમય કરીને, રાજાને વિધિની વિચિત્ર ઘટનાનું ઇંદ્રજાલ બતાવી દીધું. જાણે સાગરનાં ચંદ્રચુંબી તરંગોનો અધોપાત અન્ત, વૃક્ષોના વિલાસશીલ ફૂળનું હૃદયવિહારી નિર્માણ, પર્વતનાં ભવ્ય શિખરોનો હિમસંકર્ષ એવું એવું એની નજર આગળ તરતું હોય તેમ, એ, ઘટનાની વ્યક્તિભૂત શકુન્તલાને શું યોગ્ય નહિ હોય, એમ વિચારતાં રાજાને હરિણોની સહવાસિનીમાં પરતંત્રતા પૂર્ણપણે ભારી આવી. અને એનું હૃદય એની મુક્તિના માર્ગ ખોળતું નિરાશા ભણી વળ્યું, દરિદ્રન્યતાને બાઝી પડયું.

" ત્યારે મહારાજના પ્રતિ એનો અનુરાગ કેવો છે ? " કેમ જાણે રાજાની દયાપાત્ર સ્થિતિ હૃદયમાં ઉતારી હોય એમ વમલમાં ડુબતાને માઢવ્યે હાથ આપી, નિરાશાની શેવાળથી લપસતાને, દુર્ભાગ્ય ચિન્તનની અન્ધારીથી અંજાયલાને, પ્રિયતમાનાં સૌહાર્દનું નવું પ્રગૃથિયું બતાવ્યું; ત્યાં તરતાં પુનઃ સ્વાસ્થ્ય પ્રાપ્ત થયું હોય એમ રાજા બોલ્યો.

" તપસ્વી કન્યાઓ કુદરતથીજ મુગ્ધા હોય છે, તથાપિ.

" હું અભિમુખ થતાં દૃગ સંવરી,
ઉદય અન્ય મિશે સ્મિતને કીધું;
વિનય મન્ત્રિતવૃત્તિ હતી છતા
મદન તો ન વધ્યો; ન હઠી શક્યો.

ન્યાયાસન સમક્ષ શપથ લીધા હોય તેમ અલ્પ પણ જુઠું ન વદાય એની સાવધાની રાખતો, અનુભવમાં ઉતરેલનો યથાનુભવ ઉત્તર આપતો, રાજા એટલું બોલી માઢવ્ય ભણી જોઇ રહ્યો. માઢવ્ય બિચારો કેવા ગંભીર ન્યાયાસન આગળ એનો રાજા ઉભો છે તે સમજી ન શક્યો. તથાપિ એને જોઇતું હતું એટલું તે સમજ્યો. શકુન્તલાના વર્ણવેલ વિભાવમાં રાજાગત સ્નેહના અંકુરને એ સમજી ગયો; પણ જાતે એટલું સ્વભાવ પ્રમાણે વિષમ સમજ્યો જે' રાજા મદન વધ્યે એને રડે છે. એવી સમજને અનુરૂપ બોલ્યો.

" ત્યારે જોતાં વાંતનેજ ત્હારા ખોલામાં તો ચ્હડી નજ બેસત " તીવ્ર ન્યાયાસન આગળ હજુ કાંઇ બોલવું બાકી રહી ગયું છે એમ સાભરતો, તથા રખેને એને પ્રકટ ન કરતાં પોતે મળેલ આદરને અપકાર કરી નાંખે એવી બીતિ રાખતો, રાજા એના મિત્રના બોલની કડવાશનો લેશ પણ ગ્રહણ કર્યા વિના જુબાનીમાં આગળ વધ્યો.

" પરસ્પર છુટાં પડતાં વિનયથી પણ ભાવ સવિશેષ એ આર્યાએ જણાવ્યો હતો " કારણકે

" દર્ભાંકુરે ચરણનું તલ એધું, એવા
નિમિત્તથી સુતનુ થંભી જતાં જતાં એ
' શાખાદ્રુ' વસ્ત્ર ગુંથાયું' ' કહ્યું સખીને,
ને ગૌર પૂર્ણ શશી શું મુખડું બતાવ્યું "

પવિત્ર પરમ પવિત્ર રાજા ! ત્હારો મિત્ર તો ત્હારાં વચન સાંભળીને હસે છે. એનો મનોભાવ તો ગમે તેવો હોય પણ અમારાથીતો તને ધન્યવાદ આપ્યા વિના ચાલવાનું નથી. દર્શન આપતાંજ વિકારને કાઢી ઇતર જનમાં અસત્ય આરોપ કરવાનો ભય પ્રદર્શિત કીધો, સેનાપતિના પ્રસંગમાં તેં સાધુચરિતના ઉજ્જ્વલ તેજને જે નમસ્કાર આપ્યો, અને ત્હારા મિત્રના પ્રસંગમાં શકુન્તલાના પ્રેમને જે નિષ્પક્ષપાત ન્યાયથી તેં કબુલ કીધો, તે ત્હારા સંસ્કારની, પવિત્ર સ્વાન્તની નિર્મલતાનાં સૂચક છે. જે અનુપમ સૌંદર્યનો આજારે તને રાગ થયો છે, તેના ઉપભોગને તુંજ સર્વ રીતે લાયક છું. ત્હારા સિવાય એની સુકુમારતાને સૌહાર્દતાને, મનોજ્ઞતાને, એના પુણ્યના સમુચ્ચયરૂપ એના રૂપને કોણ સત્કાર આપશે ? આ ત્હારો મિત્ર તને કહે છે.

"ત્યારે થઇ જાઓ તૈયાર, મને લાગે છે કે મહારાજે તપોવનને ઉપવન બનાવી આપ્યું"

એટલે તે ધર્મસ્થાનને ઉપભોગસ્થાન બનાવ્યું છે; તેં મુગ્ધ તપસ્વીકન્યાને એમ કટાક્ષથી જોતાં શીખવ્યું છે; તો હવે એના પૂર્ણ ઉપભોગના ઉપાય લે. એ વચનો એ ત્હારા મિત્રની આન્તર ઇચ્છા દર્શાવતાં હો, કે પછી ત્હારા હૃદયની કસોટી કરતાં હો એ એ પોતે જાણે. અમે તો એટલું કહીશું. આ તપોવનની ઉમતામાં ઉપવનની મધુરતાને આવાહન કરનાર તુંજ છે. તો જે તને અર્કના યોગમાં પડેલું નવમલ્લિકાકુસુમ લાગે છે તેનો સહુગંધ લેવાને તનેજ હક છે; તેનો સદ્દગંધ પૂર્ણ તનેજ સમજાશે.

"સખે, કેટલાક તપસ્વીઓ મને જાણી ગયા છે, તો વિચાર, કેવા નિમિત્તથી એક વાર પણ આપણે આશ્રમમાં વસી શકીશું"

ઉપાધિના સ્વીકારને નિરૂપાધિ સૌંદર્યે કેમ જાણે ઉપાધિના ઠાઠમાઠમાં ઉપભોગ આપવાની ના કહી હોય, તેમ રાજા દુષ્યન્ત, મિત્રને પડખે રહી, તરસ્યાં નયન ઠારવા ધારતાં વિચારમાં પડયો. કાલે જેણે નિરંકુશપાન કરી તરશને આટલી બધી વધારી આપી હતી તે નયનો અત્યારે આવી અતૃપ્તિમાં વિકાસી રહ્યાં; અને એમ થયું કે જે અમૃતના ઝરાના ખાતર હૃદય પર ચ્હડી જાય આ સર્વ ઇતર ઇન્દ્રિયબન્ધુઓને હું ખેંચી જઇશ તેને પેલી ઉપાધિ મ્હારા જેટલી સ્વતંત્રતા નહી રહેવા દે.

"રાજાઓને વળી નિમિત્ત શાં, અમારો વિચાર ધાન્યનો છઠ્ઠો ભાગ આપો એ."

ઉપાયનો ઠીક બતાવ્યો માઢવ્ય, હવે તો ફક્ત રાજાને હૃદય હોય એનીજ ખામી. તેં ત્હારી કસોટીનો કાઇાગંત પ્રશ્ન પૂછ્યો છે; ત્હારૂં હૃદય જે શંકાને હીંદોળે ચ્હડયું છે તેનો હવે સહસાજ અધોપાત થવો જોઇએ, એમ અમે માનીએ છીએ. કારણકે સૌંદર્યના સિંધુ વિષે કીડા કરતાં મત્સ્યો જેવાં હસતાં ત્હારા મિત્રનાં નયનો તિરસ્કારથી ધગી ઉઠતાં જણાય છે જેમ આસપાસ સ્વચ્છંદ ખેલતાં બચ્ચાંઓને કોઇ પારધિ જાલમાં ફસાવવાની તૈયારીમાં હોય અને તે જેમ કોઇ સિંહને જણાતાં તે ગાજી ઉઠે તેમ રાજાનો આત્મા એકાએક ગાજી ઉઠે છે.

"મૂરખ એના રક્ષણને બદલે તો બીજો ભાગ મળે છે, જે રત્નરાશિથી પણ વધારે કીમતી છે"

ઉપજે વર્ણમાંથી જે ફળ, તે તો ક્ષયશીલ છે
અહીંથી જે મળે ભાગ, તપરાશાંશ; અક્ષય્ય તે.

વાંચનારા માઢવ્ય તો ચૂપજ રહે છે પણ તું બોલ; હવે શું બોલી શકે તેમ છે? શકુન્તલાના સ્વરૂપનો, એના મિત્રને શબ્દચિત્રવડે સાક્ષાત્કાર કરતાં રાજા દુષ્યન્તે જે હૃદયરંગ બતાવ્યો, તેને લક્ષી તુંને કાંઇ કાંઇ વિચાર એ રાજાને વાસ્તે આવ્યા હશે. કે હવે રાજાને મોહમાંથી તારનાર કશું નથી, હવે એનું હૃદય એના ઇષ્ટની પ્રાપ્તિ અર્થે ગમે તે કરશે. એ તારી કલ્પનાને હવે કેટલો અવકાશ છે. બોલ અમને તો લાગે છે જો તારાથી કે અમારાથી લેશ પણ રાજા દુષ્યન્તનું હૃદય માપવામાં ઉતાવળ થઈ તો, જે સ્થાને અત્યારે મોઢવ્યને રાજા મૂકે છે ત્યાં આપણે પણ જવું પડશે. આપણી નબળાઇનું અનુમાન

બાંધતાં બાંધતાં તું આ રાજાનું આત્મબલ માપી જો. જો એ બલ કેવા હૃદયમંસ્કારનું હોવું જોઇએ, કે જે પલને આપણે અને લોકો પણ મનોવિશતાની પલજ લેખે છે તેજ પલે આનાથી સારાસારતાનું તીક્ષ્ણ માપ તજાતું નથી. એના આત્માની વિકરાલતા પ્રતિ નસમાં ફુલી ઉઠી છે. કેમ જાણે વિશ્વના અવિવેકને હણવા બીજું નરસિંહરૂપજ પ્રગટયું હોય.

" આપણી તો અર્થસિદ્ધિ થઈ "

અરે આ પ્રહ્લાદરૂપ કોણે ધાર્યું? અવાજ પાછળથી સંભળાય છે, અને રાજાના કાન પણ ત્યાંજ છે.

"સ્વરની શાન્તિ અને ધીરપણું જોતાં તો તપસ્વીઓ હોવા જોઇએ "

આ દ્વારપાળ આવ્યો એ શું કહે છે જોઇએ. શું રાજાની ધારણા સાચી છે?

"મહારાજનો જય હો. આ બે ઋષિકુમાર પ્રતીહારભૂમીમાં વાટ જુએ છે."

ખરે રાજાની ધારણા સાચી ઠરી. ત્યારે હવે એના પ્રવેશને વિલંબ શો હોયજ? જેના ગાનના ખાતર હૃદયનું રુજ જાણનાર મૂરખ કહેવાયો તેને સર્વ અનુકૂલજ હોય. જો જો દેહની વિકરાલતા કેવી પ્રસન્ન ભવ્યતામાં બદલાઇ ગઇ.

"ત્યારે તો વિલંબ કર્યા સિવાયજ એમને અત્રે લાવ" દ્વારપાળને આજ્ઞા મળી.

"જેવી આજ્ઞા" દ્વારપાળ ચાલ્યો.

"આમ આમ ભાઇઓ" ઋષિકુમારને માર્ગદર્શક સૂચના કરતી દ્વારપાળની વાણી થતી હોય એમ લાગે છે.

બે તપસ્વીઓ દાખલ થાય છે. એમનાં અન્તઃકરણ રાજાની પ્રસન્ન આકૃતિ નિહાળતાંજ દ્રવી પડે છે. જુઓ એમાનો એક કહે છે.

"અહો કાન્તિમત્ત્વ છતાં પણ આના પાસે હૃદયને જવાનો વિશ્વાસ રહે છે; અથવા ઋષિમાંથી અતિ ભિન્ન નહિં એવા રાજાના વિષયે આ યોગ્યજ છે કારણ કે.

સ્વીકારી છે વસતિ પણ જો આશ્રમે સર્વભોગ્યે;
રક્ષાયોગે તપ પણ પ્રતિદિન એ સાધતો રે;
એનાં કીર્તિ કવન કવિને ગીત સ્વર્ગે ચઢાવે;
નામે રાજર્ષિ મુનિ મુનિતતા; આ નૃપાદર્શકો

"શું આજ ઇન્દ્રનો સખા દુષ્યન્ત, ગૌતમા

"બીજું શું"

"ત્યારે તો"

આશ્ચર્ય શું? ઉદધી-શ્યામ અખિલ પૃથ્વી
આના ભુજાર્ગલજ એકથી ભોગવાએ
ને દૈત્ય વૈરથી જળન્તી સુરાંગનાઓ
આના ધનુશું-હરિવજ્રશું વારી જાઓ.

ખુશામતને ન સર્જનાર અને વિશ્વના પૂજાસ્પદ ઋષિઓ જ્યારે આ પ્રમાણે રાજદર્શનથી આત્મોદ્ગારને અવકાશ આપતા હતા ત્યારે તેઓ રાજાના છેક નજીક આવી

પ્હોચ્યા. બન્ને બોલી ઉઠ્યા.

'મહારાજનો વિજય હો.'

રાજાએ પણ આસનથી ઉઠી માનવચન કહ્યાં.

"આપને અભિવંદન કરૂં છું"

---

(અપૂર્ણ)

## ૨
## ધર્મ
### ૧
### અભ્યાસ

(અનુસંધાન પત્ર ૪૭ થી)

આત્માનાત્મવિવેક અને ઇહામુત્રફલભોગવિરાગથી જે ચિત્તની વૃત્તિ આત્માકાર થતી જાય છે તેને પુરુષાર્થે સિદ્ધ કરવાને અભ્યાસનીજ અપેક્ષા રહે છે સાધનો સંપાદન કરવાનો હેતુ એ છે કે ચિત્તની પરમશુદ્ધિ થઇ તેને બ્રહ્માકાર કરવામાં વિક્ષેપ આવે નહિ મનુષ્યને જેટલું જેટલું જ્ઞાન થાય છે તે ચિત્તની વૃત્તિરૂપ છે. શરીરના અનુભવથી કે મનના અનુભવથી પણ 'જ્ઞાન થયું' એમ જે કહેવાય છે તે ચિત્તવૃત્તિજ છે. ચિત્તવૃત્તિ એટલે ચિત્તનો પરિણામ. જ્ઞાનમાત્ર ચિત્તપરિણામ અથવા વૃત્તિ છે. આ વૃત્તિઓના સ્વરૂપને ઓળખી તેમનો વિવેક કરતે કરતે વૃત્તિસહિત ચિત્તનો અધિષ્ઠાન જે પરમસત્ તેમાં વિલય થઇ જાય એ સિદ્ધ કરવાનું છે. એનેજ સમાધિ કહે છે

વૃત્તિસ્વરૂપને વધારે સ્પષ્ટ રીતે સમજવાને અર્થે ચિત્તના સ્વરૂપનો કાંઇક વિવેક આવશ્યક છે સત્વ રજસ્ તમસ્ એ ત્રિગુણાત્મક પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલું હોવાને લીધે ચિત્ત પણ ત્રિગુણાત્મક છે. જેટલો જ્ઞાન, પ્રકાશ, આનંદ, આદિ વ્યાપાર છે તે સત્ત્વનું કાર્ય છે, પ્રવૃત્તિ, રાગ, દ્વેષ, લોભ, કામ, ઇત્યાદિ રજસનું કાર્ય છે, અને મોહ, આલસ્ય, જડતા, પ્રમાદ, નિદ્રા, ઇત્યાદિ તમસનું કાર્ય છે. ત્રણે ગુણમાંથી એકેક કે બેબે ન્યૂનાધિક હોય કે સમાન હોય કે મુખ્યોપસર્જનભાવે હોય તેથી કરીને ત્રણ ગુણના અનેક પ્રકાર થઇ શકે છે, જેથી ચિત્તની વૃત્તિઓ પણ અસંખ્ય વિલક્ષણ વિલક્ષણ પ્રકારની સંભવે છે પણ તેમાં જ્યારે સત્ત્વનું પ્રાધાન્ય હોય અને રજોગુણ તમોગુણ સમાન હોય ત્યારે ચિત્તને યોગસિદ્ધિ, શુદ્ધ વિષયોપભોગ, ઇત્યાદિ વૃત્તિઓ અનુભવાય છે, જ્યારે સત્ત્વ અને રજસ્ કરતા તમોગુણનું પ્રાધાન્ય થાય છે ત્યારે અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય, ઇત્યાદિ વૃત્તિઓ ચિત્તને અનુભવાય છે; જ્યારે સત્ત્વનું પ્રાધાન્ય રહી રજોગુણમા તમોગુણ સમાઇ રહે એવી સ્થિતિમાં ચિત્ત હોય છે ત્યારે ધર્મ, ઐશ્વર્ય, જ્ઞાન, વૈરાગ્ય આદિ વૃત્તિઓ ચિત્તમા ઉદય પામે છે, અને કેવલ સત્ત્વમાત્રમાજ વિરમતું પ્રકાશમાન ચિત્ત બ્રહ્માકાર થવાને યોગ્ય થાય છે. ચિત્તની, ગુણયોગે કરીને, અનંત પ્રકારની વૃત્તિઓ કહી છે તથાપિ પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, અને સ્મૃતિ એ પાંચ વિભાગમા વૃત્તિમાત્રનો સમાવેશ કરેલો છે પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, એ પ્રમાણ; જે વસ્તુ જે પ્રકારે ન હોય તેને તે રૂપે જાણવા રૂપ મિથ્યાજ્ઞાન તે વિપર્યય; જે જે-

વું નથી તેને વ્યવહારને અર્થે તેવું કહેવું પડે, જેમકે બ્રહ્મનો ધર્મ ચૈતન્ય છે, જોકે વસ્તુતઃ બ્રહ્મનું ધર્મજ છે નહિ, અર્થાત્ અધ્યારોપ ને વિકલ્પ; અભાવપ્રત્યયનો આશ્રય કરનાર વૃત્તિ તે નિદ્રા; અનુભવમાં આવેલા વિષયનો અસપ્રમોષ (ભુસાઇ ન જવાપણું) તે સ્મૃતિ. એ પાંચે પ્રકારની વૃત્તિઓ ક્લિષ્ટ એટલે અવિદ્યા* આદિ કારણોને લેઇને જેમની પ્રવૃત્તિ હોવાથી ક્લેશકારી છે તેવી ક્લિષ્ટ, તથા બુદ્ધિગત સત્ત્વમાંથી રજસ્ તમસ્નો વિનાશ સાધનાર હેતુએ કરીને જેમની પ્રવૃત્તિ છે તેવી અક્લિષ્ટ, એમ બે પ્રકારની છે. ક્લિષ્ટવૃત્તિથી ચિત્તની શાન્તિમાં ભંગ થાય છે. અક્લિષ્ટથી ક્લિષ્ટને શમાવવી અને અક્લિષ્ટને પુનઃ વૈરાગ્ય અને અભ્યાસથી શમાવવી. વૈરાગ્યનું સ્વરૂપ કહેવાઇ ગયું છે, અભ્યાસનું હવણાં કહેવાશે.

આવી વિવિધ પ્રકારની વૃત્તિનું સ્થાન જે ચિત્ત તેની પાંચ અવસ્થા રહે છે; ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર, નિરુદ્ધ રજોગુણના પ્રાધાન્યે કરીને સર્વદા ભિન્ન ભિન્ન વિષયોમાં ભટકતું અસ્થિર ચિત્ત તે ક્ષિપ્ત કહેવાય. તમોગુણે કરીને બીજા બે ગુણનો અભિભવ થવાથી અત્યંત પ્રમાદ આલસ્ય, જડતા—નિદ્રા—માં પડી રહેલું ચિત્ત મૂઢ કહેવાય. બહુ બહુ પ્રકારે ચંચલતા હોય, પછી તે સ્વાભાવિક હોય કે વ્યાધિ આદિ વિક્ષેપકારણોને લેઇને હોય, તથાપિ ક્વચિત્ ક્વચિત્ જેમાં સ્થિરતા આવી એકાગ્રતા અનુભવાય તે ચિત્ત વિક્ષિપ્ત કહેવાય. એકજ પ્રત્યયપ્રવાહ ઉપર જેની વૃત્તિમાત્રની સ્થિરતા છે તે એકાગ્ર ચિત્ત કહેવાય. જેની વૃત્તિમાત્રનો નિરોધ થઇ ગયો છે તે ચિત્ત નિરુદ્ધ કહેવાય. વૃત્તિમાત્રનો નિરોધ થવો તેનેજ યોગશાસ્ત્રમાં સમાધિ કહે છે. એ સમાધિ ક્ષિપ્ત અને મૂઢ ચિત્તને તો સંભવતો નથી, વિક્ષિપ્તને કદાચિત્ સમજાય પણ તે સમાધિ કહેવાય નહિ. સમાધિનો અર્થાત્ યોગનો આરંભ તો એકાગ્રતાની દશામાંથી થાય છે, ને તેનો પરિપાક નિરુદ્ધાવસ્થામાં નીપજે છે. પરંતુ ચિત્તવૃત્તિનો નિરોધ થવાથી શૂન્યતા અનુભવવી એમ કહેવાનું તાત્પર્ય નથી, જ્યારે

---

* અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ. અવ્યક્ત, મહત્, અહંકાર, પંચતન્માત્ર એ આઠ જે અનાત્મ છે તે ઉપર આત્મબુદ્ધિ કરવી તે અવિદ્યા; યોગીઓને સુલભ એવાં જે અણિમાદિ આઠ ઐશ્વર્ય ત્યાં સુધીના વિષય તે શ્રેયસ્કારી નથી છતાં તેમને વિષે શ્રેયોબુદ્ધિ કરવારૂપ જે આઠ પ્રકારનો મોહ તે અસ્મિતા; યોગસાધન કરીને અષ્ટ સિદ્ધિ તથા શબ્દાદિ વિષયોને પ્રાપ્ત કરી ભોગ ભોગવીશ એવી જે ઇચ્છા તે રાગ; આવી ઇચ્છાથી પ્રવૃત્તિ કરતાં કોઇ હેતુથી વિઘ્ન આવે તે વિઘ્ન ઉપર જે ક્રોધ તે દ્વેષ; આ પ્રકારે પ્રાપ્ત થયેલું અણિમાદિ ઐશ્વર્ય કલ્પાન્તે વિનાશ પામશે એવો ત્રાસ તે અભિનિવેશ. યોગસંબંધે આ પાંચનો જે અર્થ કર્યો છે તે સામાન્ય વિષયો પરત્વે પણ અધિકારીએ ઘટાવી લેવો. આ પાંચ વૃત્તિઓનેજ તમસ્, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર એવાં નામ અનુક્રમે આપવામાં આવે છે. આવાં જે અવિદ્યા આદિ કારણોથી પ્રમાણાદિવૃત્તિની પ્રવૃત્તિ તે ક્લિષ્ટ છે, ક્લેશકારી છે, કેમકે તેનાથી જાતિ, આયુષ્, ભોગ એ બંધાય છે. ક્લેશકારી પ્રવૃત્તિથી કર્મ થતાં તેનો વિપાક (=ફલ) થાય છે, અને વિપાકથી આશય (=વાસના) બંધાય છે, જે પુનઃ કર્મ કરાવે છે. ક્લિષ્ટવૃત્તિનો વિપાક જાતિ એટલે ઉત્તમાધમ, સશક્ત અશક્ત જન્મ; દીર્ઘ, લઘુ, જીવિત; અને સુખદુઃખ આદિ ભોગ, એવો થાય છે.

વૃત્તિનો પરમ નિરોધ થાય ત્યારે તે નિરોધ, ભાવપર્યવસાયીજ થવો જોઇએ, સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મને વિષે વૃત્તિમાત્રનો નિરોધ થઇ, વૃત્તિમાત્રના સાક્ષીરૂપે બ્રહ્મનો સાક્ષાત્ અનુભવ આવનો જોઇએ. એ પ્રક્રિયા આગળ કહેવાશે. અત્ર તો વૃત્તિનો નિરોધ સાધવા જેટલું સામર્થ્ય શા પ્રકારે આવી શકે તે સમજાવવાને અર્થે ચિત્તના સ્વરૂપનો વિવેક આપણે આરંભેલો છે.

જ્યારે ચિત્તની વૃત્તિમાત્રનો નિરોધ થાય છે ત્યારે તે સમાધિ કહેવાય છે. એ સમાધિ વિતર્ક, વિચાર, આનંદ, અને અસ્મિતા તે ચાર પ્રકારનો થાય છે. ચિત્તની વૃત્તિઓનો નિરોધ કોઇ સ્થૂલ પદાર્થના—મૂર્તિ આદિના—સાક્ષાત્કારને વિષે થાય તે વિતર્કસમાધિ છે; સ્થૂલને મૂકી તન્માત્ર, મહત્, અવ્યક્ત પર્યંત સૂક્ષ્મનો જેમાં સાક્ષાત્કાર છે તે વિચારસમાધિ છે; સાક્ષાત્કારમાત્રના આનંદથી ચિત્તને વિષે જે સુખ અનુભવાય તે આનંદસમાધિ છે; અને ગૃહીતા જે આત્મા તેની સાથે ગ્રાહક જે બુદ્ધિ તેને એક કરી નાખી ગ્રહભાવપૂર્વક સાક્ષાત્કારને અનુભવવો તે અસ્મિતાસમાધિ છે. આ સમાધિને સંપ્રજ્ઞાત કે સબીજ સમાધિ કહે છે. જેમાં વૃત્તિમાત્રનો અસ્ત સાધવાનો પ્રયાસ છે ને જેનો પરિપાક વૃત્તિમાત્રનો નિરોધ છે તે સમાધિ અસંપ્રજ્ઞાત અથવા નિર્બીજ કહેવાય છે.

સમાધિનો લાભ વૈરાગ્ય અને અભ્યાસથી થાય છે. વૈરાગ્ય આપણે કહી આવ્યા. પુનઃ પુનઃ વૃત્તિની એકાગ્રતામાં દૃઢ સ્થિતિ કરવાનો યત્ન તે અભ્યાસ. એ અભ્યાસ જેમ શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, પ્રજ્ઞા, એટલાએ સહવર્તમાન રહે છે તેમ બહુ ફલદાતા થાય છે; તથા વૈરાગ્યનો સંવેગ જેમ જેને વધારે તીવ્ર તેમ તેને તેટલું સત્વર સમાધિરૂપ ફલ પ્રાપ્ત થાય છે. સમાધિ પ્રાપ્ત કરવામાં મુખ્ય વિઘ્ન નવ આવી પડે છે; વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાન્તિદર્શન, અલબ્ધભૂમિકત્વ, અનવસ્થિતત્વ. શરીરગત વાતપિત્તાદિ ધાતુ અને ખાધાપીધાના રસ તેની વિષમતાથી થઇ આવતો જે વિક્ષેપ તે વ્યાધિ. પ્રુદ્ધિયો સ્વકર્તવ્ય કરી ન શકે તે સ્ત્યાન. આમ હશે કે આમ હશે એવું ઉભયકોટિને સ્પર્શતું જ્ઞાન તે સંશય. સમાધિનાં સાધનો ન આદરવાં તે પ્રમાદ. કફાદિએ કરીને કાયાનું ગૌરવ અને તમોગુણે કરીને ચિત્તનું જાડ્ય તે આલસ્ય. વિષયોની ભાવનાથી કે તેમના સંસ્પર્શથી ચિત્તને વિષે તેમની તૃષ્ણા થયાં કરવી તે અવિરતિ. મિથ્યાજ્ઞાન તે ભ્રાન્તિદર્શન. સમાધિનો નિરોધક્ષણ પ્રાપ્તજ ન થાય તે અલબ્ધભૂમિકત્વ. સમાધિલાભ થયે સતે ચિત્તનું તેને વિષે સ્થિર રીતે ન ટકવું તે અનવસ્થિતત્વ. આ નવ વિક્ષેપના સહકારી બીજા પાંચ વિક્ષેપ છે; અર્થાત્ વિક્ષેપવાળા ચિત્તમાં એ પાંચ દેખાઈ આવે છેઃ દુઃખ, દૌર્મનસ્ય, અંગમેજયત્વ, શ્વાસ, પ્રશ્વાસ. આધ્યાત્મિક (શરીરમાં થનાર વ્યાધિ આદિ તથા મનમાં થનાર આધિ આદિ), આધિદૈવિક (ગ્રહ પીડા આદિ), આધિભૌતિક (વ્યાઘ્ર આદિ) એ ત્રણે પ્રકારનાં દુઃખ, અર્થાત્ જેને દૂર કરવા પ્રાણીઓ નિરંતર મથે છે તે દુઃખ. ઇચ્છાનો વિઘાત થતાં ચિત્તનો ક્ષોભ તે દૌર્મનસ્ય. જેનાથી અંગો કંપે તે કંપાવનાર કારણ તે અંગમેજયત્વ. ઇચ્છા ન સતે પણ બહારનો વાયુ અંદર આકર્ષાય કે અંદરનો બહાર જાય તે શ્વાસ અને પ્રશ્વાસ.

આવી દોષમાત્રની વૃત્તિઓનો નિરોધ થાય અને સમાધિ સ્થિર થઇ શકે તે અર્થે શા શા પ્રયોગ દર્શાવેલા છે. તથા સમાધિલાભનું શું ફલ છે તે હવે કહીશું. એટલા પછી આ પ્રકારે ચિત્તનો અને ચિત્તવૃત્તિનો વિવેક જણાવ્યાથી અદ્વૈતઅભ્યાસમાં શો લાભ થવાનો સંભવ છે તે વિચારીશું. જે પરમપત્તિનો વિવેકવૈરાગ્ય પછી વિચાર કરવો પ્રાપ્ત થાય છે, તેના ઉપોદ્ઘાતરૂપે ચિત્ત અને ચિત્તવૃત્તિનો આ પ્રકારનો વિવેક બહુ ઉપયોગી છે.

(આગળ ચાલુ)

---

## થીઓસોફી.

(ગયા અંકથી સમાપ્ત)

થીઓસોફી એ નામની ભાવના ઉપર જે જે આક્ષેપો પાશ્ચાત્ય દેશોમાં તથા તેને અનુસારે અત્રત્ય દેશોમાં કરવામાં આવે છે તેનું નિરાકરણ થઇ રહ્યું. એ નિરાકરણને પરિણામે એમ સ્પષ્ટ થયું છે કે જગતના પ્રવાહની આધુનિક જે સ્થિતિ છે તેને ઉત્તરોત્તર શુભ પ્રતિ પ્રેરવાને અર્થે થીઓસોફી એ નામધારી ભાવના અથવા તેવી કોઈ પણ ભાવના જેથી પ્રાચીન ચૈતન્યવાદ ઉપર આપણી શ્રદ્ધા પુનઃ ચોટે, તેની સંપૂર્ણ આવશ્યકતા હતી વિશ્વવ્યવસ્થાના નિગૂઢ નિયમોને અનુસરી સમયે સમયે વિવિધ કલ્પનાઓ અને ભાવનાઓ જગતની વૃત્તિઓ ઉપર સામ્રાજ્ય ભોગવે છે અને વિશ્વના પરિવર્તોને અનુકૂલ સ્થિત્યંતરો ઉપજાવી આપે છે. વીશ વર્ષના પરિણામોથી થીઓસોફી એ નામધારી ભાવનાને જો સાર્થક ગણવાનાં કારણો આપણને મળી આવતાં હોય, તે ભાવનાના ઉદ્ઘોષથી થતા લાભ આપણે જોઇ આવ્યા તેમ ખરેખરા લાભજ હોય, તો થીઓસોફી પણ વિશ્વવ્યવસ્થાના નિગૂઢ નિયમોને અધીન ઉદ્ભવતા અનેક પરિણામમાંનો એક ભવ્ય પ્રકાર છે એમ માનવું યોગ્ય કહેવાશે.

કોઇ પણ ભાવના આ પ્રકારે પ્રાદુર્ભાવ પામવાને પરિપક્વ થતાં તેને યોગ્ય સમય અને સામગ્રી પણ ઉભી થાય છે. ઘણીક મ્હોટી વાતો એક એક માણસના મનમાંજ સ્ફુરેલી સાદી કલ્પનાઓમાંથી ઉદ્ભવી છે. ઝાડ ઉપરથી એક ફલના નીચે પડવામાંથી ન્યુટન જેવા મહાત્માના મનમાં ગુરુત્વાકર્ષણનો મહાનિયમ સ્ફુરી આવ્યો હતો; ચ્હાદાનીના અવલોકનમાંથી વોટના મનમાં વરાળનો ઉપયોગ કરવાની વાત સુઝી આવી હતી. ગુરુત્વાકર્ષણ અને વરાળે જગતના વિચારોમાં ને વ્યવહારોમા જે મહાન્ પરિવર્તો ઉપજાવ્યા છે તેની કલ્પના કરવી પણ અશક્યવત્ છે. કોણ માને કે સર્વને પોતા આગળ તાણી જવાને સમર્થ એવા મહાસ્રોતને તેમના મૂલ આગળ જોઇએ તો ત્યાં પૂર પાણી પણ ભાગ્યે હોય છે. વિશ્વરચનાજ એવી છે. સાદામાં સાદાં, નીચમા નીચ, અને અપ્રસિદ્ધમાં અપ્રસિદ્ધ એવાં સ્થાનોમાંથી ઘણાં ભવ્ય પરિણામોનો ઉદ્ભવ થાય છે. જેના જન્મ સમયે બહુ ધામધુમ થાય છે, વાદિત્ર અને કોલાહલના ઉત્સવ વચ્ચે જે જન્મે છે, તે ઘણું કરીને ટુંકું આયુષ્ ભોગવે છે; જન્મ સમયે જેની કોઇ ગણનાએ કરતું નથી તેજ, ઘણું કરીને, પાકી વયે પહોચતાં સર્વની ગણનામાં આવી જાય છે.

થીઓસોફી એ નામધારી ભાવનાએ આજ-પર્યંતમાં જે કાંઇ કર્યું છે તે તેને વિશ્વની આવી મ્હોટી વાતોના વર્ગમાં મૂકવાને પૂરૂં છે કે નહિ એ વિષે હજી મતભેદ હોવાનો સંભવ છે, તથાપિ સૂક્ષ્મદૃષ્ટિથી વિલોકનારને એ વાત સ્વીકાર્યા વિના છૂટકો નથી કે એ ભાવનાએ મનુષ્યહૃદયના ગૂઢમાં ગૂઢ પ્રવાહોને કોઇ પ્રકારે, અલક્ષિત રીતે પણ, નવો રંગ ચઢાવ્યો છે, નવો માર્ગ બતાવ્યો છે, નવો વેગ આપ્યો છે. જગત્‌ના પ્રતિનિધિ અથવા જનસમાજના નાયક હોવાની યોગ્યતા ધરાવનાર વિચારકો, શોધકો, તત્ત્વજ્ઞો, લેખકો, નીતિ નિયમ ઘડનારા, શિષ્ટજનો, અને ધર્મ ગુરુઓ તથા રાજપુરુષો, સર્વના મન કોઇ નવાજ વલનમાં ઉતરવા લાગ્યાં છે. થીઓસોફી એ ભાવનાનેજ સાક્ષાત્ કારણ રૂપે સ્વીકારવાને ઘણાક રાજી નહિ હોય, કદાચિત્ તેની સાક્ષાત્ કારણતા સિદ્ધ કરવી પણ કઠિન હશે, તથાપિ વીશ વર્ષ પહેલાંનો સમગ્ર સુધરેલી દુનીયાંનો વિચારપ્રવાહ અને આજનો વિચારપ્રવાહ, તેની તુલના કરી જોઇશું તો જે તત્ત્વ તેમાં ઉમેરાવાથી ઉભય વચ્ચે અંતર પડેલો સમજાશે ને તત્ત્વ થીઓસોફી અથવા તેના જેવી ભાવના વિના બીજું નીકળશે નહિ. ગુરુત્વાકર્ષણ કે વરાળ એમણે જે મહાન્ પરિણામો ઉપજાવ્યા છે તેટલી પ્રસિદ્ધિ થીઓસોફીના ભાવિમાં હોય એવું આપણને લાગે છે, તથાપિ ભવિષ્યને રહેવા દેઇ ભૂતમાત્રના આધારથી બોલતાં પણ ઓગણીસમા શતકના છેલ્લા પાદમાં ઉદ્‌ભવેલી આ ભવ્ય ભાવના વિશ્વને સંસ્કાર આપનારી મહા ભાવનાઓમાંની એક છે એમ કહ્યા વિના તો ચાલેજ નહિ.

ત્રણસો વર્ષ ઉપર જર્મનીનિવાસી મેસ્મર અને રીખનબેક જે પ્રયોગો કરતા અને પ્રાણવિનિમયથી રોગાદિ નિવૃત્ત થવાનું તથા શૂન્યતા ઉપજાવવાનું બતાવતા તેને, વિદ્વત્તામાં અને પદાર્થ વિજ્ઞાનમાં અગ્રણી મનાયલી પારીસની પાઠશાલાના પંડિતો તિરસ્કારપૂર્વક હસી કહાડતા. તેજ સ્થાને આજ મેસ્મેરિઝમથી ઉપચાર કરવાનાં ઔષધાલય સ્થપાયાં છે. આભડછેટ અને કર્મ ધર્મની વાતો કરતાં હિંદુઓને વહેમી કહી હસી કહાડનારા પણ આજ થંભી ગયા છે. એ ઉપહાસ અને અશ્રદ્ધાના સમયમાં પ્રેતાવાહનના ચમત્કારોનો પણ પ્રાદુર્ભાવ યુરપમાં થયો હતો. અમેરિકાના યુનાઇટેડસ્ટેટ્સમા તેમ ઇંગ્લંડ આદિ યુરપના દેશોમાં તે પ્રવર્તતો હતો. વર્તમાન પત્રોમાં એ વિષયો ઉપહાસપૂર્વક, અશ્રદ્ધાસહિત, પણ ચર્ચાવા લાગ્યા હતા. ન્યુયોર્કના એક પત્રવાળાએ ત્યાંના રહિશ અને ત્યાંની સરકારી નોકરીમાં પ્રતિષ્ઠિત અધિકાર ભોગવતા પ્રામાણિક પુરુષ કર્નલ ઓલ્કાટને એક સ્થાને થતા આવા ચમત્કારોનું અવલોકન કરી પત્રને માટે વર્ણન લખી મોકલવા સારું મોકલ્યા. તે સ્થાને અવલોકન કરતાં કર્નલનો નિર્ણય થયો કે એ ચમત્કારો સત્ય છે. એવામાં રશીઆના ખાનદાન કુટુંબમાં જન્મેલી, રશીઆની લશ્કરી નોકરીના એક અમલદાર સાથે નામમાત્રના લગ્નથી જોડાયલી, વસ્તુતઃ કુમારિકા જેવીજ મેડમ બ્લેવેટ્સ્કી જેના અંગમાં ઘણાક ચમત્કારિક બનાવો બનતા જણાયા હતા, જે સાતેક વર્ષ સુધી ગુમ થઇ જઇ કોકેસસમાં તેના ધણીનો નિવાસ હતો ત્યાંથી કોણ જાણે હિમાલયમાં કે ક્યાં રહી આવી હતી, તે ફરતી ફરતી અમેરિકામાં કર્નલ જ્યાં હતા ત્યાં એના એજ ચમત્કારો જોવા ગઇ. તેની હાજરીથી પ્રેતાવાહનના ચમત્કારોમાં ઘણાક ફેરફારો થવા લાગ્યા, અને એમ જણાતું ચાલ્યું કે બ્લેવેટ્સ્કી પોતાના સંકલ્પમાત્રથી એ ચમત્કારોને અમુક કરી શકે છે, અથવા

તેવા નવા ચમત્કારો ઉપજાવી શકે છે. આ વિષયે વાદવિવાદ અને ચર્ચા કરતાં કર્નલ અને બ્લેવેટ્સ્કી વચ્ચે શિષ્ય ગુરુ જેવો ભાવ બંધાયો, અને ઉભયે ન્યુયોર્ક આવીને રહ્યાં. બ્લેવેટ્સ્કી તો ચમત્કારિક વાતો અને જ્ઞાનનો—અર્વાચીન પદાર્થવિજ્ઞાન અને તત્ત્વશાસ્ત્રના પણ જ્ઞાનનો—ભંડાર જણાતી, તેની વાણી ભવિષ્યને પણ સ્પર્શતી હોય એમ લાગતું, અને તેની પાસે ચમત્કારોનો તો પારજ નહતો. તે એમ કહેતી કે હિમાલયમાં વસતા મહાત્માઓ કે જે જનસમાજના શુભને અર્થે યુગેયુગ લક્ષ રાખે છે, તેમણે મને અત્ર સુધી આવી કર્નલને મળવાની આજ્ઞા કરી છે, ને આપણે ઉભયે મળી એક મંડલી સ્થાપવી એ તેમનો ઉદ્દેશ છે. આ અને એવા પ્રકારની ચર્ચા—જેની સર્વાંશે સત્યતા વિષે કર્નલ ઓલ્કોટ અદ્યપિ પણ આપણને ખાતરી આપે છે—તેમાંથી ૧૮૭૫ની સાલમા ન્યુયોર્કમાં પાંચ સાત માણસોએ એક મંડલી સ્થાપી, ને તેનું નામ "થીઓસોફીકલ સોસાઇટી" રાખ્યું.

અધ્યાત્મજ્ઞાનના શોધની જિજ્ઞાસાના આવેગમાં કર્નલે નોકરી છોડી દીધી, ઘરબાર પુત્ર પરિવારનો ત્યાગ કર્યો, અને બ્લેવેટ્સ્કી સાથે હિંદુસ્તાન આવવાનો વિચાર કર્યો. મુંબઇના કેટલાક વેપારીઓ પાસેથી સ્વામી દયાનંદની વાત સાંભળી તેમની સાથે પત્રવ્યવહાર ચલાવી, તેઓ મુંબઇ આવ્યાં. સ્વામી સાથેનો સંબંધ થોડેક દિવસે શાથી બંધ પડયો, મુંબઇના જે વેપારીઓ ઉપર વિશ્વાસ રાખી આવેલાં હતાં તેમના તરફથી કેવો અસંતોષ મળ્યો, મુંબઇથી થીઓસોફીનું મથક મદ્રાસ લઇ જઇ હિંદુસ્તાનનેજ થીઓસોફીનું મુખ્ય અને પ્રથમ સ્થાન શા પ્રકારે નક્કી કર્યું, થીઓસોફીનો પ્રસાર આખી દુનીયાના દેશે દેશમાં તે પછી ક્યારે ક્યારે ને કેવી રીતે થતો ચાલ્યો, વચમા વચમાં અંદર અંદરના તમોગુણ જન્ય વાસનાના વિકારોના કલેષ કટાસ કેમ પેદા થયા ને શમી ગયા, એ આદિ વાર્તાઓ થીઓસોફીના ઇતિહાસનો વિષય હોઇ, જેને જોવી વાચવી હોય તેને સહજે મળી શકે તેમ હોવાથી, અત્ર ચર્ચવાની આવસ્યકતા નથી. બ્લેવેટ્સ્કીના લોકાંતરને પણ આજ પાંચ વર્ષ થઇ ગયાં છે, તે પછીના અનેક વિગ્રહોનો પણ અંત આવી ગયો છે, અને આજે યુરપ, અમેરિકા, આસ્ટ્રેલીઆ, ન્યુઝીલેંડ, જાપાન, હિંદુસ્તાન, આફ્રિકા આદિ દેશોના સુધરેલા વિભાગમાત્રમાં થીઓસોફી એ ભાવના અજાણી રહી નથી. ૧૮૭૮માં એકજ મંડલી હતી તેની આજ ૪૨૮ મંડલીઓ સર્વ મળીને થઇ છે, એ મંડલીએ પોતાના વિચારોને પ્રવર્તાવવા રચેલા ગ્રંથો બેહજાર કરતાં વધારે છે. પ્રમુખ કર્નલ આલ્કોટ આવા ભવ્ય ફલનો પરિપાક વિલોકતા અને ભોગવતા અદ્યાપિ પર્યંત પુણ્યશાલી જીવન ભોગવે છે. જડવાદનો પરિત્યાગ કરી ચેતનનો સ્વીકાર થવાનાં ભવ્ય પરિણામનાં આ સુચિન્હ છે.

એ મંડલી સ્થપાઇ ત્યારથી આજ પર્યંત તેના ઉદ્દેશમાં કશો ફેર પડયો નથી. દેશ, નાત, જાત, વર્ગ, ધર્મ, પંથ, સંપ્રદાય, રંગ, વર્ણ, આદિને લેઇ મનુષ્યો પરસ્પરનો દ્વેષ કરે છે તેથી વિશ્વને મહા હાનિ થઈ છે, એ વાત લક્ષમાં રાખી સર્વ ધર્મ અને સર્વ વર્ણનો આશ્રય એકનું એકજ ચૈતન્ય છે, એવો પરમ સ્વીકાર કરી, આ મંડલ એવા ઉદ્દેશ રાખે છે કેઃ—

(૧) વિશ્વમાત્રમાં, આત્મભાવ વિસ્તારવો; સર્વત્ર સમતા અને સમાનતાની દૃષ્ટિ પ્રાપ્ત કરતા કરાવતા રહેવું.

(૨) ધર્મ આદિ નિમિત્તે કલહ કરવાનું કારણ નથી. ધર્મમાત્ર એકના એક સત્યને વિલોકવા અને પામવાના, અધિકારાનુસાર, પ્રકાર છે. માટે સર્વ ધર્મનો વિચાર, અભ્યાસ રાખી તેના મૂલ સત્યને પામવા યત્નવાન્ રહેવું.

(૩) ચૈતન્યનો સ્વીકાર કરવાથી મનુષ્યના આત્મામાં જે જે નિગૂઢ સામર્થ્યો અને શક્તિઓ સમજાય તેમનો અભ્યાસ કરી તેમનો પરિપાક સિદ્ધ કરવા યત્ન રાખવો.

આ ઉદ્દેશમાંનો પ્રથમ ઉદ્દેશજ વાસ્તવિક મુખ્ય ઉદ્દેશ છે અને તેનો સ્વીકાર કરનાર વ્યક્તિમાત્રને એ મંડલમાં પ્રવેશ મળી શકે છે. કોઇ પણ ભાવના તેને સ્વીકારનારાં સ્ત્રી પુરુષોના વિચારોના પરસ્પર વિનિમયથીજ પુષ્ટ અને બલવાન થઇ જગતને કલ્યાણકારી નીવડી શકે છે એ સુવિદિત છે, અને એવા સંઘાતનું બલ આ ભાવનાને અર્પવાને અર્થે, જનસમાજનું આ માર્ગે કલ્યાણ ઇચ્છતાં સ્ત્રી પુરુષોએ, આ મંડલમાં સામીલ થવું એ તેમનું કર્તવ્ય છે. આમાં કોઇએ પોતાનો ધર્મ કે વર્ણ આશ્રમ આચાર મૂકી દેવો કે કોઇ નવો ધર્મ કે મત સ્વીકારવો એવી વાતજ નથી; માત્ર આ ભાવનાની સાહાય્યથી અને તેના પ્રકાશથી, જે કાંઈ પોતાનું હોય તેને વધારે કલ્યાણકારી, શુભાવહ, અને પોતાના જીવનને ઉચ્ચતમ કરી શકે તેવું બનાવી લેવાનું છે. પરમ કલ્યાણમય, રાગદ્વેષ રહિત, શુભ, ઉચ્ચતમ જીવિત ગાળવાને આ ભાવના ઉપરાંત, પ્રત્યેક વ્યક્તિને પોત પોતાની ચિત્તશુદ્ધિ માટે જે કાંઇ અપેક્ષિત હોય તે બનાવનારી પણ એક મંડલી આ મંડલના અંતર્ગત રહેલી છે, ને તેનાથી પણ જેને ઇચ્છા હોય તેને, થીઓસોફીમાં પ્રવેશ કર્યા પછી, અનેક રીતે લાભ થઇ શકે છે. આ મંડલી આ પ્રકારે કેવલ આત્મોન્નતિ, આત્મભાવ, અને વિશ્વમાત્રના કલ્યાણનો વિસ્તાર કરવાને અર્થે ચૈતન્યભાવનાને સર્વના આગળ લાવવા યત્ન કરે છે; કોઇને ગુરુ કે પૂજ્ય માનતી નથી; સત્યના માર્ગમાં સર્વે સર્વને સહાય થાય છે. સત્ય કરતાં અન્ય પરધર્મ નથી, એ તેનો સિદ્ધાન્ત છે. એ સિદ્ધાન્તને અનુસરતાં સર્વ ધર્મોમાં જે પરમ સત્ય રહેલું જણાયું છે, સાહિત્ય, શાસ્ત્ર, કલા, વેદ, પુરાણ, કુરાન, આદિમાં એ રીતે વિલોકતાં જે સમાયું છે, તે આર્યાવર્તના અદ્વૈતમાં સર્વથી વધારે જણાય છે એમ પણ હવણાં હવણાં મનાતું જાય છે; પરંતુ તેથી થીઓસોફી તે વેદાન્ત છે કે ક્રીસ્ચીઆનાટી છે કે બૌદ્ધ ધર્મ છે, એમ કાઇ કહી શકાય નહિ. જે ચૈતન્યભાવના અને આત્મવિસ્તાર તેના સિદ્ધાન્તમાં મૂલભૂત છે તેજ થીઓસોફી છે; તે સર્વ ધર્મરૂપ છે ને કોઇ ધર્મરૂપ નથી. જનસમાજે એ અથવા એવી ભાવનાનો આશ્રય કરવાનો આ ખરી અણીનો સમય છે.

---

૩

## રાજ્ય.

૧

### બારમી હિંદી નેશનલ કોન્ગ્રેસ.

(ગજેનું)

હિંદી પ્રજાના હક સાચવીને પ્રજાની માગણીઓ અને જરૂરીઆતો સરકારના કાન પર લેઇ જવાને જે દેશહિતકારી પુરુષોએ કોન્ગ્રેસની સ્થાપના કરી છે; તેમના મનમાં

તે 'મંડળનો બારમો વાર્ષિક ઉત્સવ કલકત્તા' શહેરમાં સંપૂર્ણ ફતેહ સાથે પાર પડયો જાણીને કેટલો હર્ષ થયો હશે, તેનુ તોલન તો કોઈ સ્વદેશ હિતેચ્છુનેજ થઈ શકે. કેટલાએક સરકારી અમલદારો અને કોન્ગ્રેસનો હેતુ નહિ સમજેલી મુસલમાન પ્રજા તેમની તરફથી મૂકવામાં આવેલી હરકતોને દૂર કરીને પૂર્ણ વિજય મેળવનારના અંતઃકરણનો આનંદ બીજા શું સમજી શકવાના છે! દેશમાં દુકાળ અને મરકીની આફતો, પ્રજાની નિર્ધન સ્થિતિ અને સરકારી અમલદારોની ગેર મહેરબાની મેળવવાનો ભય, એ સઘળું વેઠીને પણ કલકત્તા શહેરમાં લગભગ ૭૫૦ પ્રતિનિધિઓ દેશના દૂરના ભાગોમાંથી એકઠા થયા હતા. દેશભક્તિનાં બીજ અને અંકુર આ દેશમાં પણ દૃષ્ટિગોચર થયાં છે એના શુભ ચિન્હ આથી બીજાં કીયાં હોઇ શકે?

બારમી કોનગ્રેસનો મેલાવડો તા. ૨૮મી થી તા. ૩૧મી ડીસેમ્બર ૯૬ સુધી એમ ચાર દિવસ કરવામાં આવ્યો હતો. પ્રતિનિધિ ઉપરાંત આશરે ૫૦૦૦ તમાશગીરો ભેગા થયા હતા. તેમાં પાર્લામેન્ટના પ્રસિદ્ધ રેડિકલ મેમ્બર મી. કેન, મધ્ય પ્રાન્તોના માજી ચીફ કમીશનર મી. ગુડરીજ તથા બીજા બે ત્રણ યુરોપીઅન ગૃહસ્થો અને મુસલમાન પ્રતિનિધિઓ પણ હાજર હતા. આવકાર દેનારી કમીટીનું પ્રમુખ સ્થાન કલકત્તાની હાઇકોર્ટના માજી ચીફ જસ્ટીસ મી. રોમેશચંદ્ર મિત્રને આપવામા આવ્યું હતું. પણ પોતાની નાદુરસ્ત તબીયતને લીધે તેમનાથી સભામા હાજર થઇ શકાયું નહિ. તેથી તેમનું લેખિત ભાષણ બંગાળાના પ્રસિદ્ધ ગૃહસ્થ ડૉ. રાશબિહારી ઘોસે વાંચી સંભળાવ્યું. તેમાં જસ્ટીસ મિત્રે જણાવ્યું કે આખા ભારતવર્ષના દેશહિતકારી પ્રતિનિધિઓને માન આપવાનું કામ મને સોંપવામાં આવ્યાથી મને અતિ ઘણો હર્ષ થયો છે. તમને આવકાર દેવામાં કલકત્તા શહેર બીજાં શહેરોથી ઉતરશે નહિ. પચરંગી પ્રજાના પ્રતિનિધિઓ સરકારનુ નાવ સીધું ઉતારવામાં મદદ કરવાને ભેગા થયા છે. કેટલાએક ગેર સમજુતીથી ધારે છે તેમ સરકારના કામમાં હરકત કરવાને આ સભા સ્થાપવામાં આવી નથી. હિંદુ અને મુસલમાન પ્રજાના લાભ એક બીજાથી વિરૂદ્ધ હોઇ શકે નહિ; અને એકજ રાજાના રક્ષણ તળે વસતી અને એકજ કાયદાથી બંધાયલી પ્રજાઓ જુદી જુદી કોમની બનેલી હોય તોપણ એકજ સામાન્ય પ્રજા છે. હિંદુસ્તાનમાં ચાલતા દુકાળ વિષે વાકેફ થઇને પોતાની ભાઇબંધ પ્રજાને મદદ કરવાને અને તે વિષે સરકારને વાકેફ કરવાને તેમણે કોનગ્રેસને આગ્રહ કર્યો હતો. નામદાર મહારાણી પૂરાં સાઠ વર્ષ રાજ્ય કરવાને ભાગ્યશાળી નીવડયાં તે માટે તેમણે સંપૂર્ણ ખુશાલી જાહેર કરી હતી. અને પ્રતિનિધિઓને અંતઃકરણપૂર્વક આવકાર આપી પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું.

**પ્રમુખનું ભાષણ:** આ વખતની કોન્ગ્રેસનુ પ્રમુખસ્થાન પ્રસિદ્ધ મુસલમાન ગૃહસ્થ ઑન. મી. સયાણીને આપવામાં આવ્યું. પોતાની કાબેલીઅતને કુશલતાથી તે સ્થાન તેમણે સંપૂર્ણ રીતે બજાવ્યું હતું. તેમનું ભાષણ ઘણી વિગતોથી ભરપુર અને અભ્યાસ કરવા યોગ્ય છે. પરંતુ સ્થલ સંકોચને લીધે અમે તેનો માત્ર સાર નીચે આપીએ છીએ.

પોતાને આ મોટું માન આપનાર પ્રતિનિધિઓનો ઉપકાર માન્યા પછી આ મંડળની સ્થાપના કયા ગૃહસ્થોએ અને શા હેતુએ કરી હતી તેનો મુખ્ય સાર અને નિયમો

વાંચી સંભળાવ્યા. બાદ મુસલમાન પ્રજા જે દલીલો લાવી કોન્ગ્રેસમાં જોડાવાની ના પાડે છે તેની વિરૂદ્ધના મુદ્દાઓ તેમણે જણાવ્યા. તેમણે કહ્યું કે: કેટલાએક મુસલમાન ધર્મને નામે અંગ્રેજી ભણવાની અને અંગ્રેજીમાં ચાલતી સભામાં જોડાવાની વિરૂદ્ધ છે. પણ તે તેમના જ્ઞાનની ખામી છે. અમલના વખતમાં મુસલમાનો ગ્રીક અને લેટીન ભાષાઓ શીખતા હતા. અને તેમાંથી પોતાની જબાનમાં ઘણાં ભાષાન્તરો કર્યાં છે માટે રાજ કરનાર પ્રજાની ભાષા શીખવામાં ધર્મનો બાધ નથી. કોઇ કોઇ એમ જણાવે છે કે કુરાન મુજબ રાજાને ઇશ્વર જેટલું માન આપવું અને તેની વિરૂદ્ધ થવું નહિ. પણ આ દલીલ કેવળ ખોટી છે. આપણે રાજ્યની વિરૂદ્ધ નથી. રાજાને રાજ ચલાવવાને મદદ કરવાને અને પ્રજાની ફરીઆદો અને અસંતોષ રાજાને જણાવવાને કોરાનમાં કાંઇ વાંધો નથી. આપણે રાજાને ઇશ્વર તુલ્યજ ગણીએ છીએ. અને પ્રતિનિધિથી રાજ્ય ચલાવવાનો હક માગીએ છીએ. આ વાતો પણ ધર્મ વિરૂદ્ધ નથી. પવિત્ર પેગંબરના પછીના ખલીફાઓને પણ પ્રજા ચુટી કાઢતી હતી અથવા પ્રજાની સમ્મતિ માગવામાં આવતી હતી. ધર્મની વિરૂદ્ધ વર્તનાર ખલીફાને બતરફ કરવાની સત્તા પણ ધર્મમાં આપેલી છે. કોઇ એમ વાંધો કાઢે છે કે હિંદુઓ મોટી સંખ્યામાં હોવાથી ઘણે મતે કોઇ લાભ કાઢી જશે. પણ તેમ ધારવું વાજબી નથી. કારણ કે કોન્ગ્રેસનો એક મુખ્ય નિયમ એવો છે કે જે ઠરાવ હિંદુ કે મુસલમાન પ્રજાના મોટા ભાગને વિરૂદ્ધ હોય તે કોન્ગ્રેસમાં લાવવોજ નહિ. તો પછી તે ઠરાવ મંજુર થવાની તો આશાજ ક્યાં છે. વળી ઘણા પ્રતિનિધિઓ મુસલમાન કોમના તેમાં હાજર થતા નથી. તેમાં હિંદુઓનો વાંક નથી પણ તેમનો પોતાનોજ છે. બીજી મોટી બાબત તેમણે એ હાથ ધરી હતી કે ગયાં ચાળીસ વરસના દરમીયાન જ્યારે વસતીમાં સેંકડે પંદર ટકાનો વધારો થયો છે ત્યારે કરના બોજાનો વધારો સેંકડે ૩૫૦ ટકા જેટલો વધ્યો છે. ગ્રેટ બ્રીટનમાં માણસની સરાસરી આવક વાર્ષિક ૩૩ પૌંડની છે, ત્યારે હિંદુસ્તાનની આવક માત્ર રૂ. ૨૭ ની છે. ગ્રેટબ્રીટનમાં માણસ દીઠ છ ટકા પડે છે, અને હિંદુસ્તાનમાં સાડાચાર ટકા પડે છે. પણ તે ઉપજનાં સાધન ગણતાં ગ્રેટબ્રિટનના રહેવાસી કરતાં હિંદુસ્તાનનો રહેવાસી લગભગ ત્રણ ઘણો કર આપે છે. ખરચ વધવાના દાખલા બતાવી તે કેમ કમી કરી શકાય તેના માર્ગો પછી જણાવવામાં આવ્યા હતા. કોન્ગ્રેસના એક સ્તંભ મી. મનમોહન ઘોસના મરણ માટે તેમજ રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવના મરણ માટે તેમણે ભારે દીલગીરી જણાવી હતી અને કોન્ગ્રેસના કાર્યને તેમના મરણથી થએલી ખોટને માટે અફસોસ જણાવ્યો હતો. પુષ્કળ દલીલો અને આંકડાઓથી પોતાનું ભાષણ તેમણે સમાપ્ત કર્યું ત્યારે પ્રતિનિધિઓએ તેમને ખુશાલીના પોકારોથી વધાવી લીધા હતા.

પછી સબજેક્ટ કમીટી નીમીને કયા કયા ઠરાવો સભામાં મૂકવાના છે તે નક્કી કરવામાં આવ્યું હતું. તેમાં પસાર થએલા ઠરાવો આગળ અમો આપી ગયા છીએ તેજ છે, એટલે તે અત્ર ઉતાર્યા નથી.

**કોન્ગ્રેસની નાણાં સંબંધી સ્થિતિ.** જણાવવાને સંતોષ ઉપજે છે કે કલકત્તાની કોન્ગ્રેસ કમીટી <u>૫૦૦૦૦</u> કરતાં વધારે રૂપીઆ એકઠા કરી શકી છે અને કો-

ગ્રેમનો ખર્ચ બાદ કરતાં ઇંગ્લંડની કમીટીનું પ્રાચીન દેવું વાળી દેવાને શક્તિવાન થાય એટલી સીલક બાકી રહી છે.

---

૨

## હિંદી દુકાલ

(મળેલું)

આ વર્ષે આખા ભારતખંડમાં સખત મોંઘવારી ચાલે છે અને વાયવ્યપ્રાંતો બંગાળા, પંજાબ અને મુંબઇ ઇલાકાના થોડાક ભાગમા તથા દક્ષણમા દુકાળની સ્થિતિ થએલી છે. અનાજના ભાવ બેવડા થઇ ગયા છે. આશા છે કે સરકાર એ ગંભીર સ્થિતિ સમજીને ભૂખમરાથી લાખો માણસોના પ્રાણ બચાવશે. આવી સ્થિતિ હોવા છતાં હિંદુસ્તાનના વાઇસરોય અને તેમના મેહસુલ ખાતાના પ્રધાન આ દુકાળને નાનુ રૂપ આપવાને અને અંગ્રેજી પરમાર્થીઓના ફંડની જરૂર નથી એમ કહેવાને હઠ કરી બેઠા હતા. પણ આખરે તેમણે દુકાળનું ગંભીર સ્વરૂપ સ્વીકાર્યું છે અને ઇંગ્લાન્ડમા ફંડ ભેગું કરવાની રજા આપી છે. કેટલાએક એમ જણાવે છે કે સરકારની દાનત કાંઇ બુરી નથી પણ રાજ્યતંત્ર એવુ રચાયલુ છે કે કોઇને સીર જુવાબદારી નથી. અને ખર્ચ ઘણો ભારે થવાથીજ મોંઘવારી અને સંકટ ફેલાયા છે. દર વર્ષે ૪૦ કરોડ રૂપીઆનો ખાડો હિંદુસ્તાનમા પડે છે તે પૂરવાને ગમે તેવી શાણી સરકાર શક્તિવાન નથી. રાજ્યતંત્રની રીતિ બદલીને, કરોડો રૂપીઆ પરદેશ જાય છે તે જ્યાંસુધી અટકાવવામાં આવશે નહિ ત્યાસુધી હવે પછીના આવતાં ઘણા વર્ષો સુધી સંકટ ચાલ્યા કરવાનું છે; એ રાજ્યનીતિ, જે સીવીલીયનોને ઘણી સાનુકુલ છે, તે ન બદલાય તેને માટેજ અને હિંદી સરકાર દુકાળને પોહોચી વળવાને અશક્ત છે તેમ ન જણાય તેને માટેજ આટલો વિલંબ થયો છે એમ ઘણા ધારે છે. પણ તે એક તકરારી બાબત છે. છતા આપણે આશા રાખીશું કે લોર્ડ એલગીનની સરકાર ગમે તેટલા ખરચે અને જોખમે પણ અનાજ શિવાય એક પણ હિંદ વાસીને ભૂખે મરવા દેશે નહિ તો તે પ્રજાનો પ્યાર અને ઇશ્વરની મહેરબાની મેળવશે. વીલાયતમા હવે ફંડ ઘણું ચાલતું થયુ છે ને તેમાં તારીખ ૧૮મી સુધીમા લગભગ દશ લાખ રૂપીયા ભરાયા છે. હિંદી સરકારે પણ ૧૫ લાખ માણસને કામે લગાડયા છે.

---

૪

ગૃહ.

૧

## મારૂં જીવતચરિત.

(અનુસંધાન પૃષ્ઠ ૨૨ થી)

હરસુખરાયના મુખ ઉપર ચિંતાનો પ્રસાર જોઈ કમલા ઉમરામાંજ અટકી ગઇ. એજ સમયે હરસુખરાય કાંઇક મહોટેથી બોલવા લાગ્યો એટલે કમલાએ તે સાંભળવામાં પોતે કાંઇ અવિવેક કરે છે એમ ધાર્યું નહિ, કેમકે પતિના સર્વ પ્રકારના સુખ દુઃખમાં

પોતે ખરી ભાગિઆણ હતી, અને બીજા બૈરાના જેવી હલકા પેટની ન હોવાથી હરસુખરાયના વિશ્વાસને પાત્ર થઇ હતી "કરમચંદ પારેખ શાહુકાર કહેવાઇને આવા ધંધા કરે છે! અને મુરારજી જેવા લાંચીયા શિરસ્તેદારો તે ધંધામા સામીલ થઇ અમલદારોની આંખે પાટા બંધાવે છે! શો સમય આવ્યો છે! સત્ય વાત ચાલતીજ નથી—પણ મારા બાપ દાદાએ અસત્યનો આશ્રય કર્યો નથી, હું કરનાર નથી, તેમ જે રાજ્યના લૂણથી મારા શરીરની રગેરગ બંધાઇ છે તે રાજ્યને મજ બેઠે ઇજા થવા દેનાર નથી. શકર, શકર, કરીને ઓકાવ્યામાજ સર્વ સિધ્ધિ છે. નામને કલંક લાગે, કારભાર છુટો કહેવાય, તો પછી જીવ્યુ શો કામ આવશે " હરસુખરાય ધીમે ધીમે, વળી ઉતાવળથી, વળી ક્રોધથી, વળી આવેશથી, વળી ઉદારતાથી, એમ અનેક અનેક ભાવથી આવા ઉદ્દ્ગાર કાઢતો હતો; કમલા કાઇક શબ્દો સાભળીને, કાઇક કરપાદાદિકની ચેષ્ટા જોઇને, કાઇક મુખમુદ્રાના ઇગિત વિલોકીને, ચિંતાનું કારણ સમજવા મનમાં મુઝાયા કરતી હતી પણ "જીવ્યુ શો કામ આવશે" એ છેલ્લા શબ્દો સાભળતા તો કમલાથી રહી શકાયુ નહિ, ચિંતાનું કારણ સાભળવા કે તેનું અનુમાન કરવા ધીરજ રહી નહિ. એકદમ અદર જઇ પતિની પાસે બેસતે બેસતે બોલી ઉઠી—

"એટલુ બધુ જીવ્યાને પણ શા માટે સસતુ કરવુ પડે છે!"

"કોણ—તુ!—કયાથી?" એમ વિચારપરપરામા ભંગ પડવાથી ચમકી ઉઠેલો હરસુખરાય બોલ્યો "તું ક્યાથી આવી? આ વખતે તારે મારુ શું કામ પડયું છે? હવણા મને ઘરકામમાં લક્ષ આપવાનો અવકાશ નથી."

"હવણા ચિત્ત ક્યાં રોકાયુ છે? મને કહો તો ખરા"

"તને કહુ?–પણ એથી તને એ ચિંતામા નાખવી એ વિના શું ફલ!"

"ચિંતા વહેચવાથી ઓછી કે હલકી થાય"

"આજ સુધી આપણે નવાબ સાહેબનું લૂણ ખાઇએ છીએ તે હલાલ કરવાનો વખત આવ્યો છે."

"ઘણી હર્ષની વાત;—પણ કેવી રીતે તે તો કહો."

"મારા દાદાએ તરવારથી રંગ રાખ્યો કે મારા પિતાએ ટોપીવાળાની કેદમાં પડતાં નવાબ સાહેબને બચાવી આણ્યા તેવું તો હવે કાંઇ કરવાનું નથી તે વખત તો ગયા. હું ઘણુએ ઇચ્છુંછું કે છુપા કૂડ કાવતરા અને નીચ ખુશામદોથી અધિકાર અને સ્થાન સાચવવા કરતા ખુલી સમશેરથી ખુલ્લા મેદાનમાં પોત પોતાનું પતવવાનો વ્યવહાર હજી એ ચાલતો હોય; પણ તે દિવસ તો ગયા!"

"એવડું મ્હોટું શું આવી પડયું છે"—સચિંત નયને પતિના મુખ ઉપર એકદૃષ્ટિથી જોઇ રહેલી, શ્વાસ પણ રોકીને, પતિની છાતી ઉપર જમણો હાથ મૂકી, ભોંય ઉપરથી ડાબા હાથને ટેકે જરાક ઉંચી થયેલી કમલા આગ્રહથી પૂછવા લાગી.

"કહે છે કે નવાબ સાહેબે બહારવટીઆને મદદ કરવા કાગળ લખ્યો હતો તે સાહેબે પકડયો છે"

"એ વાત હોયજ નહિ."

"ન-હોય તથાપિ છે. નવાબસાહેબે નહિ, મેં લખ્યો છે, એમ કહું તો એ શું? પેલા કરમચંદના એ બધાં વાનાં છે, ને લાંચીયા સિરસ્તેદારો આગળ ગમે તેવી ખટપટ કરી શકે છે."

"જ્યારે કોઇએ લખ્યો જ નથી ત્યારે તમે માથે શું કરવા વહોરો છો?"

"એમાં ઘણી મતલબ રહેલી છે. કોઇએ લખ્યોજ નથી એ વાત તો હું સાબીત કરી આપીશ, પણ કદાચિત્ આજના લુચ્ચા લોકો આગળ ન ફાવી શકાય અને સત્ય ઢાંકું જાય તો નવાબ સાહેબને કે તેમના રાજ્યને કાંઈ ન થતાં મારી જાતને જે થનાર હોય તે ભલે થાય."

"સ્વામિનાથ! આપની આવી ઉદારતાની કદર કોણ કરનાર છે?

"કોઇ નહિ તો મારો ભોળો શંકર તો કરશેજ."

"આ વખતે મારો રામનાથ આપને મદદ કરે એવડો હોત તો મને કાંઇ લાગત નહિ, પણ તમે એકલે હાથે કેટલું કરી શકશો?"

"જેને સત્યનો પક્ષ છે તેને કોઇના પક્ષની અપેક્ષા નથી."

"મહાદેવજી તમને વિજય આપે."

"તેં રામનાથનું નામ દીધું ત્યારે મને યાદ આવ્યું. આપણો મોદી કાંઇક આનંદપુર ગયો હશે તે રામનાથને મળવા ગયો હતો. રામનાથનાં બહુ વખાણ કરતો હતો, પણ કહેતો હતો કે ત્યાં ચાકર રસોઇઆને વશ રહેવાથી ભાઇ બહુ લેવાઇ ગયા છે."

"હું પણ આપને એજ વિનતિ કરવા આવી હતી કે શિવલક્ષ્મીને ત્યાં મોકલી હોય તો ભાઇ બહેન એક એકના ભેગાં રહેવાથી રામનાથની સંભાળ સારી રહેશે. શિવલક્ષ્મી ભણેલી છે, ને ભણવાની હાંસ રાખે છે તેથી એને રામનાથ પણ મદદ કરી શકશે."

"એ વિચાર સારો છે, પણ શિવલક્ષ્મી હજી હસેતી છે, વળી બીચારીને ભાગ્યે છવતા લગી દુઃખ લખેલું છે, માટે તું તારે વિચાર કરીને જે કરે તે કરજે."

"શિવલક્ષ્મી જેવી ડાહી અને સમજુ દીકરીને મારી છાતી આગળથી કાઢતાં મારા પ્રાણ ગયા વાંકે રહે છે, પણ મારા રામનાથને માટે મોકલું છું. એ દીકરી તો બીચારી માણસનું ખોળીયું ભોગવે છે એટલુંજ છે, બાકી કોઇ જગદંબા કે સરસ્વતીનોજ અવતાર હોય તેવી છે. સંસારની તો એને વાસનાએ નથી"

"ત્યારે બહુ સારું; રામનાથ રવિવારે આવે ત્યારે એની સાથે શિવલક્ષ્મીને મોકલજે."

રાજ્યની, ઘરની, નાતની, વાતો કરવામાં પતિ પત્નીનો દૃઢ પ્રેમ પ્રસરતો ચાલ્યો; બન્ને એક બીજાની વાતચીતથી ઘણીક ગુંચવણોના નીવેડા કરતાં, કઠિન વાતોને આડી અવળી ઉથામીને ઉંચી મુકતા, સહજ વાતોમાં વિનોદ કરતાં, છેક બપોર સુધી બેશી રહ્યાં. હરસુખરાય વાતોના રસમાં દરબારમાં જવાની તૈયારી કરવાનું પણ વીસરી ગયો, અને જ્યારે શિવલક્ષ્મીએ આવીને જમવાનો સમય થયાની વરદી આપી ત્યારે હરસુખરાયને, હજી સ્નાન કરી, સંધ્યાતર્પણ આદિ પરવારી, શિવાર્ચન કરી, મધ્યાન્હ સંધ્યા સમેટી, ને જમવાનું હતું એ વાત યાદ આવી. (આગળ ચાલુ)

(આગળ ચાલુ)

Yours Jashanker Manishanker Bhatt of Jagram Pura 'Bhakula St - Surat.

# સુદર્શન.

(તંત્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી.)

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર.)

"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૨. અંક ૫] (માસિક) [ફેબ્રુઆરી. ૧૮૯૭



૧

## સાહિત્ય

૧

### સમુદ્ર કાંઠે સૂર્યાસ્ત.

(મંદાક્રાન્તા)

ક્યાં સુધી તું મથન કરશે, આધિ ઉપાધિઓને.
થોડી પાડી હૃદય અહિંઆ અલ્પ વિશ્રાંતિ લેને.
દુઃખે પીડ્યું જગત તદપિ હર્ષ કેરે પ્રતાપે.
સૃષ્ટિના આ સુભગ વિમળા સત્વ આનંદ આપે.
ગાયોને આ શિતલ જલથી સીંચતો મંદ વાયુ.
ઇચ્છે એવું શ્રમ તજિ પછી કર્મમાં સજ્જ થાવું;
ને જોંપે ગંભિર સ્વરથી, ધૂનવે અબ્ધિ જોરે.
કર્ણોને એ પ્રિય વદી વદી, શૌર્ય ઉત્સાહ પ્રેરે.
ભેટે સંને દિનકર વળી હસ્ત પ્રીતે પસારી.
આવું પાછો ઝટ અહિં વદી એમ વિશ્વાસ આપી.
બેગી ખોજે ઉદધિ ગુરુના નાયતો એમ જોથી.
જાણે હર્ષે ધરે જગના ઉર્વિતાર્થે જવાથી.
શું એ જોઇ ઉદધિ ઉછળે પૂર્ણ વાત્સલ્યભાવે.
કે એ ગાણે વિભવ મથળે રશ્મિના સરા માંહે;

ઓ દયાળુ અર્હો ! તુજ બલ ઘણું; તુજ મોટી નિયતા ઓ !
સૃષ્ટિ તારી અતુલ સઘળી પાર આવે ન કહતા.

---

૨

## એક સુંદર બાલક.

( મળેલું )

રોળાઇ ગયો રત્ન અમૂલ્ય એક, ચૂંટાઇ ગયો ફૂલ પ્રફુલ્લી એક,
નમાઇ ગયો નૂર અનૂન આજે, શાણું જતા બાળ સુબોધ વાળું ૧
ઉદ્યાન વાટે બહુ ફૂલી ઉગ્યા, ઉદ્યાન મધ્યે ફુલ જ્યોતિ સારી;
ઉદ્યાન અગ્રે ફુલ એક એવું, દ્વિતીય જેવું નહિં કોઇ ભાગે ૨
અંતર્ તણી પ્રીતિ અગમ્ય જે તે, સ્વભાવથી ગૈ ફુલ એજ પ્રત્યે,
સામાન્ય એમા ગુણ ભૂરિ ભાસે, સધાઇ તેથી દઢ ગાઢ તેમા. ૩
માને પ્રકાશ્યો ગુણ એમ તીમ, આધેયમા છે વિપરીત જેનો,
ક્ષણિકતા છે પ્રતિયોગિભાવે, અનંતતાની, નિયમો પ્રમાણે ૪
પ્રફુલ્લી ફૂલે જઇ તે પ્રકાશી વિકાશ પામ્યું ફુલ તત્ક્ષણેથી;
દીવી પડી ગાઢ સુપ્રીતિ સાથે, અનંત પ્રીતિ ઝટ બ્હાર આવી. ૫
થયા બધા અન્ય ગુણો નકામા, વિશેષ સામાન્યથકી ન હાર્યો
એકે અસંખ્યોપરિ રાજ્ય ધાર્યું, ક્ષણીકતાથી ફુલડું નિકાસ્યું ૬
શાળીથકી શ્યામલ રક્ત વર્ણું, મૃત્યુ પછી શ્યામ ગુલાબી રંગ,
બને મળીને ફુલડું સૂકાવ્યું, બને મળીને પ્રીતિપાન ટાળ્યું ૭
ઉઘાડ પામે ઋતુમા વસંત, ફુલેન ચાયે ઋતુમાં જ ગ્રીષ્મ,
આપે બધી સુંદરતાજ વર્ષા, સૂકાય પુષ્પો, શિતળાપણામા ૮
ઉદ્યાનનું પુષ્પ નથી હવે તે, પાયે ઉપાડ્યું નિજ લાભ કાજે,
અભાવ ઉદ્યાન વિષે પ્રવર્ત્યો, ભાવી વિષે ભાવ રહ્યો ન તેને. ૯

---

૩

## પ્રેમીને પ્રિયાનું સ્વાગત.

[ ઈંગ્રેજી ઉપરથી. ]

( મળેલું )

શિખરિણી.

પધારે તું પ્યારા ! રમ-ભવનમા હર્ષ ધરીને,
નિમા સાથે ગાળી રમિરી રમતો આજ રમિએ,
મિષ્ટ હાસ્યે મ્હોયે, મનહર ગુણીએ વચન હો !
નથી ચિન્તા અત્રે, નથી વળી અહીં શોકવસનો

### વસંતતિલકા.

આનંદ, પ્રેમ મહીં રાજ્ય કરે છ અરે,
અત્યંત સુખકર સુંદર આ પ્રદેશે;
ના ધાર દુ:ખદ તથા જીવમી ક્ષિતીશ,
માટે પધાર અયિ પાન્થ! અહીં રતીશ!

### શિખરિણી.

પધારે તે અર્પું કુસુમ-કુમળો હાર તુજને;
કરાવું બીના હું અધર તુજના ચુંબન દઈ;
અરે પ્યારા તુને મધુર સુર-સંગીત ગમશે;
રૂડી બાલીકાને તન સમીપ નૃત્યાદર થશે.

### ઉપજાતિ.

આનંદમાં લીન, વિલાસમાં થા,
પ્યારીતણા પ્રેમ-વિનોદમાં થા;
હે પ્રાણ! ફૂળા કુસુમે સુધ લે,
શાન્તિ પશે આંલિજ વિરમી લે.



## ૨
## સંગીત.

(અનુસંધાન પત્ર ૮૧ થી)

મુખ્ય રાગ ૭ છે, ને તે પ્રત્યેકની રાગણીઓ બીજી પાંચ પાંચ છે. એમ છત્રીશ મુખ્ય રાગ છે.

| રાગ. | રાગણી. | રાગ | રાગણી. |
|---|---|---|---|
| શ્રી. | ગોડી. | મેઘ. | મલારી. |
| | માલવી | | સોરઠ. |
| | ત્રીવેણી | | સારંગ. |
| | પૂર્વી. | | બડહંસ. |
| | ટંકિકા | | મધુમાધ. |

| | | | |
|---|---|---|---|
| ભૈરવ. | ભૈરવી | દીપક | ધન્યાશ્રી |
| | ગુર્જરી | | નાટ |
| | રામકલી | | જેતશ્રી |
| | ટોડી | | પલાશી |
| | વેરાડી | | કામોદી |
| હિંદોલ. | વસંત | માલકોસ | વાઘેશ્વરી |
| | પંચમ | | કકુભા. |
| | લલિત | | ગોહરી |
| | બિલાવલ | | ખંભાવતી |
| | દેશાખી | | ગુનકરી |

આ ઉપરાંત બીજા પણ રાગો ઉત્પન્ન થાય છે પ્રત્યેક રાગણીને પાંચ પાંચ પુત્ર છે, ને તે પાંચમાંના ચારને એક એક સ્ત્રી છે તથા એક કુમારો રહે છે એમ છ રાગ, ત્રીસ રાગણી, એકસો પચાસ પુત્ર, એકસો વીસ ભાર્યા, એમ કુલ રાગ ૩૦૬ થાય છે.

આ પ્રમાણે એકદર સાધારણ પ્રકારે જાણવા સમજવા ને સાંભળી રસ ચાખવા કામ લાગે તેવી રાગદારીની સમજ છે, પરંતુ આટલી સમજ પડયા પછી પણ ઉસ્તાદના હાથ નીચે રહી સમજ્યાં વિના તે ઝાઝા કામની નથી ગાવામાં શુદ્ધ મુદ્રા અને શુદ્ધ વાણી એ વાત મુખ્ય કરીને લક્ષમાં રાખવાની છે 'વાણી એટલે સ્વરો' અને રાગની જમાવટની જે સમજ આપવામાં આવી છે અને સંગીતના ગ્રંથોમાં મળી આવે છે તે પ્રમાણે બરાબર વાણીથી કામ કરી બતાવવું જોઇએ. આટલુંજ નથી પણ મુખની મુદ્રા બગડી જવી જોઇએ નહિ, એટલે કે આવાજને નાભિમાં પકડી રાખી કંઠ વગેરે સ્થાનથી એવી રીતે શબ્દો અને સ્વરો કરી બતાવવા કે મુખની મુદ્રા બગડી જાય નહિ. ગાનારના અનેક પ્રકાર રસકૌમુદીમાં બતાવ્યા છે, પણ ભાવસહિત, તન્મયતા સાથે, સ્વર અને રાગરૂપ થઇને, શુદ્ધ મુદ્રા, તથા શુદ્ધ વાણીથી ગાવું એજ સર્વ વાતનું તત્ત્વ છે*. કીયા રસને કીયો રાગ અનુકૂલ છે તે ન જાણવું, ચતુરાઇ ન હોવી, ગ્રામ્ય રીતે ઉચ્ચાર કરવા, અપશબ્દ એટલે દોષવાળી વાણી બોલવી, પ્રબંધનું જ્ઞાન ન હોવું એટલા ગાયકના દોષ છે ગાયકે ગુણદોષ વિચારી બરાબર ગાવું. ગુણદોષનો વિસ્તાર અનેક

* त्रिस्थानालापदक्षो गमकलयकलकाकुनिज्ञोऽतिधीरो

ગ્રંથોમાં અનેક રીતે કરેલો છે, પણ "શુદ્ધમુદ્રા, શુદ્ધવાણી" એટલામાં બધાનો સમાસ છે. જે એમ કહેવામાં આવે છે કે ગાયકની કૃતિથી સાંભળનારા ખુશી ન થાય તેમાં સાંભળનારનોજ દોષ છે તે વાત બરાબર નથી, કેમકે નાદ છે એ સર્વ કોઇને ખુશી કરવાવાળો છે, પશુ પક્ષી આદિ પણ તેનાથી ખુશી થઈ જણાય છે, તો બુદ્ધિવાળા માણસ સાંભળીને ખુશી ન થાય એ બને નહિ પણ ગાયકનામાં પૂરી ઉસ્તાદી ન હોય એથીજ એમ થાય છે. સર્વથા ઉસ્તાદ પાસેથી દરેક વાત સમજી, ચીજના સ્વરૂપને બરાબર જાણીને ગાવું જોઇએ, નહિ તો કાંઇક પણ ખામી આવી જાય છે. દરેક માણસનું ગળું જુદે જુદું હોય છે, શાસ્ત્રનો કાયદો એકજ છે, પણ તે કાયદો કીયા ગળામાથી કેવી રીતે નીકળશે, કીયા ગળાને કેવી તાન ઠીક લાગશે, એ વગેરે વિચાર કરીને બરાબર યુક્તિ વિચારીને શીખવવું એ ઉસ્તાદનું કામ છે. તેના વિના બને તેમ નથી. એથીજ સાધારણ ઉક્તિ છે કે:—

ઉત્તમ ગાના, મધ્યમ બજાના, કનિષ્ઠ નાચના, ખિકટ બતાના.

(આગળ ચાલુ)

---

૩

## ગ્રંથાવલોકન.

આર્યોપદેશ:*—દોહરા, ચોપાઇ, છંદ, સવૈયા, વગેરે બધારણથી સ્ફુટ કાવ્યો રચી, આર્યધર્મની અધમ સ્થિતિ, માબાપોની સત્તા પ્રેમ, પ્રીતિ કયાં છે, જોડું, પ્રેમ ક્યાં જાણે છે, કુદરતનો કાયદો તુટતા રૂઢિ ખરાબી, આર્યસંતતિની નિર્માલ્યતા, અણબનાવનો અંકુર, નરમ ઠપકો, ભરત ભૂમીને આશ્વાસન, બાળલગ્ન, બાપનો ધર્મ, ઇત્યાદિ વિષયો પર કાવ્યો રચેલા છે. કાવ્ય કરવાની સરલતા સારી છે, મુખ પૃષ્ઠ ઉપરના સોરઠાને ભુલથી 'દોહરા' એમ લખ્યા હશે એવું લાગે છે. કાવ્ય કરનાર કવિ પોતાના વિચારોને કાવ્ય દૃષ્ટિથી વિલોકે તેના ઉપર અમુક વાદસિદ્ધાન્તની પદ્ધતિએ વિલોકન કરવાનો બહુ અવકાશ ન હોય એટલે અધિક લખવું અપ્રાસંગિક છે.

---

भव्योक्तो रोपरिक्तः सकलजनमनोरंजकः सावधानः ।

शुद्धच्छायालगज्ञः श्रमरहिततनुः कोकिलमञ्जुकंठ

स्तालाभिज्ञो ग्रहज्ञः सपदि निगदितो गायकानां वरेण्यः॥

* रसानुरूपरागाणामज्ञत्वमविदग्धता । ग्राम्योक्तिरपशब्दश्च प्रबन्धज्ञानहीनता ॥

* બનાવનાર રા. રા. ઓઝા લલુભાઇ કાળીદાસ મહુવા, (કાઠીઆવાડ). કીંમત ૦-૪-૦

ઋતુવર્ણન*:—આ લઘુ ગ્રંથના બે કર્તામાંના એક ગ્રેજ્યુએટ થારો અભ્યાસ કરી સારી નોકરી મેળવી તરુણવયેજ સ્વર્ગવાસ કરી ગયા તે બાટે અમો ખરેખર દિલગીર છીએ; અને અમારા એ સહાધ્યાયીના શોકજનક પરિણામ માટે આ પ્રસંગે શોક દર્શાવવાની તક લઇએ છીએ. શૃંગારરસને ભૂમિકા કરી છ એ ઋતુનું વર્ણન જુદા જુદા છંદોમાં આ ગ્રંથમાં સમાવેલું છે. ચાર ઋતુ રા. શિવશંકરે અને બીજી બે રા. વિદ્યારામે રચેલી છે. એકંદરે બધી કવિતા સારી કાવ્યપ્રતિભાના અંકુર દર્શાવે છે ને તેમાં રા. શિવશંકરની કવિતા આગળ જતાં બહુ સારી થાત એવી પ્રત્યક્ષ સાક્ષી આપી શકે છે.

સંતોષશતક[1]:—ખારંભે રા. ઇશ્વરલાલ નાગના એક સંતોષી આગ્રહી અને સ્વતંત્રથી મિત્રનું વૃત્તાન્ત આપી રા. કહાનજીએ સંતોષશતક નામના હિંદુસ્તાની ભાષાના ગ્રંથને પ્રસિદ્ધ કર્યો છે. સો દુહા ઉપર તેમણે ગૂજરાતીમાં સારી ટીકા પણ આપી છે. સંતોષનું સેવન કરવાની અભિરુચિ રાખનાર સજ્જનોને આ લઘુ લેખ સર્વદા પાઠ કરવા જેવો છે.

બાલા સદુપદેશ બત્રીશી[2]:—નાની બાળકીઓના ઉપયોગમાં આવે તેવા હેતુથી રચેલી જુદા જુદા રાગની બત્રીશ ગરબીઓનો સંગ્રહ છે. જુદા જુદા વિષયો લેઇ, ઉપદેશ આપવાનો પ્રયત્ન કર્યો છે.

ધર્મરહસ્યચંદ્રિકા[3]:—નર્મદા કીનારે સીનોર ગામમાં કેટલાક જિજ્ઞાસુઓએ બ્રહ્મજ્ઞાન મંડળ એ નામે સમાજ સ્થાપ્યો છે. તેમનામાંના એકે આ ચાળીસ પાનાનો લઘુ ગ્રંથ તૈયાર કર્યો છે. ગ્રંથના નામ પ્રમાણે એમાં કોઇ વિવાદ કે ચર્ચાનો સમાવેશ કરવામાં આવ્યો નથી, માત્ર જુદા જુદા ગ્રંથોમાંથી કેટલાંક બોધક વચનોનો સંગ્રહ કરી લેવામાં આવ્યો છે, જે ધર્માભિરુચિ રાખનાર સુજ્ઞનોને પાઠ કરવા યોગ્ય છે.

સંગીત સુબોધિની[4]:—આ લઘુ ગ્રંથમાં જુદી જુદી રાગદારીનાં ઘણાંક પદો વગેરેનો સંગ્રહ છે. જ્ઞાન, વૈરાગ્ય, નીતિ, બોધ ઇત્યાદિ વિષે સારો ઉપદેશ છે, તેમ રા. અરજણ હરિને કવિતા રચવાનો પણ સારો અભ્યાસ જણાય છે. ભજનો, પદો, વગેરે ગાવાનો શોખ ધરાવનાર સુજ્ઞનોને પુસ્તક જોવા યોગ્ય છે.

કાલિદાસની નાટક કથા[5]:—એના ત્રણ અંકો અભિજ્ઞાન શાકુન્તલ—માલવિકાગ્નિમિત્ર—અને વિક્રમોર્વશીય, તેના કર્તા તરફથી અમને મળ્યા છે. રચ-

---

* કર્તા રા. રા. શિવશંકર તુળજાશંકર દવે બી. એ. અને રા. રા. વિદ્યારામ રાવળ. લુણાવાડા. મૂલ્ય ૦-૩-૦

[1] ટીકા સાથે છપાવનાર રા. રા. કહાનજી ધર્મસિંહ. મુંબઇ મૂલ્ય ૦-૪-૦

[2] બનાવનાર રા. રા. ઓઝા લલુભાઇ કાળીદાસ મહુવા કીમત. ૦-૪-૦

[3] રચનાર રા. રા. સુનીલાલ રણછોડભાઈ, સીનોર, વિના મૂલ્યે આપવામાં આવે છે.

[4] રચનાર રા. રા. અરજણ હરિ ગેડી મહેતાજી અમદાવાદ યુનિયન પ્રેસ.

[5] રચનાર. રા. જગજીવન ભવાનીશંકર કાપડીઆ દરેક ભાગની કીંમત રૂ. ૦-૩-૦

નાર પોતાની પ્રસ્તાવનામાં કહે છે તેમ અંગ્રેજી નાટકગુરુ શેકસ્પીયરનાં નાટકો ઉપરથી ચાર્લ્સ લેમ્બ નામના ગ્રંથકારે જે ધોરણ પર વાર્તાઓ રચી છે તેજ ધોરણ ઉપર સંસ્કૃત કવિ કાલિદાસના આ ત્રણે નાટકોની વાર્તા બનાવવામાં આવી છે. કાલિદાસના અસલ સંસ્કૃત નાટકો અથવા તેનાં ગૂજરાતીમાં ભાષાન્તરો જેમણે વિચાર પૂર્વક વાચ્યાં છે અને જેઓ તે સારી રીતે સમજી શકે છે તેમને તો આ પ્રયત્ન શુષ્ક લાગશે. પરંતુ શરૂઆત કરનારાઓ અને ઉંચા વિચારો સમજવાને જેને પરિચય પડયો નથી તેવા વિદ્યાર્થીઓ અને સાધારણ કેળવણીના મનુષ્યોને વાસ્તે આ કથાઓ ઉપયોગી છે. એક વખત અમારા એક સહાધ્યાયીને, શાકુન્તલનું રા. ઝવેરીલાલનું ભાષાન્તર વાચ્યા પછી એમ બોલતાં સાંભળ્યો છે કે " તમો કહો છો કે સર્વે નાટકોમા શાકુન્તલ શ્રેષ્ઠ છે પણ મને તો તેમાં કાંઇ રસ પડયો નહિ. " કવિતાનો ભાગ કેવો ઉત્તમ છે અને તેમાં તો રસસમુદ્ર છે એમ પૂછતાં જવાબ મળ્યો કે " કવિતામાં મને કાંઇ સમજ પડતી નથી. કવિતા સિવાયનું બધું ભાષાન્તર હું વાચી ગયો પણ મને સાધારણ વાર્તા જેટલો પણ આનંદ થયો નહિ. " આવા વાચકોને માટે મી. જગજીવનનો શ્રમ ખરેખર ઉપયોગી છે. વાર્તામાં કોઇ કોઇ સ્થરે મહાકવિ કાલિદાસની કવિતા આપી આપી છે અને કોઇ કોઇ સ્થલે તેનો ગદ્યમાં સાર આપી પતવ્યું છે સઘળી નહિ તો સારામાં સારી એટલીએક કવિતાઓ આપી નીચે અર્થ કરી સમજાવ્યા હોત તો વિશેષ લાભ થાત કવિતાના આત્મા રસનું કાંઇક ભાન વાચકને થાત અને વધારે વાચવાને તે લલચાત. લેમ્બ્સ ટેલ્સ માં જેમ ભાષાની ખુબી ટુંકાં અને સરલ વાક્યો અને નવીજ વાર્તા કાઇ પણ ભાગ કાઢી નાખ્યા સિવાયની વાચતા હોઇએ તેવો જે આનંદ થાય છે તેટલો બધો આ કથાકાર લાવી શક્યા નથી. " પોતાની પ્રિય વસ્તુની સોપણ કણ્વ મુનિને તથા પોતાની સખીઓ ને કરતી શકુન્તલા આગળ ચાલે છે, અને તેની સખીઓ આસુ ઢાળતી જાય છે, અને કણ્વ મુનિ તેને ધારણ આપતા જાય છે " ઇત્યાદિ પ્રયોગ કરીને વાર્તા લખી છે તે કરતાં અમુક ક્રિયા બની અને તે ઉપરથી આવું પરિણામ નીપજ્યું એમ ભૂતકાલના પ્રયોગથી અમને ભાસે છે કે કથા વધારે દીપત. તો પણ મી. જગજીવનનો શ્રમ અમે ઉપયોગી ધારીએ છીએ અને એમને વિજય ઇચ્છીએ છીએ.

---

## ૪

## દુષ્યન્ત અને શકુન્તલા.

(મળેલું)

( અનુસંધાન પૃષ્ઠ ૮૫ થી )

ઋષિઓ સ્વસ્તિકાર ભણ્યા. અને રાજાએ 'શી આજ્ઞા' કહી આગમનપ્રયોજન પૂછ્યું. ઋષિઓએ જણાવ્યું:—

" મહારાજ અહીં છો એમ આશ્રમવાસીજનો જાણે છે તેથી પ્રાર્થના કરે છે કે:—"

" શું આજ્ઞા કરે છે" રાજાએ વિવેક વાપર્યો

"પૂજ્યપાદ મહર્ષિ કણ્વ હાજર ન હોવાથી રાક્ષસો યજ્ઞવિધિમાં અમને વિઘ્ન આપે છે, માટે મહારાજે કેટલીક રાત્રી સારથીસહવર્તમાન—આશ્રમને, સનાથ કરવો"

ઋષિઓએ આગમનકારણ કહી બતાવ્યું.

આરણ્યકોને માનદૃષ્ટિથી જોનાર રાજાના અન્તઃકરણે હવે આગમનની સાર્થકતા જોઇ. એ બોલી ઉઠ્યો.

"મ્હારાપર અનુગ્રહ થયો"

માઢવ્ય રાજાથી સંભળાય એમજ બોલ્યો.

"આ હવે આપને અનુકૂલજ અભ્યર્થના થઇ"

રાજાની આન્તર નિર્મલતાને આટલા અનુભવે પણ ન સમજનાર—કાંઇક મર્મને આગળ પાડતો આવું બોલ્યો તેને રાજાએ સ્મિતથી વધાવ્યું, જે અનુપમ સૌંદર્યનું દર્શનજ ઇચ્છી માઢવ્યને ઉપાયદર્શક પ્રશ્ન પૂછ્યો હતો તે સૌંદર્યનું દર્શન ધર્મ સાધતાં થશે—એવા વિચારને આનંદે હવે રાજાનું મગજ મ્હડ્યું, અને એજ આનંદની લ્હેરમાં એ ધર્મનેજ નમન કરતા કરતા તે બોલી ઉઠ્યો:—

"રૈવતક! મ્હારા તરફથી સારથિને કહે કે બાણાસન સહવર્તમાન રથને લાવે"

"જેવી મહારાજની આજ્ઞા" કહેતો દ્વારપાળ રવાના થયો.

પૂર્વજોને પાદ ચાલે, આ ચરિત ધરે તને
દુઃખીનાં ભય ટાળે તે વરે દીક્ષિત પૌરવે.

વાચનાર! આ રાજા તો કહે છે:—

"આપ આગળથી પધારો હું આપને પગલે પગલેજ આવ્યો સમજો." અને તેઓ પણ રાજાનો વિજય ચાહી જાય છે; પણ આપણે એને પળવાર છૂટા નહીં કરીએ.

આજના પ્રસંગમાં આ રાજાનીસાથે આપણને અન્ય ત્રણ જણના સંગમનો લાભ મળ્યો છે. સેનાપતિ, માઢવ્ય, અને ઋષિજનો ત્રણેને આપણે રાજાની અથવા રાજપદની મહત્તા ગાતાં સાંભળ્યા છે પણ વિચાર, ત્રણેમા કેટલો ફેર છે. પેલા સેનાપતિએ રાજવીર્ય અને રાજવ્યસનનો મહિમા ગાતાં રાજાના પશુઘાતક ખેલને રાજવિનોદ કાઢ્યો; આ માઢવ્યે રાજસત્તાનું માહાત્મ્ય ઉકેલતાં રાજાને ઋષિઓ કનેથી ધાન્યનો છઠ્ઠો ભાગ માગવા સૂચના કીધી; અને આ ગયા તે ઋષિજનોએ રાજપ્રભાવની પ્રશંસામાં રાજાને આશ્રમના અભયસત્રની દીક્ષા સોંપી. મગજે મગજે કેવો સંસ્કાર ફરક છે. અને ધર્મનો સંસ્કાર કેવો પવિત્ર છે કે ગમે તે રસ્તે પણ તે ધર્મનેજ પાઈ દે છે. રાજાના હૃદયમાં પણ આ ધર્મયોગથી ઉઘાડ થયો. ઓલા પેલા શકુન્તલાદર્શનનો અવઘડવાળા અધાર્મિક રસ્તાઓ દૃષ્ટિથી દૂર થયા. મુખપર પ્રસન્નતાએ ખીલવા માંડ્યું, અને નેત્રને શકુન્તલાદર્શન સમીપજ હોય તેમ લાગ્યું; તે બોલી ઉઠ્યો:—

"માઢવ્ય શકુન્તલાદર્શનને વાસ્તે કુતૂહલ છે?"

પ્રશ્ન કરતાં રાજાનું મુખ મરક્યું? કેમ જાણે એ મરકવાની અંદર જે ભાવ રહ્યો હતો તે પોતે સમજી ગયો હોય તેમ માઢવ્યે જવાબ વાળ્યો? "પ્રથમ તો કુતૂહલ રેળાઇ જતું હતું, પરન્તુ હવે તો રાક્ષસનો વૃત્તાન્ત—સાંભળ્યા પછી બિન્દુ પણ અવશિષ્ટ મથી."

'ડરવું નહિ હું તને મ્હારા સમીપજ રાખીશ'.

કેમ જાણે પોતે યજ્ઞભૂમિપર રાજાની સમીપેજ હોય, અને બાણવૃષ્ટિનો સાક્ષાત્કાર થતો હોય, તેમ રાજાના અભયદાનના જવાબમાં શાકુન્ત્ય બોલી ઉઠયોઃ—

'આ અહીંઆંજ રાક્ષસોથી રક્ષિત છું'

મઠવ્યો કહે જોઇએ—ત્હારો રક્ષણ કર્તા રાજા દુષ્યન્ત જેવો છે છતાં તને જણાય છે કે તને રક્ષવા જેટલો અવકાશ રાજાને આશ્રમની યજ્ઞવિધિને પળે મળવાનો નથી, અને ત્હારૂં રક્ષણ અત્રેજ થઇ શકશે, ત્યારે કહે તું પોતેજ"

'આ હવે આપને અનુકૂલ અભ્યર્થના થઇ" એવા ત્હારા વાક્યમાં કેટલી સત્યતા જોઈ શકે છે? રાજાના ધાર્મિક હૃદયપર તેં જે છૂપો આરોપ કીધો છે તેનું ખંડન ત્હારા પોતાનાજ શબ્દો કરે છે. એ મહિમા આ કુદરતનો છે. કેવળ ક્ષણનેજ વાસ્તે ઉઠાવેલી કલ્પનાથી નબળું હૃદય જે આરોપ ઘડી કહાડે છે, તેના વાદનું કુદરત બીજીજ પળે પોતાણ અનુભવમાં ઉતારે છે. બસ તને અમે એટલુંજ કહીશું; હવે અમે છિખૂટા પડીશું; કારણ કે આ દૌવારિક પ્રવેશ કરે છે.'

"રથ સજ્જ છે, ફક્ત મહારાજ વિજયપ્રસ્થાન કરો તેનીજ રાહ છે; પણ નગરથી કરભક માતુશ્રીની કંઇ આજ્ઞા લઇને આવ્યો છે?"

"શું માતુશ્રીએ મોકલેલો" રાજાએ આદરપ્રશ્ન કીધો.

"તો બીજું શું" એવો જવાબ મળતાં માતૃવત્સલ રાજાથી બોલાઇ જવાયું.

"ત્યારે તો પ્રવેશજ કરાવ"

'જેવી આજ્ઞા' કહી દ્વારપાળ ગયો. અને પાછો કરભક સહિત આવ્યો.

'આ મહારાજ રહ્યા, પાસે જા.

(આગળ ચાલુ)

---

૨

ધર્મ.

૧

## દેવલોક.

(મળેલું)

દેવરતાન આ શબ્દ બૌદ્ધધર્મપુસ્તકમાં પરિચિત છે અને તે દેવલોક, સ્વર્ગલોક ઇત્યાદિ ભૂમિકાનો સૂચક છે. આધુનિક થિઓસોફીકલ યાને અધ્યાત્મવાદનાં પુસ્તકોમાં એ શબ્દ ઘણા સાધારણ વપરાશમાં આવી ગયો છે એટલે તેવાં પુસ્તકો વાચનારને એ વિષે કાંઇ સમજ આપવાની આવશ્યકતા રહેતી નથી. આ લોક કેવા પ્રકારના છે તેને વિષે મી. લીડબીટર લખે છે કે આ વિષય પરત્વે છૂટું છવાયું ભિન્ન ભિન્ન પુસ્તકોમાં તો ઘણે સ્થલે લખાયેલું છે પરંતુ તે સંબંધી કોઇ પુસ્તક અથવા એક સ્થળ એવું નથી કે જેનું અવલોકન કરવાથી તેને વિષે જાણવા યોગ્ય સર્વ હકીકત મળી આવે. દેવરતાન અથવા સુખાવતી

એ આકાશિક અથવા સૂક્ષ્મ ભૂમિકાના કરતાં એક અંશે ચઢીયાતી ભૂમિકા છે. મી. સીનેટના "ઇસોટેરિક બુદ્ધિઝમ" નામના પુસ્તકમાં આ ભૂમિકા સંબંધી આ બોધદાયક પ્રકરણ છે. તેમાં જે કાંઇ વાત લખવામાં આવી છે તેનાથી વિરુદ્ધ વાત આજ પિ પર્યંત કોઇ નીકળી આવી નથી. પણ ત્યાર પછી જે તેર વર્ષ વ્યતીત થયા તેટલા કાળમાં ઘણા પ્રકારની શોધો કરવામાં આવી છે જેથી કરી એ પુસ્તકમાં જે સ્પષ્ટ વિવેચન કરવામાં આવ્યું છે તેને લગતી ઘણી વિશેષ વિગત જાણવામાં આવે છે. મી. સીનેટને હકીકત પૂરી પાડનાર જે મહાત્મા છે તેમને ઝીણું ઝીણી વાત પૂછવાનું તેનાથી બને કિ એ સહજ સમજાય એવું છે. તેમ છતાં એવી વાત મનુષ્ય જાતને જાણવામા તેનું ઘણું હિત સમાયેલું છે કેમકે એકંદર જીંદગીનો વિશેષ ભાગ એ ભૂમિકા ઉપર ગાળવામા આવે છે. એ લોક પુનરાવર્તન કરનાર જીવોનું ખરૂં અને નિત્યનું ધામ છે. આ સંસારમા વખતો વખત જન્મ લેઇ તે અવતરે છે તે તો માત્ર તેના એકંદર વર્તનક્રમની અવાંતર સ્થિતિ છે. ઉક્ત વિષયનો હેતુ દેવસ્તાન સંબંધી જે જે હકીકત જાણવામાં આવી છે તેનું સંક્ષિપ્ત વર્ણન આપવાનો છે. આ શોધોમાં જે સામેલ હતા તેઓનું એમ કહેવું છે કે તે શોધ કરવામાં જેટલી ચોકસી રાખી શકાય તેટલી રાખવા પ્રયત્ન કરવામાં આવેલ છે. પરંતુ તે કોઇ મહાત્માનાં વચન પેઠે આધારભૂત છે એમ સમજવાનું નથી. પ્રત્યેક વાત જે આસ્થલે લખવામા આવી છે તે આગળ જણાયેલી હોય વા હાલમાં નવીન શોધેલી હોય તો પણ તેની શંકા દૂર કરવા માટે ઓછામાં ઓછા બે કેળવાયેલા મનુષ્યદ્વારા ખાત્રી કરી દાખલ કરવામા આવી છે. વળી જુના અભ્યાસકોને તે જણાવી તેઓએ પણ તે માન્ય રાખી ત્યારે તે ઉપર વિશ્વાસ રાખવામાં આવ્યો છે. આંહી જે વર્ણન આપવામાં આવશે તે સર્વાંશે સંપૂર્ણ નથી એમ તો અમે પણ કહીએ છીએ; પણ તે ભરોસાપાત્ર છે.

સૃષ્ટિમાં ભિન્ન ભિન્ન ઉચ્ચ નીચ ભૂમિકાઓ છે, તેઓમાંની ઉચ્ચ ભૂમિકા નીચેની ભૂમિકાઓમાં ઓત પ્રોત થયેલી છે, તેઓની ભૂતપ્રકૃતિ, જેમ જેમ ઉતરતી ભૂમિકા આવતી જાય છે તેમ તેમ સંઘટ્ટ થતી જાય છે–આ સર્વ વાત એટલી બધી ચર્ચાયેલી છે કે તે ગુપ્તવિદ્યાના અભ્યાસકોના જ્ઞાનમાં તો અવશ્ય કરી હોવીજ જોઇએ એટલે તે વિષે વિશેષ વિવેચન કરવાની આંહી જરૂર નથી. દેવસ્તાનની ભૂમિકા, જે મુખ્ય પાંચ ભૂમિકા મનુષ્ય જાતિ સાથે સંબંધ ધરાવે છે તેના ક્રમમાં ત્રીજી આવે છે. તેની નીચે સ્થૂલ અને સૂક્ષ્મ અથવા આકાશિક છે અને તેની ઉપર સામાધિક અથવા સૌષુપ્તિક અને નૈર્વાણિક છે. જે માણસનો જીવાત્મા હજી ખીલવા માંડયો પણ નથી તે વિનાના સઘળા જીવોને સંપૂર્ણ પરિપક્વ અવસ્થાએ પહોંચવાનું થાય તે દરમ્યાન ઘણો કાળ આ ભૂમિકામા નિર્ગમન કરવો પડે છે. આ જગતના આયુષ્યને તે ભૂમિકાના આયુષ્ સાથે સરખાવીએ તો એક અને વીશનું પ્રમાણ સામાન્ય રીતે આવે એમ છે. પણ સામાન્ય સારા વર્તનનાં મનુષ્યોમાં તો તે પ્રમાણ એક અને ત્રાળીશનું આવે છે. આવી જે ભૂમિકા છે તેનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આપણે આ સ્થૂલ દેહમા છીએ ત્યા સુધીમા આપણાથી બને તેટલો પ્રયત્ન કરવો એ ખરેખર મનુષ્યમાત્રને ઉચિત છે. તેના અભ્યાસમાં આપણાથી

બને તેટલો કાયવ્યય કરવો, અને લક્ષ આપવું એ વ્યર્થ શ્રમ ગણાશે નહિ. વાસ્તવિક જોઇએ તો એ સ્થૂલ ભૂમિકાની લગતા વિચારો, લાગણીઓ ઇત્યાદિ સ્પષ્ટ વ-ર્ણવવું કઠિન છે તો આવા ગહન વિષયનું વર્ણન કરવાની મુશ્કેલી સહજ સમજાશે તેવી છે. જેની દૃષ્ટિ સ્થૂલભૂમિકા ઉપરાંત કાંઇ પણ જોવા શક્તિવાન્ નથી તેઓને આ ભૂ-મિકાનો અદ્ભુત સ્થિતિનું યથાર્થ જ્ઞાન થવું અસંભવિત છે. આ ભૂમિકાની ભૂતપ્રકૃતિ, સૂક્ષ્મ અથવા આકાશી પ્રકૃતિ, સ્થૂલ પ્રકૃતિથી જેટલે અંશે ઉચ્ચ છે તેના કરતા વિશેષ ઉચ્ચ છે. વળી તે ભૂમિકા ઉપર જે ભાન થાય છે તે એટલું વિસ્તૃત છે કે તે આપણી કલ્પનામા પણ આવે તેવું નથી. તેની સ્થિતિ પણ એટલી બધી ભિન્ન છે કે તેનું વર્ણન કરવુ બહુ મુશ્કેલ થઇ પડે છે. આવી સ્થિતિમાં વાચનારની પોતાની આંતર પ્રેરણા ભા-ષાની ખામી પૂરી પાડી લેશે એમ વિશ્વાસ રાખી લખવામાં આવે છે. દૃષ્ટાંત માટે એક વાત લઇએ. દેશકાળની પરિચ્છિન્નતા જેવી આ લોકમાં આપણે સમજીએ છીએ તેવી એ લોકમાં નથી. અહીં જે બનાવો ક્રમવાર કેટલાક કાળને અંતરે અને ભિન્ન ભિન્ન સ્થલે બનતા આપણે જાણીએ છીએ તે ત્યા એકજ કાળે અને એકજ સ્થલે દૃષ્ટિએ આવે છે. જીવાત્માની ચિતશક્તિને એવો આભાસ ત્યાં થાય છે, કારણ કે વાસ્તવિક ઐક્યતા તો બહુ ઉચ્ચ ભૂમિકામાં સ્થિત થયેલ છે એમ માનવાને કારણો છે; પરંતુ આ લોકમાં પણ તેવો આભાસ થવાનું કારણ એવું જણાય છે કે ત્યાં જે બનાવો બને છે તે એટલી ત્વરાથી બનતા જાય છે કે તેની વચ્ચેનો અંતર અત્યંત થોડો છે. આપણને સ્થૂલ દૃષ્ટિથી પણ એવું ભાસે છે એમ સાધારણ પ્રયોગથી જણાશે. એક લોઢાનો સળી-ઓ લઇ તેનો એક છેડો આગ જેવો ચળકતો ગરમ કરી તેને એક સેકન્ડના દશમા ભા-ગમાં એક ચક્કર ફરી રહે એટલી ઝડપથી ફેરવવામાં આવશે તો એક આગનું કુંડાળું હોય એમ દેખાશે. ખરેખર જોતાં તે આગનું કુંડાળું નથી એમ આપણે જાણીએ છીએ; પણ તેમ દેખાય છે. તેનું કારણ એટલુંજ છે કે અમુક અમુક સ્થલે તે ચળકાટ દેખાય છે તે સ્થલ અને કાળનો અંતર એટલો બધો છે કે તેની ભિન્ન ભિન્ન સ્થિતિ દેખાઇ શકતી નથી. આવા સ્થૂલ દૃષ્ટાંતો સર્વાંશે દેવલોકમાં બનતા બનાવની સાથે મળતાં આવે છે એમ કહી શકાય નહિ અને તેથી તે લોકની ખરી સ્થિતિ યથાર્થ સમજવામાં વખને આવે પણ નહિ, તો પણ તેનો કાંઇક ભાસ આવવા માટે એવાં દૃષ્ટાંત આપવા વિના બીજો માર્ગ નથી. વખતે જેઓને એ લોકનો અનુભવ હોય નહિ તેના માનવામાં પણ નહિ આવે એવી વાત લખવાની જરૂર પડશે. એવી બાબતને માટે એટલુંજ કહેવું બ-સ છે કે આવા ગૂઢ વિષયની ચર્ચામા જેને જેટલે અંશે માનવું હોય તેટલું માનવું અને વિશેષ ખાત્રી કરવી હોય તો પોતે જાતે એ ભૂમિકાનો અનુભવ પ્રાપ્ત કરે ત્યાં સુધી રાહ જોવી. અત્ર જે કાંઇ લખવામાં આવશે તેની સત્યતા માટે યથાશક્તિ સાવ-ચેતી રાખવામાં આવેલ છે એટલું માત્ર કહેવું બસ થશે. (આગળ ચાલુ)

---

## ૨
## સ્વપ્ન
( મળેલુ )

"થીઓસોફી" યાને અધ્યાત્મવિદ્યાને લગતા ભિન્ન ભિન્ન વિષયોનું અવલોકન કરતા મનુષ્યને ઘણી વાર એવો ભાસ થાય છે કે એ વિષયો તેના નિત્યના અનુભવમા આવતી હકીકત કરતા કાંઇક વિલક્ષણ છે. એટલુ છતા જેમ જેમ એ વિષયોનું યથાર્થ જ્ઞાન વૃદ્ધિ પામતુ જાય છે તેમ તેમ તેના તરફ મનનું આકર્ષણ વળી અધિક વૃદ્ધિ પામતુ જાય છે. તો પણ એક વાત તેના મનમાથી ખસતી નથી કે આ વિષયો પોતે યથાર્થ અનુભવ્યા સમજી શકાય તેટલે અંશે ગ્રહણ કરી શકાનાર નથી. સૂર્ય મંડળની ઉત્પત્તિ, આ જગત, તેના જુદા જુદા ભાગો અને વિભાગો, ભિન્ન ભિન્ન મનુષ્યની ઉત્પત્તિનો કાળ અને સ્થિતિ, ઇત્યાદિ વિષયનું જ્ઞાન બહુ રસિક છે પણ તેની સાથે એમ પણ લાગ્યા વિના રહેતુ નથી કે આપણા વર્તમાન જીવિત સાથે તેનો સીધો સબંધ નથી. પરંતુ સ્વપ્ન માટે કોઇ એમ કહેશે નહિ. મનુષ્યમાત્રને સ્વપ્ન થાય છે. વાચનારને પણ થયેના હેવા જોઇએ. કોઇને તો વારંવાર થયા હશે એટલે સ્વપ્ન શુ છે અને કેમ થાય છે તેની ચર્ચા અધ્યાત્મ વિદ્યાના ધોરણ ઉપર ચલાવવામા આવશે તો તેમા સર્વને રસ પડશે એમ કહી શકાય.

એ ચર્ચાનો ક્રમ એવો રાખવામા આવ્યો છે કે, પ્રથમ તો સ્થૂળ અને સૂક્ષ્મ શારીરરચના જે દ્વારા સર્વે વસ્તુના સસ્કાર ચૈતન્યશક્તિ સુધી પોહોચી શકે છે તેના સબધી યથાસ્થિત વિચાર કરવો ત્યાર પછી એ ચૈતન્યશક્તિ તથા રચનાની નિદ્રાવસ્થામા કેવી સ્થિતિ હોય છે તે વિચારવુ; અને ત્યાર પછી મનુષ્યને વિવિધ પ્રકારના સ્વપ્ન થાય છે તે કેમ થતા હશે અને તેમા આ બન્ને કેટલે અંશે સાધનભૂત છે તે વિચારવુ.

### શારીર રચના.

૧ સ્થૂલ રચના:—મનુષ્યમાત્રના શરીરમા મધ્ય ભાગે રહેલ જ્ઞાનતંતુની ધરી છે. તેનો છેડો મગજમા રહેલો છે. આમાથી પૃથક્ પૃથક્ જ્ઞાનતંતુઓ આખા શરીરમા પ્રસરેલા છે. આધુનિક જડ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓ પણ એમ માને છે કે આ જ્ઞાનતંતુઓ ગતિમાન્ થઇ વસ્તુ પરત્વે જે કાંઈ સસ્કાર ઇંદ્રિયો ઉપર થાય છે તેનું જ્ઞાન મગજમાં પોહોચાડે છે. અને મગજમાથી તે જ્ઞાન જે પ્રકારનું હોય તે પ્રમાણે તેના દર્શનીય, સ્પર્શનીય ઇત્યાદિ વિભાગ થાય તેવી યોજના થાય છે, એટલે જો આપણે આપણો હાથ એક વસ્તુ ઉપર મૂકતા તે આપણને તપ્ત જણાય તો તે વાસ્તવિક રીતે હાથને લાગે છે એમ નહિ પણ તે મગજને લાગે છે, કારણકે તેનો સદેશો પોહોચાડનાર જ્ઞાનતંતુઓ તત્કાલ ગતિમાન થઇ એ વસ્તુની તપ્ત સ્થિતિ છે એમ જણાવે છે વળી એક અગત્યની વાત ધ્યાનમાં રાખવાની છે કે શરીરના બધારણમા ભિન્ન ભિન્ન સ્થલે સ્થિત થયેલા જ્ઞાનતંતુઓના પ્રકારમા કાંઇ વિલક્ષણતા નથી. આખ, નાક, કાન, હાથ, પગ ઇત્યાદિ ઇંદ્રિયોના જ્ઞાનતંતુઓનો સમૂહ મૂળે સમાન છતા ઘણા કાળથી એક એક ઇંદ્રિયના સબધમા કાર્ય કર-

વાથી તેઓ બીજી કોઇ ઇંદ્રિયનાં જ્ઞાનતંતુઓ કરતાં તેને લગનો સંસ્કાર ત્વરાથી ગ્રહણ કરે છે. આંખ ઉપર એક પ્રકાશનું કિરણ પડયું કે પ્રકાશ ભાસે છે. તે આંખને ભાસતો નથી, પણ મગજને ભાસે છે; કારણકે આંખના સંબંધમાં આવેલાં જ્ઞાનતંતુઓ ઘણા કેળવણી એવાં કેળવાયેલાં છે કે જે ક્ષણે કિરણ પડયું તેજ ક્ષણે તેનો સંસ્કાર મગજમાં પોહોંચાડી દેવો. એવી રીતે શરીરમાં રહેલી પ્રત્યેક ઇંદ્રિયો સંબંધે સમજી લેવું. ત્યારે આમા જ્ઞાનનું મુખ્ય સ્થાન મગજ છે એમ સિદ્ધ થયું. પણ એ મગજ એવું કોમલ છે કે આપણી આરોગ્યતામાં જરા પણ ફેરફાર થાય છે કે તત્કાલ તેની અસર એ મગજ ઉપર થાય છે; વિશેષે કરીને જે રોગથી લોહીના ચલન વલનમાં તફાવત પડે છે તેની અસર જણાયા વિના રહેતી નથી. શરીરમાં લોહીનું વહન નિયમિત ચાલે છે અને મગજનાં રુધિરસ્થાનમા જોઇતું લોહી મળે છે ત્યા સુધી સઘળાં જ્ઞાનતંતુઓ પોતપોતાનું કાર્ય યથાસ્થિત કરે જાય છે. પણ લોહીના પ્રકારમાં, જથામાં, વા ગતિમાં, સહજ ફેર પડે છે કે તત્કાલ તેની અસર મગજમાં થાય છે અને તેને લીધે આખા શરીરની રચનામાં થાય છે. જેમ કે જો લોહીનો વધારો મગજ ઉપર થાય તો રક્તાવરોધ થઈ વહન થતું બંધ થઇ જાય છે અને તેથી મગજનું કાર્ય પણ બંધ પડે છે; જો લોહી થોડું થઇ જાય તોપણ તે મગજ ઉપર અસર કરે છે. પેહેલા શીઘ્ર લાગણી વાળું થાય છે અને પછી મંદ પડી જાય છે. રુધિરનો પ્રકાર પણ અગત્યની અસર કરે છે. શરીરમા લોહીનું વહન બે પ્રકારનાં કાર્ય કરે છે, એક તો જોઇનો ઓક્સીજન યાને પ્રાણવાયુ પૂરો પાડવાનું અને બીજું શરીરના જુદાં જુદાં અવયવનું પોષણ કરવાનું. આ બેમાંથી એક પણ કાર્ય પરિપૂર્ણ થઇ શકે નહિ તો તત્કાલ અવ્યવસ્થા થાયછે. જો ઓક્સીજન જોઇયે તેટલો મગજમાં મળે નહિ તો તેમાં કારબોન ડે ઓક્સાઇડ નામનો વાયુ પેદા થાય છે તેથી મગજ ભારે થઈ સુસ્તી જણાય છે. જ્યારે કોઇ સંકોચ વાળા સ્થાનમાં ઘણાં મનુષ્યનો જમાવ થાય છે અને હવા માટે જોઇતો ખુલાસો હોતો નથી ત્યારે એકઠા થયેલા લોકમાં ઘણી વાર આળસ અને સુસ્તી આવે છે તેનું કારણ ઉપર કહ્યુ તે છે, કેમકે ઘણા લોકો શ્વાસ લેવા વાળા હોવાથી એ સ્થલમાં જેટલો ઓક્સીજન હોય છે તે સર્વને પૂરો પડતો નથી તેથી મગજ મંદ પડી જાય છે અને પોતાનું કાર્ય જોઇએ તેવી રીતે કરી શકતું નથી. રુધિરસ્થાનમાં થઈ લોહીની ગતિ પણ મગજને અસર કરે છે. જો બહુ ત્વરાથી ચાલે છે તો તાવ ઉત્પન્ન કરે છે અને મંદ ગતિથી વહેતાં સુસ્તી પેદા કરે છે: આ સર્વે હકીકત ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે આપણને સર્વે સંસ્કાર પ્રાપ્ત કરવાનું જે અગત્યનું સાધન મગજ છે તેના કાર્ય ઉપર બહુ નજીવા લાગતા કારણથી પણ અસર થાય છે અને તેમાં સહજ સહજમાં ફેરફાર થઇ જાય છે સાધારણ રીતે આપણે એ કારણોને જાગ્રત્ અવસ્થામાં પણ લક્ષમાં રાખતા નથી કેમકે તેની અગત્યતા સમજતા નથી તો નિદ્રામાં આપણને એ વાત તદન ધ્યાનમાં રહે નહિ એમાં કાંઇ નવાઈ નથી.

સ્થૂલ શારીરિક રચનાના સંબંધમાં આપણે એક બીજી વાત પણ અવશ્ય કરી ધ્યાનમાં રાખવાની છે કે કેટલાક સંસ્કારને ગ્રહણ કરવાની આપણને એવી ટેવ પડી ગઇ હોય છે કે તેની ગતિનું ભાન પણ રહેતું નથી. એટલે તેવી સ્થિતિમાં ઇચ્છા વિના પણ શરીર કેટલીક

ચેષ્ટા કરે જાય છે અને તેથી મુક્ત થવાતું નથી. આ વાત જાગ્રત કરતાં નિદ્રા અવસ્થામાં બહુ અગત્યનાં કાર્ય કરે છે. તે વિષે આગળ કહેવામા આવશે.

૨. સૂક્ષ્મ રચના:—મનુષ્યને સસ્કાર ગમે તે રીતે થાય છે પરંતુ તે માત્ર મગજથી ભાસે છે એમ સમજવાનું નથી. મનુષ્યના શરીરમાં તેના જેવુંજ અને તેની સાથે ઓતપ્રોત થયેલું લિંગશરીર છે. આ શરીરને પણ અમુક સ્થિતિની સ્થૂલતાને પામે લું મગજ છે, કારણકે જે પ્રકૃતિનું તે બનેલું છે, તે વાયુ કરતાં પણ સૂક્ષ્મ છે. થીઓસોફીનાં પ્રકૃત પુસ્તકોમાંથ્યા શરીર વિષે વારંવાર કહેવામાં આવે છે તેથી આ સ્થલે તેના સંબંધમાં થેડો ખુલાસો કરવો અવશ્યનો છે. લિંગશરીર માટે એવું જણાવવામાં આવે છે કે તે સ્થૂલશરીર પ્રમાણે આકાશિક પરમાણુનું શરીર છે. પરંતુ આકાશિક શબ્દ ગમે તે સ્થિતિ જે સ્થૂલથી સૂક્ષ્મતર હોય તેને એકંદર લગાડવામાં આવે છે, તેથી આહી આપણે જે શબ્દો વાપરીએ તેનો ભાવાર્થ યથાર્થ સમજાય માટે તેનું વિવેચન કરવાની જરૂર છે. એટલે એમ કહેવું જોઇયે કે કેટલીક પ્રકૃતિની સ્થિતિ એવી છે કે જે સ્થૂલ ઇંદ્રિયગમ્ય નથી છતાં તે અમુક સ્થિતિની સ્થૂલતા પામેલી છે. એટલે લિંગશરીર કહેવામા આવે તેથી એમ સમજવાનું છે કે તે આકાશિક પ્રકૃતિ છે એમ નહિ પરંતુ સ્થૂલ કરતાં સૂક્ષ્મ સ્થિતિનું તે શરીર છે સૂક્ષ્મ પ્રકૃતિવેષ્ટિત લિંગશરીર વળી ભિન્ન ભિન્ન પ્રકારની પ્રકૃતિ જેને જડવાદી "ઇશ્વર" કહે છે તે છે. એ "ઇશ્વર" કોઇ ગોઠ પદાર્થ છે એમ સમજવાનું નથી પણ તે પ્રકૃતિનો એક પ્રકાર છે. તેની સૂક્ષ્મ સ્થિતિ છે. સ્થૂલ વસ્તુને પાતળી કરતાં જે વાયુરૂપ બને છે તે કરતા પણ તે બારિક છે. એ પ્રકૃતિનું જે શરીર છે તેને લિંગ શરીરની સંજ્ઞા આપેલી છે. તરતના જન્મેલા એક બાળકનું શરીર આંતર્દષ્ટિથી જોઇએ તો તેમાં આકાશિક અને સૂક્ષ્મપ્રકૃતિ ભિન્ન ભિન્ન સ્થિતિની સ્થૂલતા વાળી ઓતપ્રોત થયેલી જોવામાં આવે છે વળી તેને વધારે આગળ જોવા જઇએ તો એમ પણ જણાય છે કે કર્મનો અધિષ્ઠાતા દેવતાઓ જે પ્રથમ શરીર ઘડે છે તે સૂક્ષ્મપ્રકૃતિનું છે અને તેના ઉપર સ્થૂલ શરીર બંધાય છે. તેમાં જે આકાશિ શરીરનો ભાગ દેખાય છે તે તેની આસપાસ વિંટળાયેલો હોય છે અને એ સઘળી સામગ્રી જીવ જ્યારે પુનર્જન્મ ધારણ કરવા ઉતરે છે ત્યારે તેમાં જે પૂર્વ જન્મના વિવિધ સંસ્કારો બીજરૂપે રહેલા હોય છે તે પોત પોતાને અનુકૂલ આકાશિક ભૂમિકામાં થઇ જેમ જેમ પસાર થાય છે તેમ તેમ તે ભૂમિકાની પ્રકૃતિ સાથે બાંધતો જાય છે. એમાં જીવને લેશમાત્ર શ્રમ પડતો નથી કારણકે તે તો નિયમાનુસાર પોત પોતાની મેળે આવી મળે છે. જો એમ બને નહિ તો તે તે વૃત્તિરૂપ સંસ્કારો સ્ફુરી શકે નહિ.

( આગળ ચાલુ )

---

૩

## અભ્યાસ.

( અનુસંધાન-પૃષ્ઠ ૮૮ થી )

વૃત્તિનું સ્વરૂપ, વૃત્તિના પ્રકાર, અને 'વૃત્તિશમનનો વિધિ જાણવાથી અનેક લાભ થવાનો સંભવ છે. પ્રત્યેક અભ્યાસી પોતાના ચિત્તનો અને ચિત્તની વૃત્તિનો વિચાર કરી જોઇ,

સમજી શકશે કે કેવા ગુણનું પ્રાધાન્ય વૃત્તિમાં થઇ રહ્યું છે. એ સમજ્યા પછી તે વૃત્તિને ઉચ્ચ ગુણવતી કરવી અને અંતે વૃત્તિનો નિરોધ સાધવો તે ક્રમ પણ તેના સમજવામાં આવી શકશે. એ વિષયનો વધારે સ્પષ્ટતાથી વિસ્તાર કરતા પૂર્વે જાણવું આવશ્યક છે કે યોગના અને જ્ઞાનના અભ્યાસનો મુખ્ય હેતુ એટલોજ છે કે મનુષ્યે પોતાના જીવનને શાન્ત, અક્લિષ્ટ, અને સંતોષમય કરી, પુષ્પ જેમ સહજ રીતે મિત્ર શત્રુ ઉદાસીન સર્વને સુગંધ પહોચાડે છે તેમ, શ્વાસગતિની અયત્નસાધ્ય રીતિએ, કલ્યાણમય થઇ રહેવું. એજ દૈવી-સંપત્તિ પ્રાપ્ત કર્યાનું તાત્પર્ય છે. એવા ઉન્નત જીવનની પ્રાપ્તિને અર્થે, એવી દૈવી સંપત્તિની સિદ્ધિને અર્થે, મનુષ્યે પોતાની વૃત્તિઓનો વિચાર કરી તેમને શમાવવાનો અને શમાવી ન શકાય તો તેમને ઉચ્ચતર માર્ગે વાળવાનો પ્રયત્ન કરવો જોઇએ.

મનુષ્ય જે જે કરે છે—આહાર, આચાર, વિચાર, સંસર્ગ, તેમાં જે જે પદાર્થોનું સેવન કરે છે, જે જે ભાવનાનો આશ્રય કરે છે, જે જે વિચારાદિ શ્રવણ કરે છે, તે સર્વથી તેની વૃત્તિઓમાં ન્યૂનાધિક ગુણનું આધાન કરનારા સંસ્કાર બધાય છે, અને તે સંસ્કારો, અનુકૂલતા મળતાં, પ્રકટ થઇ કાર્ય રૂપે પરિણામ પામે છે; એમ તેનો આચાર ઉચ્ચ નીચ થયાંજ કરે છે. શ્રેયને ઇચ્છનાર અભ્યાસીએ જે વાત ઉપર લક્ષ આપવાનું છે તે પોતાની વૃત્તિને અર્થાત્ પોતાના અંતઃકરણને આવા જે સંસ્કારો મળે તે ઉપર આપવાનું છે. એમ ધારો કે માણસને અમુક કુટેવ પડી છે, તેમાંથી ગમે તે પ્રકારે પણ મુક્ત થવાતું નથી, પશ્ચાત્તાપ થઇને ફરીથી તેમ ન કરવાના સંકલ્પો બંધાયા છતાં, પ્રસંગ આવ્યે, પાછી તેની તે ટેવ બલવતી થઇને માણસને ઘસડી જાય છે આમ જે થાય છે તે એ કુટેવના જે કર્મો તેને વારંવાર કરવાથી ઇંદ્રિયોને તેવા સંસ્કાર મળેલા હોવાને લીધે થાય છે. તેવું કર્મ કરવાનો વેગ ઉપજતાંજ તે કર્મ કરતાં ઇંદ્રિયોને રોકી હોય, એક વાર પણ એમ કર્યું હોય, તો તુરતજ વશીકારનો સંસ્કાર ઇંદ્રિયો ઉપર પડવા માડે છે અને કુટેવનું બલ ધીમે ધીમે ક્ષીણ થવા લાગે છે. એમ વારંવાર વશીકારનો અભ્યાસ થતાં પરમ વશીકાર આવી જાય છે, અને કુટેવ નિર્મૂલ થાય છે. સમગ્ર યોગમાર્ગના અભ્યાસનું તાત્પર્યજ એ છે કે વૃત્તિ-ઓને ઉચ્ચાનુગામી કરવી, ઉચ્ચ સંસ્કાર આપવા, અને દૈવી જીવન ગાળી શકાય તેથી પારમાર્થિક શાન્તિ પ્રાપ્ત કરવી. જેવી જેના ચિત્તની અને વૃત્તિઓની સ્થિતિ તેવો તેનો ઉપ-ચાર સંભવે છે. એટલે જે બહુ જડ પ્રકૃતિમાં ચિત્તવૃત્તિ સત્ત્વના પ્રકાશને કદાચિત્ પણ અનુભવતી નથી તે પ્રકૃતિને કર્મકાંડ ઉપાસનાદિ વ્યવહારથી લાભ થાય છે, જે ચિત્તવૃત્તિ અતિ ચંચલ અને વિહ્વલ છે તેને પ્રાણાયામાદિ બલાત્કારથી લાભ થાય છે, જે વૃત્તિ સત્ત્વ-ને ઓળખે છે તેને વિવેક વિચારાદિ પુરઃસર સાધનોના અભ્યાસે કરીને લાભ થાય છે.

સાધનોનો વિવેક ભિન્ન ભિન્ન પ્રકારે કરવામાં આવે છે. જ્યાં વિવેક વિરાગને પ્રથમે આવશ્યક માન્યા છે ત્યાં શમાદિ સાધનોજ પ્રાપ્ત થાય છે. જ્યાં વિવેક વિરાગાદિનો પણ સમાસ અન્ય પ્રકારે કરી લેવામાં આવે છે ત્યાં સાધનો આઠ પ્રકારનાં ગણ્યાં છે. એ સાધનો પૂર્વે, ત્યાં પણ, તપ, સ્વાધ્યાય, અને ઇશ્વરપ્રણિધાન અર્થાત્ કર્મ અને ઉપાસના, આવશ્યક ગણ્યાં છે. તપ, સ્વાધ્યાય, અને ઇશ્વરપ્રણિધાનથી કરીને આવધા,

ચેષ્ટા કરે જાય છે અને તેથી મુક્ત થવાતુ નથી. આ વાત જાગ્રત કરતાં નિદ્રા અવસ્થામાં બહુ અગત્યનાં કાર્ય કરે છે. તે વિષે આગળ કહેવામા આવશે.

૨ સૂક્ષ્મ રચના:—મનુષ્યને સંસ્કાર ગમે તે રીતે થાય છે પરંતુ તે માત્ર મગજથી ભાસે છે એમ સમજવાનું નથી. મનુષ્યના શરીરમા તેના જેવુંજ અને તેની સાથે ઓતપ્રોત થયેલું લિંગશરીર છે. આ શરીરને પણ અમુક સ્થિતિની સ્થૂલતાને પામેલું મગજ છે, કારણકે જે પ્રકૃતિનું તે બનેલું છે, તે વાયુ કરતાં પણ સૂક્ષ્મ છે. થીઓસોફીના પ્રકૃત પુસ્તકોમાં આ શરીર વિષે વારંવાર કહેવામા આવે છે તેથી આ સ્થલે તેના સબંધમા થેડો ખુલાસો કરવો અવશ્યનો છે. લિંગશરીર માટે એવું જણાવવામા આવે છે કે તે સ્થૂલશરીર પ્રમાણે આકાશિક પરમાણુનું શરીર છે. પરંતુ આકાશિક શબ્દ ગમે તે સ્થિતિ જે સ્થૂળથી સૂક્ષ્મતર હોય તેને એકંદર લગાડવામા આવે છે, તેથી આહી આપણે જે શબ્દો વાપરીએ તેનો ભાવાર્થ યથાર્થ સમજાય માટે તેનું વિવેચન કરવાની જરૂર છે. એટલે એમ કહેવું જોઇયે કે કેટલીક પ્રકૃતિની સ્થિતિ એવી છે કે જે સ્થૂલ ઇંદ્રિયગમ્ય નથી છતા તે અમુક સ્થિતિની સ્થૂલતા પામેલી છે. એટલે લિંગશરીર કહેવામા આવે તેથી એમ સમજવાનું છે કે તે આકાશિક પ્રકૃતિ છે એમ નહિ પરંતુ સ્થૂલ કરતાં સૂક્ષ્મ સ્થિતિનુ તે શરીર છે સૂક્ષ્મ પ્રકૃતિવેષ્ટિત લિંગશરીર વળી ભિન્ન ભિન્ન પ્રકારની પ્રકૃતિ જેને જડવાદી "ઇશ્વર" કહે છે તે છે. એ "ઇશ્વર" કોઇ ગેબ પદાર્થ છે એમ સમજવાનુ નથી પણ તે પ્રકૃતિનો એક પ્રકાર છે. તેની સૂક્ષ્મ સ્થિતિ છે. સ્થૂલ વસ્તુને પાતળી કરતા જે વાયુરૂપ બને છે તે કરતા પણ તે બારિક છે એ પ્રકૃતિનું જે શરીર છે તેને લિંગશરીરની સંજ્ઞા આપેલી છે. તરતના જન્મેલા એ. બાળકનું શરીર આતદૃષ્ટિથી જોઇએ તો તેમાં આકાશિક અને સૂક્ષ્મપ્રકૃતિ ભિન્ન ભિન્ન સ્થિતિની સ્થૂલતા વાળી ઓતપ્રોત થયેલી જેવામાં આવે છે વળી તેને વધારે આગળ જોવા જઇએ તો એમ પણ જણાય છે કે કર્મના અધિષ્ઠાતા દેવતાઓ જે પ્રથમ શરીર ઘડે છે તે સૂક્ષ્મપ્રકૃતિનું છે અને તેના ઉપર સ્થૂલ શરીર બંધાય છે. તેમાં જે આકાશિ શરીરનો ભાગ દેખાય છે તે તેની આસપાસ વિંટળાયેલો હોય છે અને એ સઘળી સામગ્રી જીવ જ્યારે પુનર્જન્મ ધારણ કરવા ઉતરે છે ત્યારે તેમા જે પૂર્વ જન્મના વિવિધ સંસ્કારો બીજ રૂપે રહેલા હોય છે તે પોત પોતાને અનુકૂલ આકાશિક ભૂમિકામાં થઇ જેમ જેમ પસાર થાય છે તેમ તેમ તે ભૂમિકાની પ્રકૃતિ સાથે બાંધતો જાય છે. એમાં જીવને લેશમાત્ર શ્રમ પડતો નથી કારણકે તે તો નિયમાનુસાર પોત પોતાની મેળે આવી મળે છે. જો એમ બને નહિ તો તે તે વૃત્તિરૂપ સંસ્કારો સ્ફુરી શકે નહિ.

( આગળ ચાલુ )

૩

## અભ્યાસ.

( અનુસંધાન પૃષ્ઠ ૮૮ થી )

વૃત્તિનું સ્વરૂપ, વૃત્તિના પ્રકાર, અને વૃત્તિશમનનો વિધિ જાણ્યાથી અનેક લાભ થવાનો સંભવ છે. પ્રત્યેક અભ્યાસી પોતાના ચિત્તનો અને ચિત્તની વૃત્તિનો વિચાર કરી જોઇ,

સમજી શકશે કે કેવા ગુણનું પ્રાધાન્ય ભાવના, હૃદયથી શૌચ સાચવતાં અશુદ્ધ એવી દ્રોહે-ચ્છા ગુણવતી કરવી અને અંતે મને અહિંસા સહજે સિદ્ધ થવાની. સંતોષ એટલે જે કાંઈ આવી મળશે. એ વિષયનો માહરી લેવાનો જેને નિયમ છે તેને અસત્યનો આશ્રય કરવો ર-યોગના અને જ્ઞાનના એટલે વ્રત, ઉપવાસ, કૃચ્છ્ર, ચાંદ્રાયણાદિક સાધીને શરીર તથા મનને અક્લિષ્ટ, અને સંતોકરવા ઇચ્છતો પુરુષ પરદ્રવ્ય કે પરઅર્થને હરણ કરવા રૂપી અનાચારને પહોચાડે છે તેમ, સ્વાધ્યાય એટલે વેદ અથવા મંત્રાદિકનું પારાયણ જપ આદિક તે વીર્ય સંપત્તિ પ્રાપ્ત કર્યાના કદાપિ સફલ થતું નથી; માટે સ્વાધ્યાયનો નિયમ કર્યાથી સહજજ સિદ્ધિને અર્થે સહ થાય છે. ઇશ્વરપ્રણિધાન એટલે નિરંતર ઇશ્વરનુંજ ધ્યાન રાખવું, સર્વ શકાય તો ઇશ્વરાર્પણ કરી દેવા, ઇશ્વર આપે તે સંતોષથી સહવું, ભોગવવું, એવો નિયમ ઇશ્વર કરતા અન્યની અપેક્ષા કરી પરિગ્રહ કરવાનો રહેતોજ નથી. એમ નિયમ-મ સિદ્ધ થાય છે ને યમથા નિયમ સિદ્ધ થાય છે. (આબળ આલુ)

---

## ૪

## કર્મ.

(મળેલુ)

(અનુસંધાન પાને ૯૭ થી)

મનુષ્ય પોતાનું ભવિષ્ય કેવું કરવું એ ઉપર લક્ષપૂર્વક પ્રયાસ કરવા લાગ છે ત્યાર જેમ જેમ તેનું જ્ઞાન વૃદ્ધિ પામતું જાય છે તેમ તેમ તેને જણાય છે કે ભવિષ્યનો આલેખ કરવો તે તેની સત્તામા છે એટલુંજ નહિ પણ તે તેના વર્તન માટે એટલે સુધી ગોઠવણ કરવા સમર્થ છે કે પોતાનું ભવિષ્યમા કેવું પ્રારબ્ધ કરવું તે પણ કરી શકે છે. ત્યારે તેને સમજ પડવા લાગે છે કે સર્વ પ્રકારે જોતા પોતેજ ખરેખરો કર્તા છે, પોતે સર્વદા જીવતો, કાર્ય કરતો, અને પોતાની સત્તા પ્રવૃત્ત કરવા સમર્થ છે. પ્રસંગો આવે તેનો પોતાની ઇચ્છા પ્રમાણે ઉપયોગ કરવા અને તેને પોતાના કબજામાં રાખવા તેમજ પોતાના પિંડ ઉપર પણ સત્તા ચલાવવા તેનામા શક્તિ રહેલી છે એ પણ તેને સમજ પડે છે. દિવ્ય ગુરુઓએ યુગેયુગમાં જન્મ લઈ મનુષ્ય જાતના કલ્યાણ અર્થે મહાન્ નીતિના નિયમોનું પ્રતિપાદન કર્યું છે અને તેને અનુસરી તેણે ચિર કાલથી પોતાનું વર્તન ચલાવેલું છે. હવે તેને ભાસવા લાગેલું છે કે આ સર્વ નિયમો સૃષ્ટિના મૂલ તત્ત્વને અનુસરી સ્થાપિત કર્યા છે એટલે નીતિશાસ્ત્ર પ્રમાણે વર્તનના સંબંધમાં કાર્ય કરતાં તેનું યથાર્થ જ્ઞાન થાય છે. હવે સમજ પડે છે કે પોતાની દિનચર્યામાં કાંઈ પણ અશુભ કાર્ય કરવાથી જે ફલ થાય તે દૂર કરવા કાંઈ શુભ કાર્ય કરવાની આવશ્યકતા છે. તે કરવામાં તેની ધારણા એવી જોઇએ કે એકજ બિંદુ ઉપર બન્ને શક્તિ આવી મળે. કોઈ અન્ય મનુષ્ય તેના પ્રતિ નિષિદ્ધ વિચાર કરે છે. તે વિચારો તેની તરફ ગતિમાન્ થાય છે. એ ક્ષણે તે પણ સામા મનુષ્ય પ્રતિ તેજ પ્રકારના વિચાર કરે છે અને તે ગતિમાન્ થાય છે. આ વિચાર અનુકૂલ લક્ષણના હો-

વાથી જેમ ચાલતા પાણીના રેલામાં બીજો રેલો ભળવાથી ત્વરિત ગતિ થાય છે તેમ તેઓ વિશેષ ત્વરાવાળા તેમજ બલવાન્ થાય છે. આમ તો સામાન્ય રીતે જગતમાં થયા કરે છે પણ એ બે મનુષ્યમાંનો એક જ્ઞાની હોય અને કર્મની ગતિ તથા નિયમ સમજનો હોય તો તેનું વર્તન એથી વિલક્ષણ થાય છે. તેને જેવું જણાય કે પોતાની સામે કોઇ અનિષ્ટ વિચારદૂત આવે છે કે તત્કાલ એવા પ્રકારનો વિચાર નહિ કરતાં તેના પ્રતિ તે દયા અને ક્ષમા ભાવવાળો વિચાર ઉત્પન્ન કરે છે; જે ગતિમાન્ થઈ પેલા વિચાર-રૂપને ઉડાવી દે છે. રૂપ ચૂર્ણ થઇ જાય છે એટલે તેને તેનું સત્ત્વ સજીવ કરી શકતું નથી અને તે પોતાના મૂળ સ્વરૂપમાં વિચરવા જાય છે. આમ દયા દુષ્ટતાનો નાશ કરે છે; પ્રેમથી તિરસ્કારનો લય થાય છે. અસત્યતાનો ભ્રાન્તિજનક રૂપો સૂક્ષ્મ પ્રદેશમાં પ્રવર્તે છે કે તત્કાલ જ્ઞાનીજન સત્યતાનો રૂપો તેની સામે ચલાવે છે. મલિનતાનો ભંગ કરવામાં પવિત્રતા આવશ્યની છે. ક્ષુદ્ર લોભનો ભંગ દાનથી થાય છે. જેમ જ્ઞાન વિશેષ તેમ આવાં કાર્યની અસર સરલતાથી અને યથાસ્થિત થાય છે. કારણ કે તેવી સ્થિતિમાં પ્રત્યેક વિચાર બલવતી ઇચ્છાપૂર્વક ગતિમાન્ કરવામાં આવે છે તેમજ ચોક્સ ધારણાથી ઉત્પન્ન થાય છે. દુષ્ટ કર્મને ઉત્પન્ન થતાં વારજ એવી રીતે તોડી પાડવામાં આવે છે એટલે જેણે દુષ્ટ વિચારરૂપી બાણ ફેક્યું અને જેણે તેને ચાલતાજ કાપ્યું તે બેની વચ્ચે કર્મની ગ્રંથિ બંધાતી નથી. દિવ્ય ગુરુઓને કર્મના નિયમનું યથાર્થ જ્ઞાન હોવાથી તેઓએ આજ્ઞા કરી છે કે દુષ્ટ કર્મનો લય કરવા માટે સત્કર્મની આવશ્યકતા છે અને એ પ્રમાણે વર્તન કરવાની મનુષ્યની ફરજ છે. તેઓની આજ્ઞા અનુસાર વર્તનારા એ ઉપદેશના મૂલનો પૂર્વાપર સંબંધ શું છે તે યથાસ્થિત સમજ્યા વિના પણ જો તેને અનુસરે તો તેઓ કર્મનો ભાર ઓછો બાંધે. દુષ્ટના સામે દુષ્ટતા કરવાથી માત્ર કર્મ બાંધવાં પડે છે. જ્ઞાની જનો તો એથી પણ વિશેષ કરે છે. તેઓ એવા દુષ્ટ રૂપોનો ઇચ્છાપૂર્વક સંહારજ કરે છે. કારણ કે મહાત્માઓના ઉપદેશનું તાત્પર્ય તેઓ તો યથાર્થ સમજી શકે છે. એથી કરી પાપના બીજ ઉગવાજ પામતાં નથી એટલે ફળ ભોગવવાની વાતજ ક્યાં રહી? (આગળ ચાલુ)

---

૩

ગૃહ.

૧

## સામાજિકસુખ.

(ગામડું)

(અનુસંધાન પૃ૪ ૫૯ થી)

આ ગણત્રીથી દેખાય છે કે સામાન્ય રીતે ગામડાંઓની તંદુરસ્તી સુધર્યા સિવાય પણ શેહેરોમાં તેવો સુધારો થઇ શકે અને નીચે આપેલી નોંધણીકામદારની આ દશકાની વિગતથી આ વાતનું સમર્થન થાય છેઃ—

| | ૧૮૮૧—૮૬ | ૧૮૮૭ | ૧૮૮૮ |
|---|---|---|---|
| શેહેરની વસતિ: | ૨૦-૩ | ૧૭-૭ | ૧૮-૪ |
| ગામડાની વસ્તિ. | ૧૭-૬ | ૧૭-૨ | ૧૬-૭* |

આ આંકડાઓપરથી જણાય છે કે તંદુરસ્તીમાં હમણાંનો થયેલો સુધારો ગામડાંઓ કરતાં શેહેરોમા લગભગ બમણો છે.

વળી છાટણીના નિયમને લીધે, વીમા કંપનીઓના અનુભવ વિશ્વાસ કરવા જોગ બીલકુલ નથી. વૈદશાસ્ત્રમાં વધારા સુધારાથી કંપનીઓના વૈદ્ય સલાહકારોને પ્રતિવર્ષે ખરાબ જીંદગીઓને વધારે સચોટ ન સ્વીકારવામાં મદદ મળે છે. સંભવ છે કે જ્યારે વીમા કંપનીઓ પ્રથમ ઉભી થઇ હશે, ત્યારે તેઓ હાલના કરતાં થોડાં માણસોને ના પાડતી

* ગામડાંઓમાંથી નવી વસતિ આવે, તેમને શેહેરનાં હવા પાણી, રેહેવાની પદ્ધતિ, નવા ધંધાના રોકાણના નિયમો, સુધરાઇ ખાતાના આરોગ્ય ખાતાના વિગેરે નિયમો, એ બધું નવું સવું હોય ત્યાં સુધી, તેમનાં જુનાં રીત ભાત વિગેરેને ન પાલવે, તેથી તબીયત બેહાલ રહે, અને મરણની સંખ્યા આથી કદાચ શેહેરમાં વધે. અમુક વખત પછી આ સ્થિતિને તેઓ ટેવાય ત્યારે આરોગ્યતાના નિયમ વડે તેમનામાં સુધારો થઇ મરણ સંખ્યા ઘટે. આ ક્રિયા શેહેરના એક ભાગમાં જ્યાં નવી વસતિ આવી રહેતી હોય, ત્યાં ચાલ્યાંજ જાય છે, તે દરમ્યાન બીજી તરફ જુની વસતિ હોય છે, તેની સ્થિતિ તપાસીએ. આ વસતિના બાપ દાદાઓ કંઇક જમાના પર જ્યારે શેહેરમા રહેતા હશે, તે વખતે નવા કાયદા, નવાં હવા પાણી વિગેરે શેહેરમાં દાખલ થયાં તે જમાનાથી ન સ્હેવાયા તેઓનો નાશ થયો. બાકીના મરણને લાત મારી જીવવા પામેલા તેવા સુધરાઇ અને આરોગ્યના સઘળા નિયમોથી ટેવાયલા હોવાથી, તેમના વંશજોમાં તેમનાજ લોહીમાં ઉછરી તેવાં કારણોથી થતાં મૃત્યુમાથી બચવા શક્તિમાન થતા. આમ કુદરતે વસતિને ઝાટકી કાઢી જેઓ બળવાન લાગ્યા તેમનેજ રેહેવા દીધેલા. તેમના વંશજોમાં દીર્ઘાયુ અને નિરોગીપણું અમુક વખત સુધી ચાલે, પરંતુ અમુક જમાના જતાં વળી આરોગ્યના નિયમોમાં સુધારો થતાં આવાં મજબુત શરીરોને પણ ઝપાટો લાગે, કારણ કે કુદરત તો પોતાનું કામ કર્યાજ જાય છે, તેને સોનું કરી નિર્માલ્ય અને તેનો પ્રહાર ન સહન કરી શકે તેવાઓને આખી વસ્તિમાંથી છાટી નાંખી ઉપાડીજ લેવા છે. પેહેલાં આરોગ્યનું શાસ્ત્ર પુરં જાણવામાં ન હતું ત્યારે આ છાંટણી—ઝાટકણીમાં, ઘણા આવી જતા. હવે સુધરેલ સ્થિતિમાં આ છાંટણીનું જોર નરમ હોય છે. તોપણ નરમ પણ જોર હોય છે તો ખરૂં, તે જોર નવા કાયદા વડે વળી લાગુ પડવા માડ્યું, એટલે કેટલાક ન સહન કરી શકનાર મરી પરવારવા માંડે. આ બીજી છાંટણી શરૂ થાય ત્યાં સુધી માત્ર જુની પ્રજા શેહેરોમાં આયુષ્ લાંબો ભોગવે. પછી નહિ. આ પ્રમાણે ઉત્તરોત્તર, આરોગ્યના નિયમ સુધરે, અને ઉત્તરોત્તર મરણની સંખ્યામાં ફેર માલમ પડતો જાય, પણ પ્રમાણ ઓછું

જાને બચી રહેતી પ્રજા સઘળા ઝપાટા વેઠીને ટકી રહેલી તેથી ન

ઉગરી ગનવિ.

હશે, અને એ વાત નક્કી છે કે દીર્ઘાયુનાં લક્ષણ ત્યારે જાણવામાં ઓછાં હોવાથી ના પસંદગી કરવામાં બુદ્ધિ કૌશલ ઓછું વપરાતું હશે. તેથી, વીમો, ઉતરાવેલ જીંદગીઓના થએલો સુધારો આખી પ્રજાને એક સરખી રીતે ખરો લાગુ પડી શકે નહિ પરંતુ, મરણનોંધો અને વીમા કંપનીની વિગતો જોતાં, ઇ. સ. ૧૮૩૮ પહેલાં આરોગ્યમાં થએલા સુધારાને જરા અતિશયોક્તિના સ્વરૂપમાં ચિતર્યો છે, તેમ છતાં, એમ માનવાને કારણ છે કે સત્તરમા સૈકાના અંત ભાગ અને ઓગણીસમાની શરૂઆતના વચલા ગાળામાં આ વિષે ઘણો સ્પષ્ટ રીતે સુધારો થયો હતો. (આગળ ચાલુ)

---

## ૨

## મારું જીવન ચરિત

( અનુસંધાન પૃષ્ઠ ૮૯ થી )

### પ્રકરણ ૫

### સુધારો

આનંદપુરમાં સરકારી છાવણી થયા પછી બહુ આબાદી થઈ હતી. આસપાસનાં પચાસ પચાસ ગાઉ સુધી ફરતાં ગામોમાં આનંદપુર જેવું શહર હતું નહિ; વેપાર રોજગાર, વિદ્યાકલા, રાજકીય પ્રપંચ અને અંગરેજી વિચારોની અસરોનું એવું એકે નગર એટલામાં હતું નહિ. ગૂજરાતી અને અંગરેજી ભણવાની સારા પ્રકારની નીશાળો ત્યાં સ્થપાઇ હતી એટલું જ નહિ, પણ લોકને અપ્રિય એવી કન્યાશાળામાં એ સંગભગ એક સો કન્યાઓ અભ્યાસ કરતી હતી. સરકાર તરફથી જે અમલદારને છાવણીમાં રહી લશ્કરી વ્યવસ્થા ઉપરાંત આસપાસના રજવાડાની સાથે અંગરેજ સરકારના સંબંધો સાચવવાનું કામ હતું તેની પ્રીતિ પ્રાપ્ત કરવાનો સારામાં સારો રસ્તો એજ હતો કે અંગરેજી રીતભાતનું અનુકરણ કરવું અને દેશી રીતભાતનો તિરસ્કાર કરતા જવો. કેટલાક ખુશામદખોર સ્વાર્થી લોકો પોતાના લાભ માટે આવું કરતા, ત્યારે કેટલાક પોતાના અંતઃકરણથીજ તેવું માનતા અને તે પ્રમાણે આચાર વિચાર રાખતા. આનંદપુર આશરે ત્રીશેક વર્ષથી અંગરેજી અસરોને આધીન થયેલું હતું, ઘણાક વૃદ્ધો મરી ગયા હતા, અને અંગરેજી અસરમાં ઉછરેલા જવાન આ સમયે તે સ્થાનમાં મુખ્ય થયા હતા. ઠેઠ વીલાયતથી ધર્માદા ઉઘરાણાં કરી કરાવીને આ હિંદુસ્તાનના જંગલી મૂર્તિપૂજકોના આત્માને ઉદ્ધારવાની દયાળુ લાગણીથી ઘણાક પાદરીઓ આ દેશમાં અંગરેજી રાજ્યના કરતાં પણ પહેલેથી આવતા. પ્રથમે તો ગોરા લોક વેપાર કરવા આવતા ને તે પછી ધર્મનો ઉપદેશ કરવાને ફરતા. વેપારને બદલે રાજ્ય કરતા થયા ત્યારે પણ ધર્મનો ઉપદેશ કરનારા તો દેશમાં ચાલુજ રહ્યા. અંગરેજી રીતરીવાજ સમજવાનું મુખ્ય સ્થાન એવા ધર્મોપદેશકોજ ગણાતા. રાજ્યકર્તા અધિકારીઓ તો પોતાનો માન મરતબો સાચવી રૈયત સાથે ઝાઝો વ્યવહાર રાખી શકતા નહિ; પાદરીઓજ સર્વેની સાથે હળી મળી, સુખ દુઃખની વાતો કરી, જાણે તેમના

માનાજ હોય એમ રૈયતને રીઝવી શકતા, તથા પોતાની રીતભાત સમજાવી રૈયતની રીતભાત સમજી લેતા. અમદાવાદમાં જે અંગરેજી નીશાળ હતી તે પાદરીઓની કાઢેલી હતી. ત્યા શાલાના હેડમાસ્તરે એક નાની સરખી મંડલી સ્થાપી હતી અને પહેલા વર્ગના છોકરાઓને તેમા ગમે તે વિષય ઉપર વાદવિવાદ કરવાનું શીખવવામાં આવતું હતું. મ્હોટી ઉમરના ગૃહસ્થો પણ આવીને સાંભળવા બેસી શકતા. વધારે બુદ્ધિમાન્ એવા હોય કોઈ વિદ્યાર્થીઓને તો શાળાના શિક્ષકો પોતાને ઘેર બોલાવી તેમના ઘરખટલાની, વેપારની, ધંધાની તેમજ ભણવાગણવાની સર્વ વાતોમાં તેમના પિતાની પેઠે વર્તતા. શાલાના અભ્યાસક્રમમાં પણ પ્રથમે પાદરીઓના ધર્માનુસાર ઇશ્વરપ્રાર્થના થયા પછી અભ્યાસનો આરંભ થતો, અને અઠવાડીઆમાં એક કે બે વખત સત્યધર્મનું વાચન સમજાવવાનો પણ સમય રાખવામાં આવેલો હતો. આ ગુરુઓ કેવલ ભણાવીને અને વાતો કરીને તથા સુખદુઃખમાં શીખામણ આપીનેજ અટકતા નહિ; ગરીબને મદદ કરતા, ભુખ્યાને અન્ન આપતા, હોશીઆરને નોકરી ચાકરી અપાવતા, અને અણીને પ્રસંગે યોગ્ય લાગે તો મ્હોટા સાહેબને પણ કોઈને માટે બે અક્ષર કહી શકતા. સરકારી અમલદારો પણ વારવાર એ શાળાની મુલાકાતો લેતા, પરીક્ષા કરતા, ઇનામો આપતા, અને ફ્રાતભાત, વિદ્યા, ચતુરાઇ, સર્વ રીતે જેના ઉપર આ શાળાના શિક્ષણની તાદૃશ છાપ પડી હોય તેને નજરમાં રાખી આગળ ઉપર પ્રતિષ્ઠા અને હોદ્દામાં વધારતા.

હિંદુધર્મની સ્થિતિ પણ તે સમયે બહુજ કનિષ્ઠ હતી. પ્રાચીન શાસ્ત્રોમાં ગમે તેવું સત્ય કે તત્ત્વ હશે, પણ તે અત્યારે તો જુદા જુદા વહેમ અને નકામાં નકામાં સ્વાર્થ ગારેજ ગોઠવેલાં જણાય એવાં કર્મની કડાકૂટ, એ વિના બીજે રૂપે અમારા આગળ આવતું નહિ. જન્મથી શિવભક્ત છતાં, ત્રિકાલ સંધ્યા વિના એક દિવસ પણ જવા ન દેવો એવા નિયમ વાળો છતાં, હું પણ ઘણી વાર તો પાદરીઓ જે કહેતા કે પથરાને પરમેશ્વર કેમ કહેવાય તે વાતને સાચી માનતો. મારા મનમાંથી પૂર્ણ શ્રદ્ધા ઘણી વખત જતી રહેતી, અને મારી સાથે હાણતો કોઈ જવાન વહેમી હિંદુધર્મને છોડી સત્ય એવા ક્રિસ્ચીઅન ધર્મને સ્વીકારે ત્યારે તેનો તિરસ્કાર કરવામાં સામેલ થવું મને ગમતું નહિ. નાત જાતનાં બંધન ન હોય તો અમારી સાથે ભણનારામાના ઘણાક તે વખતે ક્રીસ્ચીઅન થાય એવી વાતો પેલી મંડલીમાં તેમ શાલાના શિક્ષણમા અને ખાનગી મુલાકાતોમાં અમારી આગળ આવતી; ક્રીસ્ચીઅન થવાથી અથવા તેવા વિચાર રાખવાથી થતા પ્રત્યક્ષ લાભથી એવી વૃત્તિને પુષ્ટિ મળતી. મારા પોતાના મનમાં એક વખત ક્રીસ્ચીઅન થવાના વિચાર ઉઠેલા, અને ક્રાઇસ્ટે જગતનાં પાપ માથે લેઈ દેહ અર્પણ કર્યો એ ભાવના મને બહુ પ્રિય લાગેલી; પણ એક દિવસે એજંટ સાહેબે મારા પિતાનું ઓળખાણ કાઢી મને પોતાને બંગલે બોલાવ્યો, અને બીજી ત્રીજી વાતો કરતાં મારા ધર્મ સંબંધી વલન ઉપર ચર્ચા ચલાવી. મારું વલન સમજીને તેમણે કહ્યું "ગમે તે ધર્મ હોય, પણ દયા દીનતા અને સન્માર્ગનો ત્યાગ ન કરે, તે તરેજ છે; એક ધર્મમાં જેને તે જડતું નથી તે બીજામાં તેને પ્રાપ્ત કરશે કે નહિ એમાં શંકા છે," ત્યારથી મારી બુદ્ધિ ઠેકાણે આવી ગઈ. પણ હું તો વાતમાં

ને વાતમાં બહુ આગળ નીકળી ગયો, આ વાત તો છેક હું પહેલા ક્લાસમાં આવ્યો તે વખતની છે.

આનંદપુરમાં આવી આવી 'સુધારો' એ નામની એક વાત જન્મ પામી હતી. આપણા ધર્મનું પરિપૂર્ણ જ્ઞાન નહિ, અને તેથી આપણા રીત રીવાજ, આચાર વિચારના મર્મનું અવલોકન નહિ, એટલે તાત્કાલિક લાભકારક અને સત્ય રૂપે ભાસતા પાશ્ચાત્ય વિચારોનો ઘણાક વિચારવાન્ સુજનોએ પણ સ્વીકાર કરેલો હતો. એનેજ સુધારો કહેતા હતા અસલના વહેમી વિચારોને દૂર કરી નવા વિચારોને અનુસરવાનું નામ સુધારો કહેવાતું હતું. ઘણાક જનો સુધારાની એટલે કે નાત જાત નાં બંધન નકામા છે, પુનર્લગ્ન કરવાની જરૂર છે, ક્રિયાકાંડ અને આચાર વિચારની કડાકૂટ નકામી છે એટલુંજ નહિ પણ સ્વાર્થી બ્રાહ્મણોનાં પેટ ભરવા ઉઠાવી છે, એવી એવી વાતો કરતા, એવા વિષયોના ભાષણ આપતા, પણ તેવું કરી બતાવવાની કોઇને હીંમત ચાલતી નહિ. પોતાની નાતમાંથી બહાર રહેવું પડે એતો એક વાત પણ આખા ગામનો કોઇએ નાત તેવાનો સત્કાર કરે નહિ એ મહાદુઃખને લીધે બબભક્ષાની પણ છાતી ચાલતી નહિ. છતાં કોઇ કોઇ સુજનો ધીમે ધીમે થોડો થોડો સુધારો પોતાના ઘરમાં દાખલ કરતા હતા; જેમાં નાત જાત વાળા ઝાઝી ચર્ચા કરે નહિ તેવી તેવી વાતો ને હળવે હળવે ઘરમાં આવવા દેતા હતા. ગોરાને અડકીએ તો અભડાવાય એ વિચાર એટલો બધો નરમ પડી ગયો હતો કે અડકવાનું તો ક્યાએ રહ્યું પણ ઠેઠ ઘરમાં અને દેવ મંદિરમાં પણ કેટલાક લોક તેમજ કેટલાક આચાર્યો ગોરાને લેઇ જતા, અને વખતે પોતાની વહુ કે દીકરી બે અક્ષર ભણેલી હોય તો તેને પણ સાહેબ સાથેનહામ મિલાવી વાતચીત કરવામાં સામેલ રાખતા. લોકો એવાને વહી ગયેલા કહે, તેમના વિષે ન કહેવાય તેવી વાતો વણી વણીને ચલવે, પણ એથી તેવા લોકો ડરતા નહિ, તેમ નાત વાળા એ કરતા કાંઇ અધિક કરી શકતા નહિ. એમ હળવે હળવે સુધારો ચાલતો હતો.

( આગળ ચાલુ )

---

૪

રાજ્ય.

૧

## હિંદી દુકાળનું ઈંગ્લાન્ડમાં ફંડ.

( મળેલું )

આપણા દેશમાં ચાલતા દુકાળના સંબંધમાં હિંદુસ્તાનની સરકાર તરફથી સંકટ નિવારણાર્થે જાહેર બાંધકામ ઉઘાડવામાં આવ્યાં છે. તેમાં કામ કરનારા લોકોની સંખ્યા ચાલતા માસમાં આશરે ૩૦ લાખની છે. આ લોકોને રોજ બે આનાનો લવાજમ આપવામાં આવે છે. અને તેના સંબંધનો ખર્ચ સરકાર તરફથી દરરોજ આશરે દોઢ લાખ રૂપીઆનો થાય છે.

ઇંગ્લાન્ડના પરમાર્થીઓ તરફથી એક ફંડ ઉભુ કરવાને હિંદુસ્તાનના વાઇસરોય

તરફથી મંજુરી મળ્યાની બિના અમે ગયા અંકમાં જણાવી ગયા છીએ. લંડન શહેરના લૉર્ડ મેયર તરફથી 'મૅન્શન હાઉસ' નામના મકાનમાં તા ૧૭–૧–૯૭ ને રોજ એક જાહેર સભા ભરવામાં આવી હતી પ્રમુખ સ્થાને લૉર્ડ મેયર બીરાજ્યો હતો. નામદાર મહારાણીના પુત્રો ડ્યૂક ઑફ યૉર્ક અને ડ્યૂક ઑફ કૉનૉટ તથા હિંદ ખાતાનો પ્રધાન, લૉર્ડ હૅરિસ વગેરે પ્રસિદ્ધ ઉમરાવોએ ભાષણો કરી ફંડ કરવાની દરખાસ્તો રજુ કરી હતી, જે સર્વાનુમતે મંજુર થઇ હતી. મુંબઇ ઈલાકાના માજી સેનાધિપતિ ડ્યૂક ઑફ કૉનૉટે ભાષણ કરતા જણાવ્યું હતું કે આવી પડેલા સંકટને લીધે મારા હૃદયમાં કારી ઘા લાગ્યા જેવું થયું છે અને તેમાં હું સંપૂર્ણ ભાગ લેઉં છું. આશા રાખું છું કે આ દેશના (ઇંગ્લાન્ડ) પરમાર્થીઓ તેમાં ઉદાર દિલથી નાણાં ભરશે.

આ સભામાં એક બનાવ એવો થયેલો છે, જે દરેક વાંચનારનું ધ્યાન ખેંચ્યા વગર રહેશે નહિ. સોશીયાલીસ્ટ પક્ષનો મી૦ હિન્ડમેન નામનો ગૃહસ્થ, જે આપણા ગરીબ દેશની દાઝ જાણીને વારંવાર હિંદુસ્તાનની સરકારનો લશ્કરી અને સીવીલ ખર્ચ ઓછો કરાવવાને ભારે મહેનત લેઇ લખાણો અને ભાષણો કરે છે, તેણે ફંડ કરવાની દરખાસ્તના સંબંધમાં એવો સુધારો મૂક્યો કે ઇંગ્લાન્ડ જેવો દેશ જે કાંઇ ફંડ કરશે તે હિંદુસ્તાનને દુકાળ સંબંધી થનારા ભારે ખર્ચ આગળ કાંઇ ગણતીમાં નથી, માટે આપણે હિંદુસ્તાન તરફથી દરેક વર્ષે જે કૉઉન્સીલ બીલો મોકલીને પેનશન ખાતે ઇન્ડીયા ઑફીસના ખર્ચ ખાતે તથા લશ્કરી કેળવણી આપવા ખાતે ગેરવાજબી રીતે હિંદુસ્તાનને નીચોવી નાખીએ એટલું ધન લેઇએ છીએ તે એક વર્ષ સુધીનું લેવાનું માંડી વાળવું અને તેનાં નાણાં જે લગભગ ૧૮ કરોડ રૂપીઆ જેટલાં થાય છે તે દુકાળ નિવારણાર્થે વાપરવાં. લૉર્ડ મેયરે આ દરખાસ્ત કાયદા વિરુદ્ધ જણાવી પણ મી. હિન્ડમેને આગ્રહ કર્યો કે સભાના મેમ્બરો સન્મુખ મારો સુધારો મૂકીને મત લેવો જોઇએ એ હું મારો હક છોડવાનો નથી પછી પોલીસની મદદથી મી. હિન્ડમેનને, સભામાંથી બહાર કાઢી મુકવામાં આવ્યા તે વખતે સોસીયાલીસ્ટ પક્ષના બીજા મેમ્બરોએ પ્રમુખની હિસ હિસના અવાજ કરીને અપમાન આપ્યું હતું. મી. હિન્ડમેનની શુભ નિષ્ઠા વિષે તો કાંઇ શંકા કાઢવા જેવું નથી પરંતુ તેને કાઢી મૂકવાનો સભાનો પ્રમુખ વાજબી હતો કે નહિ તે વિચારી લેવું. એજ સોશીયાલીસ્ટ પક્ષ તરફથી બીજે કે ત્રીજે દિવસે લંડન શહેરમાં એક કૉનફરન્સ ભરવામાં આવ્યું હતું અને તેમાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે "હિંદુસ્તાનમાં જે ભારે દુકાળ ચાલે છે તે સરકારી અમલદારોના લોભનું અને જુલમનુંજ પરિણામ છે." આ પ્રમાણે ભારે સંકટમાંથી પણ કાંઈ શુભ લાભ ઈશ્વરેચ્છાએ મળે ખરો, અને લશ્કરી ખરચમાં કાંઇ ઘટાડો પણ થાય! હરિ ઇચ્છા.

સભામાં ત્યાર પછી ઉઘરાણું કરવામાં આવ્યું હતું. તેમાં મહારાણી શ્રી તરફથી ૫૦૦ પૌન્ડની રકમ ભરવામાં આવી હતી. નામદાર મહારાણીના પુત્રો તરફથી દરેકે ૧૦૫ પૌન્ડ ભર્યા છે. સર્વેથી વધારે રકમ સર જોહૉન મૂર નામે ગૃહસ્થ જેની કલકત્તા ખાતે સરાફી પેઢી છે, તેની ૫૦૦૦ પૌન્ડની એટલે આશરે ૮૦ હજાર રૂપીઆની છે એ ફંડમાં જાનેવારીની આખર સુધીમાં બે લાખ પૌન્ડ એટલે ૩૨ લાખ રૂપીઆ ભરાયા છે. અમેરિ-

ડના કેનેડાના સંસ્થાનમાં પણ ફંડ ઉઘડ્યું છે. ઇંગ્લાન્ડ તરફથી આશરે એક કરોડ રૂપીઆનું ફંડ થવાની આશા છે. હિંદુસ્તાનમાં અમલ ચલાવતા અગ્રેજ સિવિલીયનો તરફથી ત્યાંની પ્રજાના ગુણ દોષનો અભિપ્રાય બાંધવા કરતાં ખુદ ઇંગ્લાન્ડની આ સખાવતથી કાંઇ જૂદાજ પ્રકારનો આપણે બાંધીશું. ઇન્ગ્લાન્ડના એવા પરમાર્થી પુરુષોના આપણે આવે સંકટને સમયે સંપૂર્ણ આભારી છીએ.

---

## ૨

## પાર્લામેન્ટમાં હિંદુસ્તાન સંબંધી ચર્ચા.

(મળેલું)

ઇગ્લાંડની પાર્લામેન્ટ ગયા જાનેવારીની શરૂઆતમાં ઉઘાડવામાં આવી હતી. મહારાણી શ્રી તરફથી જે ભાષણ મુખ્ય પ્રધાન વાંચે છે તેમાં હિંદુસ્તાનમાં દુકાલ અને મરકીની બાબતો વિષે જણાવવામાં આવ્યું હતું. ઇગ્લાંડની પાર્લામેન્ટમાં મહારાણીના ભાષણમાં હિંદુસ્તાનને ભાગ્યેજ સંભારવામાં આવે છે. આ વખતે આવેલા સંકટને માટે રાણીશ્રીએ દીલગીરી અને દીલસોઝી જાહેર કરી હતી. અને ગમે તેટલા ખર્ચે પણ હિંદુસ્તાનના લોકોને દુકાલમાં ભૂખમરાથી બચાવવાને મહારાણીએ વાઇસરોયને આગ્રહ કર્યો હતો. આ ભાષણ ઉપર તકરાર ચલાવ્યા પછી મહારાણીને માનપત્ર આપવાનો રિવાજ પાર્લામેન્ટમાં ચાલતો આવ્યો છે. તે માનપત્રની દરખાસ્તના સુધારા તરીકે સર વુલીયમ વેડર્બર્ને એક અને પેક્ષિત ઉપયોગી દરખાસ્ત મૂકી હતી. તે દરખાસ્ત નીચે મુજબ હતી.

"હિંદુસ્તાનમાં આવી પડેલાં સંકટની શરૂઆતમાંજ તેની સામે થવાને હિંદી પ્રજા કેવલ અશક્ત થઇ પડી છે તેનાં કારણો શોધી કાઢવાને એક કમીશન નીમવું." આ દરખાસ્તના ટેકામાં ભાષણ કરતાં સર વુ. વેડર્બર્ને જણાવ્યું કે લેણદાર લોકોનો જુલમ, હિંદુસ્તાનની સરકારના અમલદાર, અને ન્યાય ખાતાનું વિચિત્ર ધોરણ એ એટલાં બધાં તો ખરાબ છે હિંદુસ્તાન છેક પાયમાલીના કિનારાપર આવ્યું છે માટે હિંદુસ્તાન અને ઇગ્લાન્ડ બન્નેના લાભને માટે જરૂરનું છે કે એક આવા કમીશન મારફતે તેની તપાસ કરાવવી. આ દરખાસ્ત વિરોધાનુમને રદ ઠરાવવામાં આવી હતી. પણ પાર્લામેન્ટની સભાના ૯૦ સભાસદોએ એ સુધારાની પક્ષમાં મત આપ્યાં હતાં. આ સંખ્યા કાંઇ જેવી તેવી નથી. હિંદુસ્તાનનું બજેટ જ્યારે પાર્લામેન્ટમાં રજુ થાય છે ત્યારે ભાગ્યેજ દશ મેમ્બરો આખી સભામાં હાજર હોય છે. તેવી સ્થિતિ ધ્યાનમાં લેતાં આખી પાર્લામેન્ટના મેમ્બરો હાજર હતા અને ૯૦ જેટલા મત મેળવવાને સર વેડરબર્ન ભાગ્યશાળી થયા તેને માટે એમને ઘણીજ શાબાશી ઘટે છે. દિવસે દિવસે હિંદુસ્તાનની બાબતો વિષે ઇંગ્લાન્ડના લોકોમાં અને પાર્લામેન્ટના મેમ્બરોમાં કાંઇ જાગૃતિ આવતિ જાય છે એ જાણીને અમને પરમ સંતોષ થાય છે, અને સ્વદેશભક્ત દાદાભાઇ નવરોજજીએ તથા ગરીબ નિવાજ સર વુલીયમ વેડરબર્ને જેમણે પુષ્કળ પ્રયત્ન કરી ઇન્ડીયન પાર્લામેન્ટરી પાર્ટી સ્થાપી છે તેમને અમે ધન્યવાદ આપીએ છીએ.

# સુદર્શન.

(તંત્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી.)

(ધર્મ–ગૃહ–રાજ્ય–સાહિત્ય–એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર.)

—:*S*:—

"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૨. અંક ૬] (માસિક) [માર્ચ. ૧૮૯૭

૧

## સાહિત્ય.

૧

### अज्ञान सखा प्रति.

(મળેલું)

હરિણી.

નહિ નહિ, સખે, ત્હારે શબ્દે જરા લઘુતા ઘટે;
નહિ, ક્યમ હજી માયાની એ દેહને જડતા મટે?
હૃદય પણ શું ભૂલે! આસ્થા ડગે? નહિ સાંભરે;
પ્રણયરસની [illegible]? સખે, ન ઘટે! ખરે!
* * * * *
નહિ રસ, સખે, આત્માનો એ કદાપિ કમી જતો;
રસમય લસે આત્મા તો એ ચરાચરમાં છતો;
સ્મરણ કરજે માટે, વ્હાલા, સ્વરૂપતણું અને;
"સકલમયતા"–સ્થાને આવી સખે મળજે મ્હને.

---

૨

### એક વેલીને.

(મળેલું)

મંદાક્રાન્તા.

ધીમે ધીમે કુંપળ કુંપળે પત્ર પત્રે વધાને;

ટીશી ટીશી તરુ વિટપમાંત્યું ચણી કાંઇ ગુંથે;
ચીડી વેલી! તુજ વળી દિસે નિત્ય નિત્યે નવીનૃ!
તારૂં હૈયું વધુ વધુ સદા સ્નેહમાં થાય લીન!

ન્હાની ન્હાની તુજ ગતિ સમો રાહ આ જીંદગીનો,
તોફાનો કે ભભક રવિની કાંઇ દી ભાન ભામે;
તારી પાસે ગણુ ગણુ થતા જતુઓ નિત્ય ગુંજે,
મ્હારી પાસે જગત સઘળું નિત્ય ગુંઝયા કરે છે.

પર્ણો તારાં ચઢેં, ખરેં, ચડે એકની એક ડાળે,
ને આલબે તરુવર તણો નિત્યનો એક તારે;
ટેકો મ્હારો મુજ હૃદયની એક મૂર્તિ પરે છે,
ત્ય પાસેથી સુખ દુઃખ સદા જાય ચાલ્યા ઝપાટે.

તું પત્રો ના તુજ કદિ ગણે, હું ય મ્હારાં ગણુ ના,
કિંતુ તેનો કુદરત મહીં કાંઇ છૂપો હિસાબ;
કયા? શા માટે? પ્રભુ વિણુ નકી કોઈ જાણી શક્યું ના,
ઉંડાં કાવ્યો, ફિલસુફિ વળી કાંઇ શકાજ માત્ર.

તું મા હું માં—અરર! પણુ આ કાંઇ જૂદું જ ભાસે,
તારા મ્હારા પથ મહીં દિસે ભિન્નતા એક ઉંડી;
તું ચાલે છે સતત ગતિએ, કૂન્તો ચાલનો હું,
ધક્કા મારે કુદરત મને, દોરતી માત્ર તુંને.

હું ચોટું છું મુજ ડુંગર જ્યાં એક દી શાંતિ પામ્યું;
નિશ્વાસો સૌ જનહૃદયના ભૂત કાળે વિરામે;
નિર્માયો છે તુજ જીવનને એકલો વર્તમાન,
"ઉંચે જાવું" તુજ હૃદયને એટલું ગાન ભાન.

---

૩

## મનને ઉપદેશ.

(મઝેલું)

### રાગ-કાફી. હોરી દીપચંદી.

"ફાગુનકે દિન ચાર, સખીરી" એ રાહ.

જો મનવા તું વિચાર, કરીને, કીધું સફ્રત શું તેં જન્મ ધરીને. જો મન ||૦|| ૨૬૦

તેં સ્વત્રયાશ્રમ પાળી ન્યાંયે,
ઉત્તમ કરી ઉપચાર;

કોઇ દિ[1] વિવેકે, ભજ્યા પ્રભુ છે કે?  
જેથી મળે ન સંસાર ફરીને, — કીધું સુકૃત શું તેં૦ ૨

મિથ્યા અહંમમ[2] અભિમાનનો કુંભ,  
ભરીને ભમ્યો મન ભાર;  
સ્થિર તન માન્યું, ઝટ છે જવાનું  
જયમ જાય છે જો તુષાર[3] ખરીને. — કીધું સુકૃત શું તેં૦ ૨

પુણ્ય વખોડ્યું, પાપજ વોર્યું,  
કરી કૂડ-કપટ-વેપાર;  
કામનિવશ થઇ, ચેત્યો નહિ કંઇ,  
જીંદગી જશે વહી, જીહાર કરીને. — કીધું સુકૃત શું તેં૦ ૩

અંતે જીવમના, જબરા જમના,[4]  
ખાઇશ માર ગમાર!  
કર્મ તેવાં ફલ મળશે વાકળ![5]  
ફાંફળ[6] છે નહિ દ્વાર હરિને. — કીધું સુકૃત શું તેં૦ ૪

જન્મ મરણના ફેરા કદિ પણ ના,  
પામર પામીશ પાર;  
સહાય ભવાનીપતિ નૌકાની,  
લઈ જા ભવ અકૂપાર તરીને.[7] — કીધું સુકૃત શું તેં૦ ૫

---

## ૪

## દુષ્યન્ત અને શકુંતલા

### (મળેલું)

(અનુસંધાન પાને ૨૦૫ થી)

"મહારાજનો જય હો. માતુશ્રીએ આજ્ઞા કીધી છે કે આવતી ચોથે પોતાને ઉપવાસનું પારણું છે, તો દીર્ઘાયુષ્યે અવશ્ય આવવું." માતૃવત્સલ રાજા વિચારમાં પડ્યો; હમણાંજ તપસ્વીજનો યજ્ઞવિધિના વિઘ્ન નિવારણાર્થે કેટલાક દિવસ રોકાવા માગી ગયા છે, માગણીનો પોતે ઘણી કૃતાર્થતા માની સ્વીકાર કીધો છે. અને આ બીજીજ પળે માતુશ્રીનું પ્રેમ ભર્યું આજ્ઞાવચન મળે છે. હવે કરવું શું? એકગમ તપસ્વીનું કાર્ય છે, બીજી ગમ ગુરુજનની આજ્ઞા છે; કશું પણ ઉલ્લંઘન થઇ શકે તેવું નથી. ત્યારે કોનો પ્રતીકાર કરેવે? મન સંશયને હીંદોળે ચઢ્યું; જે ધર્મબુદ્ધિએ સેનાપતિ અને વિદૂષકની સૂચનાનો

---

૧ દિવસ. ૨ હું અને મારું. ૩ ઝાકળ, હિમ. (ઝાકળનું મોતીના દાણા જેવું ટીપું.) ૪ યમરાજના. ૫ ભાન વગરનો મૂર્ખ. ૬ પરમેશ્વરને ઘેર વગર બંદોબસ્તનું પોલાણ (પોલમાં બાઇનું) નથી. ૭ ભવ સમુદ્ર.

તિરસ્કાર કીધો હતો તે હવે વમળગા પડી; અને સંશયનું નિવારણ શોધતી આંખ માઢવ્ય તરફ વળી. એની સરસ્વતીએ જવાબ વાળ્યો:

" ત્રિશંકુના પેઠે અન્તરાળે રહો."

રાજાને પણ પોતાની સ્થિતિ એવીજ જણાઇ, એનું અન્તઃકરણ બોલી ઉઠ્યું. ખરેખર હું વિકલ્પ સ્થિતિમા આવી પડયો છુ.

કાર્ય બન્ને છે બન્ને દેશથી ભિન્ન છે અરે;
મન વ્હેચાય, જેવું કો શૈલાગ્રે નદી પૂરતે.

ધર્મબુદ્ધિએ વમળમા આવેલા મારવા માંડયા, અન્તે એક કરાડ હાથ આવી, તેનો આધાર મળતા કાંઈ સ્વસ્થતાનો યોગ થયો. ત્યા ઉભા ઉભા–વિચાર્યું તો પ્રજાને આત્મનિર્વિશેષ ગણવાનું જેનુ નિર્માણ થયું હતુ, અને જેમ ગણવાની જેતી પ્રકૃતિ પડી ગઇ હતી, તેને સમીપસ્થ માઢવ્યમા અને પોતાના રાજમાતા ભેદ નહિ ગણે એમ લાગ્યુ; અને રાજા બોલી ઉઠયો

" મિત્ર તને પણ માતુશ્રી પુત્રજ ગણે છે માટે તારે જવું; માતુશ્રીને નિવેદન કરવું કે મારે તપસ્વીકાર્યથી રોકાણ થયુ છે; અને પુત્રકૃત્ય બજાવી લેવું.

ગુરુજનની આજ્ઞા અને તપસ્વીકાર્યને એક વજને તોલનાર રાજાના તોલમાં કુદરતે વ્યક્તિના કલ્યાણ કરતા સામાજિક કલ્યાણને જે યોગ્ય સત્કાર અપાવ્યો–તેનું માહાત્મ્ય કેમ જાણે દુર્લક્ષ્ય હોય–તેમ હાસ્યવિનોદી માઢવ્યે જવાબ વાળ્યો.

" પણ હું રાક્ષસથી બીહું છુ એમ ગણવાનુ નથી."

હાસ્ય સહવર્તમાન રાજાએ જવાબ વાળ્યો –

" એની સંભાવના પણ ત્હારા વિષે કેમ થાય?" માઢવ્યે બીજી સરત મૂકી–

" જેમ રાજકુમાર જાય તેવા ઠાઠ માઠથી હું જઇશ."

રાજાએ એ સરત પણ માન્ય રાખી, જવાબ વાળ્યો

" તપોવનને ઉપરોધ નજ જોઇએ માટે સર્વ રસાલાને ત્હારા–સાથેજ મોકલવાનો છે.

બ્રહ્મબંધુના આનંદની હદ ન રહી એ બોલ્યો:

" ત્યારે હવે હું યુવરાજ ખરેખર બન્યો "

તપસ્વીકાર્ય અને ગુરુજનની આજ્ઞાનો ન્યાવો કરયો. આણ્યા પછી–રાજાનું અન્તઃકરણ કેમ કાઇ ખોળતું હોય તેમ ઉંડે ઉતરી ગયુ, અને એકાએક ઉદ્ગાર કાઢયો.

" આ બાઇ ચલવલીયા છે; કદાચ મારી અભિલાષા અન્તઃપુરમા જાહેર કરશે. ઠીક, માટે આને આમ કહું."

માઢવ્યને હાથ પકડી પૂર્ણ પ્રેમથી જાણે વધાવતો હોય તેમ બોલ્યો.

' મિત્ર ઋષિજનોના તરફ ભક્તિથીજ આશ્રમમાં જવું થાય છે એમ ન માનતો કે સાચેજ તાપસકન્યામા મ્હારૂં મન સ્હોડી ગયું છે. વિચારને

ક્યાં આપણે? સ્મરવિહારથી અહ એ ક્યાં!

જે ઉછરેલ મૃગશાવ સમેત ચોરી;
, જે જે વદાયુ; વધુ મે પરિહાસમા તે;
જો તે ગણે સકલ સત્ય બનેલ એવુ."

માઢવ્યને આટલુ નિવેદન કીધા પછી રાજા દુષ્યન્ત આશ્રમ ભણી ચાલ્યો વાચનારા, આપણે હવે શું કરીશું ? આપણે તો રાજા દુષ્યન્તને શકુન્તલાના યોગમા જોવા ગઇ રાત રોકાઇ રહ્યા હતા. તે યોગ તો હજુ પાછળ રહ્યો, આ અત્યારે તો યજ્ઞ અને ઇન્દ્રનો યોગ છે; ત્યાં જવાનું આપણે શું કામ છે ? ત્યારે ચાલો પાછા ફરીએ. વળી યોગ્ય પ્રસગે આપણે આપણું ઇષ્ટ સાધીશુ. વાચનારા શું છે શું ? ત્હારૂં મન કઇ સંકલ્પને હીંદોળે ચ્હડયું જણાય છે, તો બોલ ત્હારે શી શંકા છે ? શું તું એમ પૂછે છે કે આર્યાવર્તના ચક્રવર્તી નૃપ જેવાને પણ આવી અન્તઃપુરની ભીતિ શી ? પ્રેમ એ કંઇ એવી વસ્તુ નથી કે તે સાંકળી રહે, અને એનો વિસ્તાર જ્યાં સુધી પવિત્ર અન્તઃકરણ સાથનું હોય ત્યા સુધી એમા ડર ખાવા જેવુ શુ ? રાજા દુષ્યન્ત ને તેના મિત્ર માઢવ્યના સાથે આટલુ જોયા પછી, અને પોતાના હૃદયના પ્રેમ વલણથી શકુન્તલાનું હૃદય દૂષિત ન ગણાય એને વાસ્તે એની પૂર્ણ કાળજી તપાસ્યા પછી, આવા પ્રશ્ન સાંભળી આશ્ચર્ય થાય છે, વાચનારા તારા સમજવામાં એવું છે કે રાજા દુષ્યન્ત પોતે શકુન્તલા પર પ્રેમલગ્ન થતાં પોતે કઇ અન્તઃપુરના દોષમાં આવતો હોય એમ માને છે. અમારૂં માનવું તો આજના આખા દિવસના રાજા દુષ્યન્તના પ્રસંગથીજ એવુંજ થાય છે કે રાજા દુષ્યન્તની એવી ઇચ્છાનુ કારણ પોતે અન્તઃપુરનો દોષ આચરતો અન્તઃપુરની દૃષ્ટિએ જણાય તેના કરતાં પવિત્ર તાપસ કન્યા શકુન્તલાને દોષિત નાખે અન્તઃપુર નીહાળે એવુંજ હોવુ જોઇએ *

---

૫

## ગ્રંથાવલોકન.

પ્રિયદર્શિકા નાટિકા*:— શ્રી હર્ષકવિની રચેલી આ નાટિકાનું સંસ્કૃતમાંથી ગુજરાતી ભાષામાં ભાષાન્તર કરી ભાષાન્તર કર્તાએ ગુજરાતી સાહિત્યમા એક સારો ઉમેરો કર્યો છે. પ્રિયદર્શિકાનું કથાનક સંગીતપ્રિય વત્સરાજ અથવા ઉદયનને નાયક રાખીને વિસ્તરેલું હોવાથી નાટકને અનુકૂલ રસ ઉપરાંત સંગીતનો પણ સારો યોગ થયો છે. ભાષાન્તરકાર પોતે સંગીતમાં સારા મર્મજ્ઞ અને પ્રવીણ હોવાથી તેમણે પણ ઘણાંક પદ્યોને

---

* આ લેખ અમારી પાસે આટલેજ પૂર્ણ થાય છે; જો કે નાટકનું અવલોકન અપૂર્ણ છે એ સ્પષ્ટ છે. મૂળ લેખક અધિક મોકલશે તો આગળ ચાલશે; નહિતો આ લેખ અત્રજ સમાપ્ત સમજવો. તંત્રી.

* ભાષાન્તર કરી પ્રસિદ્ધ કરનાર શાસ્ત્રી યમુનાદત્ત વલ્લભજી જુનાગઢ. મુબઈ, નિર્ણયસાગર. મૂલ્ય રૂપિયો ૧)

સંગીતરૂપે ઉતાર્યાં છે તે બહુ યોગ્ય કર્યું છે. તેમજ રાગની ગોઠવણમાં પણ રાત્રીના પશ્ચિમ પ્રહરના અંતથી આરંભી ક્રમાનુસાર પૂર્વ ઉત્તર રાગની યોજના પણ સારી સૂક્ષ્મ રસવત્તાથી કરી છે. ભાષાન્તરમાં પણ એકંદરે અશુદ્ધતા કે દોષ અમારી દૃષ્ટિએ આવ્યો નથી, અને પ્રૌઢિ ઠીક સચવાઈ રહી જણાય છે. મુખપૃષ્ઠમાં ભાષાન્તરકારે વસ્તુ વિષે, પાંડિત્ય ચર્ચા વિષે, હર્ષના સમય વિષે, સારો શ્રમ કરીને લેખ કરેલા છે.

**ફિલસુફીની કસોટી‡:—** ઇસ્લામ ધર્મના દૃષ્ટિબિંદુથી ઇશ્વરનું અસ્તિત્વ, પુનર્જન્મનો અસંભવ, અને પેગંબરની આવશ્યકતા, એ ત્રણ વિષયો પરત્વે ત્રણ પ્રકરણ પાડી આ નાનું પુસ્તક લખવામાં આવ્યું છે ઇશ્વરના અસ્તિત્વના સંબંધમાં જે લખાણ છે તે સારું યુક્તિપુરઃસર છે, તેમજ પેગંબર મહમદ સાહેબના સંબંધનું લખાણ પણ પાદરીઓની દલીલોના રદીઆરૂપ હોઇ લખનારના પોતાના ધર્મના દૃષ્ટિબિંદુથી યથોચિત છે. પરંતુ પુનર્જન્મના અસંભવની બાબતમાં તેમણે ઘણુંજ થોડું લખ્યું છે અને તે લખાણમાં પુનર્જન્મ માનનારાઓની જે જે દલીલો છે તેનો વિચાર કરેલો જણાતો નથી. લખનારને બહુ આગ્રહ અને આસ્તાને લીધે જોશથી લખવાની ઢબ છે તે તત્ત્વજ્ઞાનના વિષયમાં ઇષ્ટ નથી, તેમજ ભાષા ઉપર હજી જોઇએ તેવો તેમનો અખ્ત્યાર જણાતો નથી. છતાં તેમનો શ્રમ ખરેખર સ્તુતિપાત્ર છે અને આવા નાસ્તિકતાના સમયમાં હરકોઇ ધર્મના અનુયાયી પોતપોતાના ધર્મનું તત્ત્વ તપાસી જગતને સમજાવે તે વાત અમને પોતાને, તેમજ સર્વ કોઇ સત્યશોધકને ઇષ્ટ છે.

**દૃષ્ટાંતમાલા,† ભાગ ૧લો:—** ગૂજરાતમાં ચાલતી નાની મ્હોટી કહાણીઓ અને દૃષ્ટાંતરૂપ વાર્તાઓનો સંગ્રહ કરવામાં રા. કેશવજીએ ખરેખર ઘણું ઉપયોગનું કામ કર્યું છે મથાળે જે દુહા વગેરે પાને પાને ટાંક્યા છે તે પણ ઘણો ઉપયોગી સંગ્રહ છે. એકજ ઉદાહરણથી આ દુહાઓની કીમત સમજાશે:-

ચવત કલમ સૂક્ષ્મ અછર, વે પ્રીતિકા મૂલ,
નેહી ગયે નીવા રહે, પરત તાહી મુંખ ધૂલ.

આવો સંગ્રહ બહુ ઉપયોગી અને આવશ્યક એટલા માટે છે કે એવા સર્વને પરિચિત દૃષ્ટાંતમાર્ગથી ઉપદેશ સહજે સાધી શકાય છે; પરંતુ એવા સંગ્રહમાં ૧૦૮ની માલા કરવાનો લોભ રાખીને ચિત્તને ચમત્કાર ન કરે તેવી પણ વાતો દાખલ કરવામાં વિવેક રાખવો જોઇએ, કેમકે આવાં દૃષ્ટાંતમાં જે ચમત્કાર ઉપજે તેજ તેમને હૃદયમાં જડી દેનાર કારણ છે, ને તેથીજ છેવટ ઉપદેશ સિદ્ધ થાય છે. "ક્રમ યાદદાસ્ત યાને વિસ્મૃતિ" એવા મથાળા નીચે જે વાત આપી છે કે 'ખેડુત ગાડુ જોડવા માટે ગળે ધોસરું મૂકી ધોસરું શોધ્યાં કરતો હતો' તેટલીજ વાતમાં કશો ચમત્કાર નથી. એટલી એક હકીકત

‡ રચી પ્રસિદ્ધ કરનાર ગુલામ મોહમદ બીન હાજી હાફેજ સાદિક, રાંદેર. વીક્ટોરીઆ પ્રેસ, સુરત.

† સંગ્રહ કરી છપાવનાર રા. રાજગોર કેશવજી જેરામ. ચોટીલા, અમદાવાદ, સૌદર્ય પ્રેસ. કીમત રૂ. ૦-૪-૦

કહી તેમાં વાતજ થઇ નહિ, તેમ દૃષ્ટાંત પણ થયું નહિ; વાતને માટે કેટલાક બનાવોનાં એક એક સાથે સંધાયલો જથો જોઇએ અને તેમાંથી દૃષ્ટાંતનો ધ્વનિ નીકળવા માટે એ વાતના અંતમાં ચમત્કાર જોઇએ. આ સંગ્રહ કરનારને આવો વિવેક રાખવાની ઘણી આવશ્યકતા હતી. તેમજ સંસ્કૃત શ્લોકો ઉતાર્યા છે તે જેટલા છે તેટલા બધા અશુદ્ધ છે, તે માટે પણ કોઇની મદદ લેવી જરૂરની હતી. છપાઇ અને કાગળ ઉપર પણ વધારે લક્ષ આપી પુસ્તકને આકર્ષક કરવું જોગતુ હતુ કે જેથી વાચવાની ઇચ્છા થતાં હેતુ સિદ્ધ થાય.

ચંદા*:— આ એક સવાસો પાનાંની નાની સરખો કલ્પિત કથા છે, ને તેનો રચનાર 'સુંદર અને વિધાનંદ'ની કથાનો રચનાર છે તેજ છે એમ મુખપૃષ્ઠે લખેલું છે. કથાનું વસ્તુ એ છે કે છવણરામ નામના એક સજ્જનની ચંદા, માતા વિનાની પુત્રી છે, અને તેજ ગામમાં કંજુસકાકા નામનો માણસ છે જેનો પુત્ર નથુશંકર છે. નથુશંકરની માતાને કંજુસકાકાએ દુરાચારના સંશય ઉપરથી કાઢી મૂકેલી છે, ને નથુશંકર ઉપર પણ તેજ કારણથી પિતાને રોષ છે. આ નથુશંકરને નદીમાંથી ડુબતાં ઉગારી ચંદા ઘેર લેઇ જઇ સાજો કરે છે ત્યાંથી બન્ને વચ્ચે પ્રેમ થાય છે. કંજુસકાકા મરતી વખતે વીલ કરી પોતાની દોલત ચંદાને આપે છે તે એવી શરતે કે તેણે નથુશંકરને પરણવું નહિ. ચંદા આ વાતની ના પાડે છે, અને ડોસાને તેની ભુલ સમજાવી, નથુશંકરને મુંબઇમાંથી દુઃખી અવસ્થામાંથી બોલાવી લાવી ડોસા ભેગો કરે છે. ચંદા અને નથુશંકર પરણે છે વાતનો ટુંકો સાર આટલોજ છે. રચનારે તેને ગોઠવવામાં અંગરેજી 'નોવેલો'—ની પદ્ધતિ અનુસાર વસ્તુસંકલના કરી છે તે સારી છે, પરંતુ એમ રચના કરવામાં એ જેને પાત્રના ચારિત્રનું ક્રમિક સ્ફોટન કહે છે (Development of charactor) તે ઉપર લક્ષ રહેલું નથી. આથી કરીને કથાની રચનાનો જે મુખ્ય ઉદ્દેશ કે પાત્રસ્ફોટનથી કરીને, સંસર્ગ આદિકની શી અસર થાય છે તે ઉપદેશનો હેતુ સિદ્ધ થતો નથી. તેમજ ચંદાનો બાપ મરી ગયા પછી એક સ્ત્રીશિક્ષકનો જે પ્રસંગ મુક્યો છે તે આખી વાર્તામાં શો હેતુ સાધે છે તે લેશ પણ સમજાતું નથી. સ્ત્રી કેળવણી વિષે, કે તેવોજ જે નર્મદાનો નકામો પ્રસંગ મુંબઈમાં નથુશંકર સાથેનો મુક્યો છે તેમાં વૈધવ્ય વિષે, અભિપ્રાયો દર્શાવવાનો કર્તાનો હેતુ હોય તો તે એક જુદા નિબંધથી સિદ્ધ થાય, પણ વાર્તાના વસ્તુમાં જે ઉપકારક નહિ તેવી ઉપકથા દાખલ કરીને એ હેતુ સિદ્ધ કરવો એ અનુચિત છે. પાત્રસ્ફોટનમાંથી ધ્વનિત કર્યો હોત તો ચાલત, પણ જે પ્રકારે હાલ તે બે વાતનો નિવેશ છે તે રીતે તો તે અપ્રાસંગિક લાગે છે. એમજ નથુશંકર અને નાટકવાળાનો પ્રસંગ પણ સમગ્ર કથાને બહુ ઉપકારક જણાતો નથી. વસ્તુ સંબંધે 'આટલું' કહ્યા પછી શૈલી સંબંધે અમને કહેતાં સંતોષ થાય છે કે "સુંદર અને વિધાનંદ" કરતાં, આ લેખની શૈલી કથાને વધારે અનુકૂલ થઇ છે. આ લેખકમાં પ્રતિભાનાં બીજ છે, અને લખનારની શૈલી આ પ્રકારે સરલતા પકડતી જાય છે, એટલે તેના લેખ આગળ જતાં સારા નીવડવાની આશા રહે છે.

---

* કર્તા એક કાઠીઆવાડી અમદાવાદ, સરસ્વતી પ્રેસ. મૂલ્ય, ૦-૧૨-૦

૨
ધર્મ
૧
કર્મ

( અનુસંધાન પાને ૧૧૪ થી )

સામાન્ય રીતે મનુષ્ય જાત મંદ મંદ ગતિથી આગળ ચાલી જાય છે. પરંતુ કોઈ આગળ વધેલો મનુષ્ય હોય છે તો તે પોતાનું ભવિષ્યનું વર્તન કેવું થાય તેનો વિચાર કરી તે પ્રમાણે વર્તમાન કાલમા રહેણી ગમે છે. જે જે વિચાર-રૂપ પોતાના ચાલતા પ્રસંગમાં આવે છે તેની યોગ્ય વ્યવસ્થા પોતાની ઇચ્છા અનુસાર કરે છે એમ કરતાં કરતા તેને ભૂતકાલનું જ્ઞાન થવા લાગે છે. વર્તમાનકાલની સ્થિતિની સંપૂર્ણ રીતે તેને સમજ પડવા લાગે છે, અને કર્મના ભવિષ્ય ફળ શું થશે તે પણ તેના જાણવામા આવી શકે છે. એવો મનુષ્ય સાવધાનીથી પોતાની શક્તિનો ઉપયોગ કરી ભવિષ્યની રહેણી કરણી પોતાને પ્રતિકૂળ થાય નહિ એવી રીતે યુક્તિ કરી શકે છે. અન્ય શક્તિઓ ગતિમાન થઇ ચૂકી હોય છે તેમા પોતે આસક્તિને મિશ્ર કરી પોતાનું ધારેલ પરિણામ લાવી શકે છે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્રિઓ સ્થૂલ પદાર્થના પ્રયોગોમા જેમ અમુક અમુક પદાર્થ અથવા શક્તિનો ઉપયોગ કરવાથી અમુક પરિણામ આવશેજ એમ નિશ્ચય ધારી પ્રયોગો કરે છે તેમ આ જ્ઞાની મનુષ્યો એ કર્મના નિયમનો નિશંક ઉપયોગ કરે છે.

કર્મના નિયમને ગતિના નિયમનું દૃષ્ટાંત આપવાથી તેના કાર્યની વિશેષ સમજ પડી શકે છે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં ગતિના નિયમ વિષે એમ જણાવેલું છે કે એક વસ્તુને આપણે ગતિ આપીએ એટલે અમુક દિશામા સીધી લીટીમા તે ગમન કરે છે. એજ વસ્તુને જે દિશામાં તે ગતિ કરતી હોય તેનાથી કોઇ પણ અન્ય દિશાથી અન્ય દિશા તરફ ગમન કરે એવી શક્તિ લગાડવામા આવી હોય તો એ બે દિશાઓથી કોઇ ત્રીજીજ દિશામાં તે ગમન કરે છે. એ પરિણામ તે વસ્તુ પ્રતિ લગાડેલા બે શક્તિના મિશ્ર થવાથી આવે છે, પરંતુ એ શક્તિમાંથી જરા પણ ભાગ નિરુપયોગી થાય એમ બનતું નથી. પ્રથમ જે શક્તિ તે વસ્તુ ઉપર લગાડેલી તેનો, પાછળથી લગાડેલી શક્તિના બલનો અટકાવ કરવામા કેટલોક અંશે જાય છે, એટલે તે બન્નેના પરિણામે જે દિશામાં એ વસ્તુ ગમન કરે તે જે દિશા બન્ને લગાડતી વખતે ધારેલ હોય છે તેથી કેવલ ત્રીજી હોય છે. સ્થૂલ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રી જ્યારે એ સંબંધી પ્રયોગ કરે છે ત્યારે તે પ્રથમથી ગણતરી કરે છે કે એક ગતિમાન્ વસ્તુને અમુક દિશામાંથી શક્તિ લગાડવાથી તે અમુક દિશામાં ગમન કરશે તેથી ગમન કરનારી વસ્તુ પોતાથી ગમે તેટલી દૂર હોય, તો પણ તે ગણતરી કરી તેના તરફ અમુક શક્તિથી અન્ય વસ્તુને ગતિ આપે છે અને તે વસ્તુ પ્રથમની વસ્તુના સમાગમમા આવી તેને એ શાસ્ત્રીની ધારણા પ્રમાણે અન્ય દિશામાં ગમન કરાવે છે. આમ કરવાથી પદાર્થવિજ્ઞાનશાસ્ત્રના કોઇ પણ નિયમનો ભંગ કરાતો નથી તેમ તેનાથી વિરુદ્ધ કાંઈ કરવામા આવતું નથી. ત્યારે બને છે શું? જ્ઞાન-નિયમનું

યથાર્થજ્ઞાન હોવાથી તેને અનુસરી સૃષ્ટિની શક્તિનો, મનુષ્ય ઇચ્છાપૂર્વક ઉપયોગ કરે છે, અને પોતાની ધારણા પ્રમાણે પરિણામ લાવે છે.

કર્મબંધનના નિયમને આ ધોરણ લાગુ કરી જોતાં તત્કાલ જણાય છે કે કર્મનો નિયમ અચલ અને અનિવાર્ય છે છતાં મનુષ્ય એ નિયમના કાર્યના યથાર્થ જ્ઞાનથી તેની દરમ્યાન આવ્યા વિના પરિણામમાં ફેરફાર કરી શકે છે. એ કાર્ય કરવામાં મનુષ્યમાત્ર કર્મની ગતિના નિયમનો લાભ લઇ કર્મના પરિણામને અસર કરે છે. સૃષ્ટિના નિયમને આધીન થઇ સૃષ્ટિના નિયમ ઉપર સત્તા ચલાવવાની છે. આ કેમ બને છે તેનું દૃષ્ટાંત લઇએ. એક મનુષ્યને સારી રીતે જ્ઞાન પ્રાપ્ત થયું છે. તેણે પોતાના જ્ઞાનબલથી ભૂતકાળમાં પોતે—જીવે—જે જે કર્મ કર્યાં છે તે અવલોકન કરવાની શક્તિ પ્રાપ્ત કરેલ છે. કેટલાંક અશુભ કર્મનો પાક કાલ થવાનો થયો છે એમ તેના ધ્યાનમાં આવે છે. તેનું પરિણામ ક્યારે આવશે એ કાળ પણ પોતે નિશ્ચય કરી શકે છે. એટલે તેનાથી વિરુદ્ધ પ્રકારના કર્મ ઉદ્ભવ પામે એવી રીતે તે તત્કાલ વર્તન કરવા લાગે છે, આ કર્મની ગતિ પૂર્વનાં કર્મની ગતિ સામે ગમન કરે છે, ત્યારે તેનો કેવલ નાશ થતો નથી પરંતુ એ બન્નેના મિશ્ર થવાથી પ્રથમ આપણે કહી ગયા તે નિયમ અનુસાર કોઇ ત્રીજી ગતિ ઉત્પન્ન થાય છે. સારાંશ કે જે અનિષ્ટ પરિણામ સામાન્ય રીતે આવત તેનાથી કાંઇક જુદુંજ પરિણામ આવે છે. આટલે અંશે કર્મના નિયમમાં ફેરફાર કરવા માટે પણ પૂર્ણ જ્ઞાનની આવશ્યકતા છે. ભૂતકાલમાં આરંભેલાં કર્મ કેવી રીતે અને કીયે કાલે પરિપક્વ થવાનાં છે એ જોવા જાણવાની શક્તિ હોવી જોઇએ એટલુંજ નહિ પરંતુ તેની સામે પોતે કેવાં કર્મ ગતિમાન કરવાં જોઇએ કે જેથી ધારેલું પરિણામ પામી શકાય એ પણ જાણવું અવશ્યનું છે અને તેની સાથે એ પણ સમજવું જોઇએ કે જે પરિણામ આવશે તે પણ કેવા કર્મના બીજરૂપ થશે. આ પ્રમાણે ભૂતકાલમાં કરેલા પાપકર્મનાં ફલનો તે કેવલ નાશ કરે છે અથવા તેની માઠી અસર ઓછી કરે છે. તેમાં પુણ્ય કર્મના ઓઘ જેમબંધ નાખવા એજ ઉત્તમ માર્ગ છે અને તેથી કરી જે શ્રેષ્ઠ શક્તિ ઉત્પન્ન થાય છે તે પૂર્વનાં કર્મની શક્તિ સાથે મળી તેનો જોસ બંધ પાડે છે અથવા કમતી કરે છે. પૂર્વે કરેલા કર્મનો નાશ કરવાની વાત તો અશક્ય છે પરંતુ ઉપર જણાવ્યું તેમ ભવિષ્યમાં તેના પરિણામમાં ફેરફાર કરવાનું બની શકે છે. આ સર્વ, કર્મના નિયમને અનુસરી તેનો લાભ કેમ લેવો તે સમજવાથી બને છે. જો એ નિયમ યથાર્થ સમજી શકાય તો પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓ પોતાના પ્રયોગ કરવામાં પરિણામ માટે જેવી રીતે નિઃશંક રહે છે તેવી રીતે આ મનુષ્ય પણ પરિણામ માટે નિઃશંક રહે છે. એક શક્તિ એક વખત ઉત્પન્ન થઇ તેનો લય કરવો એ અશક્ય છે પણ તેનાં બળ તથા ગતિ સમજી તેના પ્રમાણમાં શક્તિ વાપરવાથી ધારેલું પરિણામ લાવવાનું બની શકે છે એવી રીતે વળી કર્મના ભોગ ત્વરાથી અથવા ઢીલથી ભોગવવાનું પણ બની શકે છે. કર્મ ભોગવતાં ભોગવતાં પણ જે પ્રસંગો અને સ્થિતિમાં તે ભોગવાય છે તેને લીધે તેની વધતી ઓછી અસર થાય છે.

કર્મના ભોગનો વિષય અગત્યનો અને લાભકારી હોઇ તે છોડી દેવા જેવો નથી એટલે તેની સમજૂત જેમ વિશેષ સ્પષ્ટ થાય તેમ વધારે સારું છે. ઉપર એક પ્રકારે તેનું સ્પષ્ટીકરણ કર્યું. હવે વળી બીજા પ્રકારથી તેનું અવલોકન કરીએ એક વાત નિશ્ચય માનવી

કે જેમ જેમ જ્ઞાનમાં વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ પૂર્વનાં કર્મનો નીકાલ કરવાનું સેહેલું પડે છે. તેમ થવાનું કારણ માત્ર એટલું છે.કે જે જીવ મુક્ત થવાનો છે તેને જેમ જેમ એ સમર્થ સમીપ આવતો જાય છે તેમ તેમ ભિન્ન ભિન્ન કારણોથી ઉત્પન્ન થયેલાં કર્મનો વિવેક કેમ અને ક્યારે થશે તે દૃષ્ટિમર્યાદામાં આવે છે. તેના પૂર્વજન્માંતરનું તેને ભાન થતું જાય છે અને યુગાન્તરથી પોતે ધીમે ધીમે ઉર્ધ્વ ગમન કરવા જે મથન કરેલું છે તે સર્વ તેની દૃષ્ટિએ આવે છે ત્યારે તેને જણાય છે કે પોતે કર્મનાં કેવાં કેવાં બંધન પેદા કરેલાં છે; તે કર્મો કેવા પ્રકારનાં છે; તેમાંનાં કેટલાં ભોગવાઇ ચુક્યાં છે; અને કેટલાં ફલ આપવાને તત્પર થયાં છે. વળી તે ભૂતકાલમાં થયેલ હકીકત જોઇ શકે છે એટલુંજ નહિ પણ ભવિષ્યમાં તે કર્મો ક્યારે અને શું ફલ આપશે તે પણ પ્રથમથી જાણી શકે છે. તાત્પર્ય એટલુંજ છે કે જેવી રીતે સ્થૂલપદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓ સૃષ્ટિના જ્ઞાત નિયમો અનુસાર પ્રયોગો કરતાં અમુક પરિણામ અવશ્ય આવશે એમ ભવિષ્ય વદે છે તેમાં ન્યૂનાધિક થતું નથી તેવીજ રીતે જે જ્ઞાનીઓને કર્મના નિયમ પરિચિત છે, તેઓ પોતાના જ્ઞાનબલથી એ નિયમોનું વર્તન યથાર્થ સમજી શકે છે અને તેથી કરી તેનાં પરિણામ જાણી તેનો પોતાની ઇચ્છાનુસાર કેવી રીતે ઉપયોગ કરવો તે નિશ્ચય કરી શકે છે. એમ ભવિષ્યનું જ્ઞાન થવાથી તેઓ જે કાઇ કહે છે અથવા કરે છે તેમાં ન્યૂનાધિક થતું નથી એ સમજવું સુગમ છે. એક વાર આ સમજ યથાર્થ પડી અને તેને માટે જોઇતું જ્ઞાન પ્રાપ્ત થયું ત્યાર પછી પૂર્વના કર્મનાં અનિષ્ટ ફળ ભોગવવાં પડતાં નથી અથવા તો તેને ન્યૂન કરવા માટે કેવા પ્રકારનાં કર્મ કરવાં અને કેટલું બળ તેની સામે વાપરવું એ સહજ ધ્યાનમાં આવે છે. આ સઘળું પછી તો માત્ર એક હીસાબની ગણત્રી જેવું સહેલું થઇ પડે છે. દૃષ્ટાંત લઇએ કે એક વખતે પૂર્વકાલમાં દ્વેષભાવ બહુ રાખ્યો હતો એટલે તેનાં ફળ મળવાની તૈયારી થઇ છે. અત્યારે જ્ઞાન થવાથી તેની કેવી અને શું અસર થશે એ ધ્યાનમાં આવી ગયેલ છે તેથી એ અસર થતાંજ તેનું બળ શમાવી દેવા માટે ઇચ્છાપૂર્વક પ્રીતિભાવ ઉત્પન્ન કરી તેને દ્વેષભાવ સામો ગતિમાન કરાય છે.

પુનરપિ સ્થૂલપદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાંથી એક દૃષ્ટાંત લઇએ. ધ્વનિ ઉત્પન્ન કરવાથી જે વાતાવરણ તરંગોથી ગતિમાન થાય છે તેમાં એવો નિયમ છે કે એક ધ્વનિ થયો તેના તરંગ કાનના પડદા સુધી પોહોચે તો તેનું શ્રવણ થાય છે, પરંતુ સ્વાભાવિક નિયમથી થતા પરિણામમાં એ શાસ્ત્રના વેત્તા પોતાની ઇચ્છા થાય તો ફેરફાર કરી શકે છે. જેવો એક ધ્વનિ કર્યો કે તેની ગતિ પૂરી થઇ રહે નહિ તે પહેલાં અમુક કાલ પછી તેવોજ બીજો ધ્વનિ કરે છે. પ્રથમના ધ્વનિથી ગતિમાન થયેલા તરંગોની પાછળ બીજા ધ્વનિના તરંગો ચાલતા થાય છે. એથી કરી જે પ્રથમના ચાલતા તરંગના ઘટ્ટ ભાગનાં તરંગો આગળ ચાલી ગયા પછી જે આછા ભાગવાળા પાછળ રહે છે તેની સાથે બીજા સંઘટ્ટ તરંગો જઇ મળે છે અને તેની ગતિ રૂંધે છે. એમ કરતાં ધ્વનિનો સુર કાને પડતો નથી અને જ્યાં શ્રવણ થવાની સ્થિતિએ પહોચે છે તેટલામાં તો તેનો લય થઇ શાન્તિ વ્યાપે છે. એવીજ રીતે ઉચ્ચ ભૂમિકામાં દ્વેષની સામે પ્રેમભાવ મૂકવાથી દ્વેષને પરિણામ પામતો અટકાવાય છે. એવી સર્વત્ર સમભાન સ્થિતિ ઇચ્છાપૂર્વક સ્થાપવામાં આવે છે.
પદત્યા
દાઈ કરવામાં આવા જાય છે. એજ મુક્તિ છે. (આગળ ચાલુ)

## ૨
## દેવલોક.
(મળેલું)

(અનુસંધાન પાને ૧૦૭ થી)

### સાધારણ લક્ષણ.

આરંભમાં આ કઠિન વિષયનું વર્ણન અગર જો કે યથાસ્થિત થવું તો મુશ્કેલ છે તોપણ એવું કરવામા આવશે કે કોઇ પણ અભ્યાસકને જ્યારે આ લોકનું પ્રથમ દર્શન થાય ત્યારે તેની દૃષ્ટિએ કેવો ચિતાર પડે તે સમજી શકાય. અભ્યાસક અથવા શિષ્ય એ શબ્દ આ જોનારને લગાડવો એજ યથાર્થ છે કારણ કે કોઈ પણ યોગ્ય ગુરુ સ્થાપ્યાં વિના કોઈ પણ મનુષ્યને તે ભૂમિકાનુ સંપૂર્ણ ભાન થઇ તે દૈવી લોકના સુખનું સ્મરણ આ લોકમાં રહેવુ સંભવતું નથી એ લોકમાથી કોઇ પ્રેત વિધાયકની ઇચ્છા અનુસાર વિધેય-દ્વારા વાતો કરવા આ લોકમા આવતું નથી. માત્ર જેઓની આંતરદૃષ્ટિજ જાગ્રત્ થઇ હોય છે તેઓ એ ભૂમિકા સુધો પોહોચવા પામતા નથી. કોઇ વખતે એવો કોઇ મનુષ્ય જેની રહેણી કરણી અત્યંત પવિત્ર હોય છે તે જ્યારે ગાઢ મૂર્છામા હોય છે અને તેના વિધાયકની પણ સત્તામાથી તે નીકળી ગયો હોય છે ત્યારે તે એ લોકમાં પ્રવેશ કરે છે. પણ તેને તેનુ સ્મરણ બહુ રહેતુ નથી. જો કાંઇ રહે છે તો માત્ર એટલુંજ કે પોતે કાંઇ અવર્ણ્ય સુખ ભોગવ્યું. આમા પણ પોતે જે ધર્મ માનતો હોય તેની છાયા દેખાય છે. આપણે જેને મૃત્યુ કહીએ છીએ તે પ્રમાણે એક જણ મરણ પામ્યા પછી તેનો જીવાત્મા સ્થૂલ શરીરથી છૂટો થઇ પોતાના સ્વરૂપને પામે છે ત્યારે તે દેવલોકમાં પ્રવેશ કરે છે. ત્યા ગયા પછી સગા સંબંધીના ગમે તેવા ઉત્કંઠિત શોકરૂપ વિચારો અથવા પ્રેતાવાહક મંડળીની લાલચ એ જીવાત્માને આ લોકમા લાવવા સમર્થ નથી. તે તો માત્ર આત્મજ્ઞાનમય વિચારો આ દુનિયામાં જ્યારે પોતે હતો ત્યારે કરેલા તેનું બળ ખપી જાય છે ત્યારે પુનરપિ જન્મ પામવા સ્થૂલ દેહ ધારણ કરવા તૈયાર થાય છે. કદાપિ ધારો કે કોઇ એ લોકમાંથી આ લોકમા આવે તો પણ તે ત્યાનો ખ્યાલ આપી શકવાનો નથી, કારણ કે એ ખ્યાલ તો ત્યાનું જેને સંપૂર્ણ ભાન હોય છે અને જે સ્વતંત્ર રીતે તે લોકનાં સુખનો અનુભવ કરવા શક્તિવાન હોય છે તેજ આપી શકે છે. આના સંબંધમા જ્યારે એ સ્વર્ગલોકનિવાસીઓ વિષે ચર્ચા કરશું ત્યારે વિશેષ કહેવામાં આવશે.

એક મહાન્ ગુપ્તવિદ્યાના જ્ઞાતાએ બહુ લાંબા વખત ઉપર એક પત્રમાં નીચેની હકીકત પોતાના સ્મરણ પ્રમાણે લખેલી છે તે બહુ આનંદદાયક છે, પરંતુ તે ક્યાંથી મૂલમા લીધેલી છે તે જાણવામાં આવતું નથીઃ—

તે લખે છે કે ભગવાન્ બુદ્ધ એમ કહી ગયા છે કે આ દુનિયાંની પેલી બાજુ કોટિ સૂર્યમંડલ છે અને તે પછી સુખાવતી નામે સ્વર્ગ લોક છે. આ લોકની ફરતા સાત કોટ છે, સાત વિશાલ પડદા છે, અને હાલતાં વૃક્ષોની સાત હાર છે. અર્હતોનું આ પવિત્ર ધામ છે, તેમા તથાગતોની સત્તા ચાલે છે, અને બોધિસત્ત્વને તે સ્વાધીન છે. તેમા સાત કીમતિ સરોવર છે. એ સરોવરોમાં સ્વચ્છ નિર્મલ શોભાયમાન જલ વહે છે. તે જલમા સાત,

છતાં એક ખાસ, ગુણ અને સ્વભાવ છે. હે સારીપુત્ર ! આ દેવસ્થાન છે. પ્રત્યેક પૃથ્વીની છાયામાં તેનાજ દિવ્ય ઉદુમ્બર પુષ્પના મૂલ ચોંટેલા છે અને જીઓ ત્યાં પોહોચ્યે છે તેને માટે તે ખીલેલું હોય છે. આ સુખી લોકમાં જેઓ જન્મે છે, જેઓએ સુવર્ણનો સેતુ ઓલંગ્યો છે, અને જેઓ સુવર્ણના સાત પહાડે પોહોચ્યા છે તેઓ ખરેખરા સુખી છે. એ યુગાન્તરમાં તેઓ શોક કે દુઃખ અનુભવતા નથી.

પૂર્વના દેશોની ચમત્કારિક કલ્પનાશક્તિ પ્રમાણે ઉપરનું વર્ણન આપેલું છે. પરંતુ તેમાં નીહાળી જોતાં આધુનિક શોધકોના જોવામાં જે કાંઇ આવેલું છે તેની સાથે સામાન્ય મળતાપણું સહજ દેખાઇ આવે છે સુવર્ણના સાત પર્વતો તે દેવસ્થાનના સાત વિભાગ છે. તેઓ પ્રત્યેકની વચ્ચે નદિ જેવી મર્યાદા રાખવા સાત કઠેરા, સાત વિશાલ પડદાની હારો, સાત વૃક્ષની હારો ઇત્યાદિ કહેલું છે. નિર્મલ જલ સાત પ્રકારનું કહેલું છે તથા તે પ્રત્યેક પ્રકારના જલમાં ભિન્ન ભિન્ન ગુણ સમાયેલા છે તે એવું સૂચન કરે છે કે મનના તેવા પ્રકાર છે તથા તેમાં એવી ભિન્ન ભિન્ન શક્તિ સમાયેલી છે. એ સર્વમાં સામાન્ય એક ગુણ જણાવેલો છે તે સુખ છે. એટલે એ ધામમાં નિવાસ કરનાર અત્યંત સુખ ભોગવે છે તેમાં તો જરા પણ શંકાજ નથી. તેના ફૂલ પ્રત્યેક પૃથ્વીની છાયામા મૂલ નાખે છે અર્થાત્ ભિન્ન ભિન્ન પૃથ્વીમાંથી અનુકૂલ દેવલોકમાં જીવ ગમન કરે છે. જેઓ એ લોક પ્રાપ્ત કરવા પાત્ર થવાય તેવી રહેણી કરણી રાખે છે તે અવર્ણ્ય સુખ અનુભવે છે, કારણકે આ લોકને કામ-લોકથી છૂટો પાડનાર સુવર્ણનો સેતુ તેઓ ઉતરી ગયા છે. અધોગમન અને ઉત્તમગમન વચ્ચેનો વિગ્રહ તેઓનામાં નિવૃત્ત થઇ ગયેલો હોય છે એટલે તેટલા કાલ પર્યંત તેમને શોક દુઃખ અનુભવવું પડતું નથી. પણ જ્યારે તે લોકમાંથી નીકળી અવતરવા આવે છે ત્યારે પુનરપિ તેમને એ વિકારો લાગુ પડે છે.

દેવસ્થાન–સ્વર્ગલોકનો ખ્યાલ કરતા મુખ્ય વાત એટલી નિશ્ચય કરી માનવી કે તે અત્યંત સુખ અનુભવવાનું ધામ છે. તે લોકની સ્થિતિ એવી છે કે, ત્યાં દુઃખ અને શોકનો અવકાશજ નથી. ત્યાંના નિવાસીઓ માત્ર સુખી છે એટલુંજ નહિ, તેથી પણ કાંઇક વિશેષ છે. તે ધામમાં પ્રવેશ કરનાર પ્રત્યેક જીવ આત્માનંદનું સુખ તેનાથી ભોગવાય તેટલું ભોગવે છે. અર્થાત્ જેટલો આત્મભાવ ઉત્પન્ન કર્યો હોય તેના પ્રમાણમાં તે સુખ પ્રાપ્ત થાય છે. આ વિષે વધારે ખુલાસો આગળ આપવામાં આવશે. આ સ્થલે એટલું ખાસ કરી ધ્યાનમાં રાખવા જેવું છે કે જીવ દેવલોકમાં પ્રવેશ કરે છે કે, તત્કાલ તેને સર્વ દુઃખની નિવૃત્તિ લાગે છે અને અત્યંત સુખનો અનુભવ થતો આવે છે. જેટલો કાલ એ લોકમા વસે છે તેટલો કાલ તે સુખમાં જરા પણ ન્યૂનાધિક થતું નથી. ત્યાં ગમે તે કાર્ય તે કરે છે. અથવા તે લોકનો જેમ જેમ તેને વધારે અનુભવ થતો જાય છે તેમ તેમ પોતાની ઉચ્ચ આત્મભાવ પ્રાપ્ત કરવાની યોગ્યતા પ્રદર્શિત થતી જાય છે. પરંતુ તેને જે સુખ પ્રાપ્ત થયું છે અને તેમાં પ્રથમ સ્થિત થવાથી જીવિત જે આનંદદાયક લાગે છે તે અવર્ણ્ય હોય છે અને તેનો અનુભવ તો સર્વદા ચાલુ રહે છે. આ પૃથ્વી ઉપર તેના સમાન કાંઇ છેજ નહિ. તેનું ચિત્ર આપવું પણ બને તેવું નથી. એક બાલકમાં જે ઉછરતી જીંદગીનો આનંદ જોવામા આવે છે તેના જેવો, આત્મભા-

થનો આનંદ પણ છે એમ કલ્પના કરીએ અને તેને પણ હજાર ગણો ધારીએ તો આ આનંદનો કાંઇક આભાસ થશે. આ દૃષ્ટાંત પણ વાસ્તવિક નથી કારણકે એ ભૂમિકાની આત્મભાવનાની ભવ્યતા વૈખરીમાં વર્ણવી શકાય તેવી નથી.

દેવલોકનાં ભૌતિક પરમાણુ અને રજકણોની અત્યંત ત્વરિત ગતિથી થતા સંક્રમણને લીધે તેમાના જીવનતત્ત્વનું અસ્તિત્વ અત્યંત પ્રદર્શિત થાય છે. અનુમાનપ્રમાણથી પણ એ વાત માન્ય કરવા યોગ્ય છે કેમકે એ વાત પ્રસિદ્ધ છે કે આ સ્થૂલ ભૂમિકા ઉપર પણ ગમે તેવી સ્નિગ્ધ વસ્તુ હોય તો પણ તેનાં રજકણો જરા માત્ર ગતિકુંઠિત રહેતા નથી. જ્યારે સૂક્ષ્મ દૃષ્ટિ જાગ્રત્ થાય છે અને એ અનુમાન સિદ્ધાન્તરૂપ જણાય છે ત્યારે તે સત્ય વાત છે એમ જણાતાં જરા પણ શંકા રહેતી નથી. ત્યાર પછી જીવનો સર્વાંગવ્યાપ એવી રીતે પ્રતીત થાય છે કે તેવો પૂર્વે કોઇ પણ સમયે થવો અસંભવિત હતો એમ લાગે. આપણા મનની શક્તિ પણ વિસ્તાર પામે છે અને જેઓની આંતરશક્તિ જાગ્રત્ નથી થયેલી તેને જે વાત અગમ્ય અને સ્વપ્ન તુલ્ય લાગે છે તેવા સૃષ્ટિના ખેલોનું ખરું સ્વરૂપ જોવામાં આવે છે સૂક્ષ્મરૂપ ઇંદ્રિયો જાગ્રત્ થતાં આટલી શક્તિ પ્રાપ્ત થાય છે તેનો જ્યારે સ્થૂલ ઇંદ્રિયજ્ઞાન સાથે મુકાબલો કરીએ, ને તે પછી એ ભૂમિકાથી આગળની ભૂમિકા–કામલોક–માં સ્ફુરતી ત્વરિત ગતિ અને જીવનતત્ત્વનું ચાંચલ્ય તેનો જ્યારે ખ્યાલ કરીએ ત્યારે તેની અસર અવલોકનાર ઉપર કેવી થાય તેનો સહજ ખ્યાલ કરો. કામલોકની ભૂમિકાનું દર્શન કરતાં તેને પોતાનામાં કોઇ નવી ઉચ્ચ ઇંદ્રિય જાગ્રત્ થઇ છે એમ ભાસે છે. તેની મોહ પામેલી દૃષ્ટિએ ઉચ્ચલોક પડે છે. આ લોકની ભૂત પ્રકૃતિનાં રજકણની ગતિ કરતા તે અત્યંત ત્વરાથી સંક્રમણ કરતાં જણાય છે. નાદ અને તેજનાં રજકણની ગતિમાં જેટલો ફેર છે તેટલો ફેર આ બે લોકમાં છે. પોતામાં અને આસપાસ જે જીવનતત્ત્વ સર્વવ્યાપક સર્વદા વહ્યાં કરે છે તે એ લોકમાં તેને જાણે કોઇ જુદા પ્રકારનું હોય એમ ભાસે છે અને જાણે તેનામાં કાંઇ વિશેષ શક્તિ હોય એવું લાગે છે. વળી જે ઇંદ્રિયથી એ સર્વ જ્ઞાન તેને પ્રાપ્ત થાય છે તે કાંઇ થોડી ઘણી નવાઇની વાત નથી. તેને સાંભળવા, જોવા, અને સ્પર્શ કરવા આ લોકમાં ભિન્ન ભિન્ન ઇંદ્રિયોની આવશ્યકતા છે તેમ એ લોકમાં નથી. એટલુંજ નહિ પણ આકાશિક ભૂમિકામાં એ જ્ઞાન વિસ્તારવાળું હોય છે તેમ પણ નથી. અહીં તો તેને નવીન શક્તિ પ્રાપ્ત થાય છે. તે એવી છે કે કોઇ ઇંદ્રિયજન્ય જ્ઞાનશક્તિને મળતી આવતી નથી પણ સર્વેંદ્રિયજન્ય જ્ઞાનનો સમૂહ હોય એવું ભાસે છે; કદાપિ તે કરતા પણ વિશેષ શક્તિ હોય. કોઇ પણ મનુષ્ય કે વસ્તુ તેની સમીપ આવે છે કે તત્કાળ તેને પૃથક્ પૃથક્ ભાગે જોવા, સાંભળવા અથવા સ્પર્શ કરવાની જરૂર પડતી નથી પણ તેના સંબંધી સર્વ હકીકતનું એકીજ વખતે એકંદર જ્ઞાન થાય છે. તેનું બહિર્ અને આન્તર સઘળું એક કાલેજ તેની પાસે ખુલ્લું થાય છે અને તેનાં કારણ, પરિણામ, અને ભવિષ્યમાં ઉગવાનાં બીજ સઘળું સમજવામાં આવી જાય છે. એ સર્વ જ્ઞાન જે લોકમાં તે નિર્ગો છે તે અને તેની નીચેના લોકને સંબંધે જેટલી વાત હોય છે તેનું સર્વનું છે એમ સમજવું. ત્યાં તેને પ્રતીત થાય છે કે મનન કરવું એ વસ્તુતઃ તે વાત અનુભવવા બરાબર છે. એ ઉચ્ચ ઇંદ્રિયના આ કાર્ય વિષે કાંઇ પણ શંકા રાખવાપણું અથવા તે માન્ય કરવાંમાં આનાકાની કરવાપણું

હિંસાની રુચિ ઉપજે, બ્રહ્મચર્યને સ્થાને વ્યભિચારાદિ વાસના થાય, ત્યારે જેવી જેવી વૃત્તિ થાય તેવી તેવી વૃત્તિનો વિરુદ્ધવૃત્તિ ઉપજાવીને તેની ભાવના કરવી. વ્યવહારમા પણ જેમ એક પાસાનું બલ વધે તેમ આપણે બીજી પાસા બલ પ્રધારીએ છીએ, શરીરને એકજ પાસા નમવું પડે તો બીજી પાસા આપણે, નમવાના જોરના પ્રમાણમાજ, ટેમ રાખીએ છીએ, નટ લોકો દોર ઉપર સમાન રહેવા માટે હાથમાં વાસ રાખીને બેપાસા વજન સમાન રાખવાની તજવીજ કરે છે, તેનો તેજ નિયમ અતઃકરણની સૃષ્ટિને લાગુ કરવાનો છે. જે વૃત્તિ ઉઠી તેનું બલાબલ વિલોકી તેટલાજ બલાબલવાળી જેનાથી વિરુદ્ધ વૃત્તિ ઉપજાવવી એટલે અતઃકરણની સ્થિતિનો ભંગ નહિ થાય આ પ્રકારે અભ્યાસ કરતે કરતે યમનિયમાદિ દઢ થશે ત્યારે એક એક અગતી સિદ્ધિથી એક એક અલૌકિક આશ્ચર્યનો ઉદય થવા લાગશે. અહિંસા સિદ્ધ થવાથી પ્રાણીમાત્ર પોતાનુ સહજ વૈર પણ તેવા પુરુષની સમીપ ત્યજી દેશે ત્યાં સાધારણ જીવમાત્ર તેના આગળ પ્રેમભાવ ધરે એમા આશ્ચર્ય શું? સત્ય સિદ્ધ થતા વાણીની સિદ્ધિ આવે છે, અસ્તેય સિદ્ધ થતા સર્વ રત્નોની પ્રાપ્તિ થાય છે, બ્રહ્મચર્ય સિદ્ધ થતા વીર્યસિદ્ધિ થાય છે અને પોતાના વીર્ય એટલે માનસિક એજના પ્રભાવથી પોતાનું સામર્થ્ય પ્રયોજવા અને શિષ્યાદિકને તે અર્પવા સમર્થ થવાય છે, અપરિગ્રહ સિદ્ધ થતા પૂર્વજન્મોના જ્ઞાનનું સ્ફુરણ થવા માંડે છે; શૌચ સિદ્ધ થતા દેહાધ્યાસ ઘટે છે અને અંતઃકરણની શુદ્ધિથી પ્રસન્નતા, એકાગ્રતા, ઇન્દ્રિયજય, અને આત્મદર્શનની યોગ્યતા આવે છે, સંતોષથી અલૌકિક સુખ થાય છે, તપથી શરીર અને ઇન્દ્રિયોના સ્વાભાવિક સામર્થ્યમા ઘણો ઉત્કર્ષ થાય છે, સ્વાધ્યાયથી ઇષ્ટ દેવતાની કૃપા થાય છે, અને ઇશ્વરપ્રણિધાનથી સમાધિ થાય છે. અર્થાત્ યમનિયમાદિકદ્વારજ યથાર્થ સચવાય તો સમાધિ પર્યંત જઇ શકાય છે, અને જે એકાગ્રતા વૃત્તિનિરોધરૂપ સમાધિનું સ્વરૂપ છે તેનાજ એ દશો પ્રકારન્તર છે એમ સમજી શકાય છે.

યમ અને નિયમ પછી આસન જેમાં ચિત્તની સ્થિરતા સચવાય અને શરીરને અ-[illegible]ણ લાગે નહિ તે આસન જાણવું; આસનનું આવું લક્ષણ છે તથાપિ સિદ્ધ, ભદ્ર, પદ્મ, [illegible]ક આદિ અનેક આસનો હઠપ્રક્રિયામા પ્રસિદ્ધ છે તે, તે તે પ્રકારની હઠક્રિયાને ઉપયો-[illegible] વૃત્તિનિરોધ અને તદનંતર નિર્વિકલ્પ આત્મસાક્ષાત્કારના માર્ગમા પ્રવૃત્તિ કરનારને [illegible] અને સુખરૂપ તેજ આસન એ તેનુ સ્વરૂપ સર્વથા પૂર્ણ અને ઇષ્ટ છે. પ્રાણાયામ [illegible]ચાર રાખનારને તો સિદ્ધાદિક એકાદ આસનની અપેક્ષાજ છે, કારણકે આસન [illegible] જે પ્રાણાયામ છે તેનો ઉદ્દેશ પ્રાણનો નિરોધ કરીને ચિત્તનો તથા ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાનો છે, તે માટે શરીર અને નાડીઓની અમુક સ્થિતિ આવશ્યક છે. શ્વાસપ્રશ્વાસની ગતિનો વિચ્છેદ તે પ્રાણાયામ, જેને કુંભક કહેવાય છે તે, એવું પ્રાણાયમનુ લક્ષણ છે સિદ્ધાન્ત એવો છે કે દેહમાત્રમા પ્રાણવાયુજ સર્વ ક્રિયાનો કરનાર છે, અને જેનાથી જ્ઞાનવિચારાદિ સભવે છે તે મન પણ પ્રાણની સાથેજ ક્ષીરનીરની પેઠે મળેલું રહે છે. પ્રાણના ચલન વલનથી મનનું ચલન વલન થાય છે, ને મનના ચલન વલનથી પ્રાણનુ ચલન વલન થાય છે. બહુ દોડવાથી કે અભ્યાસ કરવાથી શ્વાસ ઘણો વહે છે ત્યારે મન પણ વિહ્વલ હોય છે, ભયત્રાસ આદિકનો ધ્રાસકો પડતાં મન રોકાઇ જવાથી

શ્વાસપ્રશ્વાસ રોકાઇ જાય છે, એ સર્વના અનુભવમાં હોવું જોઇએ. મન અથવા ચિત્ત અને તેની વૃત્તિઓને એકાગ્ર કરી વૃત્તિનિરોધ સાધી શકનાર ઉત્તમાધિકારીને પ્રાણાયામની અપેક્ષા નથી, જેની વૃત્તિ બહુ ચંચલ છે તેને પ્રાણને રોકી તે દ્વારા વૃત્તિને રોકવાનો થોડો થોડો અભ્યાસ રાખવાની અપેક્ષા છે, એ વાત આગળ કહેવાઇ ગઇ છે. પ્રાણને રોકવો કે વધારે ચલાવવો એ આદિ ક્રિયાથી શરીરમાં જેમ સુખ થાય છે અને વૃત્તિનિરોધ સંભવે છે, તેમ યથાર્થ રીતે તે ક્રિયા ન થઇ શકે તો શરીરમાં અનેક વ્યાધિ થાય છે ને વૃત્તિમાં પણ વિકલતા પેસી જાય છે. પ્રાણદ્વારા વૃત્તિને રોધવાનો જે અભ્યાસ તે હઠયોગ કહેવાય છે વૃત્તિએ કરીને વૃત્તિને રોકતાં નિરોધ સાધવાનો જે અભ્યાસ તે રાજયોગ કહેવાય છે. રાજયોગ વિના મુક્તિ કે મોક્ષ કે આનંદ નથી, હઠયોગ તે રાજયોગનો એક માર્ગ છે, પણ હઠયોગ એટલે પ્રાણાયામાદિ વિના આ અભ્યાસજ ન થઇ શકે એમ કેટલાક યુવકો આજ કાલ જુલાવામાં પડે છે તે વિચારવા જેવું છે. હઠયોગનો માર્ગ સર્વથા હાનિકારક સમજી, પ્રાણાયામના સ્વરૂપ વિષે અત્ર વધારે વિસ્તાર કરવામાં આવતો નથી. જે અધિકારીને એવા હઠયોગ વિના સિદ્ધિનો અવકાશજ નહિ હોય તેને કોઇ યોગ્ય દૈશિક તે દિશા, આવશ્યક હશે તો, દેખાડશે. આસનથી ચિત્તને બાહ્ય વિક્ષેપો નડતા નથી; તેમ પ્રાણાયામના અભ્યાસથી સત્ત્વનું આવરણ ક્ષીણ થાય છે, અને ધારણાને માટે યોગ્યતા આવે છે. પાંચમું યોગાંગ—બહિરંગ સાધન—જે પ્રત્યાહાર તેનું સ્વરૂપ એવું છે કે યમનિયમાદિથી વિશુદ્ધ અને આસનપ્રાણાયામથી ધારણાને યોગ્ય એવું ચિત્ત જ્યારે કોઇ વિષયથી પોતેજ ઉપરામ પામી એટલે પાછું વળી ને સ્થિર થઇ બેસે ત્યારે બાહ્ય ઇંદ્રિયો પણ તેનેજ અનુસરી તે વિષયથી પાછી વળી જાય; તેનું નામ પ્રત્યાહાર; પ્રતિ એટલે ઉલટું, આહાર એટલે આહરણ, ખેંચાવું, પોતાના શબ્દાદિક વિષયો તેનાથી ઉલટું જવું, ચિત્ત તે તે વિષયથી પાછું ફરે ત્યારે ઇંદ્રિયોએ પણ ચિત્તને અનુસરવું, તે પ્રત્યાહાર.

જે પુરુષના ચિત્તને આવું સામ્રાજ્ય આવી ગયું તે સમાધિના દ્વાર ઉપરજ ઉભો છે એમ જાણવું. જેનું મન વિશુદ્ધ અને પવિત્ર થઇ ક્ષણમાં એકાગ્ર થઇ શકે તેવું સૂક્ષ્મ થઇ રહ્યું છે અને જેની ઇંદ્રિયો તે મનને અનુસરે છે ને તેને આધીન છે તેવા પુરુષને વૃત્તિનિરોધના અભ્યાસથી સંપ્રજ્ઞાતસમાધિનો લાભ બહુ સમીપ છે. કર્મ અને ઉપાસનાથી કરીને મલ અને વિક્ષેપનો અભાવ સાધવાની વાત આપણે આરંભે કહી આવ્યા છીએ; અને વિવેક વૈરાગ્યથી કરીને, મલવિક્ષેપ રહિત ચિત્તને આત્મપ્રસાદની ભૂમિકામાં સ્થાપવાનો ક્રમ બતાવી આવ્યા છીએ. પ્રત્યાહાર પર્યંતના બહિરંગ સાધન, અને ક્લિષ્ટ અક્લિષ્ટ વૃત્તિના ઉપશમનો પ્રકાર તે બધો કર્મ, ઉપાસના અને વિવેક વૈરાગ્ય એ ચાર રાજયોગના જે પ્રથમ અંગ છે તેનો વિસ્તાર છે. હવે જે અંતરંગ સાધન કહેવાના છે તેમાં રાજયોગનું જે તૃતીય સાધન શમાદિષટ્સંપત્તિ તેનો વિચાર છે.

ધારણા, ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગયોગનાં અંતરંગ સાધન કહેવાય છે ચિત્તને કોઈ પણ દેશમાં બાંધવું તે ધારણા છે. અમુકની ધારણા, કલ્પના કરવી, અને ચિત્તને તદાકાર કરીને તેમાંજ તલ્લીન કરી બાંધી લેવું, એ ધારણા કહેવાય. યોગાભ્યાસીને કલ્પના, કે જે કવિતા અને પ્રતિમાની જનની છે તેનો આશ્રય કેટલો આવશ્યક અને પોષક છે તે

આ સ્થાને સમજાશે જેને તીવ્ર અને તાદૃશ કલ્પના કરવાનું સામર્થ્ય છે, તે જો યમ નિયમાદિથી વિશુદ્ધ હોય, તો તે કલ્પિત ચિત્ર ઉપર ધારણા કરી ગમે તેવી સિદ્ધિ અને ચમત્કારની યોજના કરવા સમર્થ થઇ શકે છે. પણ આપણને સિદ્ધિ અને ચમત્કારો સાથે કામ નથી, આપણને તો ચિત્તની પરમ શાન્તિ અથવા વાસનાક્ષય અને મનોનાશથી ઉપજતો તત્ત્વજ્ઞાનનો અભેદાનંદમય સાક્ષાત્સ્વરૂપાનંદ તે અનુભવવો છે. ધારણાનો અભ્યાસ, ઘણાક શરીરમાંનાં પટ્ ચક્રોની ધારણાથી પણ કરે છે, ઘણાક પ્રાણની અંદર જવાની (શ્વાસ) અને બહાર નીકળવાની (પ્રશ્વાસ) ક્રિયા ઉપર લક્ષ રાખી શ્વાસ વખતે 'सो' એવો ધ્વનિ થાય છે એવું કલ્પી, પ્રશ્વાસ વખતે 'ऽहं' એવો ધ્વનિ થાય છે એમ કલ્પી, તે આવતા જતા सोऽहं અથવા 'हंस'—ની જ ધારણા કરે છે; પણ अहं सः—હું તેજ બ્રહ્મ છું એવો એ હંસનો રાજયોગાનુસાર જે અનુભવ આગળ કહેવામાં આવશે તે વિના એ અભ્યાસથી બહુ લાભ નથી ધારણાનું મુખ્ય ફલ એટલુંજ છે કે જ્યાં ઇચ્છા થાય ત્યાં ચિત્તને એકાગ્ર કરી બાંધી રાખવાનું સામર્થ્ય આવે છે. એનો સદુપયોગ કેમ થાય તે કહીશું.

(આગળ ચાલુ)

---

૩
# ગૃહ.
૧
## સિદ્ધાર્થ અને રાહુલ.
(ભજેલું)

સિ૦—રાહુલ! પાસે આવી મને આલિંગન આપ, બેટા! ક્યારે આવ્યો? કુશલ છે?

રા૦—મહારાજને પ્રતાપે કુશલ છું. હમણાંજ આવું છું.

સિ૦—હમણાંજ? ત્યારે તો શ્રમિત હોશે. ભોજન તૈયાર છે. ચાલ, સ્નાન કર. હું સાથેજ આવું છું: મને અવકાશ છે.

રા૦—સ્નાન કરીનેજ દર્શન માટે આવું છું. ભોજનની ઇચ્છા નથી. આપની પ્રકૃતિ તો સ્વસ્થ છે?

સિ૦—સ્વસ્થ છે, બેટા. આજે ઘણે દિવસે તને જોઇને સંતોષ થાય છે. સંદેશ મળ્યો હતો?

રા૦—આજ્ઞા વગર તો પ્રદેશ છોડી કેમ આવી શકું? મળ્યો હતો. માત્ર કૃપાનો લાભ લેવા જેટલી ઉત્સુકતા માટે ક્ષમા માગું છું.

સિ૦—ક્ષમા માગવાની કશી જરૂર નથી. મને પોતાને તને મળવાની ઉત્સુકતા હતી. નો નિરાંતે બેશી બધું કહે મને, હાલ અહીં કોઇ આવવાનું નથી. તારા વિભાગમાં પ્રજાની સ્થિતિ તો સારી છે? તે સ્વસ્થ થતી જાય છે? પોતાના આત્મવૈદ્યને ચાહે છે? અનુસરે છે?

રા૦—અધિકારીઓ ચાહે છે અને અનુસરે છે, વધારે તો આપની પાસે શું કહું? જાણો છો કે હું અજ્ઞાન છું; પામર છું.

સિ૦—આ નિરવધિ જગતના લોપ તરફ દૃષ્ટિ કરતાં લગભગ બધાજ અજ્ઞાન અને પામર છે, બેટા. અને મને ખબર છે કે તારા પ્રદેશની પ્રજા બીજા પ્રદેશોની પ્રજાઓ કરતાં વધારે સુખી, સંતુષ્ટ, દયાલુ અને પરસ્પર સ્નેહથી સંબદ્ધ છે. પ્રશ્ન માત્ર

તને સંતોષ છે કે કેમ એ જાણવાના હેતુથી હતો. અસંતોષ છે તો બેશક તેનું કારણ હું સમજુંછું. તું જિજ્ઞાસુ છે, જિજ્ઞાસા સ્વતંત્ર અને સ્વાભાવિક વૃત્તિ છે. અને તારી ઇચ્છા જ્ઞેયના નિરવધિ પ્રદેશમાં પ્રવાસ કરવાની હશે, તો હું પ્રસન્નતાથી રજા આપીશ. તારા નિયોગની વ્યવસ્થા તો બરાબર છે?

રા૦—હા, મહારાજ! પણ જ્ઞેયના નિરવધિ પ્રદેશમા હું શી રીતે પ્રવાસ કરી શકીશ? માર્ગ સુદ્ધાં હું જાણતો નથી. નહીં, હું આપની સેવામાંજ થોડો કાલ નિર્ગમન કરીશ, સહવાસના પ્રભાવથી જિજ્ઞાસાને નિયમિત કરતા શીખીશ; અને ફરી કર્તવ્યમાં પડી શકીશ.

સિ૦—રાહુલ! તારી નમ્રતા સંતોષ આપે છે. પણ જિજ્ઞાસાની અવગણના કરવાનું કશું કારણ નથી. જ્ઞાનની શોધ એ પણ એક કર્તવ્ય છે. સર્વોપરિ છે એમ નથી કહી શકતો; કારણ કે ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં હું ભિન્ન ભિન્ન કર્તવ્ય સમજું છું. પણ બેશક સહુએ પોતાની પ્રકૃતિને અનુસરવું જોઇએ. અને એટલું હું તને કહી શકુંછું કે પ્રદેશ નિરવધિ હોવા છતાં પ્રવાસીને નિરાશ થવાનું કશું કારણ નથી. તો કહે મને તને શી મદદ આપું? શી ઇચ્છા છે? સંકોચ વગર કહે; કારણ કે તારા મનની સ્થિતિ જાણીનેજ મેં તને બોલાવ્યો છે.

રા૦—મહારાજ કૃપાસાગર છો; અને મને તો જીવનના પણ આપનાર છો. અધિકારી ગણતા હો તો માત્ર માર્ગ સંબંધી કંઇ રહસ્ય જાણવા ઇચ્છું છું.

સિ૦—કયા જ્ઞાનના માર્ગ સંબંધી, બેટા!

રા૦—એ નથી કહી શકતો. મને લાગે છે કે સર્વ જાણ્યા વગર કદાચ એક પણ જાણી નહીં શકાય. પણ હાલ તો આ અદ્‌ભુત વિશ્વયંત્રના નિયામક સંબંધી બની શકે તે અનુભવ કરવા ઉત્સુક છું.—ભૂલ કરું છું?

સિ૦—નહીં, પણ સાંભળ! રાહુલ. મને લાગે છે કે મારા ઘણા શિષ્યોની માફક તને પણ મારા પહેલાંના શબ્દો કદાચ અયોગ્ય અર્થમાં સમજાયા હશે, કદાચ મેં જાતે ભૂલ કરી હશે. પણ જગત્‌ના અનુભવની સાથે જે એક સર્વદર્શી નિરવધિ શક્તિનું ઘણાને ઝાંખું ઝાંખું ભાન થાય છે, તેના સ્પષ્ટતર પ્રબોધને હું અશક્ય માનતો નથી. નહીં: હું મારી શક્તિની સીમા સમજુંછું; પણ મારી શક્તિની એક વખતની સીમા એ મારી કે મનુષ્યની શક્તિની બધા વખતની સીમા નથી.

રા૦—એ સંબંધમાં તો મહારાજના શબ્દો મને યોગ્ય અર્થમાંજ સમજાયા છે

સિ૦—નો રાહુલ! તને એમ પણ સમજાયલું હોવું જોઇએ કે હું પોતે ઘણાં વર્ષથી એ વિષયમાં પ્રતીતિ મેળવવાને તૃષિત હતો.

રા૦—એ પણ સમજાયલુંજ છે, મહારાજ!

સિ૦—યોગ્ય છે. તો કહે મને, તને એ વિષયમાં શું શું દેખાયું?

રા૦—પ્રથમ તો, મહારાજ, આ વિશ્વયંત્રને મારાથી સ્વતઃસિદ્ધ માની શકાયું નહીં. એક કારણ માનવામાં લાઘવ દેખાયું એટલુંજ નહીં, પણ એ સિવાય બીજી કલ્પના સુદ્ધાં સંભાવ્ય ન લાગી. પછી મારો અનુભવ ભ્રમરૂપ હોય તો કોણ જાણે, પણ વારંવાર જગત્‌ના અનેક અદ્‌ભુત પદાર્થો અને વધારે અદ્‌ભુત જીવોને જોતાં મને

તેમના અનેકત્વનું ભાન થવાને બદલે "એક" "એક" એવા ધ્વનિ સંભળાયા; અને જાણે તેમના સ્થૂલ અને અસ્થાયી રૂપોની પાછળ કોઇ એક ભવ્ય અનિર્વચનીય સત્ દેખાયું।

સિ૦—યોગ્ય છે પછી?

રા૦—પછી કોઇક વાર એવું પણ લાગ્યું કે જાણે હું હોઉંજ નહીં; અને જાણે સર્વત્ર એ એકજ વિલસતુ હોય!

સિ૦—ઉપનિષદોનું અદ્વૈતા વાદ, પછી?

રા૦—છતા એ અનુભવ સ્વત્વના વિસ્મરણમાં—વૃત્તિજ્ઞાનના પ્રલયમાં—મૃત્યુના સરખી આત્માની પારલૌકિક શાંતિમાંજ મને થયેલો. વિચાર કરતાં પછી મને એવુંજ લાગ્યુ છે કે એ સ્વપ્ન હશે; કારણ કે જાગ્રતમાં થયેલો હોય તો તેમાં વિકાર ન સંભવે.

સિ૦—તું ખરૂં કહે છે, રાહુલ. અદ્વૈતનો અનુભવ જીવન્મુક્તનેજ થાય છે, ઇતરનું અલ્પ સ્વપ્ન-દર્શન કે પરોક્ષ જ્ઞાન એ અનુભવ નથી.—પણ બેશક અદ્વૈતજ સત્‌નું ત્રિકાલસિદ્ધ રૂપ છે: દ્વૈત અશાશ્વત હોઇ અસત્ છે.

રા૦—ત્યારે મહારાજ શું અદ્વૈતવાદી છો?

સિ૦—વાદી? નહીં. કદાપિ ન હતો; કદાપિ નહીં હોઇશ—પણ બેશક તું અનુભવ સંબંધી પૂછે છે, તો મારે તને જણાવવું જોઇએ કે ઘણે લાંબે પ્રયાસે અને માત્ર આશા દગ્ધ થતાં પડેલા પ્રકાશને લીધેજ હું સર્વોપરિ સત્ય જોઇ શક્યોછું. જે ઝાંખું ઝાંખું અસ્થાયી ભાન સર્વને થાય છે તે મારા હૃદયમાં હવે સ્થાયી અને સ્પષ્ટ છે: અવિચ્છિન્ન અને અખંડ છે.

રા૦—અહા! જે શોધતો હતો તે આ પ્રમાણે મહારાજ પોતે આપો છો!

સિ૦—જિજ્ઞાસા, શંકા, અને અનાસ્થા—તથા જિજ્ઞાસા, અલ્પદર્શન, અને સર્વદર્શન એ અધના તથા દેખતાના ક્રમોનું તને વિસ્મરણ થયેલું. નહીં તો, બેટા, તને મારા સદેશનો હેતુ એની મેળે પ્રતીત થાત. અસ્તુ. છતાં વ્યવહારમાં પડયા પછી પણ આટલુ તો તને યાદ આવે છે, કે ચિત્ સત્‌થી અભિન્ન છે?

રા૦—नष्टो मोहः स्मृतिर्लब्धा।

સિ૦—નહીં, રાહુલ! બીજાના બોલેલા બોલ ન બોલ. પરોક્ષ જ્ઞાનને અપરોક્ષાનુભવ પણ ન સમજ. છતા બેશક તારા જેવાઓને એ અપ્રાપ્ય નથી. યોગથી પ્રાપ્ય છે,

રા૦—અને એ યોગ કયો, મહારાજ!

સિ૦—ગીતામાં સમજાવેલો કર્મયોગ.

રા૦—ત્યારે ગીતાને પણ આપ પ્રમાણ ગણતા થયાછો?

સિ૦—જેમ બધાં અનુભવનાં વાક્યને તેમ, પણ બેશક ગીતા સમજવી કઠિન છે.

* * * * * * *

રા૦—મહારાજના શબ્દો ગંભીર અને શાંત નીસરે છે. કેટલા સરખા સમજવાના છે?—મહારાજ!

સિ૦—રાહુલ! તને એટલું ફરી પણ કહી લઉછું કે "યોગી થજે." હવે બહાર જા. ભિખ્ખોને જણાવ કે સમાધિની તૈયારી કરે.

રા૦—મહારાજ!

સિ૦—રહે છે, રાહુલ! आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन!

રા૦—મહારાજ! સમય.

સિ૦—અનંત છેઃ જ્ઞાન અખંડ છેઃ મારી જરૂર નથી; કર્તવ્ય માત્ર કરજે.

રા૦—(સ્વસ્થ થતાં) તથાસ્તુ! હાલ તો બધા શિષ્યોને તાતના ચરણુનો છેલ્લો સ્પર્શ કરવા અને અશ્રુથી તેનું પ્રક્ષાલન કરવા બોલાવી લાવું છું, તાતને સુવાડતો જાઉં? શરીર સ્વસ્થ છે?

સિ૦—સ્વસ્થ તો નહીં પણ સ્વાધીન છે, બેટા-તું સુખે જા. અને તારી માતાને-સુભદ્રાને કહે કે જરા આગળથી મારી પાસે આવી જાય. ઘણું કરીને તે આવતીજ હશે. આ આવી-તું જા; તારા બંધુઓને બોલાવી લાવ.

* * * * * * *

ભદ્રા!

સુ૦—આજે પૂર્ણનું સંબોધન સાંભળી નવજીવન પામી, મહારાજ! આજ્ઞા?

સિ૦—આપણે જઇએ છીએ.

સુ૦—મહારાજ!

સિ૦—ભદ્રા, માયાનો પડદો ફાડીનાખી છેલી નજર કરી લે, ક્યાં જઇએ છીએ?

સુ૦—सर्वं खल्विदं ब्रह्म?

* * * *

સુ૦—બૌધ્ધો! અમે જઇએ છીએ. વખત થોડો છે. તમને સર્વને કહેવાનું આટલુંજ છે. પોતપોતાના સ્વત્વની જીવનયજ્ઞમાં આહુતિ આપજો; અને તેની ભસ્મના સ્નાનથી નિર્મલ થઇ નિર્વાણ મેળવજો!

સિ૦—તથાસ્તુ!

શિષ્યો.—(સાસ્ર) દેવ! દેવિ! છેલ્લે અમને પ્રતિમામાત્ર પૂજવાની રજા આપવાનો અનુગ્રહ કરતાં જાઓ! નહીં તો નિરાધાર—

સિ૦—સુ૦ (પ્રાણ જતાં પ્રયત્ને) નહીં! નહીં-જ! (સ્વગતં) શું રાહુલ સિવાય કોઇએ સાંભળ્યુંજ નહીં! માયા!

---

૨

## મારું જીવન ચરિત.

(અનુસંધાન પાને ૧૧૮ થી)

* * * * *

સુધરેલા વર્ગમાં મ્હોટો અગ્રેસરપણાનો ભાગ લેનારા આનંદપુરના વકીલ ગોપીનાથનો દીકરો સુંદરલાલ રામનાથની સાથે પાદરીની નીશાળે ભણુવા આવતો. એનું વય તેના જેટલું હતું તેમ એની ભણુવાની શક્તિ સારી હતી. એના બાપના વગને લીધે શાલાના શિક્ષકો એના ઉપર સારી મમતા રાખતા હતા. એવાં કારણોથી બધામાં સુંદરલાલ મુખ્ય ગણાતો હતો. સ્વાભાવિક રીતેજ રામનાથને પણ એને ઠીક બનતું હતું, જોકે એના સુધારાના વિચારો તેને પસંદ આવતા નહિ. આજ સુંદરલાલ નીશાળે આવ્યો ત્યારનો મેહુ શોકા-

તુર અને ગ્લાનિમાં જણાતો હતો, વર્ગના છોકરા સાથે એના હમેશના રીવાજ પ્રમાણે કાંઇ તોફાન કરતો ન હતો, અને એક ખૂણામાં બેઠો બેઠો વાચતો હતો. રામનાથ એની પાસે ગયો અને પૂછવા લાગ્યો:—

"સુંદર! કેમ આજ છાનો માનો બેશી રહ્યો છે? પાઠ તૈયાર નથી થઇ શક્યો કે શું?"

"ક્યાંથી થાય?" એટલું કહેતાં કહેતાં સુંદરની આંખમાં આંસુ આવી ગયાં, મિત્રને દેખીને એનું હૈયું ભરાઇ આવ્યું. અહા! બાળકો એક બીજાના હૃદયની જે કીમત કરે છે, જેટલા વિશ્વાસથી સ્નેહને સમજે છે અને અનુભવે છે, તેનો એક શતાંશ પણ મ્હોટપણે તેમની પાસે આ પાપી જગતની માયાનો ત્રાસ રહેવા દેતો હોય તો એકંદર વિશ્વના સુખમાં કેટલી વૃદ્ધિ થાય!

"શા માટે રુવે છે? શું છે? તને કાંઇ થાય છે? તને કોઇએ કાંઇ કર્યું છે?" એવા અનેક પ્રશ્ન રામનાથની બાલમતિએ ઉપરા ઉપરી કરી દીધા.

"આપણી સરસ્વતી"—એટલું કહેતાં એ કોટે બાઝી પડયો ને છાતીફાટ રોવા લાગ્યો.

"સરસ્વતીને શું થયું? મને કેમ ના બોલાવ્યો?"

"તેના પતિ અહમદનગરમાં કોલેરાના આજારથી ગુજરી ગયાના સમાચાર આવવાથી તે બીચારી ત્યાં ગઇ છે."

સરસ્વતી રામનાથને પણ પોતાની બ્હેન શિવલક્ષ્મી જેવી વહાલી થઇ હતી એટલે, આ સમાચાર સાંભળતાં તેના હૃદયમાં વજ્રપાત જેવી વ્યથા થઇ આવી, પણ મિત્રના દુઃખને શાન્ત કરવાનું કર્તવ્ય તેની બાલમતિએ પ્રથમનું ગણી શોકને દબાવી રાખ્યો. હવણાં હવણાં સરસ્વતી ઉપર રામનાથને બહુ બહુ રીતે સ્નેહ આવવાના પ્રસંગો બન્યા હતા, શિવલક્ષ્મીની એ હમેશની સખી થઇ હતી, તેથી એની મૂર્તિ તેને જરા પણ વીસરતી ન હતી.

"ભાઈ! પરમેશ્વરને જે ગમે તેનાથી સંતોષ માની આપણે દુઃખને વેઠી લેવું જોઇએ."

"મારાં માતા અને મારા પિતા જે કલ્પાંત કરે છે તે મારાથી જોઇ શકાતું નથી. સરસ્વતી તો પુરું સમજતીએ નથી કે તેને માથે શું દુઃખ પડયું છે."

"કલ્પાંત કરવાથી શો ફાયદો?" એમ કહેતાં પણ રામનાથની કુણી આંખમાંથી અશ્રુની ધારા વહેવા લાગી, ને તુરતજ સુંદરલાલને વેગળો કરી થોડેક દૂર જઇ આંખો લોહી નાખી સાવધાન થઇ તે એની પાસે આવ્યો. જેમ તેમ આશ્વાસના કરી એનું મન વળાવ્યું, અને બન્ને મિત્રોએ જાણે વહેચી લીધાથી દુઃખ કાંઇક હલકું થયું. માતા અને પિતાજી કલ્પાંત કરે છે માટે ખોટું લાગે છે એ કરતાં બીજી રીતે એ દુઃખના સ્વરૂપને સુંદરલાલ પિછાનતો ન હતો, જોકે રામનાથને તો શિવલક્ષ્મીની સ્થિતિ જોયા પછી વૈધવ્ય કરતાં વધારે સારી દશા હોઈ શકે કે નહિ એ વિષે શંકા હોવાને લીધે, સરસ્વતીના વિધવા થવામાં ભવિષ્યનો લાભ છે કે હાનિ તે વિષે તે સમયે કાંઇ વિચાર આવી શકતો ન હતો. કાંઇ પણ આવે તો તે માત્ર એટલોજ હતો કે જે થશે તે સારૂંજ થશે.

શિવલક્ષ્મીને આ વાત રામનાથે ઘેર જઇને જણાવી ત્યારે તે બહુજ દિલગીર થઇ

જ્ય તરફથી જે આપવામાં આવે છે તે આવકનો અર્ધા દિવસનો પણ પગાર નથી, તો કે તેમની ખાનગી આવક છે તેને હીસાબે તો આનો કાંઇ અર્થ પણ ગણાય નહિ. પ્રીન્સ ઓવેલ્સે જે રકમ ભરી છે તેને માટે તે પત્ર એવી ટીકા કરે છે: એ શાહજાદાનું આખા વર્ષની બીડીઓ પીવાનું ખર્ચ પણ એ રકમ કરતાં વધારે થતું હશે. એમ સંભળાય છે કે આ ટીકા થયા પછી મહારાણીએ બીજા પાંચસો પૌંડ ભર્યા છે।

દુકાલનું ઉધુરાણું કરવાને લંડનમાં મળેલી સભામાં જે મી૦ હીંડમેને હિંદુસ્તાન પાસેથી આવા વખતે માટે ઇંગ્લંડે પગાર પેન્શન વગેરે તમામ બાબત માફ કરવી એવી દરખાસ્ત મૂકી હતી અને તેથી જેને પોલીસ પાસે બહાર કાઢી મૂકાવ્યો હતો, તેણે એક સભા ભરી તેવીજ મતલબના ઠરાવો કરેલા છે, અને તે ઠરાવો લેઇને સેક્રેટરી ઓફ સ્ટેટ પાસે જનાર છે એ વાત સર્વના જાણવામાં હોવી જોઇએ. એજ ગૃહસ્થે હાલમાં એક પત્ર ત્યાંના કોઇ વર્તમાન પત્રને લખ્યું છે તે જાણવા જોગ હોવાથી અત્ર ઉતારીએ છીએ:–

"હિંદુસ્તાનમાં દુકાલ શી રીતે બનાવાય છે.

તમે મારા ભાષણમાંથી ઉતારા કરતાં લખોછો કે હિંદુસ્તાનની મહેસુલનો છઠ્ઠો ભાગ આપણે દરવર્ષે ખાંઇ જઇએ છીએ એવું મેં કહ્યું છે; પરંતુ ખરી વાત તો એ કરતાંએ વધારે નઠારી છે. લશ્કર ઇંડિયા ઓફીસ, રેલવેના શેર ઉપરનું વહેંચાણ તથા ધીરેલી રકમોનાં વ્યાજ, લશ્કરી તથા મુલકી નોકરીના પાછા ફરેલા અમલદારોને પેન્શન, એ વગેરે જે 'હોમચાર્જીસ' કહેવાય છે, અને જે સારી ખાતી પીતી સ્થિતિના અંગરેજોને આપવામાં આવે છે, તથા જેને બદલે વેપાર મારફત કાંઇ પણ બદલો આપવામાં આવતો નથી, તે રકમ અંગરેજ હકુમત નીચે હિંદુસ્તાનનો જે ભાગ છે તેની એકંદર જમીન મહેસુલ કરતાં બમણો થતો જાય છે. વર્ષે વર્ષે આ પ્રમાણે જે તાણી લેવાય છે—ને હવણાં, આ દુકાળના વર્ષમાં તો જે વળી મહીને મહીને લેવાય છે—તે ૩૦, ૦૦૦, ૦૦૦ પૌંડ (૪૮૦, ૦૦૦, ૦૦૦ રૂપીઆ) કરતાં ઓછું નથી. જમીન અને વેપારની જે એકંદર આવક ૧૮૦, ૦૦૦, ૦૦૦ પૌંડ જેટલી છે તેનો આ છઠ્ઠો ભાગ છે. આવી હલકાઇ ભરેલી ખંડણી આખી દુનીયાંના ઇતિહાસમાં કોઇએ પણ કોઇ કાલે લીધી નથી, ઇજીપ્ત, રોમ, કારથેજ, તુર્ક લોકો, તેમના જુલમને ગમે તેવો વખોડીએ તો પણ તેમનો જુલમ આના આગળ તો બાલકની રમત જેવો છે. વળી આ બધા ઉપરાંત હિંદુસ્તાનમાં નોકરી કરતા યુરોપીઅનોને વીસ કરોડ રૂપીઆ દર વર્ષે અપાય છે તે જુદા!! આ બધાનો શો અર્થ થાય તે વિચારવાનો છે.

અર્થ એજ છે કે ઘર આગળ એટલે અહીં ઇંગ્લંડમાં મોજમજાહમાં પડી રહેલા લોકોને અર્થે આપણે હિંદુસ્તાનને ગરીબીમાં ઉતારતા જઇએ છીએ, દુકાળ એ આપણી રાજનીતિનું સાક્ષાત્ પરિણામ છે, ને તે રાજનીતિથીજ દુકાળનો જન્મ થયો છે. જે લાખો માણસો મરશે તે એટલાજ કારણથી મરશે કે તેમનો રોટલો આપણે તાણી લીધો છે. હું આ વાત જેમ જાણું છું તેમ લોર્ડ સેલ્સબરી, ડયુક ઓફ ડેવનશાયર, લોર્ડ લેન્સડાઉન, બધા જાણે છે. મને આશા છે કે અંગરેજો ઉપરે જાગશે અને હિંદુઓની તેહજ પોતાની ખાતર હિંદુસ્તાનને ન્યાય આપશે.

Girijashankar Manishankar Bhatt of Sagrampura Bhatiala Street Surat. Guj.

# સુદર્શન.

(તંત્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી.)
(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય -એમનાં સ્વરૂપ અને સંબન્ધનો વિચાર.)

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૩. અંક ૭] (માસિક) [એપ્રીલ. ૧૯૦૭

૧

## સાહિત્ય.

૧

### ફરીઆદ શાની છે !

(મળેલું)

ગજલ.

અરેરે! ઉડતું પંજર હિસે ઝુંટી હુલાવ્યુ મે !
ઉપડતો હાથ શો ત્યારે ? હન ફરીઆદ શાની છે ?
પડે તો ખૂન છો વ્હેતુ ! નહીં તો છો ઠરી રહેતુ !
સહેવા દાગ કોઇએ! અરે ! ફરીઆદ શાની છે ?
સનમના પૈરની લાલી જીગરનું ખૂન મ્હારૂં છે ?
અરે! એ રંગ ત્હારો તો હજી ફરીઆદ શાની છે ?
હની આશા કઈ ઉંડી, ભરી તેની રૂડી પ્યાલી,
સનમને આપતાં ઢોળી! હવે ફરીઆદ શાની છે ?
કદી લાલી જશે ચાલી ! કદી ફૂટી જશે પ્યાલી !
ભલે હો તે ભરી દેને ! મને ફરીઆદ શાની છે ?
ભરાશે કોઈ ઢોળાયું ! ભરાયું કોઇ ઢોળાતું !
અહીં તો રેત ઉડે છે! પછી ફરીઆદ શાની છે ?
જગાવી મેં ચિતા ત્હારી! ઝુકાવ્યું ત્યાં બધુ જાણી!
ચડે છે ખાક મઝારે! હવે ફરીઆદ શાની છે ?
કરે છે શોર એ ભૂકી "મને આશક ચોળી લે!"
સુણે ના કોઇએ સૈને પછી ફરીઆદ શાની છે !
સનમનાં ઇશ્કનાં વાજાં જીગરના ઝગરે વાગ્યાં !

ચડેલી તોર આંખી એ! હવે ફરીઆદ શાની છે? ૧૦
અહાહા! ઇશ્કે આલમનો હજારો રંગનો પ્યાલો!
જીગર આ એક રંગીને, અરે! ફરીઆદ શાની છે?
જહાંની આ અને પેલી અહીં ત્યાંની નથી પરવા!
ન કો પૂછે! ન કો જાણે! પછી ફરીઆદ શાની છે?
મને જે થાય કે આજે હશે ના યાદ તે કાલે!
પછી કો અન્ય શું જાણે? દિલે ફરીઆદ શાની છે?
અહીં જે તાર તૂટ્યો તે કદી સંધાઈ ત્યાં જાશે!
"કદી" ના હોય શી આશા? અરે! ફરીઆદ શાની છે?
હજી ફરીઆદ જારી છે! જીગરમાં મેં વધારી તે!
ખુશીથી આગ હું સેવું! પછી ફરીઆદ શાની છે?
ખુદાના તખ્તની પાસે જીગરની આહ પ્હોંચાડું!
મગર છે ગેબ આલિમ એ! જીગર! ફરીઆદ શાની છે

---

## પ્રેમપદપંક્તિ.

(મળેલું)

(ઉપેંદ્રવજ્રા.)

પ્રેરે નહીં વિઘ્ન વિપત્તિ પ્રેમે,
પ્રેમે મળી બાળ અધીક ખેલે!
ખેલે મનુષ્યો રસરાગણી શું!
શું એ હશે? પ્રેમ નિશા ભણીશું!

---

## શિશુત્વ.

(દુમિલા)

શિશુ સુંદરતા વિભુ વિશ્વ પ્રભા, નહી પ્રેમ છતાં પણ પ્રેમ વદે,
ખરિ સાધુ મહંતની સેવ લહે, વળી માન મહત્ત્વ ન લેય ન દે;
સુખ દુઃખ વિશે સંન્યસ્ત ધરે, દિશકાલ વિશે નવ મોહ ચરે,
સહજે કરતાલ સમાધિ ચઢે, ખરું નિર્ગુણ સત્ત્વ પ્રકાશિ રહે.

---

## કિશોરાવસ્થા.

(માલિની)

ખળ ખળ જળ વ્હે છે, બાલ કિશોરિ જાતાં
હિમગિરિ શિખરેથી, મોહ નિશા લવંતાં,
મધુર મધુર નાદે, પ્રેમની પાશ વીંટી,

કૃતિ ફળ બંળ પામી, શત્રુની સાથ સાંધી

---

## નૂતન યુવાવસ્થા.

(શિખરિણી)

નિશા આંખે આણી, નિશદિન રહે છે ધમકમાં,
બહિર્દષ્ટી છાંડી, પલક પલકે રાગ રસમાં;
ભરી આશા ઢોળી, અધિક રસમાં મૂક બનતાં,
ખુલી ત્રમી ભારી, સકળ સુખ યોજે વિષયમાં.
પડી શૃંગે તુંગે, મનસિજશરે વિષ કૂપમાં,
નિચી દષ્ટી રાખે, સકળ જગમાયા વમળમાં;
ચડી શૃંગે તુંગે, મનસિજશરે સ્નેહરસમાં,
ઉંચી દષ્ટી રાખે, તનમન ત્યજે તે સુરસમાં.

---

## ભર યુવાવસ્થા.

(શાર્દૂલ)

આકાશે અવનીપરે મનવિષે, રંગો રૂડા રાચતા,
હૈડિસે મનતૃપ્તતા ભિષં કરી, આવેશ સંહારતા,
સ્વીયા પ્રેમ વિશેષથી ઉર ધરી, મર્માંતિકે રોપતા,
સુંડું સાર વિચારની વિનયથી, દાસો અહીં ઘુમતા.

---

## ગંભીર યુવાવસ્થા.

(મંદાક્રાંન્તા.)

શુદ્ધ પ્રેમી રમણ રમણી, આશ્રયે સાન લેતાં,
અત્યુલ્લાસે સફળ સુરતે, ધુનમાં લુબ્ધ રે'તાં;
પાડી સાચી તરત તરતી, પ્રીતની રીત એવી,
ધીરે ધીરે મૃદુ વિનયથી, ધીરતા સાહિ લેવી.
સૌતીહાથી શુભગુણ ધરી, પ્રેમની હેલી આવે,
શુદ્ધાનંદે પુનિત હૃદયે, રંગ રંગો જમાવે;
મેઘાકાશે સરિત મહિશું, અંતરે વારિ ધારા,
સૌ આનંદે નિરગુણ બની, અર્ણવે જાય ગાતા.

---

## અભેદ આશા.

૩.

(મળેલું.)

સાખી.

સુખનું સ્વપ્નું માગે શાનું ? હૃદય મતિ કાં હાવી ?
સુખ માટે આ પૃથ્વી નાંહી દુઃખથી ડુબાવી ભાઇ
મતિ એ મૂઢ થઇ સુખ શાંતિ કહીં નવ શોધી શકી.
પુત્ર કલત્ર સંબંધી સગામાં સ્વાર્થ સમાયો ઉંડો,
સ્વાર્થ જતાં સહુ અળગાં થાએ સ્નેહ સુખ ક્યાં માનો ?
મતિ એ મૂઢ થઈ સુખ શાંતિ કહીં નવ શોધી શકી,
સ્નેહ પવિત્ર સુખમાં શોધ્યો, તે પણ જતે ચાલ્યો.
હાય ! અરે આ જગતે કેવો સ્નેહ વિનાનો ધારો.
મતિ એ મુઢ થઈ સુખ શાંતિ કહીં નવ શોધી શકી
(હવેતો) માંયા બંધન છુટશે કેદી.? હૃદય ઉંડે સહુ છોડી
લાગણી ડાકણી છોડે ઇચ્છું અભેદ ગુણ હું ગાઇ
હરિ એ દિન ક્યારે; નહિ અભેદ આશ હમારે.

---

૪

## ગુજરાતી સારા સો ગ્રંથો.

(મળેલું.)

### (મરહુમ ગ્રંથકારોના.)

#### ધર્મ તથા તત્વજ્ઞાન સંબંધી.

શ્રીમદ્ ભગવદ્ગીતા.
અધ્યાત્મરામાયણ.
શંકરાચાર્ય પંચરત્ન.
ધર્મ વિચાર.
જીંદગી ભોગવાની જુક્તિ

૬ અગમ નિગમ પ્રકાશ.
૭ સ્વરૂપાનુસંધાન
૮ બાઇબલ ભાષાંતર.
૯ પ્રેમાણુસહસ્રી.
૧૦ મણિરત્નમાળા.

#### ઇતિહાસ.

મહાભારત.
રામાયણ.
ગુજરાતસર્વસંગ્રહ.
કાઠિયાવાડ. ,,
એલ્ફીન્સ્ટનનો હિંદુસ્તાનનો ઇતિહાસ.

૬ સૌરાષ્ટ્રદેશનો ઇતિહાસ.
૭ પ્રસિદ્ધ પેગંબરો અને કોમો
૮ મરાઠાની બખર.
૯ ઇંગ્લંડનો ઇતિહાસ.
૧૦ બ્રિટિશ ઇંડિયા.

## ચરિત્રો.

૧ કોલંબસનો વૃત્તાંત.
૨ લોર્ડ કલાઈવ.
૩ સોક્રેટીસ.
૪ ચરિત્રનિરૂપણ.
૫ અકબરચરિત્ર.
૬ કરસનદાસ મૂળજી ચરિત્ર,
૭ દુર્ગારામ ચરિત્ર
૮ રાજા રામમોહનરાય.
૯ જ્યોર્જવાશિંગટન અને વિલિયમ ટેલ.

## કાવ્ય.

૧ ઓખાહરણ.
૨ વેતાળ પચીશી.
૩ નળાખ્યાન.
૪ નંદબત્રીશી.
૫ પ્રહ્લાદાખ્યાન.
૬ નર્મકવિતા.
૭ શયાવબ્સનામુ.
૮ શુડાબોતેરી.
૯ અખાનીવાણી.
૧૦ કાવ્યકૌસ્તુભ.
૧૧ હારમાળા.
૧૨ ઇશ્વિરપ્રાર્થનામાળા.
૧૩ દયારામકૃતકાવ્ય.
૧૪ ધીરાભક્તકૃત કવિતા.
૧૫ દશમસ્કંધ ભાગવત
૧૬ ગિરિધર રામાયણ.
૧૭ કુંજ વિહાર.
૧૮ છોટમ કૃત કીર્તનમાળા.
૧૯ ધીમંત ચરિત્ર. શુભવિજયગણી.
૨૦ ચંદ્રહાસ આખ્યાન. વ્રજલાલ.

## મુસાફરી.

૧ ઇંગ્લંડનો પ્રવાસ ક મુ.
૨ ઇંગ્લંડની મુસાફરી મ. ર.
૩ ચીનની મુસાફરી વા. ઈ.
૪ જગત પ્રવાસ મ. ર.
૫ પીટીટની મુસાફરી.
૬ અમેરિકાની મુસાફરી.
૭ ખા. બા. યુસફને ઇંગ્લંડનો પ્રવાસ.
૮ દક્ષિણની મુસાફરી વી. જગજીવનદાસ

## વારતા.

૧ અરેબીયન નાઇટ્સ.
૨ ગુજરાત અને કાઠીયાવાડની વારતા
૩ બાગોબહાર
૪ બાલમિત્ર
૫ વનરાજ ચાવડો.
૬ છેલની વારતા.
૭ હાતમતાઇ
૮ ઘાશીરામ કોટવાલ
૯ પંચોપાખ્યાન.
૧૦ ઇસપનીતિ.

## (વિદ્યમાન વિદ્વાનોના)

### ધર્મ તથા તત્ત્વજ્ઞાન સબંધી

૧ મનુસ્મૃતિ.
૨ ભગવદ્ગીતા
૩ સિદ્ધાંતસાર
૪ વિચારસાગર
૫ હિન્દુલેકચર્સ
૬ તુલસીશતસહી.
૭ પંચીકરણ
૮ ચંદ્રકાંત
૯ તુલસીકૃતરામાયણ.
૧૦ બ્રહ્મજ્ઞાનબોમિયો.

## ઈતિહાસ.

૧ રાસમાલા
૨ બ્રિટિશ હિંદુસ્તાન
૩ ફ્રાન્સરાજ્યક્રાંતિ
૪ ઈજીપ્તનો ઇતિહાસ
૫ મેવાડની આહોજલાલી
૬ ઈરાનની તવારિખ
૭ તવારિખે સાશાની
૮ ફ્રાન્સ અને જર્મનીની લડાઇ
૯ કચ્છનો ઈતિહાસ
૧૦ સોરઠી તવારિખ

## ચરિત્રો.

૧ એલેક્ઝેંડરધીગ્રેટ
૨ પીટરધીગ્રેટ
૩ સિકંદરનામું
૪ મહાજનમંડળ
૫ પૃથુરાજ ચોહાણ
૬ નેપોલિયન બોનાપાર્ટ
૭ મહારાણી જીવન ચરિત્ર
૮ વીરમંડળ
૯ મહમદનું ચરિત્ર.
૧૦ બુદ્ધ ચરિત્ર.

## કાવ્ય.

૧ સુભાષિતલહરી
૨ અલંકાર ચંદ્રિકા
૩ દલપતકાવ્ય
૪ નીતિવિનોદ
૫ વેન ચરિત્ર
૬ કચ્છ ભૂપતિ પ્રવાસ વર્ણન.
૭ કલાન્તકવિ
૮ કાવ્ય નિમજ્જન
૯ અમરૂશતક
૧૦ કાવ્યદોહન

## નાટકો.

૧ શાકુંતલ નાટક
૨ ઉત્તરરામચરિત
૩ વિક્રમોર્વશી
૪ નિંદાખાનું
૫ પ્રતાપનાટક
૬ મિથ્યાભિમાનનાટક
૭ મુદ્રારાક્ષસ
૮ હરિશ્ચંદ્રનાટક
૯ લલિતાદુઃખદર્શક
૧૦ ગુલાબનાટક

## મુસાફરી.

૧ ગ્રેટબ્રિટનની મુસાફરી
૨ યુનૈટેડસ્ટેટ પ્રવાસવૃત્તી
૩ દુનિયાંની મુસાફરી
૪ હિંદુસ્તાનમાં પ્રવાસ
૫ ચારે ધામની યાત્રા.

## વાર્તા.

૧ કથાસરિત્સાગર
૨ ગુલીવરની મુસાફરી
૩ રોબિન્સનક્રુસો
૪ નાટય કથાસંગ્રહ
૫ સુખસાધક
૬ બર્થોલ્ડ
૭ કરણઘેલો
૮ કાદંબરી
૯ કૌતકમાળાબોધવચન
૧૦ દેલજંગદલેર
૧૧ હિંદબ્રિટાનિયા
૧૨ સીતા
૧૩ અમીરઅલી
૧૪ સરસ્વતીચંદ્ર
૧૫ દરિયાપારના દેશોની વાર્તા
૧૬ વાંચવાલાયક વાર્તા

## નિબંધો.

૧ મુનિવર્સીટીનિબંધ (સર્વ વિદ્યોત્તેજક)
૨ બાલ વિવાહ નિબંધ
૩ દેશીકારીગરીને ઉત્તેજન
૪ ભૂત નિબંધ
૫ નિબંધકરમાલા
૬ આબલોન્નતિલેખમાળા
૭ જાતિભેદ અને ભોજન વિચાર
૮ વિધવાપવન અનાચાર
૯ કેળવણી
૧૦ પાઠાવળી

## નીતિ.

૧ જાત મેહેનત
૨ સુંદરી ગુણમંદિર
૩ તાબેહનસહ
૪ ચેસ્ટરફીલ્ડની શીખામણો
૫ કર્તવ્ય
૬ ચારિત્ર
૭ નીતિબોધ
૮ નીતિમંદિર
૯ નીતિ સુધાતરંગિણી

## વિદ્યા.

૧ હુન્નરરત્નાકર
૨ શારીર અને વૈદકશાસ્ત્ર
૩ પ્રાણી વર્ણન
૪ મધુપાન
૫ શિશુશિક્ષણ
૬ દેશી રમતો
૭ સંસાર ચોપડી
૮ પત્રવ્યવહાર
૯ અનેક વિદ્યા મૂળતત્વો
૧૦ ખગોળ વિદ્યા (શ્રીનકૃત) અર્થશાસ્ત્ર

## નિબંધો.

૧ નર્મગદ્ય
૨ નવલગ્રંથાવલિ,
૩ જરિક થએલ લોઢાની સડક.
૪ બાળવિવાહ નિષેધક
૫ પ્રકરણનિબંધ.
૬ કન્યાઓની અછત વિષે.
૭ ચુંટીકહાડેલાં ભાષણો. સો. સા. બંગાળા.
૮ ગુજરાતના હિંદુઓની સ્થિતિ.
૯ નિબંધમાળા.
૧૦ સંસારસુખ.

## નિતિ.

૧ શાળાપયોગી નીતિગ્રંથ
૨ નીતિવચન
૩ કામંદકીય નીતિસાર
૪ ચેસ્ટર ફીલ્ડની નસીહતો
૫ શુક્રનીતિ
૬ પીનલકોડ
૭ નીતિશતક

## વિદ્યા.

૧ ઇંદ્રિયગુણવિચાર
૨ ઉદ્ભિજ્જ પદાર્થ
૩ સૃષ્ટિજન્ય ઈશ્વરજ્ઞાન
૪ પાકશાસ્ત્ર
૫ સ્ત્રીઉપયોગી સૂચના
૬ રસાયણશાસ્ત્ર
૭ સર્વોપયોગી સૂચના
૮ બાળોપયોગી સૂચના
૯ દષ્ટિસંરક્ષણ
૧૦ જાદુકપટપ્રકાશ

## નાટક

૧ ભતૃહરિનાટક
૨ ચાપરાજચાવડો
૩ દ્રૌપદીદર્શન
૪ કૃષ્ણાકુમારી
૫ ભવાઈ સંગ્રહ
૬ વીરમતિ નાટક

## ગ્રંથાવલોકન

ઇતિહાસમાળા * અંક ૪—૫—રોયલ ૫૦ પૃષ્ટનુ આ એક માસિક ગૂજરાતી ભાષામાંજ નહિ પણ હિંદુસ્તાન અને ગૂજરાતના ઇતિહાસનુ ખરૂ સ્વરૂપ જાણવાની શોધ કરનાર પ્રત્યેક ભાષામા આ ઘણુ ઉપયોગી અને આવશ્યક છે અંગરેજીમા હિંદુસ્તાન તથા ગૂજરાતના ઇતિહાસો લખાયલા છે, ને ગૂજરાતીમા તેના ભાષાન્તરો થયા છે, તેમજ હિંદુસ્તાનના ઇતિહાસ વિષે વિશ્વાસયોગ્ય સાધનોમાનુ એક મુખ્ય સાધન મુસલમાન ઇતિહાસ લખનારના ગ્રંથો તેના પણ કેટલાક ભાષાન્તરો અંગરેજીમાં નથી થયા એમ નથી છતાં રા ભાગારાકરનો આ પ્રયાસ તે કોઇ પણ પ્રયાસ કરતા જુદી જાતનો અને જુદાજ ઉદ્દેશવાળો છે રા ભાગારાકરને ફારસી ભાષાનુ ઉત્તમ જ્ઞાન છે, એટલે તેમણે મૂલ ફારસી ગ્રંથોનાજ અક્ષરશઃ ભાષાન્તર કરી આપી, આજ સુધી થયેલા અંગ્રેજી ભાષાન્તરો તેમ બીજા પ્રયાસોની ખામીઓ ઉઘાડી પાડી, હિંદુસ્તાન અને ગૂજરાતના ઇતિહાસ ઉપર નવી તરહનુ અજવાળુ પાડવાનો આરંભ કર્યો છે અગત્યના પુરુષો અને સ્થાનોના ઘણા ઉત્તમ ચિત્રો પણ આપવામા આવેછે આવો પ્રયાસ કેટલા બધા પુસ્તક જોયા પછી અને કેટલા શ્રમ પછી થઈ શકે તે જાણવુ વિદ્વાનોને કઠિન નથી, એટલે નામદાર જૂનાગઢના નવાબ સાહેબે જેમ આ સમાચારને આશ્રય આપ્યો છે, તેમ બીજા રાજા મહારાજાઓ એને આશ્રય આપે જેથી આવો ઉપયોગી પ્રયાસ દીર્ઘ આયુષ ભોગવે અને સિદ્ધ થવા જેટલુ ઉત્તેજન પ્રાપ્ત કરે એવી અમો આશા રાખીએ છીએ

* તની તથા મુખ્ય ભાષાન્તર કર્તા રા ના ભાગારાકર ડાસરામ કથરીઆ વકિલ નાજભના રૂ ૩ ૩) થી રૂ ૧૨) સુધી.

* હૃદયવીણાઃ—આ કાવ્યસંગ્રહ કીયા વર્ગને આનંદ આપશે તે કહી શકાતું નથી. 'કુસુમમાળા'નાં કુસુમો વીલાયતી કુસુમોના જેવાં રંગની ભભકવાળાં છતાં સુગંધહીન કંઈ આકર્ષક લાગેછે એમ કહ્યા પછી 'હૃદયવીણા'ના આલાપોમાં હૃદયને વધારે દ્રાવક અને બાહ્ય કરતાં આંતર પરિતોષ ઉપજાવે તેવું સાંભળવાની આશા રાખી હતી. જેમ આ કવિને પરદેશીય એટલે કે સુગંધહીન પણ બાહ્ય ભભકવાળાં કુસુમોનો શોખ છે, તેમ તેમની હૃદયવીણા પણ પાશ્ચાત્ય સંગીતના આલાપોથી ભરેલી જણાય છે.' આ દેશના સંગીતને ટેવાયલો શ્રવણ જ્યાં સમની આશા રાખે કે રાગમાં સ્વરોના સંવાદથી રસ ઉપજાવે ત્યાં વિદેશીય સંગીત વિષમતા ઉપજાવેછે અથવા વિવાદી સ્વરોના મિશ્રણથી સંગીતની ખુબી માનેછે. એમજ આ કાવ્યોના સંગ્રહમાં પણ દીઠામાં આવેછે. બાહ્ય દ્રષ્ટિથી કરેલાં વર્ણનો દર્શાવનાર શબ્દસમૂહમાં કાવ્યત્વ આવતું હોય તો તેવા કાવ્યત્વનો આ સંગ્રહ સારો નમુનો છે. કાવ્યમાં વિશ્વના પદાર્થોના સ્વભાવનું વર્ણન કરવાની શૈલી અયોગ્ય કે અનુચિત નથી, ઘણી કઠિન છે, પરંતુ તેમાં એ કેવલ રેખાચિત્ર શબ્દોથી ગણાવી જવામાં કે બે ચાર અલંકારોથી તે ચિત્રને રળીયામણું બનાવવાનો યત્ન કરવામાં એ ચિત્રની કૃતાર્થતા નથી. ઉત્તમ કવિ તેવા ચિત્રને પણ ભાવવાહી કરી શકેછે, કોઈ ભાવનું પ્રતિબિંબ બનાવી શકેછે, અને જો એ ચિત્ર ગમે તેવા નાના સરખા પણ વસ્તુનો એક ભાગ હોય તો તે ચિત્રમાં તે વસ્તુને પોષક જે ધ્વનિ હોય તેનો સંચાર કરાવી સહૃદયોને દ્રાવ ઉપજાવી શકેછે.

આ કાવ્યસમૂહમાં કેટલાંક ખંડકાવ્યો છે, તેમને પોતપોતાનું વસ્તુ છે પણ તે વસ્તુના ધ્વનિથી તેમાં આવતાં વર્ણનોને પોષણ મળેલું જણાતું નથી. રાત્રિ, સમુદ્ર, નદી, પર્વત, ચંદ્ર, તારા, બધાં તેનાં તેજ ઠેકાણે ઠેકાણે આવેછે, અને કલ્પના કે અલંકારનું વૈચિત્ર્ય પ્રત્યેક પ્રસંગે જણાવી ન શકતાં, જુદા જુદા શબ્દોથી પણ તેને તેજ રૂપે વર્ણવાયલાં મળી આવેછે. કિંબહુના, તે તે સ્થાનના વસ્તુનો પણ તે તે વર્ણનને રંગ લાગતો નથી. આખા આ કાવ્યપ્રવાહનું તત્ત્વ એક શબ્દમાંજ છે એમ કહીએ તો ચાલે. 'દિવ્ય' એ શબ્દમાં કોઈ મ્હોટું કાવ્યત્વ અને વ્યંજકત્વ આપણા આ કવિને લાગ્યું છે, અને 'કીનારા,' 'સત્ત્વ,' 'સુંદરી,' 'તારા,' 'વાસ' ગમે તેને પણ 'દિવ્ય' એ વિશેષણ લાગવાથી ઘણું ગૂઢ વ્યંજકત્વ આવી જતું હોય એમ તેઓ માને છે. પણ શબ્દશક્તિનો વિચાર કરતાં સ્પષ્ટ જણાશે કે 'દિવ્ય' શબ્દની શક્તિ આપણા ગુજરાતી વાચકોને હજી અવગત નથી, તેમ સંસ્કૃતમાં એ દિવ્ય એટલે 'દેવતાસંબંધી'—'સ્વર્ગનું' એ કરતાં કોઈ વધારે ભવ્ય અર્થ જાણવામાં નથી. આ કવિને તો Divine—ખાસ ઈશ્વરે પ્રેરેલું, મોકલેલું ઈશ્વરી, એ અર્થ દિવ્ય શબ્દથી ઇષ્ટ છે. અંગરેજીમાં Divine child કહીએ તો 'ક્રાઈસ્ટ' એમ હરકોઈ તુરત સમજે અને એ શબ્દોની લાક્ષણિક તથા વ્યંગ્યમર્યાદા ગ્રહણ થઇ શકે; પણ ગુજરાતીમાં કે સંસ્કૃતમાં એનોજ તરજુમો 'દિવ્ય બાલક' કહીએ તો કોઈ તેવા અર્થનું ગ્રહણ કરી શકે નહિ એ ખુલ્લું છે. એજ રીતે 'અનંતતાદેવી' (Infinity) 'નવજીવન' (New life) (Life after

* રચનાર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. નિર્ણયસાગર પ્રેસ. કિંમત

Death), અમરભૂ (Immortal heaven), અમૃતત્વ સિંધુ (Ocean of Immortality) એવા કેવલ યુરોપીયનવાચકથી અગ્રેજી આકારે સમજી અને ઓળખી શકાય તેવી શક્તિવાળા શબ્દોને પ્રયોજી તથા (દેશી જે વાચો ત્યાર્ય તે કેવલ નીરસ અને ગ્રહણ પણ ન થઈ શકે એવા ક્લિષ્ટ કહેવાય તો તેમા આશ્ચર્ય નથી. એ બધા શબ્દો ક્રીસ્ચીઅન ધર્મ જાણનારને પરિચિત હોઇ ધ્વનિના બોધક છે, આપણને કશો અર્થબોધ નહી શકના નથી યુક્તિકોશલ્યવાળા ગાય છે કે

"કાલનો વાયદો ના કરશો ના કરશો"

તેનો અર્થ જેમ કોઈ સમજી શકતુ નથી, તેમ યુક્તિકોશલ્ય એટલે પરકીય અને ન કામુ માની સમજાવવાની દરકારે કરતુ નથી,તેવી રીતે આવા શબ્દોથી ભરપૂર આ કાવ્યો કાવ્યરૂપે ચાલી શકે એમા અમને પોતાને તો ઘણોજ સશય છે

વળી ઠેકાણે ઠેકાણે 'પાપ,' આદિને જીવન આરોપીને કાવ્ય રચાયા છે,

રે ઘેલા પાપ ! તુજ ઘોર સ્વરૂપધારી

ત્યા પાપ (Sin) નો ભાવ આપણા વાચકોને, ક્રીસ્ચીઅનોના જેવો બોધક નથી એટલે આખુ કાવ્ય શુષ્ક પડી જાય છે ક્રીસ્ચીઅનોને 'પાપ' ઇત્યાદિ સેતાનના મહા કારણ મિત્રરૂપે પ્રસિધ્ધ છે, 'મીસ્ટરીઝ' નામના તેમના જૂના નાટકોમા સુવિદિત છે, અને 'પાપ' એ એકલુ અમુક પુરુષવાચક થઇ શકે છે પણ આપણને 'પાપ' માથે સેતાન જેવા પુરુષનો ભાર જોડવાની જરાએ ટેવ નથી, આપણે તો પાપને જડ એવા કર્મરૂપે માનીએ છીએ, પાપને પુરુષેચ્છારહિતજ સમજીએ છીએ, એટલે આવા જીવારોપણથી કરેલા આ સગ્રહમાના કાવ્યમાલ નિરવકાશજ છે 'દિવ્ય સુદરીઓનો ગરબો' એમ કરીને જે કવિતા લખી છે તેજ જુઓ 'દિવ્ય સુદરી' એ શબ્દની શક્તિજ પ્રથમ તો આપણા વાચકોને જડવાની નહિ, પછી દિવ્ય સુદરીઓના ગરબાને શી રીતે ગ્રહણ કરે ? તેમા પણ તે દિવ્ય સુદરીઓ ચદ્ર, શુક્રતારા ને તારાસખી એવી દેખી, ને તો મનને કંટાળજ થાય, કેમકે ચદ્ર કે શુક્રને સખી-રૂપે આપણો વાચકવર્ગ ઓળખતોજ નથી, તો તેને 'દિવ્ય સુદરીઓ' કહેનાર કવિની ઉક્તિમા કાવ્યત્વ હોય તોપણ તે તેના પોતાના મનને ખુશી કરી શકે, વાચકને તો ભાગ્યેજ કરી શકે કારણ એજ કે અગ્ર શબ્દ શક્તિથી ધારેલુ કાર્ય થતુ નથી બીજુ દષ્ટાન્ત લઇએ —

પથ અરણ્ય ચીરીને તોરે અતે ઉચી લચકદાં કમાન,
દ્વારપાલ મૃત્યુ નામક ઉભો જાવુ તે ગર્હીથી અવમાન

એ 'દિવ્ય કિનારા'-વાળા કાવ્યમાની કડી કોણ સમજી શકશે ? પ્રથમ તો 'દિવ્ય કિનારા' એજ આડી છે, ત્યા આ કડીનો એક અક્ષર કોઈ ગૂજરાતી વાચક ગ્રહણ કેમ કરશે? બનીયનના પી ગ્રીમ્સ પ્રોગ્રેસમા આવા વાચો ઘણા છે, ને ત્યા તે દેશના વાચકને સુગમ છે, પણ આ દેશના કાવ્યમા તેવા વચનો શબ્દમાત્રજ છે, તેમા કશો અર્થ નથી, તો કાવ્યનુ આ દાષ્ટાન્ત તો ક્યાથીજ હોય?

આ બધી વાતનુ મુખ્ય કારણ એ છે કે આ કાવ્યના રચનારને તત્ત્વસબધે કોઈ

અમુક પ્રકારની, 'અને ઘણું' કરી ક્રીશ્ચીઆન ધર્મને અનુકૂલ આવે તેવી, તત્ત્વવ્યવસ્થા દૃષ્ટિ જણાય છે, ને તેનો રંગ તેનાં કાવ્યમૂલને લાગ્યો છે. એટલે આવાં કાવ્યો અંગરેજી ભાષામાં લખાયાં હોત; અથવા અમુક પ્રકારનો ધર્મ શીખવવાના ગ્રંથમાં લખાયાં હોત, તો તેમની કાવ્ય તરીકે કાંઈક પણ કિંમત થાત, ગૂજરાતી ભાષામાં તો એ કાવ્યોને માટે જગો હોય એમ અમો માની શકતા નથી. ગૂજરાતી ભાષામાં પણ એવાં કાવ્યોની જગો કરવી જોઈએ ને તે આવા સમારંભ વિના થશે નહિ એવું કહેવાનો અવકાશ છે;' પરંતુ અમો એમ માનીએ છીએ કે નવી ભાષા બનાવવી એ કાવ્યરચનાનું કામ નથી, ભાષાના તે તે સમયના પરિપાક કરતાં શબ્દપ્રયોગ પરત્વે તો, કાવ્યની ભાષા હમેશાં કાંઈક પાછળજ રહે છે. નવા શબ્દો તો વારંવાર કરી નથી શકતી, કારણ કે શબ્દની વ્યંજનાશક્તિદ્વારા કાવ્યનો વ્યાપાર ચાલે છે, એટલે નિશ્ચિત વાચ્યાર્થવાળા શબ્દોદ્વારાજ કવિ પોતાની રચના કરી શકે અને પોતાના હૃદયને વાચકના હૃદયમાં ઉતારી શકે. નવી ભાષા યોજીને કાવ્ય રચે તો તે અરણ્યરુદિતજ થાય. ઉપર જે 'દિવ્ય સુંદરીઓનો ગરબો' અમે કેવલ શુષ્ક માન્યો તેની સાથેજ દેવીભક્ત વલ્લભ ભટ્ટનો પ્રસિદ્ધ 'આનંદ'નો કે 'શણગાર'નો ગરબો સરખાવો તો શબ્દશક્તિના સ્વરૂપ ઉપર કાવ્યનો કેવો આધાર રહે છે તે સહજમાં સમજાઈ જશે

નવી શબ્દયોજના છતાં એ કાવ્યત્વ બહુ ઉંચા પ્રકારનું જણાતું નથી. અંગરેજી કવિતાઓના મુખ્ય મુખ્ય વિચારોના દુર્બલ અનુકરણ કરતાં અધિક મળી આવતું નથી. 'અલૌકિક રજની' એ કાવ્યમાં રજનીનું વર્ણન છે. અંગરેજીમાં સામાન્ય કવિઓ લખેછે તેવા પ્રકારનું છે, પણ ત્યાં એ ભાવનું આરોપણ કરવાનો જે પ્રયાસ છે તે અતીવ દુર્બલ છે. જે 'ગૂઢ વાત' ત્યાં રજની આદિના સમાગમનું નિમિત્ત કલ્પી છે, તે ગૂઢની ગૂઢજ રહેછે, ધ્વનિથી પણ વાચકને તેનું ભાન થતું નથી. વળી,

> ઉખેડી ભૂમિથી તેને રોપિયાં પતિ નેનમાં,
> લસમાં દીર્ઘ પક્ષ્મોમાં આંસુડાં ગુંથી ને નવાં.

એ વર્ણન સ્વપ્નથી બીનેલી ઉત્તરા વાત કરતાં અભિમન્યુ સામું જુવેછે તેનું છે. આ ઠેકાણે નયનોને ઉખેડવામાં જેમ તેમ કરીને સ્વારસ્ય માનીશું કેમકે સ્વપ્નના ભયથી તે સ્તબ્ધ થઇ હતી એટલે પૃથ્વી ઉપરથી નયનો ઉપાડયા વિના ઉપડે નહિ, પણ પતિના નયનમાં તેમને 'રોપવાં' અને દીર્ઘ પાંપણોમાં 'અસુડાં ગુંથવાનો' શ્રમ લેવો તે શા માટે? 'આંસુ' ને પાંપણોમાં 'ગુંથવાનો' પ્રકાર નવોજ છે, તથાપિ ભયથી સ્તબ્ધ બાલા નયનને જેમતેમ 'ઉખેડી' આશ્રય અને વિશ્વાસ લેવા પતિના નયનમાં પડેછે ત્યાં 'આંસુડાં ગુંથવાનું' કૃત્રિમ કાર્ય તેની પાસે કરાવીને રસભંગ ઉપજાવવાથી કાવ્યમાં શી સાર્થકતા આવેછે તે અમો સમજતા નથી. 'ગુંથીને' એને ઠેકાણે 'ગુંથાયાં' એમ હોત તો રસભંગ ન થાત, પણ આ સ્થાને એ શબ્દશક્તિનો સંપૂર્ણ ભાવ લક્ષમાં રહ્યો નથી એજ કારણ છે. મુખ્ય કારણ તો એજ છે કે અંગરેજી કવિઓનાં કાવ્યોનું અનુકરણ કરવામાં શબ્દશક્તિ ઉપર લક્ષ રહ્યું નથી, અને અનુકરણને બદલે વિકરણ થઇને રહ્યું છે. વળી 'તિમિરનું ગાન' એવું એક કાવ્ય છે. તેમાં પ્રથમ પાંચ કડીઓ સુધી તો કાવ્યરચના સારી છે અને 'ગાન' કોઈ 'દિવ્ય'-તા વાળું હશે એમ લાગેછે, પણ છઠ્ઠી કડીમાંથી તિમિરને 'વિશ્વના દૃશ્ય પ્રપંચાદિ રૂપ

માની તે દુખ પ્રપચ કલેશાદિના વિરાતને ગાન માન્યુ છે એમ સમજાતા કલ્પનાની દુબ લતા અને કાવ્યનુ અનાહ્લાદકત્વજ લક્ષમા આવેછે હવે જે ઉત્તમ અગ્રેજ કવિઓએ વિશ્વ ના સહજ વ્યાપારમા ગાનનો આરોપ કર્યો છે તેમણે, તે ગાનને મોઇ ઉચ્ચતાવાળુ, ઉન્નત, અને પ્રાપચિક જીવન પારના આનદરૂપે ગાયુ છે એમ કલ્પવામાજ કાવ્યત્વ છે

આવી રીતે તત્ત્વવિચારના ભિન્નત્વથી, શબ્દશક્તિના અગ્રહથી, કે અગ્રેજી નમુના નુ અનુકરણ કરવાની લાલસાથી આ કાવ્યોમા અનેક પ્રકારે કાવ્યત્વની ક્ષતિ થઇ છે જ્યા જ્યા એવી વક્રતા નથી ત્યા ત્યા કાવ્ય સારા અને હૃદયગ્રાહી છે એ પણ કહેવુ જોઇએ 'અ પૈણુપત્રિકાનુ કાવ્ય,' 'અભિમન્યુ અને ઉત્તરા,' મત્સ્યગધા અને શાન્તનુ' 'કુસુમશ્રિ' આદિ કાવ્યો બહુ ઉત્તમ અને સારા છે

રા રા નરસિંહરાવ જેવા સગીત અને કાવ્યના ઉત્તમ વિલાસીએ ત્ર્યેક ઠેકાણે મા ત્રાની ચૂકો કેમ કરી હશે તે કહી શકાતુ નથી.

થઈ લુપ્ત ક્યહા ઝમી રૂડી,

---

કૃરૂ એકનો મનુજ લોકે
અરે પ્રાણ આ જવનત રોકે

---

ગઈ ડુબી ગગન સુદરી
નહિ ધણીશુ દિસે હવે એ ફરી

ઇ યાદિ રેખતાની કડીઓમા, તેમ
ને બુદબુદ સમ ફુટી જઈ લુપ્ત થતા ક્ષણુમા
એ રેવાની કડીમા, તેમ
ઘેના પાપ! તુજ ઘોર સ્વરૂપધારી

એ વસતતિલકાના ચરણુમા માત્રાનો દોષ જણાય છે, આપણી ભાષામા નવીજ પદ્ધતિની અને અગરેજી અનુકરણવાળી કવિતાના નમુનારૂપે પુસ્તક, ભાષાના અભ્યાસીઓને, વિચારકમના વિવેકતારને, અને નવી કવિતાના શોકીનોને, સગ્રહમા રાખવા યોગ્ય છે

**અદ્વૈતવિવેચનઃ—***આ લેખ હિંદી ભાષામા છે શ્રી રામાનુજ સપ્રદાયનો પ્રયાસ કે યુક્તિ અને શ્રુતિ એવા બે વિભાગ રાખી આ આક્ષેપ વિસ્તાર્યો છે બ્રહ્મને જ્ઞાન રૂપ માનતા તેમા અજ્ઞાન કેમ સભવે! બધુ બ્રહ્મ છે તો માયા ક્યાથી આવી! ઇત્યાદિ જે સામાન્ય પ્રાકૃતજનોના વિવાદ છે તેનો શુદ્ધ ભાષાથી લેખ કરવામા આવ્યો છે તેમજ ઉપ નિષદોના તે તે વચનોને આમ તેમ મરોડ આપી રામાનુજમતાનુયાયી અદ્વૈત સિદ્ધ કરનારા દર્શનના યત્ન કર્યો છે આખા લેખનો ઉપમર્દ કરવામા એક બીજો ગ્રથ થવાનો સભવ છે હવે જે અવલોકન કરનારનું કાર્ય નથી છતા શકરના અદ્વૈતને થતા અન્યાયની ખાતર એ

* પ્રસિદ્ધ કરનાર રા રા અનતપ્રસાદ ત્રીકમલાલ શ્રી વૈષ્ણવ નડીઆદ સપ્રમા ગ પ્રેસ મૂલ્ય ૩ ૧–૦–૦

ટયુ કહેવુ પ્રાપ્ત થાય છે કે કેવલાદ્વૈત છે તે કેવલ ભાવનારૂપ છે, ભાવગ્રાહ્ય છે, એનુ વર્ણન સ્થૂલ કે સૂક્ષ્મ પદાર્થ જેને જોઈ કે સ્પર્શી શકાય તેનાથી કરાયજ નહિ સમજાવવા માટે તેમ કરવુ પડે છે, જે લોકો અદ્વૈતનુ આવું કેવલ નિર્વસ્તુક વસ્તુત્વ સમજી શકતા નથી તેજ, ઉક્ત પ્રકારના આક્ષેપો ઉઠાવે છે અને પોતાની ધર્મભાવનાજે સ્થૂલવિના તૃપ્ત થતી નથી તે સ્થૂલની શોધમા અદ્વૈતનો તિરસ્કાર કરે છે

જ્યોર્જવાશિંગ્ટન —*અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સ ને સ્વતંત્રતાનુ પાન કરાવી સ્વાતંત્ર્યનો માર્ગ બતાવનાર, સ્થાપણ કરનાર, દેશભક્ત વાશિંગ્ટનનુ નામ કોઈથી ભાગ્યેજ અજાણ્યુ હોય એવા મહાપુરુષના ચરિત્રનુ મનન અનેક ઉન્નતિનુ બોધક અને પોષક છે, ગૂજરાતીમા આ રીતે તેમના ચરિત્રની યોજના સંતોષકારક છે

ચોખવટ:— * અંગરેજીમા જેને 'સેનિટેશન' કહે છે તેના મૂલતત્ત્વોનો સંગ્રહ સાદી અને પરિચિત ભાષામા સારી રીતે કરવામા આવેલો છે પ્રત્યેક મનુષ્યે પોતાની તંદુરસ્તી સાચવવા કેટલાક સાદા નિયમો જાણવાની જરૂર છે, તેમા ચોખવટના નિયમો સર્વથી પ્રથમ જાણવા એ બહુ આવશ્યક છે

---

## ૨
## ધર્મ
### ૧
### કર્મ.
(ચાલુ)

(અનુસંધાન પાને ૧૨૪ થી)

અદ્યાપિ પર્યંત જે કહેવામા આવ્યુ તેમા જ્ઞાન પ્રધાન ગણેલુ છે પરંતુ પ્રત્યેક મનુષ્ય એ જ્ઞાન પ્રાપ્ત કરવા સમર્થ નથી. ત્યારે તેઓએ શુ કરવુ ? તેઓ જો આ નિયમનો લાભ લેવા ઈચ્છા રાખતા હોય તો તેમણે એ શાસ્ત્રના વેત્તાઓએ સ્થાપેલા ધોરણને અનુસરવુ જોઈએ, તેઓના ધોરણ પ્રમાણ માનવા જોઈએ, જગતના મહાન્ ધર્મ શિક્ષકો શાસ્ત્રવેત્તા થઈ ગયા છે તેમની આજ્ઞાને અનુસરવુ જોઈયે તેઓએ પ્રતિપાદન કરેલી નીતિના ધોરણ પાળવાથી જ્ઞાન અને સમજથી જે પરિણામ પ્રાપ્ત થાય છે તેનુજ પરિણામ આવે છે તેઓએ પ્રતિપાદન કરેલ નીતિના ધોરણ પ્રમાણે વર્તન કરતા આંતર શક્તિ જાગ્રત થાય છે એ વાત તર્કશક્તિથી સમજાય એવી નથી. જેમ જ્ઞાન મોક્ષનુ સાધન છે તેમ સદ્ગુરુની સેવા અને તેઓની આજ્ઞા પ્રમાણે વર્તન કરવુ એ પણ મુક્તિનો માર્ગ છે

ઉપર જે કાંઈ કહેવામાં આવેલુ છે તેનો એકંદર જ્યારે વિચાર કરવામા આવે છે ત્યારે આધ્યાત્મી વર્ગને સમજવામાં આવે છે કે મનુષ્ય અજ્ઞાનથી કેટલુ બંધન ભોગવે છે અને સુખની વૃદ્ધિમા જ્ઞાન કેટલું અગત્યનુ સાધન છે. જ્ઞાનરહિત મનુષ્ય ગોથા ખાય છે જ્ઞાનના પ્રકાશ વિના અંધ થઈ લાચાર થઈ જાય છે. જેને જનસમૂહની મંદ ગતિથી સતુષ્ટ

---

* પ્રકાશક રા રા દામોદર સાવળારામ અને મંડળી. વડોદરા સયાજીવિજય પ્રેસ કિંમત રૂ, ૧॥

* લખનાર ગ રા, છગનલાલ વિદ્યારામ રાવળ અમદાવાદ યુનાઈટેડ પ્રિંટિંગ પ્રેસ

નહિ થતા ત્વરિત ગતિથી પોતાનુ પ્રયાણ કરવાની આકાંક્ષા હોય તેઓને પોતાની ઈચ્છા સિદ્ધ કરવા માટે જ્ઞાન અને પ્રેમભાવ અથવા જ્ઞાન અને ભક્તિ એ આવશ્યકના છે તેના બળથી જેમ એક્સપ્રેસનો ઘોડો ભાડુતી ગાડીના ઘોડા કરતા આગળ વધી જાય છે તેમ એ ઝડપે આગળ ગમન કરે છે એ જીવને, પૂર્વે જે કર્મના બંધન ઘડી રાખ્યા હોય છે તેનો ક્રમે ક્રમે ક્ષય કરવાની જરૂર રહેતી નથી તેતો એ બંધન ઉપર અંતરની છુરી મુકી છેદન કરે છે, અથવા માર ખાઈ પોતાની મેળે એ બંધન તુટે તેવીજ રીતે તેનો ત્વરાથી નાશ કરે છે પરંતુ આની સાથે એક અગત્યની વાત ધ્યાનમા રાખવા જેવી છે જ્યારે એમ નિશ્ચય કર્યો કે જન્મમૃત્યુની આગળ નીકળવુ છે અને તેને માટે પ્રયાસ કરવાનો આરંભ કર્યો ત્યારે પૂર્વના કર્મ પણ ફળ આપવા ત્વરા કરે છે આ ફળ સારા નરસા સર્વ પ્રકારના હોય છે એટલે બધા વેગામગ ભોગવી લેવા જોઇયે આપણે ઉપર જણાવ્યુ તેમ જ્યારે સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે તેના પરિણામમા કાંઈક ફેરફાર કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે પણ તે દરમ્યાન તો સન્માર્ગે પ્રવર્તતા અનિષ્ટ ફળ ભોગવવા પડે છે એ કારણથી સામાન્ય રીતે જગતમા સાધુજનોને દુ:ખ ભોગવતા જોવામા આવે છે અને પાપીને સુખ ભોગવતા જોવામા આવે છે મુમુક્ષુઓએ આગળ ચાલવાની ત્વરા કરી છે એટલે કાલાંતરના કર્મનો ક્ષય બહુ થોડા કાળમા કરી નાખે છે અને સામાન્ય મનુષ્યની પંક્તિને તો તેના ક્રમ પ્રમાણે ઇષ્ટ અનિષ્ટ ફલ આવે જાય છે એટલે વ્યવહારમા સદ્વર્તન નહિ છતા સુખ ભોગવતા જોવામા આવે છે જન્મમૃત્યુને આ વિપરીત દર્શન છે પણ તે કર્મના અચલ નિયમાનુસાર છે

હવે પ્રશ્ન એ રહ્યુ કે ગમે તેવુ વર્તન કરે પરંતુ તે પ્રમાણે સારા નરસા કર્મ તો બંધાયાજ કરે ત્યારે તેનો અંત ક્યારે અને કેમ? જ્યા સુધી કર્મનો ઉદ્ભવ ચાલે છે ત્યા સુધી જન્મ મરણના યુગ્મમાથી છુટાય તેમ નથી સત્કર્મ અને દુષ્ટ કર્મ બન્ને કર્મના સામાન્ય નિયમને આધીન છે એટલે તે પોતાના ભોગ આપવા સંસારમા ઘસડી લાવશે એમા કાંઈ સંશય નથી તેમ જ્યા સુધી સંસારમા છે ત્યા સુધી દેહનો સામાન્ય વ્યવહાર પણ ચાલ્યા કરવાનો ત્યારે હવે આનો અંત ક્યાં આવે? આ પ્રશ્ન યથાર્થ છે પણ તેનુ ઉત્તર તેરીજ રીતે ભગવાન્ શ્રીકૃષ્ણે અર્જુનને ભગવદ્ગીતામા બહુ સ્પષ્ટ કરી સમજાવેલુ છે એ શિક્ષા કોઈ યોગી અથવા શિષ્યને આપી નથી પરંતુ એક રાજવંશી જે યુદ્ધ કરવા અને જય પ્રાપ્ત કરવા તત્પર થઈ રહ્યો હતો અને જેને રાજ્યના કાર્યો માથે પડેલા હતા તેને આપેલી છે શ્રી ભગવાન્ કહે છે કે तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर । असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः કર્મમાં આસક્તિ રાખ્યા વિના નિરંતર સારી રીતે કર્મ કર્યા કરવામા કાંઈ બંધ પ્રાપ્ત થતો નથી વળી એવી રીતે આચરણ કરવાથી મનુષ્ય પરગતિને પામે છે કારણ કે કર્મના બંધન બંધાવામા કર્મ પોતે મુખ્ય સાધન નથી પણ તે કરવામા જે કામવૃત્તિ અને તેના પરિણામની ઈચ્છા સ્થિત છે એ ખરી રીતે સાધન છે સામાન્ય રીતે એક કર્મ તેના ફલની ઈચ્છાથી કરવામા આવે છે કોઈ પણ ઉપાય યોજવામા આવે છે તે સાથે તેના પરિણામની પણ આકાંક્ષા રાખવામા આવે છે જીવ ફલ પ્રાપ્ત કરવા આતુરતા રાખે છે ત્યારે ઈશ્વર તેની આશા પરિપૂર્ણ

કરે છે માગ્યુ તો ઇશ્વર આપવા તૈયાર છે કારણકાર્યનો સબંધ અખંડ ચાલ્યા કરે છે. કાર્ય થયુ એટલે ફલ તો તેની સાથે રહેવુ જ એ બન્નેને સયુક્ત નાખનાર કામવૃત્તિ છે કેમને તે એ બન્નેમાં પરોવાએલી રહેલી છે જો આ સૂત્ર તોડી નાખવામા આવે તો કાર્ય અને ફલ છુટા પડી જાય છે, એ બન્ને વચ્ચેનો સબંધ છેદાઇ જાય છે એમ ફલ એક કાર્યના સબધ છેદાઈ ગયા એટલે ફલનો અવકાશ રહ્યો નહિ અને જીવ બધનથી મુક્ત થઈ ગયો તદનતર કર્મ કર્યા કરે પણ તેથી એ જીવને બાધ થતો નથી કારણ કર્મના ફલમાથી આસક્તિ તેણે કાહાડી નાખી છે ભગવાન્ શ્રી કૃષ્ણ કહે છે કે त्यक्त्वा कर्मफलासङ्ग नित्यतृप्तो निराश्रयः। कर्मण्यभिप्रवृत्तोपि नैवकिंचित् करोतिस ॥

અર્થાત્ ફલનો સગ છોડી રહેલા કર્મ કરના જના તે કાર્ય કરતો નથી એમજ સમજવુ જે કઈ કાર્ય કરવામા આવે તે માત્ર કરવાનો પોતાનો ધર્મ સમજી કરવુ અને તેના પણ કર્મના નિયમાનુસાર વર્તન કરવુ, કારણ કે કોઇ પણ ભૂમિકામા જીવ કર્મના તદનુસાર નિયમ પ્રમાણે પ્રવૃત્ત થઈ વર્તન કરે છે તો તે ઇશ્વરી નિયમનો સહાયભૂત થાય છે અને જે જે કર્મ કરે છે તેમા તેને આધીન રહે છે આવી રીતે કરેલ કર્મ યજ્ઞરૂપ થાય છે અને તે કર્મના ચક્રની ગતિ માટે હોમાય છે એમ કરતા કરતા તે ફલ આપતા બધ થાય છે કાર્ય માત્ર તે કરવાનો ધર્મ છે માટે કરવુ જોઇએ એવા નિશ્ચયથી કરવામાં આવે છે એટલે તેવા કર્મના ફલ જે કાઈ થાય છે તે જનસમૂહના કલ્યાણાર્થે જાય છે કર્તાને કાઇ તેની સાથે સબંધ નથી. કર્મના મહાન્ અવિચલ નિયમને આધીન રહી તેના ધોરણ પ્રમાણે તેના ફલ સામાન્ય રીતે વેહેંચાય છે ભગવાન્ શ્રી કૃષ્ણ અર્જુન પ્રતિ કહે છે કે निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः। शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषं ॥

અર્થાત્ કર્મના ફલમા જેની આસક્તિ નથી અને જેણે પોતાની વૃત્તિ નિયમમા આણી મૂકી છે તે શરીરના કર્મ કરતા છતા પાપ રહતો નથી. મતલબ કે શરીર તેમજ મન પ્રારબ્ધની ગતિને આધીન થઈ જે કરવાનુ છે તે કરે જાય છે શરીર તેના કાર્ય કરે છે મન તેના કાર્ય કરે છે, પરતુ જીવ તેનાથી જરા પણ ચલાયમાન થતો નથી, તે સ્થિર રહેછે અને તેમા જે અશ સનાતન આત્માનો રહેલો છે તે નવા કર્મ બાધવા દેતો નથી. એમ કરતા પ્રારબ્ધ ભોગવાઈ રહે છે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામા કહે છે કે गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः। यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ જે કર્મ કરવા યોગ્ય છે તેમા લેશમાત્ર પ્રમાદ કરવામા આવતો નથી પોતાથી બની શકે તેટલે અંશે કર્મ કરે જાય છે ફલની આસક્તિરહિત કાર્ય કરવાનો અર્થ કર્મ કરવામા ઉદાસીન વૃત્તિ અથવા પ્રમાદ નાખવાનો નથી. શ્રી કૃષ્ણ કહેછે કે न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते। नचसंन्यसनादेव सिद्धिंसमधिगच्छति ॥

૨

## સ્વપ્ન.

(મજેલુ)

(અનુસધાન પાને ૧૨૦ થી)

એ સૂક્ષ્મ પ્રાકૃતિક શરીરને પ્રાણનુ વાહન કહેવામા આવે છે એ વાત ખરી છે તેની

ખાત્રી જેઓની આંતર્દૃષ્ટિ જાગ્રત્ થઈ છે તેઓને થઈ શકે છે. તેઓની દૃષ્ટિએ દેખાય છે કે સૂર્યમાંથી આ પૃથ્વિના વાતાવરણમાં નિરંતર પ્રાણનું વહન થયાં કરે છે. તેનો વર્ણ સ્પષ્ટ જણાતો નથી પણ તે અત્યંત તેજોમય અને ચંચલ દેખાય છે. એ પ્રાણ બરોળ યાને તલ્લીી પોતાની વિલક્ષણ શક્તિથી શોષણ કરે છે અને તે મનુષ્યનો ખાસ પ્રાણ થઈ શરીરમાં ભળી જાય છે; ત્યાર પછી તે શરીરમાં ફરવા માંડે છે તે વખતે પ્રત્યેક જ્ઞાનતંતુમાં ફરતો ઝીણા ઝીણા સુંદર ગુલાબી રંગના તેજના ગોળા જેવો દેખાય છે, અને સૂક્ષ્મ પ્રાકૃતિક શરીરનાં પ્રત્યેક પરમાણુમાં ત્વરાથી પ્રવેશ કરી શરીરને આરોગ્ય અને જીવનવાળું રાખે છે.

એ ગુલાબી રંગના ગોટા શરીર સાથે એક એક થઇ જાય છે અને તે ઉપરાંત જે પ્રાણ રહે છે તે શરીરમાંથી ચારે તરફ બહાર નીકળવા માંડે છે તે વખતે તેનો રંગ આસમાની સફેત તેજના જેવો દેખાય છે. જે પ્રાણ શરીરમાં ભળી જાય છે તે તરફ લક્ષપૂર્વક અવલોકન કરવાથી જણાયછે કે મગજમાં જ્ઞાનતંતુદ્વારા સંસ્કાર પોહોચાડનાર વાસ્તવિક તો જ્ઞાનતંતુઓનો સ્થૂલ ભાગ નહિ પણ એ પ્રાણજ છે. જો તેના વહનમાં કાંઈ પણ ભિન્નભાવ થાય છે તો કોઇપણ સંસ્કાર યથાસ્થિત થતા નથી. આ વાત ઘણા પ્રયોગો કરી સિદ્ધ કરેલી છે પણ આ સ્થલે તે બરાબર સમજવા માટે માત્ર એક બે દૃષ્ટાંત આપ્યાં છે. જ્યારે થંડીને લીધે એક આંગળી બહેરી પડી જાય છે ત્યારે તેને કાંઈ લાગણી થતી નથી એ વાત પ્રસિદ્ધ છે પ્રાણવિનિમયના પ્રયોગોમાં એવી સ્થિતિ કૃત્રિમ થાય છે. વિધાયક પોતાની ઈચ્છાથી થોડાં માર્જન કરી વિધેયના હાથને એવો બેહેરો કરી નાખે છે કે તેમાં ટાંકણી ભોંકો અથવા સળગતી મીણબતી લગાડો તો પણ તેને દુઃખ થતું નથી. આ બન્ને સ્થિતિમાં લાગણી ન થવાનું ખરું કારણ શું છે? જ્ઞાનતંતુઓ તેઓની જગો ઉપરથી કાંઇ ખશી જતાં નથી. થંડીથી બહેર મારી ગયેલ અવયવ માટે તો કાંઈક અંશે એમ કહેવામાં આવે કે રક્તાશયનાં પત્રો પોતાનું કાર્ય કરતાં અટકી ગયાં અને શૂન્ય થઇ ગયું. પણ બીજી બાબતમાં એ દલીલ ટકે એવી નથી. તેના અવયવમાં જોશો તો નિયમ સર ઉષ્ણતા જણાય છે અને લોહીનું વહન પણ સામાન્ય રીત પ્રમાણે થયે જાય છે. ત્યારે શું થાય છે એ વાતનું સત્ય શોધવા માટે આપણે કોઈ આંતર્દૃષ્ટિ જાગ્રત્ થયેલા મનુષ્યની સહાયતા લઇએ. તેને પૂછતાં તે કહે છે કે અકડાઇ ગયેલી આંગળી મરી ગઇ છે. અને જ્ઞાનતંતુઓમાં ફરતું લોહી વહેતું બંધ પડેલું છે. આ કેમ દેખાતું હશે તે સમજવા માટે એક વાત ધ્યાનમાં રાખવાની આવશ્યકતા છે કે સૂક્ષ્મ સ્થિતિની પ્રકૃતિ સ્થૂલ ચક્ષુને અગમ્ય છે તો પણ તે એક પ્રકારની પ્રકૃતિ છે એટલે તેના ઉપર શીતતા તથા ઉષ્ણતાની અસર થઈ શકે છે. હવે બેહેરા કરી નાખેલા હાથને દેખાડી પૂછતાં તે કહે છે કે વિધાયકે પોતાનો પ્રાણ નાખી તે માણસનો તેટલો પ્રાણ તે સ્થલેથી દૂર કર્યો છે. હાથ જીવતો અને ગરમ છે કારણ કે પ્રાણ તેમાં વહ્યા કરે છે પણ તે પ્રાણ તેનો નથી અન્યનો છે. એટલે તે તેનાં જ્ઞાનતંતુની સાથે એક્તા ધારણ કરતો નથી અને તેને લીધે ત્યાં જે કાંઇ લાગે છે તેની ખબર મગજને મળતી નથી. એટલે તે માણસનો હાથ ખોટા પડી ગયાં જેવો લાગે છે. આ વાત ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે માત્ર પ્રાણનું અસ્તિત્વ અવયવોના જીવન માટે જરૂરનું છે એમ નથી પણ પ્રત્યેક માણસને સૃષ્ટિના પ્રાણમાંથી

જેટલો પ્રાણને ગ્રહણ કરી પોતાનો કરીલે છે તેની આવશ્યકતા છે. કારણ કે તે હોય તોજ જ્ઞાનતંતુઓ પોતાનું મગજ સુધી ખબર પોહોચાડવાનું કામ યથાસ્થિત કરી શકે છે.

ઉપર કહેવામાં આવ્યું છે કે લોહીના વહનમાં સહજ પણ ફરક પડે છે તો મગજની ગ્રહણશક્તિ ઉપર તેની અસર થાય છે અને જે જે લાગણીઓ થાય છે તે લાગણીમાં પણ ફરક પડે છે, તેવીજ રીતે પ્રાણની ધારાના વહનમાં ગતિમાં વા જથામાં ફરક પડવાથી મગજની સૂક્ષ્મ પ્રકૃતિ ઉપર અસર થાય છે. બહોળા અથવા તદ્દી માફકસર જે પ્રાણ ગ્રહણ કરવામાં આવે છે તે કોઈ પણ કારણસર કમતી પડી જાય છે કે તરતજ માણસને નબળાઈ અને થાક લાગ્યો હોય એમ જણાય છે, ફરી જો તેની ગતિ બહુ ત્વરિત થાય છે તો તેની ઇંદ્રિયો અતિ ચંચળ થાય છે, બહુ ચીડાય છે ઇત્યાદિ લાગણી પઈ જાય, અને વખતે વાતોન્માદ યાને હિસ્ટિરિઆ જાતનું દર્દ થઈ આવે છે. માણસ આવી સ્થિતિમાં હોય છે ત્યારે સામાન્ય સ્થિતિના કરતા તેના ઉપર સૂક્ષ્મ સંસ્કારોની છાપ બહુ સરલતાથી પડેછે. એ કારણને લીધે જ્યારે માણસની શરીરસ્થિતિ આરોગ્ય નથી હોતી ત્યારે તેને એવા ઓળા પડછા જોવામા આવે છે કે જે તેની પાસે બેઠેલા આરોગ્ય માણસની નજરે પડતા નથી. તેનાથી ઉલટી રીતે જોઈએ તો જ્યારે પ્રાણનો જથો કમતી પડી જાય અને ગતિ મંદ પડી જાય ત્યારે માણસને એટલી બધી શિથિલતા આવી જાયછે કે તેને ગમે તે થાય તો પણ કંઈ લાગતુંજ નથી, અને પોતાની આસપાસ ગમે તેમ થતુ હોય તેની દરકાર રાખવા જેટલુ પણ કૌવત રહેતુ નથી.

ઉપર જે સૂક્ષ્મ પ્રકૃતિ અને સ્થૂલ પદાર્થ મગજની અંદર રહેલા કહેવામા આવ્યાં છે તે વિષે એટલું ધ્યાનમા રાખવાનું છે કે એ બન્ને સ્થૂલ શરીરના એકજ અંગમા રહેલાંગાં હોવાથી અન્યોઅન્ય સંબંધ ધરાવનારાં છે એટલે તેમાના કોઈ પણ એક ઉપર કાંઈ આઘાત થાય છે તેનો પ્રત્યાઘાત બીજા ઉપર તત્કાલ થાયછે. એ ઉપરથી એટલો નિશ્ચય થઇ શકેછે કે એ બન્ને પોતાનુ કાર્ય નિયમપૂર્વક કરવા જેવી સ્થિતિમાં હોય તોજ તે દ્વારા જે જે સંસ્કાર થાય તે યથાસ્થિત લાગેછે જો એ બેમાંથી એક પણ બરાબર કાર્ય કરવા જેવી સ્થિતિમાં હોય નહિ તો તેને લીધે થયેલ સંસ્કારનુ સ્વરૂપ યથાસ્થિત નહિ જણાતાં આડું અવળું અથવા બેડોળ થઈ જાયછે અને જેનું ભાન થવાનું હોયછે તે બરાબર થતુ નથી. વળી જાગ્રતાવસ્થા કરતાં નિદ્રાવસ્થામાં જ્યારે મનુષ્ય હોય છે ત્યારે એનું સ્વરૂપ ઓથી પણ વિશેષ વિકૃત ભાસે છે, તેનુ કારણ જણાવવામાં આવશે.

વાસનારૂપ—ઉપર જે સૂક્ષ્મ રચના વર્ણવી તેનાથી સૂક્ષ્મતર આકાશિક પરમાણુનું બનેલું આ સ્વરૂપ છે. તે પણ પ્રકૃત વિષય સાથે સંબંધ ધરાવે છે. તેને કામિક અથવા વાસનારૂપ કહેછે. તેની સ્થિતિ આકાશિક પરમાણુઓથી બનેલી પ્રકૃતિવાળી ભૂમિકામાં છે. જેવી રીતે સ્થૂલ પ્રકૃતિની ભૂમિકામાં સ્થૂલરૂપ સ્થિત થાય છે તેમ આ પણ છે અધ્યાત્મજ્ઞાનના અભ્યાસકોએ એક વાત સારી પેઠે સમજી રાખવાની છે કે જીવ એકનો એક હોય છે પણ પ્રતિભૂમિકાએ તેની સ્થિતિ ભિન્ન ભિન્ન થાયછે એટલે જે ભૂમિકામાં તે સ્થિત થાયછે તે તે ભૂમિકાને અનુકૂલ પ્રકૃતિથી વેષ્ટિત થઈ તે વિચરે છે, જેમકે કારણશરીર જીવને ફરી વાર જન્મ પામવાનું વાહન છે, એટલે દેવયાન અથવા સ્વર્ગલોકમાં અરૂપ સ્થિતિમા એ ભૂમિકામાં નિવાસ કરેછે ત્યાં તેવી સ્થિતિમાં વિચરે છે. જ્યારે રૂપ ઉત્તરોત્તર ભૂમિકામાં અવતર-

વા માંડે છે ત્યારે જે જે ભૂમિકામાં જીવ આવતો જાયછે તે તે ભૂમિકાને અનુકૂલ પ્રકૃતિમય શરીર ધારણ કરતો જાયછે, કારણ કે તેમ કર્યા વિના તે ભૂમિકામાં તેનાથી કોઈ પણ કાર્ય બની શકે નહિ. એ સર્વમાંથી સ્વર્ગલોકને અનુકૂલ શરીર બંધાય તેવી પ્રકૃતિ તે ગ્રહણ કરેછે. કામલોકમાં અવતરે છે ત્યારે કામિક શરીર ધારણ કરેછે. અને પ્રથમ જે શરીર હોય છે તેનો તેમાં સમાવેશ થાયછે જ્યારે સર્વને અંતે સ્થૂલ શરીર ધારણ કરેછે ત્યારે કારણ શરીર તે સર્વની આસપાસ વિંટળાઈ રહેછે તેનો આકાર તેજોમય ઇંડાના જેવો હોયછે અને તેમાં સર્વ પ્રકારનાં શરીર સમાયેલાં હોયછે

આવી રીતે જીવ ભિન્ન ભિન્ન શરીર ધારણ કરતો આવેછે એ દર્શાવ્યા પછી આપણે વાસનારૂપ વિષે કહેવાનું શરૂ કરેલું છે તે કેવું છે એ જોવું જોઇએ. સ્થૂલ અને સૂક્ષ્મ શરીરની હકીકત ઉપર વર્ણવી ગયા તે બન્ને કરતા આ રૂપ બહિર્ સંસ્કાર અતિ તીવ્રતાથી ગ્રહણ કરેછે, કારણ કે સર્વ પ્રકારની ઇચ્છા-વાસના-મનોવિકારનું મૂળ તેમાં રહેલું છે. તે દ્વાર જીવ સ્થૂલ શરીરે કરેલાં કાર્યના અનુભવ પ્રાપ્ત કરી શકેછે. બહાર વહન કરતા વિચારોની અસર તેના ઉપર બહુ સહેલાઇથી થાયછે અને જો મન તેને કબજામાં રાખે નહિ તો તે અન્ય સત્તાને આધીન થઇ જઈ વિચાર-વહનમાં જે જે ઇચ્છાઓ થાય છે તે પ્રમાણે વર્તન કરવા પોતે તત્પર રહેછે આ રૂપ નિદ્રાવસ્થામાં તો બહુજ સેહેલાઇથી બીજાની સત્તામાં આવી શકેછે એ વાત અવલોકનથી સિદ્ધ થયેલી છે. એક દૃષ્ટાંત એવું છે કે એક દારૂડીઓ અતિશય મદિરાપાન કરતો તેને તેની ટેવ સુધારવામાં પોતાને કેટલી મુશ્કેલીઓ પડી તે તેણે વર્ણવી દેખાડી. તેણે કહ્યું કે ઘણા લાંબાકાળ સુધી દારૂથી તદન દૂર રેહેવાથી મદિરાપાનની સ્થૂલ ઇચ્છા તે નાશ કરી શક્યો હતો તે એટલે સુધી કે તેને જાગ્રદવસ્થામાં તો દારૂને નામે કંટાળો છુટતો હતો; તેમ છતાં સ્વપ્નાવસ્થામાં વારંવાર પોતાની પ્રથમની ટેવ પ્રમાણેજ મદિરાપાન કરતો હોય તેમ થતું એટલુંજ નહિ પરંતુ તેમાં તેટલીજ મઝા આવતી હોય એમ લાગતું. આમ થવાનું કારણ એવું છે કે જાગ્રદવસ્થામાં તો પોતે પોતાની ઇચ્છાશક્તિના બલથી તે કામનાને દબાવવા સમર્થ હતો અને બહારના વિચારરૂપ અને અન્યમત્ત્વો વખતે આકર્ષાય તોપણ તે અસર કરી શકતાં નહિ; પરંતુ નિદ્રાવસ્થામાં જ્યારે વાસનારૂપ છુટું પડી જીવની બળવાન ઇચ્છાશક્તિના કબજામાંથી કેટલેક અંશે સ્વતંત્ર થતું ત્યારે પ્રથમની તીવ્ર કામના નિર્મૂળ નહિ થઈ ગયેલી એટલે તેવા સંસ્કાર સત્વર ગ્રહણ કરતું અને એ હાનિકારક અસર તેના ઉપર થવા પામતી. એ તિરસ્કાર કરવાયોગ્ય ભોગ ભોગવતાં તેને પોતાની પૂર્વની ઉબટી અને બેશરમ મઝાઓમાં જેવો આનંદ આવતો તેવોજ આ સ્વપ્નમાં પણ આવતો એમ સમજી શકાય છે. ( આગળ ચાલુ )

૩

## અભ્યાસ.

(અનુસંધાન પાને ૧૩૭ થી)

ધારણાનો શુભ ઉપયોગ કરવાને અર્થે કાવ્ય, ચિત્ર, સંગીત, શિલ્પ, આદિ કલાના જનની જે પ્રતિજ્ઞા અથવા કલ્પના તેના અતિ દૃઢ ઉપાસના આવશ્યક છે. જેનુ મન અંતઃકરણને વ્યવહારની અધમતાની પાર તરતા રહેવાનું આલંબન નથી, તે ઉચ્ચ-

તાગ પામી શકતો નથી. વ્યાવહારિક પ્રસંગો તેને નિરંતર ક્લેશ ઉપજાવેછે, તેના વૃત્તિ ક્લિષ્ટ થયેથી તેના અંતઃકરણમાં ક્લેશ અને વિક્ષેપના સંસ્કાર બંધાતા જાયછે, ને એકાગ્રતાની ભૂમિકા તેના હાથમાં ન રહેવાથી તેનો અભ્યાસ વ્યર્થ થવા લાગેછે. જે ભાગ્યશાલી જન વ્યવહારથી ઉપર જોઈ શકેછે, જેનાં આંતરચક્ષુ કોઇ અલૌકિક સૃષ્ટિમાં સર્વદા વિહરતાં રહેછે તેને વ્યવહારનો લેપ લાગતો નથી; ઉર્ધ્વગતિ કરવાના સ્વભાવવાળા અગ્નિની શિખા શુદ્ધ અશુદ્ધ જે કાંઇ પોતામાં પડે તેને ભસ્મ કરી ઉર્ધ્વ અને ઉર્ધ્વજ ગયાં કરેછે વ્યવહારમાં અનેક પ્રસંગ આવતાં તેમાં બંધાઇ ન રહેતાં તેની પાર પ્રતિભાવાળા મનુષ્યો સહજે નીકળી શકેછે. વ્યવહારના પ્રસંગની પાર નીકળવું એટલે તે પ્રસંગમાં વિજય પ્રાપ્ત કરવો એમ નહિ પણ તે પ્રસંગે જે કર્તવ્ય હોય તે કર્યા પછી જય પરાજયના હર્ષવિમર્ષની ગણના કરવા યોગ્યતા વિનાજ પોતાના નિત્ય સૃષ્ટિમાં વિરામ લેવો. એવી એ પ્રકારે પાર નીકળનારી પ્રકૃતિ રહેછે. એમ ન જાણવું કે વ્યવહાર આવી પ્રકૃતિવાળાં જનનો બહુ શિથિલ અને અવ્યવસ્થિત થઇ જશે. તેમની દૃષ્ટિ તેમને અધમમા અધમ વ્યવહારમાંથી પણ કાંઇક શીખવે છે, તેમના અંતરનો અગ્નિ વ્યવહારના કચરાને પણ અગ્નિરૂપ કરી શકેછે. જેને વૃત્તિનિરોધનો એક ક્ષણ અનુભવ થયોછે તે કહી શકશે કે એમાં જે આનંદ છે તેવો બીજા કશામાં નથી.

અને વાસ્તવિક રીતે આનંદ શામાં છે? ક્ષુદ્રમાં ક્ષુદ્ર આનંદથી માંડી બ્રહ્માનંદ પર્યંતના અનુભવમાત્રમાં આનંદનું તત્ત્વ વૃત્તિનિરોધ અથવા એકાગ્રતાજ છે. અંતઃકરણમાં વાસનાના સંસ્કાર હોવાથી તે સંસ્કારને અનુકૂલતા મળે એટલે તૃષ્ણા ઉપજે છે તે તૃષ્ણાના સંતાપ પર્યંત આકુલતા ચંચલતા અને વિહ્વલતા જેને ક્લેશ, દુઃખ, આદિ નામથી કહીએ છીએ તે ઉઠે છે. તૃષ્ણા શાન્ત પાડનાર સિદ્ધિ થઇકે વૃત્તિમાંથી ચચલતા નીકળી જાય અંતઃકરણ સ્થિર થાયછે, ને તેવા સ્થિર દર્પણ જેવા અંતઃકરણમાં આત્માના સ્વાભાવિક આનંદનું પ્રતિબિંબ પડેછે. દર્પણની શુદ્ધતાના પ્રમાણમાં પ્રતિબિંબની સ્વચ્છતા અનુભવાય છે પુનઃ તેના તે કે અન્ય તૃષ્ણા ઉઠતાં પાછી વૃત્તિ વિક્ષિપ્ત થાયછે ને ક્લેશ અનુભવાય છે. આમ વસ્તુતઃ આનંદમાત્રનું નિદાન આત્મા છે, અને વૃત્તિનિરોધમાંજ આનંદના ક્ષણનો મંભવ છે.

ત્યારે વ્યવહારમાં પણ જે જે તૃપ્તિ એટલે આનંદ આવે તે વૃત્તિનિરોધનોજ પ્રકાર છે એમ જાણનાર અને વ્યવહારની પાર લેઈ જનાર પ્રતિભાને ઓળખનાર પુરૂષ ધારણાનો શુભ ઉપયોગ કરી શકે એ સ્પષ્ટ છે. કોઇ એક બિંદુ, સ્થાન, કે વસ્તુ અથવા ભાવ ઉપર વૃત્તિને રોકવી તે ધારણા છે; પણ જો એવાં બિંદુ આદિ લેવાય તે જેમ ઉત્તમોત્તમ, આપણા નિકૃષ્ટ જીવનને ઉચ્ચગામી કરી શકે તેવાં હોય તેમ ધારણાથી તે ઉત્તમ ભાવનાના સંસ્કારનો અંતઃકરણમાં સંચય થને પરિણામે એ સમગ્ર ભાવ હૃદયમાં પુષ્ટ થાય અને અખંડ આનંદ સમજાય ધારણાના અભ્યાસથી મનુષ્યને ગમે તે પ્રસંગે ગમે તેટલી ફેલાયલી વૃત્તિઓને પણ તુરતજ એકાગ્ર કરી શકવાનું સામર્થ્ય આવેછે, ને એ સામર્થ્ય પ્રાપ્ત થવાથીજ વ્યવહારની અધમતામાંથી છૂટવાનો અને પરમાર્થની ભવ્યતામાં પ્રવેશ કરવાનો માર્ગ છે વ્યવહારના પ્રાપંચિક વિષયોની ધારણા થઈ શકે પણ તે નીચગામી અને અધોપાત કરનારી ધારણા જાણવી

દક્ષિણ અને વામ એવા બે માર્ગ આપણાં શાસ્ત્રોમાં તેમ અન્ય દેશીય શાસ્ત્રોમાં પ-

'ણ સુપ્રસિદ્ધ છે. એવા બે પ્રકારમાં ભેદ એટલોજ છે કે ઉચ્ચ અથવા નીચ ભાવના કરવી. ધારણા એજ ઉભયે માર્ગનું એક સાધન છે, પણ યમ નિયમાદિથી વિશુદ્ધ અંતઃકરણ, પ્રતિભાની સહાયથી જે ઉચ્ચ ભાવનાની ધારણા કરે, અને યમનિયમાદિની અપેક્ષા ન રાખતાં યથેચ્છ આહાર વિહરમાં પ્રવર્તતું અંતઃકરણ પ્રાપંચિક ફલની ઇચ્છાથી જે અધમ ભાવની ધારણા કરે, તેમાં જે અંતર છે તેનેજ દક્ષિણ અને વામ એ શબ્દથી દર્શાવવાનો હેતુ છે. મદ્યમાંસાદિનું સેવન કરવું કે પંચ પ્રકારનું પૂજન કરવું અથવા ભૈરવીચક્ર આદિકની વ્યવસ્થાઓ કરવી એ સર્વ વામમાર્ગનાં ચિન્હ ગણાય છે તે ઠીક છે, એ માર્ગથી સિદ્ધ કરવાના ફલને સહાય થનાર મલિન સત્ત્વો સાથે સબંધ રાખનાર પદાર્થોનું સેવન તે માર્ગની સિદ્ધિને આવશ્યક છે, પરંતુ શુધ્ધ દક્ષિણ માર્ગની વાતો કરનારા, વેદાન્ત અને યોગની અવર્ણ્ય સૃષ્ટિમાં વિહરવાની ઇચ્છા રાખનારા, જેટલા જેટલા સાધકો ધારણાને સમયે કોઈ પણ પ્રાપંચિક ભાવથી નીચે તણાયા કરે છે તે સર્વે અજાણતાં પણ વામમાર્ગનાજ ઉપાસક છે, અને વામમાર્ગનાં ફલથી મુક્ત નથી. કેવલ માદક પદાર્થના સેવનથીજ વામમાર્ગ થતો નથી, શક્તિની ઉપાસનાથીજ વામમાર્ગ થતો નથી, માદક પદાર્થનું સેવન, અનિષ્ટ છતાં, એકાગ્રતાનું સાધક હોય છે, શક્તિનું ઉપાસન યથાર્થ સમજણ સાથે હોયતો અભેદભાવનાનું પોષક હોય છે. વામમાર્ગ વાસ્તવિક રીતે તો અધમ ભાવનાથી, આસુરીસંપત્તિનાં લક્ષણથી ઓળખી શકાય છે. વ્યવહારની અધમ ભાવનાઓની સિદ્ધિ ઇચ્છિનાર વામમાર્ગીજ છે,' તેના જીવનમાં ઉચ્ચતાનો ક્ષણજ નથી, અને સંકોચ, કૃપણતા, ભય, શંકા, અને તેનાં પરિણામ ઈર્ષ્યા, સ્વાર્થ, નિર્દયતા, અસ્વસ્થતા ઇત્યાદિનેજ તે અનુભવે છે.

યમ નિયમાદિથી સુપરિરક્ષિત ધારણા કદાપિ વામમાર્ગાનુગામી થવાની નથી, તથાપિ સાધકને આટલી સાવધાનતા કરાવવી ઉચિત છે. ધારણાને ઉચ્ચગામી રાખવાને અર્થે ભગવદ્‌ગીતા આદિકમાં કહેલી દૈવીસંપત્તિની ધારણા કરવી, વેદાન્ત ગ્રંથોમાં કહેલા બ્રહ્માભેદની ધારણા કરવી, કોઈ અતિવિશુદ્ધ મહાત્માની કે પરમેશ્વરના સ્વરૂપની ધારણા કરવી, પ્રતિમાએ દર્શાવેલા અલૌકિક ચિત્રની ભાવના કરવી:—પણ અધમતામાં તણાવું નહિ. ધારણા જ્યારે સિદ્ધ થાય છે ત્યારે તેના પરિપાકને ધ્યાન કહે છે જેની ધારણા કરી હોય તેની વૃત્તિપરંપરા ચાલ્યાં જાય, વચમાં તેના જેવી કે અન્ય એવી બીજી વૃત્તિ ઉદય ન પામે તેને ધ્યાન કહે છે. જ્યારે એવું ધ્યાન પણ જે ધ્યેય વસ્તુ છે તેનેજ અનુભવે છે, ધ્યેયાકારવૃત્તિ પણવચમાંથી જતી રહે છે, ને ધ્યેયનોજ સાક્ષાત્કાર રહે છે, ત્યારે તેને સમાધિ કહે છે, વૃત્તિનિરોધ એજ ક્ષણે સિદ્ધ થાય છે, વૃત્તિમાત્રનો નિરોધ ધ્યેયને વિષે છે.

આવા સમાધિને પ્રાપ્ત કરવાને અર્થે ધારણા આદિક અભ્યાસ છે, એ અભ્યાસે કરીને, વ્યુત્થાન એટલે એકાગ્રતાનો ભંગ થવાપણું તેના સંસ્કાર અભિભવને પામે છે અને નિરોધ એટલે વૃત્તિનું એકાગ્ર થવાપણું તેના સંસ્કાર પ્રાદુર્ભાવ પામે છે. એમ અભ્યાસમા વ્યુત્થાન અને નિરોધના સંસ્કારોનો અભિભવ અને પ્રાદુર્ભાવ થતે થતે જે નિરોધક્ષણ આવે તે સમાધિ કહેવાય. આવો સમાધિ તે નિત્ય નથી. વ્યુત્થાન સમયે તેનું જ્ઞાન થાયછે, એમા દોષનાં બીજ રહે છે, વ્યુત્થાન સમયે તે પ્રાદુર્ભાવ પામે છે, માટે એને સંપ્રજ્ઞાત કે સબીજ સમાધિ કહે છે. અસંપ્રજ્ઞાત કે નિર્બીજ સમાધિ તે નિત્ય અને દોષક્ષયસહિત છે, એને કૈવલ્ય કહે છે આ સ્થાનેથી સાંખ્યાનુયાતી યોગ અને વેદાન્તાનુસારી યોગનો જે ફરક છે તે સાધકે લક્ષમાં રાખવા જેવો છે. એ જાણ્યાથીજ આપણે રાજયોગના તૃતીય સાધન શમાદિસંપત્તિનો વિવેક કરવા પ્રવર્તી શકીશું. (અપૂર્ણ ચાલુ)

૩

ગૃહ.

૧

## સમાજિક સુખ

(ચાલુ)

( અનુસંધાન પૃષ્ઠ ૧૧૬ થી )

૫-તુ, વિશ્વાસયોગ્ય-આંકડાઓની મદદ સિવાય એમ ધારી લેવામાં હરકત ન આવતી હોય કે સુધારો થતા જાય છે, તો—શું આ સુધારો શેહેર સુઘરાઈ અને વૈદ્યશાસ્ત્રને લીધેજ થયો છે કે કોઈ બીજી વધારે જાગત કારણમાંથી થયો છે। સત્તરમા સૈકાની મધ્યમાં અંગ્રેજ પ્રજા મદ્યપાન પુષ્કળ કરવા લાગી અને આમ પોતાને શિરે એક ત્રાસદાયક સંહારક યંત્ર દાખલ કર્યું ઈ. સ. ૧૬૯૧ થી ઈ. સ. ૧૭૦૮ સુધીમાં જેના પર કર વસુલ થતો હતો તેવો દેશમાં બનાવેલો મદ્ય ૫, ૩૯, ૮૦૮ થી વધી ૧૧, ૫૫૦, ૬૩ ગેલન જેટલો ચઢયો અને ૧૭૩૫ મા તે ૬૪, ૪૦, ૪૫૮ ગેલનને પોહોચ્યો આ કાળભક્ષના એકાએક દાખલ થવાથી સત્તરમા સૈકાને અંતે મરણનું પ્રમાણ અતિશય ભારે થઈ પડયું હશે, અને ઈ. સ. ૧૮૩૫ ના જીન દારૂનો ખરડો ઘડાયાના વરસ સુધી આ વિષના ઉપભોગ વધતા જોરથી તે પ્રમાણ તેટલુંજ ભારે રહ્યું હશે પણ સમય જતો ગયો તેમ તેમ, બીજી બધી કાળભક્ષની ગતિ જેવી તેની ગતિ પણ નરમ પડી ઓગણીસમી સદીની શરૂઆતમાં હયાતી ભોગવતા ઘણા ખરા અંગ્રેજો, જેઓ દારૂ પી શકતા હશે અને જીવીને બાળકો મૂકી ગયા હશે તેવા, એ ત્રણ જમાનાના વંશના હતા આ વંશજોએ પોતાના વડીલોના જેટલોજ દારૂ પીવો જારી રાખ્યો, તો પણ તેમના જન્મના પહેલાંજ પ્રકૃતિક ચુંટણીનો * કાયદો અમલમાં મુકાયો હતો તે વડે તેઓ આ મદ્યપાનને વધારે સારી રીતે સહન કરી શકયા. આ પ્રમાણે આ સૈકાની શરૂઆતમાં, મદ્યપાનથી મરણનું સામાન્ય પ્રમાણ થોડાક વખતને માટે અટકી ગયું. હતું, તે તરફ પ્રાકૃતિક ચુંટણીની મદદથી, પાછા વળવાને ઉલટ તરફદારી મારતું હતું. કોઈ એમ કહેતું નથી કે મરણનું પ્રમાણ ચોક્કસ થઈ ચૂકયું છે પરં તો એમ લાગે છે કે ઘડિયાળના લોલકની હીંડોળા જેવી ગતિએ, મધ્યમ પ્રમાણની બંને બાજુએ આમ-તેમ મરણની સંખ્યા હીંડોળા ખાયછે કેફી મદ્યો પીવાની ટેવ સત્તરમા સૈકાની આખર દાખલ થવાથી તે પ્રમાણમાં ભારે ગરબડાટ થયા પછી, ઓગણીસમી સદીની શરૂઆતમાં પાછું પોતાની મધ્યમ સ્થિતિએ તે પોહોચવા લાગ્યું અને થોડાક વખત તે પ્રમાણ તેટલુંજ રહ્યું

---

* ગ્રંથકારનું માનવું એમ છે કે દારૂ શરૂ કરનાર દરેકને નુકશાન—શારીરિક—ઘણું થાય છે કુદરતીજ પ્રકૃતિ અને તંદુરસ્તી જેની મજબુત છે, તેવાને કુદરત ચુંટી કાઢે છે, અને બાકીના, મદ્યપાનના બોજા નીચે ટકી શકતા નથી, જલદી મરી જાય છે, અગર જીવે છે તો તેમને બાળક થવા પામતાં નથી એટલા નબળા હોય છે, અથવા બાળક થવા પામે તો તે એટલા નબળા કે મરી જાય. ત્યારે આખરે ખાસ મજબુત બાંધાના લોક ટકે તેમના બાળકોનું તો લોહીજ વારસામાં મદ્યમાંથીજ કંઈક અંશે થયું હોય તેથી તેમને મદ્યપાન સહેજે સહન કરે

ઉપર ઉતારો કરેલા વિષયમાં મી. હર્ફેઝ બતાવે છે કે "જો કે મરણનો દર વરસો વરસ ઘટ્યાં કરતો પણ ઈ. સ. ૧૮૩૮ થી ૧૮૭૦ સુધીનાં ત્રીશ વર્ષોમાં તે કાયમજ રહ્યો હતો એમ કહી શકાય." ત્યાર પછીના પણ તેમાં દેખીતો સુધારો થઇ ગયો છે. ઇ.સ. ૧૮૭૧ થી ઈ. સ. ૧૮૯૦ સુધીમાં ઇંગ્લંડનું, સરાસરી મરણનું પ્રમાણ ૨૧.૨૫ અને ૧૮૮૧-૧૮૮૮ માં ૧૯.૨ હતું. સારાંમાં સારાં નોધાયલાં બે વરસો ૧૮૮૭, અને ૧૮૮૮ માં ક્રમે ૧૮.૮ અને ૧૯.૮ હતું. આ સુધારાનું કારણ આરોગ્યતાની સુધરેલી સ્થિતિ, ખાસ કરીને મોહોટાં શેહેરોમાં, જ્યાં મરણના પ્રમાણમાં ઘટારો સુપ્રસિધ્ધ થઇ પડ્યો છે, ત્યાંની સુધરેલી આરોગ્યતાની સ્થિતિ, એ છે. પરંતુ આરોગ્ય જાળવવામાં આ દસકામાં થએલો સુધારો તેટલેજ અંશે હમેશને માટે વધ્યાં જાય નહિ, તો મરણનું પ્રમાણ પ્રથમ તો ઓછું થતું બંધ પડશે, અને પછી સામી દિશામાં ઉલટશે; કારણ કે શારીરિક તંદુરસ્તી તરફ જેતો જેઓ ટકી રહેવાને અશક્ત નીવડે તેવાંનાથી સામાન્ય મનુષ્યની સ્થિતિ નબળી ને નબળી થતી જવાની. પરંતુ આરોગ્યનાં સાધનો અનંત કાળ સુધી સુધરતાંજ ચાલે એવી આશા રાખી બેસાય નહિ. તેનો તુરતજ સુધરતાં હદપર આવી જાય, એટલે તુરતજ પાછું મરણનું પ્રમાણ વધવાનું કરે. દષ્ટાંત તરીકે અમુક દેશની તંદુરસ્તી ધારો કે, મન્મથ નામના સંવત્સર સુધી વરસો વરસ કાયમ વધ્યા કરી; તેની પછીના દુર્મુખ નામના સંવત્સરમાં ન વધતાં બેઠી રહેછે, તો દુર્મુખ સંવત્સરમા મરણનુ પ્રમાણ મોહોટું આવવાનુ કારણ કે આરોગ્યતાની બાબતમાં હલકી પ્રતિનાં ગણતાં પાછળનાં વર્ષોમાં જીવત ગાળીને પોતે તથા પોતાના પૂર્વજોમાંથી ચુંટાઈ કાએલા, અને તેથી દુર્મુખમાં રહેલા એ વધારે ઝપાટા ખમેલા. પણ આગલા—મન્મથ—વર્ષમાં જેઓ જીવતા હતા, તેઓને પાછળનું વર્ષ જેવું સખત ગએલું, અને તેથી જે નાદુરસ્ત મનુષ્યોની ઝાટકણી થવા ગએલી તેવી તેના પછીના વર્ષવાળાને થવાની નહિ.*

(આગળ ચાલુ)

* ધારો કે સન ૧૮૫૦ થી તંદુરસ્તી ખાતાં ઉઘડ્યાં. સન ૧૮૮૦ સુધી દરેક વરસે તંદુરસ્તીમાં સુધારો થતો ચાલ્યો. અને વધારેમાં વધારે સુધારો, અને તેથી ઓછામાં ઓછી મરણની સખ્યા ઈ. ૧૮૮૦ માં ધારો કે આવી રહી. હવે આરોગ્યશાસ્ત્ર ઉત્કૃષ્ટ સ્થિતિએ આવી પહોચવાથી એથી વધારે સુધારો થતો નથી. તો જેટલાં મરણ સન ૧૮૮૦ માં થએલાં, તેમાં હવે ઘટાડો થવાનો નહિ, એક પરિણામ તો એ થાય: બીજું પરિણામ એ કે ઘટાડો તો ન થાય, પણ ઉલટો, સુધારાનો અટકાવ થઇ ગયાથી, આગલા વરસ જેટલાંજ મરણ ન રહેતાં, વધે, કારણ કે સન ૧૮૮૦ ના જેવી આરોગ્યતાની સ્થિતિ સન ૧૮૭૯ માં નહતી. અને ઈ.સ. ૧૮૭૯ની સ્થિતિ સન ૧૮૭૮ના કરતાં સુધરેલી હતી. એમ પાછળ જના જઇએ તેમ તેમ, વર્ષો, આરોગ્યતાની બાબતમાં તો એક પછી એક વધારે ને વધારે ખરાબ હતાં. તેથી ઘણાં મનુષ્યો પણ રોગિષ્ટ હતાં; તેમાંથી જે બળવાન હોય તેજ બચે, બાકીનાં તો મરી પરવારે. પરંતુ બચ્યાં તે પણ ખરાબ સ્થિતિનાં વર્ષોમાં બચેલાં, માટે દરેક વર્ષ સુધારો થતો જાય, તે સાથે આવાં નબળા વર્ષમાં જન્મેલાં કે જીવેલાં મનુષ્યોમાંથી પણ પાછી ઝાટકણી થાય. આખરે સન ૧૮૮૦ માં આગલા નબળા વરસને લીધે સારી ઝાટકણી થઈ ગયાથી સારા આરોગ્ય વાળાં ઘણાં બચેછે. પણ પછીના વર્ષમાં આરોગ્યશાસ્ત્ર તો સુધર્યું નથી. તેથી જેઓ મરેછે, તેઓ આગળના વરસમાં ઝાટકણી થઈ નથી, તેથી વધારે મરેછે. સુધારો થતો ચાલે તેમ તેમ ઝાટકણી વધારે થાય. ઝાટકણી ન થઈ હોયતો, રોગીઓ વરસ પછી વરસ તણાતાંજ ચાલે, ને કોઈ પછીના વરસે ભોગ થઈ પડે. તે પ્રસંગમાં મરણનો દર વધારે જણાય.

૪
રાજ્ય.

૧

## હિંદુસ્તાનની સરકારનું આવતા વર્ષનું બજેટ.

(મળેલું)

આ એપ્રિલ માસથી શરૂ થનારા સને ૧૮૯૭–૯૮ ના મહેસુલી વર્ષના આવક-જાવકના ખર્ચનો અડસટો હિંદી ખજાનથી સરજેમ્સ વેસ્ટલેન્ડે તા. ૨–૩–૯૭ ની સભામાં રજુ કર્યો હતો. આવકનો અડસટો રૂ ૯૫,૬૭,૫૮,૦૦૦ અને ખરચનો અડસટો રૂ. ૯૮,૧૪,૦૮,૦૦૦નો ગણ્યો છે. એકંદર ખોટ આ ઉપરથી રૂ ૨,૪૬,૪૦,૦૦૦ ની થશે. અઢી કરોડ રૂપીઆની આ ખોટ અને ગયા વર્ષમાં તથા આવતા વર્ષમાં દુષ્કાળ પાછળ થનારો એકંદર ખર્ચ ૪ કરોડ અને નવી રેલ્વે તથા નવી નહેરો બાંધવાનો ખર્ચ આશરે સાડા ૭ કરોડ મળી કુલ રૂ, ૧૩ કરોડનો ખર્ચ નવી લોન કાઢીને કરવામાં આવશે. હિંદુસ્તાનને હિસાબે જે કરોડો રૂપીઆનું દેવું છે તેમાં આ નવા દેવાથી ઘણોજ વધારો થશે અને તેનો આંકડો કરોડથી નહિ પણ અબજથી ગણાશે. દુનીયાંમાં સર્વથી સમૃધ્ધિવાન ગણાતા હિંદુસ્તાનને માથે, કરોડો રૂપીઆનું દેવું છે એ પણ કાલની બલિહારી છે !! જે દેશની દોલતથી લલચાઇને પશ્ચિમ અને ઉત્તર તરફના સર્વે શકકર્તા રાજાઓએ ચઢાઈ કરી કૃતાર્થતા માનેલી તેજ દેશ આજે દુનીયાંમાં સર્વથી ગરીબ ને દુઃખી છે ! એ પણ કાલનુંજ બલ જાણવું

ઉપજનાં મુખ્ય સાધનોમાં જમીનનું મેહેસુલ સાડી પચ્ચીસ કરોડ, અફીણનું ૭ કરોડ, મીઠાનુ લગભગ નવ કરોડ અને સ્ટૉંપખાતાનું પાંચ કરોડનું થશે. આબકારી ખાતાનું એટલેકે દારૂના ઉપયોગથી સરકારને પોણા ૭ કરોડનું ઉત્પન્ન થશે. દારૂના વ્યસનથી કેવલ નિર્મુક્ત ગણાતા દેશમાં આટલી બધી ઉપજ માત્ર તેના કરથીજ વસુલ થાય એ ઘણુંજ ખેદકારકછે. ઇનકમટેક્ષની ઉપજ લગભગ બે કરોડ રૂપીઆની થશે. એ કર આ દેશ ઉપર આવી પડતા દુકાળોની આફતો દૂર કરવાને માટેજ લૉર્ડ લીટનની સરકારે પવિત્ર વચનો આપીને નાખ્યો હતો. તેનો ઉપયોગ હાલ સીવીલ સરવન્ટોને હુંડીઆમણના ખાના તળે પગાર વધારી આપવામાં થયો છે તો તે હર કોઇ જાણે છે.

હવે ખર્ચનાં મુખ્ય પાસાં તપાસીએ. જમીનનું અને અફીણ–નીમક સ્ટાંપ–આબકારી જંગલ અને રેજીસ્ટ્રેશન વગેરેનું મહેસુલ–ભેગું કરવાનો ખર્ચ–એટલેકે સરકારી મહેસુલી નોકરોનો ખર્ચ રૂ. ૧૧,૨૩,૦૦,૦૦૦ નો થશે. આ સઘળા નોકરો થોડાક અપવાદ સિવાય અધાએ સીવીલીઅન અંગ્રેજોજ છે. આ દેશના લોકને કેલવણી આપવાનો ખર્ચ માત્ર એક કરોડ બાસેક લાખનોજ છે. વળી આ મૂર્તિપુજક દેશમાં, મૂર્તિપુજકો પાસેથીજ વસુલ કરેલા પૈસામાંથી ખ્રીસ્તી દેવલો ચલાવવાનો ખર્ચ રૂપીઆ વીસ લાખનો પણ આ દેશના ગરીબોજ આપે છે. દુકાળીઆઓને આશ્રય આપવાનો ખર્ચ પોણાચાર કરોડ રૂપીઆનો ગણ્યો છે. સર્વથી મહોટો લશ્કરી ખર્ચ રૂપીઆ ચોવીસ કરોડનો અને લશ્કરી બાંધકામોપાછળનો ચારકરોડનો મળી કુલ અઠ્ઠાવીસ કરોડનોખર્ચ અડસટયોછે.આખા દેશની જમીનની મેહેસુલ સાડીપચ્ચીસ કરોડની છે તે અને બીજું કાંઇક વધારે તો આપણું લશ્કરી ખાતુંજ ઓહીઆં કરી જાયછે. આવા ઉપયોગી વિષયનો અભ્યાસ કરવાને અમે અમારા વાચકોને વિનવીએ છીએ. પોતાના ઘરના હિસાબપર બાજી આંખ રાખવા ઉપરાંત આખા દેશના હિસાબ ઉપર પણ બારીક ધ્યાન આપવાની ફરજ દરેક દેશીને શિર છે. કેમકે કૂવામાં હોય છે તોજ અવાડામાં આવે છે એ

સિધ્ધાન્ત પ્રસિધ્ધ છે; અને પગારો તથા પેન્શનોને નામે ભારે રકમો વીલાયત મોકલવી પડતી હોવાને લીધે આ દેશને માથે જે કરજ વધ્યાં જાય છે તે વાસ્તવિક રીતે શું છે એ પણ વિચારવાનું છે.

૨

## હિંદી સરકારનો ગિરિનિવાસ

(મળેલુ)

ઉનાળાની ગરમ ઋતુમાં હિંદુસ્તાનનો વાઇસરૉય પોતાના આખા ખાતા સહિત હિમાલય પર્વતમાં શીમલાની શીતલ ટેકરીપર હવા ખાવા જાય છે. તેનો ખર્ચ રૂપીઆ વીસ લાખનો થાયછે. આ ખર્ચ આવા દુકાળના વખતમાં કેટલો ગેરવાજબી છે તે તપાસીએ. હિંદુસ્તાનના પ્રસિધ્ધ ઇતિહાસ કર્તા સર વુલીઅમ હન્ટરે હવણાંજ લેન્કેશાએરના લોકોને દુકાળમાટે મદદ માગતીવેળા દયા ભરેલી ભાષામાં એક હસ્તપત્ર કાઢયું હતું. તેમાં એવી વિનંતી કરી હતી કે તમો ફકત એક શિલિંગ ભરશો તોપણ તમે હિંદુસ્તાનના એક ગરીબ દેશી કુટુંબને એક અઠવાડીઆ સુધી જીવતું રાખવાની આશિષ મેળવશો. શાળાઓના છોકરાઓ પાસેથી પણ ત્રાંબા નાણાના સીક્કાની પેન્સ અને બે પેન્સની મદદો તેણે માગી હતી અને નાચાર તથા ગરીબ છોકરાઓની ખાસ શાળાઓમાંથી પણ સેંકડો પાઉન્ડની રકમ ઉપકાર સાથે સ્વીકારવામા આવી છે; એવું જણાવી ને કે એક પેન્સમાં એટલેકે આઠ પાઇમાં હિંદુસ્તાનનો એક દેશી એક દિવસનુ ગુજરાન કરીને જીવતો રહેશે. હવે આ હિસાબે વીશ લાખ રૂપીઆના પચીસ લાખ શિલિંગ થાય અને તે વડે પચીસ લાખ કુટુંબો એક અઠવાડીઆ સુધી જીવી શકે. એટલાજ રૂપીઆના પેન્સ ગણીએ તો લાખો માણસોને ઓછામાં ઓછી આવતી ચોમાસાની મોસમ સુધી એટલેકે બીજા ચાર માસ સુધી ગુજરાન થઈ શકે. એટલી રકમ ફકત મોજનખાંમાંજ ઉડાડી દેવામાં આવશે. અસલના વખતમાં મોગલાઈ રાજ્યમાં પણ બાદશાહો આવી આફતના વખતે પોતાના ખાનગી ખર્ચો અને તમાસાઓ બંધ કરીને પ્રજાને જીવતી રાખવામાં પોતાની મહોટાઈ માનતા. પણ આ દેશને માટે કોઈ કાયમનો રાજા દયા ઉપરિ નથી કે જેને લાંબી ફીકર હોય અને મારી પ્રજા દુઃખી થાયછે એવી ચિંતા હોય! બંગાળના એક સીવીલ્યને આવી રાજનીતિથી કંટાળી હવણાં રાજીનામું આપ્યું છે અને તેનાં તેણે જે કારણો દર્શાવ્યાં છે તે ખાસ મનન કરવા જેવાં છે.

૩

## મુંબઈ ઇલાકામાં મરકી.

(મળેલુ)

દેવ રૂઠયો હોય તેમ દુકાળ જોડે મરકીએ પણ આ ઇલાકામાં ઘણો ત્રાસ વર્તાવ્યો છે. મુંબઈ બેટ ઉપરાંત સુરત—વલસાડ—રાંદેર—પૂના—કરાંચી—પાલણપુર ઇત્યાદિ ગામોમાં આ દુષ્ટ રોગે બહુ નુકસાન કર્યું છે. મુંબઇ પુના અને કરાંચીમાં લસ્કરી બળવડે ઘેરેઘેર તપાસ કરી દરદીઓને બરજ્યાત જુદા પાડવામાં આવે છે. તેમજ મરકીવાળા શહેરના તનદુરસ્ત માણસોને પણ બીજા શહેરોમાં પેસતાં અટકાવવામાં આવે છે. સરકારની નિષ્ઠા ભલી છે છતાં પણ લોકો ગભરાટથી ભય ત્રાસ પામી ગયા છે. વેપાર અને અવર જવર કમી થયો છે અને લોક અસંતોષી થયા છે. રાજ્ય કરનાર કોમ પ્રજાથી અતડી રહેવાનુંજ આ પરિણામ છે. રાજા અને પ્રજાના ઐકયમાંજ લાભ છે.

# સુદર્શન.

(તંત્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી.)

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય -એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર.)

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૧. અંક ૮] (માસિક) [મે. ૧૮૯૭

૧

## સાહિત્ય.

૧

### મિત્રને નિમંત્રણ.

(મળેલું)

સોરઠ (ગરબી.)

તપની શાને મૂરખ તાપે સકલ ધામમાંરે,
સુખાની ગંભીર સરોવર શીતલ પાસમાંરે.
સ્નેહી છે માટે સમજાવું,
નહિ એ જડ પાણીનું ન્હાવું;
જ્ઞાનવારિ ઉભરાવું આતમધામમાંરે—તપના
દોલત ને કીરત બે બીબી,
ઠરણી તે માયાની દીકી,
મોહાધીન પડ્યો તું વ્યર્થ પ્રયાસમાંરે—તપની.
જ્ઞાનગમી શાંતી ના તેમાં,
ભોળા રે ભરમાયો શેમાં.
શું બેઠો દૃગ ખોઈ અવિદ્યાધ્યાસમાંરે-તપની.
ચાલ સખે હાવાં તો સાથે,
ખોવાવ્યા બન્નેને નાથે,
હેને અદશે દાધે નિર્મલ હાસમાં રે-તપની.

૨

### પરવા.

(મળેલું)

ગજલ: ભૈરવી.

મને તું એક દુનિયાંમા રખે ઠપકો સખે દેતો!

રહી એ એક ડપકાની મને પરવા, રખે દેતી!
ચડયો સંગીતને ન્હાદે બન્યો ચકચૂર હું સ્મર્ના,
તને સ્વર જો સુણાવું તો રખે ડપકા રખે દેતા!
નહીં એ નાદની બાજે કદર કે પામરો સમજે.
કદરની ના મને આશા, કહું, બેદિલ રખે કહેતી!
ન હાવા કાલ પણ બાલે જતો અપૂર્ણ જીવનનો
નહીં દોલત તહીં મારી રખે કંઈ મોહમા રે'તી!
બનાવિશ કૈક જોકે હું તને ભવના ચમત્કારે.
ગરીબી તોય રે'વાની રખે સહ ગર્ભમાં વ્હેતી!
કદાપી ના શકિશ બોલી ફરીને સ્પષ્ટ આ શબ્દો.
દુખી આસાગરે પડતા જતા ડપકો રખે દેખી દેતાં!

---

૩

## આત્મગાન.

(ભજેલ)

ગજલઃ ભૈરવી.

અહા શા આજ વર્ષાવે સ્વરો આત્મા પરે આશા!
લખેશો આર્ત એ શો એ સ્વરરનાને કરે આશા!
અરે શું આવશે ત્યારે કરીશું સાથ એવો દિન
કદાપિ સ્નેહને સ્વર્ગે કહેછે શું ખરું આશા!
અને શું રૂઝશે આખર જખમ જે શુધ્ધ હૈયાનો.
અને એ ચાલશે સાથે દયા કેવી કરે આશા!
નહી પરવા જરા અમને કશી એ વસ્તુ ઐહિકની.
કરે સંતોષ જો તેને મને તો ઉપરે આશા!
નિહાળું જો બવિ'ચે હું ઘડી પણ નેત્રરસ જૂનો.
સખાનો સૌમ્ય હૈયું તો, સુખે ભવને તરે આશા!
મને નીહી રહી આસ્થા સદા તવ ગાનમાં હેવી.
સ્વરો એ દિવ્ય જીવીને બરે ને સાંભરે આશા!

---

૪

## પુરાનીપ્રીત.

(અજેલુ)

ગજલ.

અનામી નામ તારું હા સખે! એ રે'વાનું!
નહીં મારે કદાપિ કોઇને એ કહેવાનું!

તને પણ આખરે જ પ્રતીત છે, સ્નેહી, થાવાની,
નહીં મારે અહીં સ્હેજે સુખ છે દેવાનું!
ચડે આસ્માનનું: હું તો હજી પોચું પાંખો:
તને દેખાય ક્યાંથી રૂપ મારા જેવાનું!
છતાં સાચી પુરાની પ્રીત તારા આત્માની,
મને સરજ્યું જ આત્મવિયોગ અંતર્ સ્હેવાનું!
તથાપિ એક દિનના સાંભરે આશા જ્યારે-
રસાલા કોઇ જીવન સાગરે છે વ્હેવાનું!
અને ત્યારે, અનામી, વિશ્વને વ્હાલું એ નામ,
પ્રીતિથી સ્વર્ગના વીણામુખે છે દેવાનું!

---

૫

## સો ઉત્તમ પુસ્તકો.

બુદ્ધિપ્રકાશમાં કોઈ સાક્ષરે સો પુસ્તકોની એક યાદી પ્રસિદ્ધ કરી, ને સરજ્હોન લબકની 'પ્લેઝર્સઓફ્ લાઈફ્' નામની અંગરેજી ચોપડીમાં અંગરેજી પુસ્તકોના તેવી યાદી છે તેનું અનુકરણ કરીને પ્રસિદ્ધ કરી હતી. અંગરેજ લેખકે તો વિદ્યમાન લેખકોના ગ્રંથ પોતાની યાદીમાં લીધા નથી; તેનું કારણ એજ સમજાય છે કે કોઈ પણ ગ્રંથ જ્યાં સુધી એકાદ પી-ઢી જેટલા સમયની કસોટીમાંથી પસાર થયો નથી ત્યાં સુધી તે ગ્રંથના ગૌરવનો નિશ્ચય: કહેવાય નહિ. આ વિચારને આપણા ગૂજરાતી ગ્રંથોની યાદી કરનારાએ લક્ષમાં રાખ્યો નથી તે પણ સકારણજ છે. આપણામાં અવિદ્યમાન લેખકોના ગ્રંથો ઘણા છે, પરંતુ નવા વિચારોનો જે ઉદ્ભવ થયો છે તેનો સંગ્રહ જેમાં થાય એવા ગ્રંથોને પણ આ યાદીમાં આણવાના હેતુથી અવિદ્યમાન લેખકોના ગ્રંથોજ લેવા એ નિયમનો અતિક્રમ કરવામાં બાધ નથી એમ અમો માનીએ છીએ.

આવી યાદી કરી આપવામાં મુખ્ય ઉદ્દેશ એ છે કે વાચનના શોખવાળા કોઈ પણ મનુષ્યને થોડાકમાં પોતાના સંગ્રહમાં અમુક ગ્રંથો રાખી લેવાથી જાણવાજોગ એવા સર્વે વિષયનું કાંઈ કાંઈ જાણવામાં આવી જાય. આવા ઉદ્દેશ ઉપરથી એ વાત સ્પષ્ટજ છે કે જ્યાં ઘણા ગ્રંથો લખાતા હોય ત્યાં આવી યાદી કરી આપવાથી વાચકોને નકામાં ચોથરાં ઉપર પોતાનાં દ્રવ્ય ને કાલનો વ્યય કરવો પડે નહિ. સો પુસ્તકોનીજ યાદી શા માટે કરવી અને સો કરતાં વધારે કેમ ન કરવાં એ તો એક કલ્પનામાત્રજ છે; સોની સંખ્યાજ સાધારણ રીતે પૂર્ણ માની છે. યાદી કરવામાં આવા હેતુ સમાયલા હોવાથી, આજ સુધીમાં થયેલી યાદીઓમાં જે એક ધોરણ લીધામાં આવ્યું છે તે અનિષ્ટ અને ખોટે રસ્તે દોરનારૂં છે એમ કોઇ પણ કહી શકશે. ગૂજરાતી લેખકોમાંના કોઈપણ રખેને રહી જાય એવી ચિંતાથી પ્રત્યેક લેખકનો કોઇ ને કોઇ ગ્રંથ યાદીમાં લેવો જોઇએ એવું જાણે માનવામાં આવ્યું હોય તેમ પ્રસિદ્ધ થયેલી યાદીઓથી જણાય છે. એ ધોરણ વાસ્તવિક નથી.

આવી યાદી કરવાનો ઉદ્દેશ રસ સાથે જ્ઞાન આપવું એજ દરે છે. તો જ્ઞાન કીયા કીયા વિષયોનું આપવું અને તેમાં રસનો કેટલો અંશ ઉમેરવો એ પણ વિચારવાનું છે. અર્થાત્

જે જે વિષયો જાણવાજોગ ઠરે તે તેવિષયો કેવે કેવે આકારે જણાય તો ઠીક એજ વિચાર લક્ષમાં રાખવાથી એ પુસ્તકોની યાદી આપણે સહજે કરી શકીશું. એક બીજી વાત પણ લક્ષમા ગણવી જોઇએ. સામાન્ય રીતે જેને લખતાં વાચતાં આવડે છે, અને ગૂજરાતી છઠ્ઠી કે અંગરેજી પાંચમા ધોરણ જેટલું જ્ઞાન છે, અને 'કૉલેજ' આદિમાં જઈ જેણે આગળ અભ્યાસ કરવો બંધ કર્યો છે, તેને માટે અને તેથી ચઢતી ગ્રહણશક્તિવાળાને માટે આ યાદી છે, એ વાત કદી વીસરવી ન જોઇએ.

આટલો ઉપોદ્ઘાત કર્યા પછી આપણે આખા વિષયના દશ વિભાગ કરીશું. પ્રથમ, તો આપણને આપણા આર્યાવર્તમાંથીજ ઘણું જાણવાનું છે, તેનો ઇતિહાસ જે રીતે મળી શકે તે રીતે ઘણો પ્રાચીનમા પ્રાચીન અને બોધક છે. તે જાણ્યા પછી બીજી વાત અર્વાચીન સમયમા એ પ્રાચીન ઇતિહાસ વિષે તેમજ બીજા અર્વાચીન સામાન્ય વિષયો વિષે જે જે ચર્ચા થઇ હોય તે જાણવાની આવશ્યકતા છે. ત્રીજે સ્થાને આપણાં 'નિત્યનાં ધર્મકૃત્યો અને આપણી આખી જીદગીની પધ્ધતિ જે પ્રકારે દોરાય છે તે વિષયે જાણવું આવશ્યક છે તે પછી જીવનનો હેતુ અને ઉદ્દેશ શો છે તથા ઉત્તમ જીવન શી રીતે ગાળી શકાય તે સબધે જેટલુ જાણી શકાય તે જાણવાની આવશ્યકતા છે. એ ચોથો વર્ગ છે ને પછી આપણા તેમ પારકા દેશ અને ધર્મના મહાપુરુષો અને મહાત્માઓ તેમજ આપણા અને પારકા ઇતિહાસની ખરી હકીકતો જેટલી મળી શકે તેટલી જાણવાની પૂર્ણ આવશ્યકતા છે કે આપણે હાલ જ્યાં છીએ ત્યાં શી રીતે આવ્યા અને એથી આગળ શી રીતે વધાય તેની આપણને સમજણ પડે એ પાચમા વર્ગ પછી અર્વાચીન પદાર્થવિજ્ઞાન તથા તર્કશાસ્ત્રના પ્રભાવે જે કાંઇ નવી પધ્ધતિના જ્ઞાનનો વધારો કર્યો છે, અને જેથી આપણને આપણા આરોગ્યથી માંડી ને તે નિત્યના નિર્વાહના ધંધા પર્યંત ઉપયોગી સામાન્ય જ્ઞાન મળવાનો સંભવ છે તેવા પુસ્તકોનો છઠ્ઠો વર્ગ થવો જોઇએ. આ છ હેતુ ઉપરાંત બીજા ચાર વર્ગ પડી શકે છે, પણ તેમનો ઉપયોગ જ્ઞાન આપવા સાથે રસિકતાને ભેળવી કેવલ કઠિન વાચનનો શ્રમ હલકો કરવામાં તથા રમુજ સાથે જ્ઞાન પ્રાપ્ત કરાવવામાં થઈ શકે છે તેના ચાર વર્ગમાં નાટક, કાવ્ય, નિબંધ અને વાર્તાનો સંગ્રહ થાયછે. અમારા મત પ્રમાણે આ દશે વર્ગમાં અત્યાર સુધી જણાયલ, પુસ્તકો જોતાં પાચમા તથા છઠ્ઠા વર્ગમાં સારા ગ્રંથોની બહુજ ખામી છે, તથાપિ જે છે તે મૂક્યાં છે. અન્ય ભાષાના ગ્રંથોનાં નામ કે તેના ગૂજરાતી ભાષાન્તરો સમજવાં.

---

## ૧ પ્રાચીન સામાન્યજ્ઞાન.

૧ મહાભારત.
૨ રામાયણ.
૩ ભાગવત.
૪ બાઇબલ.
૫ વંદીદાદ.

## ૨ અર્વાચીન સામાન્યજ્ઞાન.

૬ નર્મગદ્ય.
૭ કાઠીઆવાડ તથા ગૂજરાત સર્વસંગ્રહ.
૮ સત્યાર્થ પ્રકાશ.
૯ આર્યકીર્તિ.
૧૦ માર્કોપોલો.
૧૧ ઇંગ્લાન્ડમાં પ્રવાસ.
૧૨ હિંદમાં મુસાફરી.

## ૩ ધર્મશાસ્ત્ર.

૧૩ મનુસ્મૃતિ.
૧૪ સંસ્કાર વિધિ.
૧૫ વિવાદતાંડવ.

## તત્ત્વશાસ્ત્ર.

૧૬ ભગવદ્ગીતા.
૧૭ યોગવાસિષ્ઠ.
૧૮ યોગસૂત્ર.
૧૯ ઇશોપનિષત્.
૨૦ શંકર પંચરત્ન.
૨૧ વિચારસાગર.
૨૨ ધર્મવિચાર.
૨૩ સિધ્ધાન્તસાર.
૨૪ પંચશતી

## ૫ ચરિત્ર ઇતિહાસ ઇત્યાદિ.

૨૫ ટૅાડ રાજસ્થાન
૨૬ પૃથીરાજ રાસા.
૨૭ હિંદુસ્તાનનો ઇતિ૦ (હંટર કે એલફીન્સ્ટન)
૨૮ રાસમાલા.
૨૯ ગૂજરાત રાજસ્થાન.
૩૦ ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ.
૩૧ અકબર ચરિત્ર.
૩૨ ગ્લૅડ સ્ટન.
૩૩ બુદ્ધ.
૩૪ મહમ્મદ.
૩૫ વોશિંગટન.
૩૬ ફ્રાન્કલીન.
૩૭ રાજા રામમોહનરાય.

## ૬ શાસ્ત્રીયસામાન્ય જ્ઞાન.

૩૮ ત્રિભુવનદાસકૃતવૈદક.
૩૯ પ્રાણુવિનિમય.
૪૦ દરીઆપારના દેશોની વાતો.
૪૧ જાદુકપટ પ્રકાશ.
૪૨ પદાર્થ વિજ્ઞાનનાં મૂલ તત્ત્વો.
૪૩ તર્કપરિભાષા.
૪૪ ન્યાયશાસ્ત્ર.
૪૫ નાટ્યપ્રકાશ.
૪૬ રસશાસ્ત્ર.
૪૭ શિક્ષણનો ઇતિહાસ.
૪૮ ચેતનશાસ્ત્ર.
૪૯ અર્થશાસ્ત્ર.
૫૦ સર્વદર્શનસંગ્રહ.

## ૭ નાટક.

૫૧ શાકુન્તલ.
૫૨ મુદ્રારાક્ષસ.
૫૩ ઉત્તરરામચરિત્ર.
૫૪ મૃચ્છકટિક.
૫૫ લલિતા.
૫૬ હરિશ્ચન્દ્ર.
૫૭ કાન્તા.
૫૮ મિથ્યાભિમાન.

## ૮ કાવ્ય.

૫૯ નર્મકવિતા
૬૦ દલપત કાવ્ય
૬૧ શામળભટની કવિતા.
૬૨ દયારામ કાવ્ય.
૬૩ મેઘદૂત.
૬૪ ભર્તૃહરિશતક
૬૫ ગીતગોવિંદ
૬૬ ચાવડા ચરિત્ર
૬૭ અમરશતક.
૬૮ બૃહતકાવ્યદોહન ભા૰ ૧.
૬૯ આત્મનિમજ્જન.
૭૦ સૌન્દર્યલહરિ
૭૧ પાણીપત.
૭૨ કુંજવિહાર
૭૩ હૃદયવીણા.
૭૪ પ્રાર્થનામાલા.

## ૯ નિબંધ.

૭૫ મહારાજ લાઇબલકેસ.
૭૬ ચંદ્રકાન્ત
૭૭ હિંદ બ્રિટાનિઆ
૭૮ સતીમંડલ
૭૯ જાત મહેનત
૮૧ ચારિત્ર.
૮૨ બાલવિલાસ
૮૩ અભ્યોદય.
૮૪ ભોજન વ્યવહાર તથા કન્યા વ્યવહાર
૮૫ સંકરદિગવિજય.
૮૦ મેરાતુલઅરૂસ.

## ૧૦ વાર્તા.

૮૬ ઇસપ.
૮૭ પંચતંત્ર
૮૮ કથા સરિત્સાગર
૮૯ શેક્સપીઅર કથાસમાજ.
૯૦ અરેબિઅન નાઇટ્સ
૯૧ કાદમ્બરી
૯૨ ભક્તમાલ.
૯૩ સરસ્વતીચંદ્ર.
૯૪ કરણઘેલો.
૯૫ ગુલાબસિંહ
૯૬ શિવાજી.
૯૭ ગંગા ગોવિંદસિંહ.
૯૮ જીવનપ્રભાત
૯૯ સંન્યાસી.

૧૦૦ રિપ્લિપર હસ્યો

અટલા સો ઉત્તમ ગ્રંથો છે. એ સોના જેટલાજ ઉપયોગી તથા એ સોના જેટલી કે તેથી વધારે વાચકપંક્તિને ઉપયોગી બીજા સો અથવા પાંચસો ગ્રંથો અત્યારે ગૂજરાતીમાં છે એ વાત ખરી છે, પણ અત્ર જે પ્રશ્નનો નિર્ણય છે તે એઠે કે જે ગ્રંથોને સહુથી પ્રથમ ગણવા પડે, અને જે દશ વિષયવિભાગ અમોએ માન્યા તેમાંનો કોઈ વિભાગ વર્તમાન સમય સુધીના જ્ઞાનવાળા ગ્રંથ વિના શૂન્ય ન રહે એવાં થોડાંક પુસ્તકોનોજ ક્રમ ગોઠવવો. એટલે અત્ર જે સો ગણાવ્યા છે તે કરતાં વધારે ઉત્તમ તો કોઈ ગ્રંથ રહી ગયોછે એમ કહી શકાય તેમ લાગતું નથી, તેના જેવા કે તેથી કાંઇક અંશે ઉતરતા ઘણા ગ્રંથો રચ્યા છે એ વાત તો અમો પણ માન્ય કરીશું. પરંતુ અમોને એમ ખાતરી છે કે આટલા

શતકથી સારી રીતે પરિચિત કોઈ પણ સ્ત્રીપુરુષ પોતાના જીવનને ઉન્નત અને ઉપયોગી કરી સુખ સાથે કર્તવ્ય કરનાર શિષ્ટતાને પામી શકે એમાં સંશય નથી.

---

૬

## ગ્રંથાવલોકન.

**યુનાઇટેડ સ્ટેટ્સની લોકસ્થિતિ:***—યુનાઇટેડસ્ટેટ્સ અમેરિકાનો રાજકીય તેમ માનસિક સ્વાતંત્ર્ય ભોગવતો ઘણો વિશાલ પ્રદેશ છે તે દેશમાં સ્વાતંત્ર્ય અને વ્યક્તિના પ્રાધાન્યનું ઘણું પરિમલ છે, અને ત્યાંની રાજ્યપધ્ધતિ પ્રજાસત્તાક છે. રાજ્યપધ્ધતિ એ સામન્ય લોકસ્થિતિનું આદર્શ છે એટલે તેટલાથીજ લોકસ્થતિનું અનુમાન થઇ શકે એમ છે. વિદ્યા, કલા, અને ઐહિક સમૃદ્ધિની પરાકાષ્ઠાએ આ સ્વાતંત્ર્ય તે દેશને લેઈ ગયું છે એટલે તે દેશની લોકસ્થિતિ જાણવાથી આપણને ઘણું વિચારવાનું મળે એ સ્વાભાવિક છે. સ્વાતંત્ર્યને અંગે જે અપલક્ષણો રહેછે તેપણ આ લેખમાં પ્રસંગોપાત્ત દર્શાવવામાં આવ્યાં છે. અમેરિકાની સ્થિતિનો ચીતાર આપનાર એક સ્ત્રી છે એટલે વર્ણન વધારે રસિક અને બારીક થયેલાં છે. ગ્રંથ વાચવા યોગ્ય છે. છાપના દોષ બહુ છે.

મેઘદૂત:*—આ ભાષાન્તરના કર્તાને કાવ્યનિમજ્જનમાં એક નવી ટીકાપધ્ધતિના આરંભ કરનાર રૂપે અમે એક વાર ઓળખાવી ગયા છીએ. એ સારા સાક્ષરત્વના સંસ્કારવાળા લેખક છે. એમને હાથે મેઘદૂતના સહૃદયત્વને વધારે ન્યાય થવાનો સંભવ છે. મૂલના વૃત્તને હરિગીતમાં ઉતારવાથી ભાષાન્તર કરવામાં કેટલાક સારી સરલતા થઈ શકી છે. ભાષાન્તર એકંદરે સારું છે.

**દેશ સેવા અને દેશાભિમાન, પુરૂષાર્થશતક, શૃંગારવૈરાગ્ય તરંગિણી:**—સાક્ષરસહાયક પ્રજાબોધક મંડલી તરફથી આ ત્રણે ચોપડીઓ તેના સભાસદોને ભેટ તરીકે વહેંચવામાં આવ્યાં છે. ભાગ્યેજ એક આના કે અર્ધાઆના કરતાં દરેકની ખરી કીમત વધારે પડી હોય. પ્રથમનું પુસ્તક રા. વનમાળીદાસ લાધાનું બનાવેલું છે, ને બીજાં બે સંસ્કૃતમાંથી શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથ પાસે ભાષાન્તર કરાવેલાં છે.

પ્રથમના પુસ્તકમાં "મારોદેશ ઉત્તમ, મારા દેશનું સર્વ સારૂં અને પ્રિય" એવી દેશાભિમાનની વ્યાખ્યા કરીછે, ને તેનું સમર્થન કરવાને અમેરિકા તથા યુરપના ઇતિહાસમાંથી દૃષ્ટાન્તો આપ્યાં છે. એકે દૃષ્ટાન્ત આવી વ્યાખ્યાનું સમર્થન કરતું નથી, માત્ર કર્તવ્યની ભાવનાનાંજ બધાં દૃષ્ટાન્ત છે. બીજાં બે પુસ્તકો સંસ્કૃતમાંથી ખોળી કહાડેલાં છે તે કેવલ પ્રાસ્તાવિક શ્લોકોથી ભરેલાં છે.

આ ત્રણમાંનું એકે પુસ્તક 'પ્રજાબોધક' હોય એમ કોઈ સારો સાક્ષર ભાગ્યેજ ધારી શકશે. આ મંડલી મ્હોટા ઉદ્દેશ આદરીને બહાર પડીછે તેનાં આવાં દુર્બલ અને ક્ષીણ ફલ જોઈ ખેદ થાયછે. આવાં ચીથરાં બહાર પાડીને આ મંડલીમાં જોડાનારને સંતોષવાનો વ્યર્થ યત્ન

---

* રચનાર પંડિતા રમાબાઇ, ભાષાન્તર કરનાર રા. ચુનીલાલ બાપુજી મોદી. સુરત: સ્ટેન્ડર્ડ પ્રેસ. મૂલ્ય રૂ. ૧।

*ભાષાન્તર-કર્તા રા. રા. હરિકૃષ્ણ બળદેવ ભટ્ટ. સુરત; મિશનપ્રેસ. કીમત ૦।–

કરવા કરતાં ઘણાએ યોગ્ય ગ્રંથો ખુણે ખોચરે છપાવાની સગવડ વિના સડતા હશે તેને બ-હાર આણ્યા હોત તો પણ સારું હતું.

---

૨૯.

૧

## મારું જીવનચરિત.

( અનુસંધાન પાને ૧૪૩ થી )

### પ્રકરણ. ૬

### સ્વાર્થની જાલ.

સંસારમાં ઘણા માણસની દૃષ્ટિએ ચઢવું એના સમાન દુઃખ નથી; સારાં લુગડાં ઘરેણાં પહેરીને બહાર જતાં તેમ સારું ખાવામાં પણ રખેને કોઈ દેખશે તો નજર લાગશે એવો લોકોનો વહેમ છેક નિર્મૂલ નથી. ખૂણામાં કોઈની પણ દૃષ્ટિએ ચઢ્યા વિના પડી રહેવામાં જે સુખ છે તેની કીમત દૃષ્ટિવિકારની ઝપટ લાગ્યા વિના થઇ શકતી નથી; અનાદિકાલથી તત્ત્વજ્ઞો અને મહાત્માઓ એકાંતમાં સુખ માનતા આવ્યા છે તે વાત ખોટી નથી. જેને સ્વાર્થ હોય, જેને પોતાના કોઈ ખાસ અન્યાયનો બદલો વાળવાનો દ્વેષ હોય, તેવા જનોથી તો માણસો ઘણું કરીને સાવધાન રહેછે, કેમકે પોતે કોને કોને શત્રુ કર્યા છે તે જાણવામાં હોયછે; પણ જેનાથી કોઈનો ઉત્કર્ષજ સહન કરી શકાય નહિ, પોતાના કરતાં કોઈ રીતે પણ જે સારું કહેવાય તેનાથી પોતાનેજ અપમાન થયું સમજે, એવા ગુપ્ત દૃષ્ટિના દ્વેષથી કોઈ સાવધ રહી શકતું નથી, અને ઘણાગાં ઘણો વિપર્યાસ એ દૃષ્ટિના વિકારે કરીનેજ વિશ્વમાં પ્રવર્તે છે.

કરમચંદ પારેખ વાણીઓ હતો એટલે વાણીઆની રીતિ પ્રમાણે મનમાં બહુ રોષ અને દ્વેષથી ભરેલો છતાં મોઢે મીઠો અને ગરજની વખતે ગમે તે માર્ગે પણ કાર્ય સિધ્ધ કરવાને તત્પરનો તત્પર રહે તેવો હતો. હરસુખરાય સીધા માર્ગનો માણસ હતો, છાતીવાળો હતો તેનો નિષ્કપટ સ્પષ્ટ વચનવાળો હતો, છતાં ગમે તેવી છાતીનો પણ કોઇ અનુદાર કૃત્યમાં કદીપે ઉપયોગ કરતો નહિ. પ્રમોદપુરના કારભારમાં નવાબને વારંવાર દેવું થઈ જતું તે સમયે કરમચંદની ત્રીજી ચોથી પેઢીએ લેણદેણ થતે થતે કરમચંદનો વડવો કારભારી થયો હતો. પણ હરસુખરાયના પૂર્વજનો એ ગરાસ હતો, એટલે તે ટકી શક્યો નહિ, અને હલકો પડતે પડતે તેનો પ્રપોત્ર કરમચંદ તો કોઈ સાધારણ નોકરી ઉપર આવી ગયો હતો. પાછલા દ્વેષ અને સ્વભાવથી અપલક્ષણવાળી પ્રકૃતિ ઉપરાંત દૃષ્ટિનો પણ આ વણિક સારો નહતો. કોઈ છાતી કાઢીને ચાલે તેજ એનાથી ખમાતું નહિ. હરસુખરાય આ બધું જાણતા હતા, પ્રસંગ આવતાં તેને એણે નોકરીમાંથી રજા આપી હતી, એટલે આનંદપુરમાં મહોટી સરાફીની દુકાન કાઢીને હરસુખરાયનો કારભાર ફેરવવાની ખટપટમાં એ માણસ પડેલો હતો.

ગોપીનાથ સુધરેલા વિચારનો અને સાહેબ લોકોની સાથે મળવા હળવાનો છૂટથી વ્યવહાર રાખનારો સારો વકીલ હતો. પોતાનાં બૈરાં છોકરાં સાથે સાહેબ લોકોના મુલાકાત કર-

રામાં હરકત માનતો નહિ, અને દેશીઓના જૂના વિચારોનો ધિક્કારનાર હોઈ નવો સુધારો રાખનારમાંતી તરીકે અંગરેજોમાં ઠીક માન પામતો. એના છૂટા વિચારોમાટે એની નાતમાં અભણ વ્હેમી લોકો એને કનડે છે એવું સમજવાથી અંગરેજો એની સાથે ઘણી અનુકંપા રાખતા. ગોપીનાથ નાગર હતો અને હરસુખરાય પણ નાગર હતા; એટલે બન્નેને ઓળખાણ પીછાન તો હતુંજ; પણ વકીલ નવા વિચારનો, કારભારી જૂના વિચારના, વકીલના મનમાં કારભાર એટલે ખટપટ લુચ્ચાઇ જૂઠ પ્રપંચ એવો નિશ્ચય, કારભારીના મનમાં સુધારો એટલે દારૂ માંસમાટીનું ભક્ષણ અને અમર્યાદ વ્યવહાર એવી સમજ; એટલે ગોપીનાથ અને હરસુખરાય વચ્ચે બહુ સારો નાતો ચાલતો ન હતો. માણસ ખરેખરા હોય છે તે કરતાં આપણે તેને કેવો ધારી લીધો છે એ ઉપરજ માણસો વિષેના આપણા અભિપ્રાયોનું ધોરણ રહે છે. હમણાં રામનાથને આનંદપુર મોકલ્યો ત્યારે ગોપીનાથ ઉપર હરસુખરાયે ભલામણ લખી હતી ખરી, પણ ગોપીનાથના સુધારામાં રામનાથ ઘસડાઈ ન જાય તે માટેજ શિવલક્ષ્મીને પાછળથી રામનાથની સાથે રહેવા મોકલવી પડી હતી. રામનાથના આવ્યા પછી સુંદરલાલ અને રામનાથ તથા શિવલક્ષ્મી અને સરસ્વતીના સ્નેહે કરીને બન્ને કુટુંબનો કાંઈક સંબંધ થતો ચાલતો હતો.

કરમચંદ પારેખ આ બધું જાણતો હતો, જ્યાં બેસે ઉઠે ત્યાં ગોપીનાથનાં વખાણ અને હરસુખરાયની નિંદા કરતો હતો, નિંદા કરવામાં પણ એવી વાણીઆગત રાખતો હતો કે પોતે દ્વેષથી નિંદા કરે છે એમ સમજાય નહિ. ધીમે ધીમે કરમચંદના ઉપર ગોપીનાથને દયા આવવા માંડી હતી, હરસુખરાય જેવા લુચ્ચા કારભારીએ આ ગરીબ વાણીઆને ખરાબ કર્યો એમ ગોપીનાથનું મન જે વિચારમાં વળવાને તત્પર થઈ રહેલું હતું તેમાંજ વળી ગયું.

પોલીટીકલ એજંટ આગળ પણ ગોપીનાથ કોઈ વાર દેશી કારભારીઓના અવગુણ ગણાવતો અને પ્રસંગે હરસુખરાયનું દૃષ્ટાન્ત આપવા ચૂકતો નહિ. વકીલના ધંધાની યુક્તિ પ્રમાણે પોતાના કહેવાને નિષ્પક્ષપાત ન્યાયનો અને ગરીબ રૈયતના ઉપર રહેમ રખાવવાની ઉદારતાનો સારો ઓપ આપી શકતો. સાહેબ લોકો આ દેશના રીત રીવાજથી અદ્યાપિ જોઈએ તેવા વાકેફ થયા નથી તો શરૂ અમલમાં તો ક્યાંથીજ હોય, એટલે શિરસ્તેદારોના દોરવા પ્રમાણે દોરાય એમાં નવાઈ નથી. તેમ હવણાં આનંદપુરના થાણામાં જે એજંટ રહેતો હતો તે તો કેવળ પ્રમાદી અને સ્વચ્છંદી હતો. સરકારનાં ખાસ લાભહાનિ જેમાં ન હોય તેવા કોઈ પ્રસંગને વધારે ઝણવાની દરકાર રાખતો નહિ, અને મુરારજી જે લખી લાવે તે ઉપર સહી કરી આપતો. મુરારજી પણ સહી કોઈક કરે ને લાંચ પોતે ખાય એવા નિર્ભય સ્વાર્થ સાધવાના ધોરણને અનુસરી ખવાય તેટલી લાંચ ખાતો, અને જેને જેવો ફેંસલો કરાવવો હોય તેવો કરાવી આપતો. કરમચંદ પારેખે આ શિરસ્તેદારનું ખાતું સોંપ્યું હતું, રૂપીઆ જોઈએ ત્યારે આપે અને વખતે જમા કરતાં બમણા ચારગણા પણ ઉધાર આપે, વ્યાજ લે નહિ, અને એમ મુરારજીની મહેરબાની મેળવે. ધીમે ધીમે મુરારજી જે જે લાંચ વગેરે લે તેની બાંજગડજ કરમચંદની મારફત થવા લાગી એટલે કરમચંદને મુરારજીની મહેરબાના મેળવા ઉપરાંત પોતાને જે વ્યાજ વટાતરની ખોટ જાય તેનો પણ બદલો મળવા માંડ્યો. મુરારજી મ્હોટી મ્હોટી વાતો કરવામાં, અન્યાય અને પક્ષપાતને ન્યાય અને નિષ્પક્ષપાતનું રૂપ આપવામાં, સુધારાની વાતોમાં, સભાઓમાં, અને સાહેબ જેથી રાજી થાય તેવી બધી વાતો-

માં કુશલ હતો; ગોપીનાથ જાતે છૂટા વિચારનો માણસ હોવાથી, બહુ ઉંડી તજવીજ કરતો નહિ, એટલે મુરારજીને પોતાનો મિત્ર માનતો, અને પોતાના ઘરમાં એનાથી કાંઇ છાનું રાખતો નહિ. લોકો અનેક પ્રકારની તે વિષે વાતો કરતા.

'અત્યારે ગોપીનાથ મ્હોટી આપત્તિમાં દબાઇ ગયો છે, હરસુખરાય એને મળીને સાંત્વના કરવાની પોતાની ફરજ સમજી આનંદપુર આવ્યો છે. રામનાથ અને શિવલક્ષ્મી તો ગોપીનાથને ઘેરજ સરસ્વતીની સારવારને માટે રહે છે, પણ પિતાને આવવા જાણી શિવલક્ષ્મી ઘેર આવીને રહી છે, અને રામનાથ એક વાર પિતાને મળી ગયા પછી ગોપીનાથનું ઘર છોડી શકતો નથી. આવી સ્થિતિને અવસરે કરમચંદ અને મુરારજીએ સાહેબના મનમાં એટલે સુધી વાત ઉતારી દીધી છે કે હરસુખરાય ગોપીનાથને મળવાનું બહાનું કાઢીને, ગોપીનાથ, નરેન્દ્ર કાએલ વકીલને, પેલા કાગળના સંબંધમાં, સરકારની સામે લડવા સારૂં રાખી લેવાને આવેલા છે, અને સાહેબના ઉપર ઠેઠ ઇંડીયા સરકાર સુધી અરજી કરવા ધારે છે. આ વિચાર મનમાં ભરાવાથી સાહેબ રાતો પીળો થઇ અકળાઇ ગયો, અને હરસુખરાય ક્યારે મળવા આવે તેની રાહ જોતો બેઠો. હરસુખરાય પાદપૂજામાંથી છેક બપોરે પરવારે ત્યારે સાહેબ કચેરીમાં હોય; સાંજે સાહેબ નવરા થાય ત્યારે હરસુખરાયને સંધ્યાનો વખત થાય, એમ બે ચાર દિવસ નીકળી જવાથી મુરારજી સાહેબને સારી રીતે તૈયાર કરી શક્યો. સાહેબ છેવટ ત્યાં સુધી વિચાર બાંધી બેઠો કે હરસુખરાયના ઉપર હજાણુંજ એક વારંટ કાઢી એને કેદ કરવો. ગોપીનાથે હરસુખરાયને વાતચીતમાં સહજ કહેવાઇ જવાયું હતું કે કરમચંદ અને મુરારજી કોઇ ખટપટમાં પડેલા છે. જો ઉપરથી ચેતી જાઇને આ ચંચલ નાગર પોતાની સાવધાનીમાંજ રહેતો હતો.

(આગળ ચાલુ)

---

૩

## ધર્મ

૧

### દેવલોક.

(ભજેલું)

(અનુસાધન પાને ૧૩૪ થી.)

દેવલોક અથવા દેવસ્થાનમાં જ્યારે મનુષ્ય સચેત પ્રવેશ કરી શકે છે ત્યારે પ્રથમ તો તેને અત્યંત આનંદ પ્રાપ્ત થાય છે, અવર્ણ્ય જીવનતત્ત્વની ચંચલતા ભાસે છે, અને પોતામાં અગાધ શક્તિ આવી હોય એમ લાગે છે. આવી સ્થિતિ પ્રાપ્ત થયા પછી તેને કેવું જ્ઞાન થાયછે અને તે ત્યાં શું શું જુવે છે તે હવે કહીશું.

સ્વર્ગલોકમાં પ્રવેશ કરતાં જ તેના જોવામાં આખું જગત વારંવાર બદલાતા તેજરૂપ, અને નાદથી ભરપૂર જણાય છે. એવું તેણે આગળ સ્વપ્નમાં પણ કોઇ વેળા દીઠેલું નહિ હતું. તેને એવું ભાસે છે કે જે મૃત્યુલોકમાં દ્રષ્ટિએ જોયું નહોતું, અને અંતઃકરણમાં કોઇ વેળા ચિતાર પણ નહોતો આસપાસ એવો સુંદર દેખાવ ત્યાં જોવાય છે. કોઇ

પણું મનુષ્ય સંપૂર્ણ સચેત અવસ્થામાં એકવાર આ લોકનું દર્શન કરે છે તેને ત્યાર પછી આ લોક કોઇ જુદાજ પ્રકારનો લાગે છે. એ લોકનો અનુભવ આપણે આ લોકમાં જે અનુભવીએ છીએ તેમાથી કેવલ જુદોજ છે અને તેનું વર્ણન આપવા યોગ્ય શબ્દો ન જડતાં તે સ્થિતિ ગ્રહણ ન કરાવી શકવાથી એક પ્રકારની લાચારી લાગે છે. જેણે પોતાની જાતે તે લોકનો અનુભવ કર્યો નથી તેને એ દેખાવનો લેશ પણ ચિતાર આપવામાં શરુઆતમાંજ તે યથાસ્થિત આપી નહિ શકાય; અને આપવા લાયક સાધન પણ નથી એમ મને નિરાશ થઇ જવાય છે. તોપણ આપણે યથાશક્તિ પ્રયત્ન કરીશું. ઉપર કહી ગયા તેમ તે મનુષ્યને સ્વર્ગલોકમાં અત્યંત આનંદ અને અગાધ શક્તિની પ્રાપ્તિ થઇ હોય એમ લાગે છે; જાણે પોતે એક મહાન્ તેજના મહાસાગરમાં તરતો હોય એવું ભાસે છે; પોતાની આસપાસ સુંદર રંગબેરંગી વર્ણનાં આનંદદાયક રૂપો જોવામાં આવે છે. તેના મનમાં જરા પણ તરંગ ઉઠે કે તત્કાલિક તે રૂપોમાં ફેરફાર થતો જણાય છે. આ સર્વ પોતાના વિચારનું દર્શન એ ભૂમિકાના ભૌતિક પદાર્થમાં તેમજ તેના મૂલ તત્વમાં થાય છે એવું તેને થોડી વારમાં દેખાય છે. એ ભૌતિકપદાર્થ અને મન જે પદાર્થનું બને છે તે એકજ પ્રકારનાં છે. જેવો એક વિચાર ઉત્પન્ન થયો અને મનના પદાર્થનાં રજકણો ગતિમાન્ થયાં કે તરત એ ભૂમિકાના પ્રાકૃતિક પદાર્થમાં વિસ્તરે છે અને તે સઘળા પદાર્થને ગતિમાન્ કરે છે. તેની, સાથે તેના મૂલતત્ત્વમાં તે વિચારનું યથાસ્થિત ચિત્ર પડી રહે છે. જે વસ્તુનો વિચાર કરવામાં આવે છે તેની આકૃતિ પડી રહે છે અને કોઈ ભાવવાચક વિચાર હોય તો તેની ભૂમિતિમાં જેવી આકૃતિઓ આવે છે તેવી અજાયબ અને અતિ સુંદર આકૃતિઓ દેખાય છે. એ સાથે વળી એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે ઘણા વિચારો જે આ લોકમાં ભાવરૂપ ગણાય તે એ લોકમાં સ્થૂલરૂપની પંક્તિમાં ગણવા લાયક થાય છે.

દેવસ્થાન–સ્વર્ગલોકમાં કોઇ પણ થોડો કાલ શાન્ત મનનમાં નિર્ગમન કરવા ઇચ્છે છે અને આસપાસનાથી વિરક્ત રહેવા ધારે છે તો તે જરા પણ વિરોધ થયા વિના તેમ કરી શકે છે. તે પોતે પોતાની સૃષ્ટિ રચે છે અને પોતાને જે વિચાર થાય છે તે કેવાં રૂપ ધારણ કરે છે તે તથા તે કેમ અને કેવાં કાર્ય કરે છે તે પણ જોઈ શકે છે. પરંતુ તે લોકની ચર્યાનું અવલોકન કરવા જો તેની ઇચ્છા થાય તો તેણે પોતાના વિચાર કરવાનું તદન બંધ રાખવું પડે છે. કારણ કે વિચાર કાં કરવાને લીધે ચોપાસથી પદાર્થ ઉપર તેના સંસ્કાર પડે છે તેથી કરી તેની આસપાસ એવો વિકાર થાય છે કે મૂલ સ્થિતિ જોવામાં આવી શકતી નથી, માટે એવી રીતે વર્તવાની જરૂર છે. વિચાર કરવાનું બંધ રાખવાનો ભાવાર્થ એમ સમજવાનો નથી કે મનને શૂન્ય કરી દેવું. હઠયોગની પ્રક્રિયા કરવાવાળા કેટલાક લોકો એવી ટેવ પાડે છે. એમ કરવાથી મન કેવલ શૂન્ય થઇ જાય છે અને બહારથી સારી નરતી અસરની સામે તે ટકાવ કરી શકતું નથી. મીડીયમ યાને ભુવા પોહીઆના મનની સ્થિતિને મળતી આ સ્થિતિ છે. પણ આપણે જે સ્થિતિનું વર્ણન કરીએ છીએ તેમાં તો મન જાગ્રત્ રહે છે. સાવધાન પણ હોય છે. માત્ર આસપાસની ચર્યા જોવામાં પોતાની ચર્યા સેળભેળ થાય નહિ એટલે અંશે મનને કાર્ય કરતાં થોભાવી રાખે છે. દેવલોકમાં એવી રીતે સ્થિત મનુષ્યને જણાય છે કે જે તેજ, રૂપ, નાદ ઇત્યાદિ અદ્ભુત અને અવર્ણ્ય ત્યાં જોવામાં આવે છે તે પોતામાંથી પ્રસરતાં નથી પરંતુ તેથી પોતાનું ત્યાં અસ્તિત્વ નથી

ત્પત્તિ કોઈ ઉચ્ચ ભૂમિકામાં સ્થિત થઈ તે આપણા અંગોને પોષતો હોય; એમ લાગે છે, અને તે પાછો ફરી જેમાંથી નીકળેલો હોય છે તેમાં લય પામે છે. જલના તરંગની પેઠે ઘણો દૂરથી ઉંચો નીચો થતો તે આગમન કરે છે ત્યારે તેનો અર્જુન પણ સમુદ્રના જલના જેવોજ નીકળે છે. પણ તેની અંદરથી ઘોર વખતો વર્ષેજ શ્રવણ થાય છે. એ તારામંડળનું ગાન છે. જે કોઇએ સૃષ્ટિના આ આનંદદાયક ગાનનું એક વાર શ્રવણ કર્યું છે તેને તેનું વિસ્મરણ થતું નથી. આ માયામય અરણ્યના જેવી સ્થૂલ ભૂમિકા ઉપર પણ તેને એ સુર અંદર ખાનેથી સંભળાયાં કરે છે, અને તેની માનસિક દૃષ્ટિ સમીપ ઉપરની સત્ય જીવિત વાળી ભૂમિકાનાં ફૂલ; તેજ તથા ભવ્યતા સર્વદા તર્યાં કરે છે.

(આગળ ચાલુ)

---

૨

## અભ્યાસ.

(અનુસંધાન પૃષ્ઠ ૨૬૪ થી)

યોગ, એટલે ચિત્તવૃત્તિનિરોધ તે તો ઉચ્ચજીવનની અભિલાષા રાખનાર એવા સર્વ કોઈ માર્ગને અનુકૂલ અને ગ્રાહ્ય છે. પણ સાંખ્યાનુસારી જે યોગ તેનું ફલ જે કૈવલ્ય તેમાં અને અદ્વૈતાનુસારી જે યોગ તેનું ફલ જે કૈવલ્ય તેમાં કાંઇક અંતર છે, અને એ અંતરમાંથીજ વેદાન્તના પ્રક્રિયાનો માર્ગ ઉદ્ભવેલો છે. સાંખ્યમાં પ્રકૃતિનો વિરામ અને પુરુષનું સ્વરૂપને વિષે અવસ્થાન તેને કૈવલ્ય કહેછે. પુરુષો અનેક છે; જે પુરુષની પ્રકૃતિ વિરામ પામી, વૃત્તિનિરોધથી કરીને જે પુરુષ સ્વરૂપમાં સ્થિત થયો, તેને કૈવલ્ય પ્રાપ્ત થયું, અને તેને આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક એવાં ત્રણે પ્રકારનાં દુઃખનો નાશ થયો. પુરુષ જ્યારે અનેક છે, વ્યક્તિ તેટલા પુરુષ છે, ત્યારે વ્યક્તિએ પ્રકૃતિના વ્યાપારમાંથી મુક્ત થવું એટલોજ મોક્ષનો તાત્પર્યાર્થ ઠરેછે. અને પ્રકૃતિના વ્યાપારથી મુક્ત થવાનું તાત્પર્ય, અનાસક્તિ આદિકજ હોઇ શકે. પુરુષનું સ્વરૂપાવસ્થાન એટલે વ્યક્તિની અમુક પ્રકારની નિવૃત્તિ એજ ફલિતાર્થ થાય. એમ સમજાય છે કે આવો જે પુરુષના સ્વરૂપાવસ્થાનરૂપ યોગ અથવા મોક્ષ, જેને સાંખ્યમાં સત્ત્વાપત્તિ એટલે સત્ત્વગુણમય પ્રકૃતિનો પુરુષમાં એકાકાર એમ કહેછે, તે મુમુક્ષુને ઉદાસીન અને સ્વપરાયણ કરવા ઉપરાંત વધારે સાધી શકતો નથી. પ્રકૃતિના વ્યાપારથી ઉદાસીન રહેવું, પ્રવૃત્તિ કરવી નહિ, અને હું શુદ્ધ ચૈતન્ય છું એમ અનુભવવું, એટલો એ મોક્ષનો અર્થ થાય છે. પરંતુ અદ્વૈતને એટલેથીજ અટકવાનું નથી, અદ્વૈતના મોક્ષનું સ્વરૂપ અમુક આકારમાં રહેતું નથી; પ્રવૃત્તિનો વિદ્વેષ કે નિવૃત્તિનો રાગ એ તેનો આગ્રહ નથી. સાંખ્યોક્ત ઉદાસીનતા, અનાસક્તિ, એ બધું અદ્વૈતને ઇષ્ટ છે; પણ પુરુષે સ્વનિષ્ઠ થઇને 'હું ચૈતન્ય છું' એટલામાંજ અટકી બેસવા ઉપરાંત, 'હું' એવો જે વ્યક્તિ જેટલો વિભાગ છે તેનો એટલે વિસ્તાર કરી, જેટલા જેટલા ચૈતન્ય છે તે સર્વનો એ 'હું'-માં સમાસ થાય, એવો વિસ્તાર કરવો એ ઇષ્ટ છે. શુદ્ધ ચૈતન્યરૂપે હું-માત્રનો અભેદ છે, અને એ અભેદનો જેને દૃષ્ટિ થાય તેને હું એ સંકોચ રહેતો નથી; જ્યાં સુધી સંકોચ છે, ચૈતન્યના પ્રદે-

હામાં નાનાત્વનો અંગીકાર છે, ત્યાં સુધી મોક્ષ થયોજ નથી. વેદાન્તને પણ અભેદાનુભવના એક સાધનરૂપે 'હું શુદ્ધ ચૈતન્ય છું' એવું અહંગ્રહધ્યાન ઉપયોગી છે, પણ તે તેનું કૈવલ્ય નથી. તેને તો આખા બ્રહ્માંડમાં વિલસી રહેલા ચૈતન્યનો પરમ અભેદ અનુભવવો છે. ઉદાસીનતા, નિવૃત્તિ, એ બધાં ઇષ્ટ છતાં, પ્રવૃત્તિનો પણ વિદ્વેષ નથી, કેમકે અભેદાનુભવ પછી આસક્તિ રહેતી નથી એટલે ત્રિગુણાતીત એવા માર્ગમાં વિચરતા મહાત્માઓને વિધિ નિષેધનો સંબંધ રહેતો નથી.

આ ભેદ શ્રીમદ્ભગવદ્ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણે સ્પષ્ટ કરી આપ્યો છે. સાંખ્ય એટલે અદ્વૈતાનુસારી જ્ઞાનયોગ અથવા રાજયોગ અને યોગ એટલે કર્મયોગ તે ઉભયે ભિન્ન નથી, એકનું પણ અનુષ્ઠાન કરવાથી ઉભયનું ફલ થાયછે, એમ કહેવામાં એજ તાત્પર્ય છે કે અભેદાનુભવ થવાથી જે ત્રિગુણાતીત માર્ગ હાથ આવેછે તેમાં કર્મ નિષ્કર્મનો વિભાગ કરવાનો રહેતો નથી. અનાસક્તિરૂપ સમતા તેજ સર્વસ્વ છે. અદ્વૈત વેદાન્ત અને સાંખ્ય એટલે પચીશ તત્ત્વની વ્યવસ્થાને અનુસરનાર સાંખ્ય તેને આધારે રચેલી યોગવ્યવસ્થાનાં ફલમાં જે આ સૂક્ષ્મ અંતર છે તે ઉપર લક્ષ ન કરવાથીજ ત્યાગ અને સંન્યાસના જે કર્મત્યાગ અને કર્મસંન્યાસરૂપ અર્થ થયા છે તે ઉદ્ભવેલા લાગેછે. ભગવાનને એ અર્થોને પણ ગીતામાં સુધારી લેઇ કર્મફલત્યાગ એવો અર્થ ફરી આપવાની આવશ્યકતા જણાઈ છે. કાંઈ કરવું નહિ, પડ્યા રહેવું, ઘરબાર, વ્યવહાર, આદિ વેદાન્તને હોવું ન જોઈએ, એવો જે વેદાન્તના ફલનો મિથ્યાગ્રહ લોકબુધ્ધિમાં થઇ ગયો છે, તે આ સૂક્ષ્મ ભેદ ન સમજવાનો પરિણામ છે.

આ પ્રકારની તત્ત્વવ્યવસ્થા ઉપર આ સ્થલે વધારે વિસ્તાર કરવાનું પ્રયોજન નથી. બુધ્ધિમાન્ સાધકને આટલો વિવેક એમ સમજાવી શકશે કે ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગનો અને તેનાં સાધનમાત્રનો વેદાન્તને સર્વથા અતિશય ઉપયોગ છે, પરંતુ જેને યોગ અસંપ્રજ્ઞાત સમાધિ કહેછે ત્યાં ન અટકતાં વેદાન્ત તેથી આગળ જાયછે, અને જેને વેદાન્તો અસંપ્રજ્ઞાતને બદલે નિર્વિકલ્પ એવું નામ આપ્યું છે તે સમાધિએ પહોચવા યત્ન કરેછે, એ નિર્વિકલ્પદશા ત્રિકાલસિધ્ધ, વ્યવહારસમયે પણ અખંડિત, સતત ઉદિત, રહેછે; અને જ્ઞાનીનું મન જ્યાં જ્યાં જાય, તેની વૃત્તિ જે જે પદાર્થાકાર થાય, ત્યાં ત્યાં, આરૂઢ સાક્ષીતો પદાર્થઉપહિત ચૈતન્ય સાથે અભેદ અનુભવાતાં સમાધિનો કદાપિ ભંગ થતો નથી. એ દશા પ્રાપ્ત કરવાની પ્રક્રિયાનો વિસ્તાર કરવાનો આપણો ઉદ્દેશ છે, એવી દશા કોઇ પણ બાહ્ય સાધન કરતાં કેવલ આંતર સાધન જે નિદિધ્યાસન તેનાથી, અથવા જેને સામાન્ય રીતે લોકો ધ્યાન કહેછે તેનાથી, પ્રાપ્ત થાયછે. એ જ્ઞાનના અનુભવને અર્થે કેટલાંક સાધનોની આવશ્યકતા છે, જે સાધનોમાં સાંખ્યાનુયાતી યોગ તથા બીજા અનેક પ્રકારોનો સમાસ છે.

આમ હોવાથી વેદાન્તે સાંખ્યાનુસારી યોગના માર્ગનો સ્પષ્ટ રીતે સ્વીકાર ન કરતાં વિવેક અને વિરાગ પછી તુરતજ શમાદિષટ્સંપત્તિ એવું તૃતીય સાધન કહ્યું છે. વિવેકથી આત્માનાત્મવિવેક સમજી વિરાગથી આસક્તિરહિત થયેલા અંતઃકરણને જે કર્તવ્ય છે તે વૃત્તિનિરોધજ છે. પણ તે નિરોધ પુરુષમાત્રમાંજ થઇ જાય એ ઇષ્ટ નથી. માટે શમાદિસાધન પછી પણ મુમુક્ષુતા એવું સાધન રાખી, પુરુષભાવનામાં જે નાનાત્વ અને દ્વૈતપણાનો સંભવ છે તેનો અનાદર દર્શાવેલો છે. ત્યારે વિવેક વિરાગથી શુદ્ધ થયેલી વૃત્તિને એકાગ્ર કર-

વા-વત્તા કરવો જોઇએ, અને તે એકાગ્રતાની સાથે વૃત્તિમાંથી સંકોચના સંસ્કાર નીકળતે નીકળતે વિસ્તારનો સંસ્કારનું આધાન થયું જોઇએ. એટલુંજ નહિ પણ એ વિસ્તાર કેવલ બુદ્ધિવિલાસો અને વાગ્જલનો વિસ્તાર ન જોઇએ, હૃદયની આર્દ્રતા અને ઉદારતાનો વિસ્તાર જોઇએ, જે શ્રદ્ધાથી પ્રેમ અને આર્દ્રતા પુષ્ટ થાયછે તે શ્રદ્ધાનો વિસ્તાર જોઇએ. સંકોચને સ્થાને પ્રેમમય વિસ્તારનો અનુભવ આવે, અને તે વિસ્તારમાં સર્વથા સંતોષ આનંદ અને સમાધાન અનુભવાય, તો પછી સાધકને મુમુક્ષુતાનો અભ્યાસજ અવશિષ્ટ છે. વિવેક વિરાગ્યથી પણ જે ઉદાસીનતા કે સંકોચ થવાનું ભય હોય તેને આ પ્રકારે અટકાવવાને તથા વિસ્તારના સંસ્કારોને પુષ્ટ કરાવવાને શમાદિષટ્સંપત્તિની સાધકને પરમ આવશ્યકતા છે. એમ દ્વારા જેણે વૃત્તિનિરોધ સિદ્ધ કરતે કરતે અસંપ્રજ્ઞાત પર્યંત પહોંચાયું છે તેને, આ સાધનોની આવશ્યકતા નથી; પણ તેને એ મુમુક્ષુતાનો અભ્યાસ સર્વથા આવશ્યક છે; અસંપ્રજ્ઞાત અને સાંખ્યોક્ત કૈવલ્ય આગળ પુરુષાર્થની અવધિ માનવામાં તે ભુલ કરેછે. ત્યારે આ શમાદિષટ્સંપત્તિનો વિવેક હવે કરીએ. શમાદિષટ્ તે શમ, દમ, ઉપરમ અથવા ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, અને સમાધાન એને કહેછે. એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર કરીએ.

( આગળ ચાલુ )

---

૩

## કર્મ.

(મળેલું)

( અનુસંધાન પૃષ્ઠ ૧૫૯. થી )

એવી રીતે કર્મ કરવાનું, તથા કર્મની ગતિ, ને જ્યારે મનુષ્ય સમજે છે ત્યારે તેને કર્મનો બંધ થતો નથી. કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ સમજવું એ માત્ર જ્ઞાનીજ સમજે છે. શ્રી ભગવાન કૃષ્ણ કહેછે કે **कर्मण्य कर्म यः पश्येदकर्मणि च कर्म यः । स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥** એમ મનુષ્યનાં પૂર્વનાં સંચિત કર્મનો નાશ થાય છે અને વર્તમાન કાળનાં કર્મ બંધન કરતાં નથી. શિક્ષિત યોગી જ્હાન "રેવેલેશન" યાને ગુહ્યભેદનો બોધ કરતો કહેછે કે એવી સ્થિતિએ પોહોંચેલાં મનુષ્ય પુનરપિ મંદિરની બહાર જતાં નથી. જીવનું વારંવાર સંસારમાં અવતરવું એને મંદિરની બહાર જવાનું તે કહેછે. પરંતુ ત્યાર પછી તેનું ગમન બંધ પડેછે અને તે પરમેશ્વરના મંદિરમાં એક સ્તંભ-ટેકો આપનાર થઈ રહેછે. આ મંદિર મુક્ત જીવોના ભૂમિકા છે. જેઓ સર્વ પ્રકારનાં બંધન રહિત થયા છે તેઓને અહં અને મમ તો રહ્યુંજ નથી એટલે તેઓ સ્વને ભુલી સર્વમાં વિલીન થઈ ગયા હોયછે. તેઓ સર્વત્ર બ્રહ્મજ જાણેછે અને તેથી તેઓ બ્રહ્માંડના ટેકા-સ્તંભરૂપ થાયછે.

પુરુષાર્થ શેમાં રહેલ છે, અહંતા-મમતા એટલે કે સ્વાર્થનાં બંધનની ગ્રંથિઓનું છેદન કરવામાં. તેનું છેદન કરેછે તે ખરો પરાક્રમી છે. પણ તે કેમ છેદાય એ જોવું જોઇએ, કારણ કે આ

વિષયનો વિચાર કરતાં શરૂઆતમાં ઘણા લોકો ભ્રમણામાં પડેછે; અને તેમ થાય એ કાંઈ આશ્ચર્ય જેવું નથી. અંતઃકરણની લાગણીઓ છોડવાથી અંતઃકરણના પ્રેમનાં બંધન તૂટી જાયછે એમ માનવું નહિ. વજ્ર અથવા પાષાણ જેવાં કઠિન અંતઃકરણ કરીએ એથી કાંઈ કર્મનાં બંધન ક્ષય પામતાં નથી. વાસ્તવિક વાત એ છે કે જેઓ કર્મબંધનનો ક્ષય કરવા ઇચ્છે છે તેઓ તો વિશેષ લાગણીવાળા થાયછે, અને જેમ જેમ મોક્ષના દ્વાર સમીપ આવેછે તેમ તેમ તેઓનાં હૃદય વધારે કોમળ થતાં જાયછે. તે કઠિન થઈજ શકે નહિ. મુમુક્ષુ જ્યારે સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરેછે ત્યારે તે મહાત્મા જેવી સ્થિતિએ પોહોંચેછે. તેનું હૃદય એવું કોમલ થાયછે કે સંસારમાં કોઇને પણ કાંઈ થાય તેની લાગણી તેના અંતઃકરણમાં થાયછે અને પોતે યથાશક્તિ સહાય થાયછે. તેણે પોતાને માટે તો સર્વસ્વ તજેલું છે એટલે જે યત્કિંચિત પોતા પાસેછે તેનો અન્યના કલ્યાણ અર્થે ઉપયોગ કરેછે. આવી સ્થિતિ અને વૃત્તિવાળાને કર્મ બંધન થતાં નથી, તેનો જીવ કર્મની જાળમાં પડતો નથી. જેમ જેમ તે જીવ ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરેછે અને ઈશ્વરીજ્ઞાન પ્રવર્તાવવાનું પોતે સાધન બનેછે તેમ તેમ તેની પ્રવૃત્તિ તે કાર્ય સાધવા તરફ વિશેષ થાયછે અને તે ગુરુ પાસે વરદાન પણ તેવુંજ માગેછે. આમ કરતાં કરતાં જીવનો દ્વૈતભાવ ધ્વંસ થતાં પોતે સર્વમય થાયછે. હવે તેને કોઇ પણ પ્રકારની સ્વાર્થબુધ્ધિ રહી નથી. માત્ર એકજ ઇચ્છાછે કે પોતે વિશેષ વિશેષ જગતના કલ્યાણ માટે ઉપયોગી થાય અને તેમાં કાંઈ બાધ આવે નહિ; માત્ર પરોપકાર વિના અન્ય કાંઈ કાર્ય કરવાનું નથી. આવી સ્થિતિએ જ્યારે શિષ્ય પોહોચે ત્યારે કર્મનો ક્ષય થાયછે અને કર્મબંધન થતું નથી.

અભંગ બંધન બ્રહ્માંડમાં માત્ર એક છે; જીવબ્રહ્મની એકતા જેનો ધ્વંસ સંભવતો નથી. કારણ કે તેની ભિન્નતા કોઈ કાલે ગમ્ય નથી. એ બંધનથી જે અપૃથક્ છે તે સર્વમય છે. ગુરુ શિષ્યનું પૃથક્ત્વ નાશ પામેછે અને અન્યોઅન્યએકભાવ થાયછે. એના ઐશ્વર્યથી જીવ ક્રમે ક્રમે ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરી જન્મ મરણના ફેરામાંથી છુટેછે. આ સંસારમાં જન્મ પામવાનું મૂલ કારણ સંસારના ભોગ ભોગવવાની તૃષ્ણા છે. એ ભોગની તૃષ્ણા છુટ્યા પછી પણ જન્મ પામવો પડે છે પરંતુ હવે વૃત્તિ ઉચ્ચ થવાથી તૃષ્ણા પણ ઉચ્ચ થાય છે અને તે પોષવા માટે આ લોક અનુકૂલ ભૂમિકા છે. જ્ઞાન અને ભક્તિ એ આ લોકમાંજ બનેછે એટલે તેને પરિપૂર્ણ કરવા માટે મનુષ્યદેહ આવશ્યક છે. જ્યારે જ્ઞાનની પરિપૂર્ણ દશા પ્રાપ્ત થઈ ત્યારે મહાત્માઓને આ જગત સાથે શા માટે સંબંધ રાખવો પડે એમ પ્રશ્ન થાય પરંતુ તેઓ સંબંધ રાખે છે તે પોતાના સ્વાર્થ માટે નથી. તેઓને હવે કાંઇ આ જગતથી લાભ નથી. તેઓને આ લોકના અનુભવથી કાંઈ વિશેષ જ્ઞાન થવાનું રહેતું નથી. આ જગતમાં એવી કોઈ શક્તિ નથી જે તેઓને આધીન નથી. સારાંશ એટલોજ કે આ સંસારમાં અવતરવાનું તેઓને કાંઈ પણ પ્રયોજન રહેતું નથી. આટલું છતાં તેઓ અવતરે છે. શા માટે? તેઓનામાંજ ઈશ્વરી અંશ છે તે તેઓને હવે પ્રેરે છે. બુદ્ધારનાં કર્મ પૂર્વે જે રીતે તેને પ્રેરતાં હતાં તેવી રીતે આ પ્રેરણા થાય છે. તેઓ સ્વજન બંધુ વર્ગને સહાય કરવા અવતરે છે અને આ જગતનો સંબંધ સર્વદા ત્યાગ કરવાની સ્થિતિ પ્રાપ્ત થયા છતાં તેમ કરતા નથી. સૈકાઓનાં સૈકા સુધી પ્રયાસ કરે જાય છે. એ-

મ કરતાં કરતાં સહસ્ર યુગો વહી જાય છે અને તે દરમ્યાન પરોપકાર તથા તજ્જન્ય આનંદવૃત્તિ એવી સુદૃઢ થાય છે કે તેઓનાં પ્રેમભાવ અને શાન્તિ અવર્ણનીય છે. તેઓ આ પૃથ્વી ઉપર સજાતિ જીવોની પોતાની સમાન સ્થિતિ થયેલી જોવામાં અને ઈશ્વરભાવનાનો ઉદય થયેલો જોવામાં એટલો બધો આનંદ માને છે કે તેઓ તે આનંદની ભાવનાને વશ થઈ અવતાર લે છે.

અદ્યાપિ પર્યંત પૃથક્ પૃથક્ મનુષ્યનાં કર્મનું વિવેચન કરવામાં આવ્યું છે પરંતુ તેની સાથે નિકટ સંબંધ ધરાવતો સમગ્ર કર્મનો વિષય છે તેનું પણ અવલોકન કરવું અવશ્યનું છે. કુટુંબ–જ્ઞાતિ–જાતિ–પ્રજા ઇત્યાદિ ભિન્ન ભિન્ન સમૂહ છે તેમાં લોકો આવી મળે છે અને તેથીજ પ્રત્યેક મનુષ્યના કર્મની ઉપર અસર થાય છે એ વિચારતાં કાંઇ ગુંચવણ પેદા થાય છે. આવા પ્રસંગમાં કર્મના દેવતાઓને, વારંવાર અકસ્માતો થાય છે તેને માટે યોગ્ય વ્યવસ્થા કરવાની જરૂર પડે છે. પ્રત્યેક મનુષ્ય પોતાનાં કર્મ ભોગવે છે એ નિઃસંશય વાત છે. પણ એક પ્રજા અથવા તેથી નાના મોટા સમૂહનાં સમગ્ર કર્મના ભોગની સાથેજ કોઇ એક મનુષ્ય પોતાનાં અશુભ કર્મ તેના પૂર્ણ પાકકાલ પહેલાં ભોગવી લે છે એમ વખતે બનવાનો સંભવ છે; અગર જો કે એ વિષે ચોકસ નિયમ જાણવામાં છે એમ કહી શકાય નહી. કારણ કે વખતે એમ પણ બને છે કે કોઈ એક સમૂહની ઉપર અમુક આફતને લીધે સર્વ તેનો ભોગ થવાં જોઇયે છતાં તેમાંથી એકાદનો એવો બચાવ થઈ જાય છે કે સામાન્ય રીતે ચમત્કાર લાગે છે. પણ વાસ્તવિક તે તેનાં કર્મનું ફલ જ છે. આગ, તોફાન ઇત્યાદિ જીંદગીને હાનિ કર્તા આફતો આવે છે તેમાં એવું ઘણી વાર બની આવે છે. વળી વખતે એવું પણ બને છે કે એક જીવનાં પૂર્વનાં સંચિતમાં કોઈ કર્મ એવાં છે કે તેના પરિણામે તેને પોતાની જીંદગીનો ભોગ આપવો પડે તેમ છે. પરંતુ તે કાલ દૂર હોય છતાં જો એવાં સમગ્ર કર્મના ભોગસમયે, કોઇ સમૂહમાં તે અન્ય સંયોગોને લઈ આવી પડ્યો હોય અને તેવામાં એવી આફત આવે તો તેમાંથી તેનો બચાવ થતો નથી પરંતુ તે કાંઇક વહેલું પોતાનું કર્મ ભોગવી લે છે. આમ થવાથી તેને કાંઇક અન્યાય થાય છે તો તેના બદલામાં જે કાલે તે ફલ ભોગવવાનું હોય છે તે વખતે તેનું એ દુઃખમાંથી રક્ષણ થાય છે; કારણ કે જે સમયે સમગ્ર કર્મનો ભોગદાર, એક સમૂહને કરવાનો હતો તે વખતે તે તેમાં આવી મળેલો એટલે તે વખતે તેણે તે ભોગવી લીધેલું છે.

માત્ર દુઃખ ભોગવાય છે અને સુખ એવા સંયોગોમાં નથી ભોગવાતું એમ નથી. એમ પણ બને છે કે અન્ય સંયોગોને લઇ એક સમૂહમાં અવતાર થયો તો તેઓનાં શુભ કર્મનાં પરિણામે તેઓ જે સુખ ભોગવતા હોય છે તેનો લાભ એ જીવને પણ પ્રાપ્ત થાય છે. પરંતુ તેટલું કરજ. તેનું વહેલું વળી જાય છે, કારણકે જો સર્વ સરખા સંયોગોમાં એકલો હત તો તેને એ સુખ આ અવતારમાં પ્રાપ્ત થાત નહી.

ઉપર જે બે પ્રકારનાં કર્મનાં ફળ વર્ણવ્યાં તેમાં એવી શંકા થાય કે કર્મના અચળ નિયમનો એથી ભંગ થાય છે. પણ વાસ્તવિક તેમ થતું નથી. કેમકે, અમુક જીવને આ સંસારમાં અવતાર લેવામાં કુટુંબ–જ્ઞાતિ–જાતિ–પ્રજા ઇત્યાદિમાંથી અનુકૂલ સમૂહ તરફ આકર્ષણ થાય છે ત્યારે જે ગુણો, વિશેષ બળવાન હોયછે તે અવતાર લેવામાં સહાયભુત થાય છે અને તે પ્રમાણે દોરાઇ અનુકૂલ ગર્ભમાં તે નિવાસ કરે છે, એમ છતાં જન્મ થાય એટ-

લે તે સમૂહનાં શુભાશુભ કર્મના ભોગવટામાં તેનો ભાગ આવે તે જો એ જીવનાં કોઈ પણ સંચિત કર્મમાં હોય તો વહેલું મોડું ભોગવવાનું તો છે; એટલે તેનો ભોગ તે ભોગવી લે છે, અને તેના બદલો આગળ ઉપર આપવાનું એ નિયમના રક્ષકો ભુલતા નથી.

આ સંસારમાં જીવની ઉત્પત્તિ પછી વૃદ્ધિ મંદમંદ થયે જાય છે તે અરસામાં તેને ભિન્નભિન્ન અનુભવો પ્રાપ્ત કરી-સંગ્રહ કરવા ભિન્નભિન્ન જાતિમાં અવતાર લેવા પડે છે. એથી કરી તે જીવને પોતાનાં પૃથક્ પૃથક્ કર્મો ભોગવવાની અનુકૂલતા સાથે આ સંયોગો પ્રાપ્ત કરવાની આવશ્યકતા રહેલી છે. કોઈ વખતે એમ પણ બની આવે છે કે અમુક પ્રકારના અનુભવો પ્રાપ્ત કરવાની તક આવી જાય છે ત્યારે જીવને તેવા અનુભવ જે જાતના લોકમાં મળી શકે તેમાં અવતરવાની જરૂર પડે છે. અમુક સમૂહના જીવો લાંબા કાળથી અવતાર ધારણ કરી નિયમસર અનુભવોનો સંગ્રહ કરતા આવે છે તેમાં તે અનુક્રમે ભિન્નભિન્ન જાતિમાં અવતાર લે છે એમ જણાય છે. પણ કેટલાક જીવ તેમ નથી કરી શકતા એટલે એકની એક જાતિમાં એક કરતાં વધારે વખત અવતરે છે. અમુક જાતિના લોકોમાં પણ તેના પેટાસમૂહમાં અનુકૂલતા પ્રમાણે આકર્ષણ થાય છે. એ રીતે જોતાં પુનર્જન્મનો સામાન્ય કાલ જે પંદરસો વર્ષ કહેવામાં આવે છે તેટલા અંતરે એક જથાબંધ જીવો અમુક પ્રજામાં અવતરે છે. ઇસ્વીસનના પહેલા બીજા સૈકાના રોમન લોકોમાં અવતરેલા જીવો આજ તેવીજ ખાસીયતો સહિત અંગ્રેજ લોકોમાં અવતરે છે અને તેઓમાં જે સાહસિક, વિજય મેળવવાની, પરદેશનિવાસી થવાની, તથા રાજ્યસત્તા ભોગવવાની વૃત્તિ હતી તે આ લોકોમાં જોવામાં આવે છે. એવી વૃત્તિથી ભરપૂર જીવ એ પ્રજામાં અવતરવા આકર્ષાયે છે અને તેનું પોષણ એ લોકોનાં સમગ્ર સારાં નરસાં કર્મની સાથે થાય છે.

( આવતામાં સમાપ્ત. )

---

૪

## સ્વપ્ન.

(ભાષાંતર)

( અનુસંધાન પૃષ્ઠ ૧૬૨ થી )

### જીવાત્મા.

અદ્યાપિ પર્યંત જે ભિન્ન ભિન્ન શરીરરચનાઓ વર્ણવવામાં આવી તે વાસ્તવિક જોતાં જીવને કાર્ય કરવાનાં સાધન છે. આ સાધનો હમેશાં તે પોતાની ઇચ્છા પ્રમાણેજ વાપરી શકે છે એમ કહી શકાય નહી. તેનું કારણ એટલુંજ છે કે જીવ પોતે પણ હજી પરિપક્વ થતો આવે છે. ખરું કહીએ તો વર્તમાન કાલમાં સામાન્ય મનુષ્યોમાં જે જીવો રહેલા છે તે તેઓની પરિપક્વ દશા સાથે સરખાવતાં માત્ર બીજની સ્થિતિમાં છે. "સ્વપ્ન" નામના એક પુસ્તકમાં એક એવો શ્લોક છે કે જે શરીરોમાં માત્ર તેજનું વિસ્ફુલિંગ દાખલ થયું તેઓ તો જ્ઞાનરહિત રહ્યાં કારણ કે જ્યોતિ સંપૂર્ણ પ્રકાશિત થઈ નહી. આ શ્લોકના વિસ્તારમાં મેડમ બ્લાવાટસ્કી કહે છે કે આધુનિક કાલમાં જે સામાન્ય મનુષ્ય-જાતિ પ્રધાન છે તે-

ઓને વિસ્ફુલિંગ માત્ર પ્રાપ્ત થયેલ છે અને તેઓને આ મન્વંતરમાં હજી જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. ઘણાં ખરાં મનુષ્યોમાં હજી તે વિસ્ફુલિંગ પ્રકાશિત થવા પામ્યું નથી અને તેમાં-થી સરખી અને પ્રકાશિત જ્યોત બળ્યા કરે એટલી સ્થિતિએ પહોંચતાં તો હજી યુગોના યુગ વહી જશે. થિઓસોફી સબંધે લખેલાં પુસ્તકોમાં વખતે વખતે એમ લખવામાં આવેલું છે કે જીવનું શુધ્ધ સ્વરૂપ વિકારરહિત હોવાથી તેમાં કાંઈ હાનિ કે વૃદ્ધિનો અવકાશ નથી કારણ કે તેનું સ્વરૂપ દિવ્ય છે અને તે સંપૂર્ણ છે. એ હકીકત આત્માને માત્ર લાગુ પડે છે એટલે તે આત્માજ સમજવો કારણ કે તે સંપૂર્ણ છે અને તેનું સત્ય સ્વરૂપ આપણને સમજવું બહુ મુશ્કેલ છે. પણ જીવાત્મા જે વારંવાર જન્મ પામે છે તેતો પરિપક્વ થવા પાત્ર છે અને જે મનુષ્યોની આંતર્દષ્ટિ જાગ્રત્ થઈ હોય છે તેઓ એક જીવ-ની દેવસ્થાનમાં જે અરૂપ સ્થિતિ છે ત્યાંથી તે અદ્યાપિ પર્યંત જે સ્થિતિ થઇ હોય છે એ જોઈ તેની પરિપક્વ દશા કેમ અને કેટલી થઈ તે કહી શકે છે. આપણે અરૂપસ્થિતિ કહી છે પણ વાસ્તવમાં તે પણ અમુક પ્રકારની પ્રકૃતિવાળી છે તેથી રૂપવાન્ છે એટલે તે પ્રકૃતિનું શરીર તેને હોય છે. આ શરીર કારણશરીર છે જે આખા મન્વંતરમાં એકનું એક રહે છે અને જન્માંતરમાં સાથે ને સાથે આવે છે. જીવને પૃથક્ત્વ પમાડનારું આ શરીર છે એટલે તે પ્રત્યેક જીવને હોય છે પણ તેનું દર્શન ભિન્ન ભિન્ન જીવ પ્રતિ વિવિધ પ્રકારનું હોય છે. સાધારણ રીતે મનુષ્યમાં જો જોઈએ તો તે શરીર માત્ર કોઈ પણ રંગ વિનાનું જાણે સૂક્ષ્મ પડ હોય તેવું છે એટલે જેઓ સૂક્ષ્મભૂમિકા જોઈ શકે તેવી શક્તિ ધરાવતા હોય છે તેને પણ માંડ દેખાય છે. આવી સ્થિતિમાં તે જીવને જ્યારે જ્યારે પુનર્જન્મ ધારણ કરવો પડે છે ત્યારે વાહન તરીકે તે માત્ર કામ આવે છે, તે ઉપરાંત તે કામ આવતું નથી. પણ જ્યા-રે માણસની સમજશક્તિ અથવા જ્ઞાનશક્તિ ખીલવા માંડે છે ત્યારે તેમાં ફેરફાર થવા માં-ડે છે. તેમ અહંમમતા થતાં તેની સ્થિતિવૃત્તિ બંધાય છે. આ સ્થિતિવૃત્તિ તેનાં વખતે વખતે થયેલાં સ્થૂલ શરીરથી, તેમજ આસપાસની હકીકત તે તે શરીરની જે વખતે વ-ખત બંધાય છે તેનાથી, કેવલ અલગ છે. કારણશરીરના પરિમાણ રંગ, તેજ, અને સ્પષ્ટતાવડે તેની સ્થિતિવૃત્તિ બાંધી છે અને સ્થૂલ શરીરની સ્થિતિવૃત્તિ માનસિક શરીરમાં પ્રદર્શિત થા-ય છે. પરંતુ એ બે વચ્ચે ભેદ એટલો છે કે કારણશરીર માનસિક શરીર કરતાં સ્વાભાવિક રીતે અત્યંત સૂક્ષ્મ અને સુંદર હોય છે. વળી મુબાર્ગે એક અગત્યની બાબતમાં કારણ શ-રીર બીજાં બધાં કરતાં શ્રેષ્ઠતા ધરાવે છે એટલે તે દ્વારા કોઈ પ્રકારની મલિનતા સ્ફુરવા પામતી નથી. તેની ભૂમિકા ઉપર કોઇ એવો જીવ હોય કે જેણે લેશમાત્ર પવિત્રતા ધારણ કરી નથી પણ જેવો આવ્યો એવોજ ગયો તો તે તેના પ્રથમના સ્વરૂપમાંજ ખીલ્યા વિનાનો દેખાય છે. કદાપિ તેણે આ દુનિઆંમાં પોતે હતો તે સમયે પાપજ કર્યાં હોય તોપણ તે શરીરને તે અસર કરવા પામતાં નથી પણ તેનું પરિણામ એ થાય છે કે ઘણા જન્મ સુ-ધી તેને સદ્ગુણ સ્ફુરાવવાની તક પ્રાપ્ત થતી નથી. પરંતુ કોઈ મનુષ્ય સદ્વર્તન કરવા નિત્ય દૃઢતાથી પ્રયત્ન કરે છે તો તેની અસર કારણશરીર ઉપર તત્કાલ થાય છે. પવિત્ર માર્ગના ઉપર ગમન કરનાર એક શિષ્યનું કારણશરીર જોવામાં આવે તો જગતમાં નહી જોવામાં આવેલ એવો આનંદદાયક સુંદર દેખાવ ભાસે છે અને જો મહાત્માના એ શરીરનું દર્શન થા-

૨૩

લે તે સમૂહનાં શુભાશુભ કર્મના લેણદારમાં તેનો ભાગ આવે તે જો એ જીવનો કોઈ પણ સંચિત કર્મમાં હોય તો વહેલું મોડું ભોગવવાનું તો છે; એટલે તેનો ભોગ તે ભોગવી લે છે, અને તેનો બદલો આગળ ઉપરે આપવાનું એ નિયમના સ્થલો ભુલતા નથી.

આ સંસારમાં જીવની ઉત્પત્તિ પછી વૃધ્ધિ મંદમંદ થયે જાય છે તે અરસામાં તેને ભિન્નભિન્ન અનુભવો પ્રાપ્ત કરી-સંગ્રહ કરવા ભિન્નભિન્ન જાતિમાં અવતાર લેવા પડેછે. એથી કરી તે જીવને પોતાનાં પૃથક્ પૃથક્ કર્મો ભોગવવાની અનુકૂલતા સાથે આ સંયોગો પ્રાપ્ત કરવાની આવશ્યકતા રહેલી છે. કોઇ વખતે એમ પણ બની આવે છે કે અમુક પ્રકારના અનુભવો પ્રાપ્ત કરવાની તક આવી જાય છે ત્યારે જીવને તેવા અનુભવ જે જાતના લોકમાં મળી શકે તેમાં અવતરવાની જરૂર પડે છે. અમુક સમૂહના જીવો લાંબા કાળથી અવતાર ધારણ કરી નિયમસર અનુભવોનો સંગ્રહ કરતા આવે છે તેમાં તે અનુક્રમે ભિન્નભિન્ન જાતિમાં અવતાર લે છે એમ જણાય છે. પણ કેટલાક જીવ તેમ નથી કરી શકતા એટલે એકની એક જાતિમાં એક કરતાં વધારે વખત અવતરે છે. અમુક જાતિના લોકોમાં પણ તેના પેટાસમૂહમાં અનુકૂલતા પ્રમાણે આકર્ષણ થાય છે. એ રીતે જોતાં પુનર્જન્મનો સામાન્ય કાલ જે પંદરસો વર્ષ કહેવામાં આવે છે તેટલા અંતરે એક જથાબંધ જીવો અમુક પ્રજામાં અવતરે છે. ઇસ્વીસનના પહેલા બીજા સૈકાના રોમન લોકોમાં અવતરેલા, જીવો આજ તેવીજ ખાસીયતો સહિત અંગ્રેજ લોકોમાં અવતરે છે અને તેઓમાં જે સાહસિક, વિજય મેળવવાની, પરદેશનિવાસી થવાની, તથા રાજ્યસત્તા ભોગવવાની વૃત્તિ હતી તે આ લોકોમાં જોવામાં આવે છે. એવી વૃત્તિથી ભરપૂર જીવ એ પ્રજામાં અવતરવા આકર્ષાય છે અને તેનું પોષણ એ લોકોનાં સમગ્ર સારાં નરસાં કર્મની સાથે થાય છે.

( આવતામાં સમાપ્ત. )

---

૪

## સ્વપ્ન.

(મળેલું)

( અનુસંધાન પૃષ્ઠ ૧૬૨ થી )

### જીવાત્મા.

અદ્યાપિપર્યંત જે ભિન્ન ભિન્ન શારીરરચનાઓ વર્ણવવામાં આવી તે વાસ્તવિક જોતાં જીવને કાર્ય કરવાનાં સાધન છે. આ સાધનો હમેશાં તે પોતાની ઇચ્છા પ્રમાણેજ વાપરી શકે છે એમ કહી શકાય નહી. તેનું કારણ એટલુંજ છે કે જીવ પોતે પણ હજી પરિપકવ થતો આવે છે. ખરું કહીએ તો વર્તમાન કાલમાં સામાન્ય મનુષ્યોમાં જે જીવો રહેલા છે તે તેઓની પરિપક્વ દશા સાથે સરખાવતાં માત્ર બીજની સ્થિતિમાં છે. "ઝયાંન" નામના એક પુસ્તકમાં એક એવો શ્લોક છે કે જે શરીરોમાં માત્ર તેજનું વિસ્ફુલિંગ દાખલ થયું તેઓ તો જ્ઞાનરહિત રહ્યાં કારણ કે જ્યોતિ સંપૂર્ણ પ્રકાશિત થઈ નહી. આ શ્લોકના વિસ્તારમાં મેડેમ બ્લાવાટસ્કી કહે છે કે આધુનિક કાલમાં જે સામાન્ય મનુષ્ય-જાતિ પ્રવર્તે છે તે-

ઓને વિસ્ફુલિંગ માત્ર પ્રાપ્ત થયેલ છે અને તેઓને આ મન્વંતરમાં હજી જ્ઞાન પ્રાપ્ત ક-
રવાનું છે. ઘણાં ખરાં મનુષ્યમાં હજી તે વિસ્ફુલિંગ પ્રકાશિત થવા પામ્યું નથી અને તેમાં-
થી સરખી અને પ્રકાશિત જ્યોત બળ્યા કરે એટલી સ્થિતિએ પહોચતાં તો હજી યુગોના
યુગ વહી જશે. થિઓસોફી સબંધે લખેલાં પુસ્તકોમાં વખતે વખતે એમ લખવામાં આ-
વેલું છે કે જીવનું શુધ્ધ સ્વરૂપ વિકારરહિત હોવાથી તેમાં કાંઈ હાનિ કે વૃદ્ધિનો અવકાશ ન-
થી કારણ કે તેનું સ્વરૂપ દિવ્ય છે અને તે સંપૂર્ણ છે. એ હકીકત આત્માને માત્ર લા-
ગુ પડે છે એટલે તે આત્માજ સમજવો કારણ કે તે સંપૂર્ણ છે અને તેનું સત્ય સ્વરૂપ
આપણને સમજવું બહુ મુશ્કેલ છે. પણ જીવાત્મા જે વારંવાર જન્મ પામે છે તેતો
પરિપક્વ થવા પાત્ર છે અને જે મનુષ્યોની આંતર્દૃષ્ટિ જાગ્રત થઈ હોય છે તેઓ એક જીવ-
ની દેવસ્થાનમાં જે અરૂપ સ્થિતિ છે ત્યાંથી તે અદ્યાપિ પર્યંત જે સ્થિતિ થઇ હોય છે એ
જોઈ તેની પરિપક્વ દશા કેમ અને કેટલી થઈ તે કહી શકે છે. આપણે અરૂપસ્થિતિ કહી
છે પણ વાસ્તવમાં તે પણ અમુક પ્રકારની પ્રકૃતિવાળી છે તેથી રૂપવાન્ છે એટલે તે પ્રકૃ-
તિનું શરીર તેને હોય છે. આ શરીર કારણશરીર છે જે આખા મન્વંતરમાં એકનું એક રહે છે
અને જન્માંતરમાં સાથે ને સાથે આવે છે. જીવને પૃથક્ત્વ પમાડનારું આ શરીર છે એટલે
તે પ્રત્યેક જીવને હોય છે પણ તેનું દર્શન ભિન્ન ભિન્ન જીવ પ્રતિ વિવિધ પ્રકારનું હોય છે.
સાધારણ રીતે મનુષ્યમાં જો જોઈએ તો તે શરીર માત્ર કોઈ પણ રંગ વિનાનું જાણે સૂક્ષ્મ
પડ હોય તેવું છે એટલે જેઓ સૂક્ષ્મભૂમિકા જોઈ શકે તેવી શકિત ધરાવતા હોય છે તેને
પણ માંડ દેખાય છે. આવી સ્થિતિમાં તે જીવને જ્યારે જ્યારે પુનર્જન્મ ધારણ કરવો પડે
છે ત્યારે વાહન તરીકે તે માત્ર કામ આવે છે, તે ઉપરાંત તે કામ આવતું નથી. પણ જ્યા-
રે માણસની સમજશક્તિ અથવા જ્ઞાનશક્તિ ખીલવા માંડે છે ત્યારે તેમાં ફેરફાર થવા માં-
ડે છે. તેમ અહંમમતા થતાં તેની સ્થિતિવૃત્તિ બંધાય છે. આ સ્થિતિવૃત્તિ તેનાં વખતે
વખતે થયેલાં સ્થૂલ શરીરથી, તેમજ આસપાસની હકીકત તે તે શરીરની જે વખતો વ-
ખત બંધાય છે તેનાથી, કેવલ અલગ છે. કારણશરીરના પરિમાણ રંગ, તેજ, અને સ્પષ્ટતાવડે
તેની સ્થિતિવૃત્તિ બારી છે અને સ્થૂલ શરીરની સ્થિતિવૃત્તિ માનસિક શરીરમાં પ્રદર્શિત થા-
ય છે. પરંતુ એ બે વચ્ચે ભેદ એટલો છે કે કારણશરીર માનસિક શરીર કરતાં સ્વાભાવિક
રીતે અત્યંત સૂક્ષ્મ અને સુંદર હોય છે. વળી સુભાગ્યે એક અગત્યની બાબતમાં કારણ શ-
રીર બીજાં બધાં કરતાં શ્રેષ્ઠતા ધરાવે છે એટલે તે દ્વારા કોઈ પ્રકારની મલિનતા સ્ફુરવા
પામતી નથી. તેની ભૂમિકા ઉપર કોઇ એવો જીવ હોય કે જેણે લેશમાત્ર પવિત્રતા ધારણ
કરી નથી પણ જેવો આવ્યો એવોજ ગયો તો તે તેના પ્રથમના સ્વરૂપમાંજ ખીલ્યા વિનાનો
દેખાય છે. કદાપિ તેણે આ દુનિઆંમાં પોતે હતો તે સમયે પાપજ કર્યાં હોય તોપણ તે
શરીરને તે અસર કરવા પામતાં નથી પણ તેનું પરિણામ એ થાય છે કે ઘણા જન્મ સુ-
ધી તેને સદ્ગુણ સ્ફુરાવવાની તક પ્રાપ્ત થતી નથી. પરંતુ કોઈ મનુષ્ય સદ્વર્તન કરવા નિસ
દ્દઢતાથી પ્રયત્ન કરે છે તો તેની અસર કારણશરીર ઉપર તત્કાલ થાય છે. પવિત્ર માર્ગના
ઉપર ગમન કરનાર એક શિષ્યનું કારણશરીર જોવામાં આવે તો જગતમાં નહી જોવામાં
આવેલ એવો આનંદદાયક સુંદર દેખાવ ભાસે છે અને જો મહાત્માના એ શરીરનું દર્શન થા-

ન્ય તો પ્રકાશિત તેજોમય અત્યંત સુંદર ગોળો જોવામાં આવે છે, જેની પ્રભા અવર્ણ્ય છે. સામાન્ય પંક્તિના મનુષ્યની આસપાસ જે રંગ વિન્દુ પડ માત્ર જોવામાં આવે છે તેનાથી માંડીને જુદા જુદા દરજ્જાનાં પવિત્રતામાં વૃધ્ધિ પામેલાં મનુષ્યોથી તે છેક મહાત્મા પર્યંતનો ઉપર વર્ણવ્યો તેવો દેખાવ જે કોઈ જોઈ શકે છે તેને પુનર્જન્મ ધારણ કરનાર જીવ કેવી રીતે ક્રમે ક્રમે ખીલતો જાય છે તેની શંકા રહેતી નથી.

૯ શરુઆતમાં સ્વાભાવિક રીતે જીવ અનુભવ પ્રાપ્ત કરવાનાં સાધનને પરિપૂર્ણ રીતે પોતાને સ્વાધીન લઈ તેને પોતાની સત્તામાં રાખી શકતો નથી, એટલે મન તથા મનોવિકારને પોતાની ઇચ્છાપૂર્વક ચલાવી શકતો નથી. જગતમાં સામાન્ય રીતે જોઈશું તો સાધારણ પંક્તિનાં મનુષ્ય એ વાત ઉપર લક્ષ આપતાં નથી એટલુંજ નહી પણ તેની કામનાવૃત્તિ અને તદનુસાર વિચારો તેને જ્યાં જ્યાં દોરે છે ત્યાં ત્યાં તે સહેલાઈથી ઘસડાઇ જાય છે. આવી સ્થિતિમાં મનુષ્યો હોય છે ત્યારે તેની નિદ્રામાં પણ તે વૃત્તિ અને વિચારો કોઈના પણ કબજામાં નહી હોવાથી યથેચ્છા કાર્ય કરે છે. એ હકીકત ધ્યાનમાં રાખીએતો સ્વપ્નાવસ્થા કેવી હોય તે પ્રત્યેક મનુષ્યનો જીવ કેટલે અંશે ખીલેલો છે તેના ઉપરથી વિચારી શકાય એવું છે એમ સહજ સમજાશે. બહિર્ વસ્તુને જીવ કેવી રીતે અને કેવા રૂપમાં ગ્રહણ કરેછે તે પણ અવશ્ય કરી જાણવું જોઇએ. જ્ઞાનતંતુઓ ગતિમાન થઈ મગજ ઉપર જે છાપ પાડે છે તેની વ્યવસ્થા કરવી, વર્ગ પાડવા, તથા તેને એકંદર રૂપ આપવું એ કામ મનદ્વારા જીવ કરે છે. દૃષ્ટાંત કે આપણે એક બારીમાં જઈ ઉભા ત્યાંથી આપણી નજર એક ઝાડ ઉપર તથા એક ઘર ઉપર પડી એટલે આપણે જાણ્યું કે અમુક વસ્તુ ઘર છે, અમુક વસ્તુ ઝાડ છે. પરંતુ વાસ્તવિક રીતે એ દૃષ્ટિથી ઉત્પન્ન થતું જ્ઞાન અને દર્શન એ બેમાં બહુ તફાવત છે, કારણકે આ પ્રસંગે એવું બને છે કે દૃશ્ય વસ્તુ ઉપરનાં પ્રકાશનાં કિરણનો પ્રત્યાઘાત થઇ "ઇથર" યાને આકાશદ્વારા તે ગતિમાન થઈ આંખની કીકી ઉપર પોહોચે છે અને આંખનાં ચંચલ જ્ઞાનતંતુઓ તત્કાલ તે સંસ્કાર મગજમાં પોહોચાડે છે. આટલી ક્રિયાથી માત્ર એમ થાય છે કે અમુક સ્થલે અમુક આકારની અમુક વર્ણની એક વસ્તુ છે, પરંતુ એક ચોરસ સફેત રંગનો ઢગલો તે ઘર છે, અને એક ગોલ મથાલાનો લીલા રંગનો ઢગલો ઝાડ છે એમ ભેદ પાડવા એ મનનું કાર્ય છે. વળી તે પોતાથી અમુક છેટે છે અને તેનું અમુક પરિમાણ છે એ પણ મન નિશ્ચય કરે છે. એ કાર્ય મન પોતાના પૂર્વના અનુભવ અને જ્ઞાનને લીધે કરી શકે છે. એ સિધ્ધ વાત છે કે એક અંધ જેણે જન્મ પામી કાંઈ જોયું નથી તેને કોઈ શસ્ત્ર પ્રયોગથી દૃષ્ટિનું કાર્ય યથાર્થ થઈ શકે એમ થાય તો કેટલાક કાલ પર્યંત તે જે વસ્તુ દેખે તે પોતાથી કેટલી દૂર છે, એ તેનાથી કહી શકાતું નથી. બાલકના સંબંધમાં પણ એમજ હોય છે. એ વાત તો સર્વ કોઈના અનુભવમાં હોવી જોઈયે કે એક બાલક ચંદ્ર તરફ જોતાંજ તેને હાથમાં લેવા પોતાના હાથ ઉંચા કરે છે. પણ જેમ જેમ વય વધતી જાય છે તેમ તેમ તે અનુભવથી પોતાની મેળે સમજવા લાગે છે કે પોતે જે વસ્તુ દેખે છે તે કેવા આકારની, કેવડા કદની, અને કેટલી દૂર છે. વયે પોહોચેલા લોકો પણ કોઈ નવીન વસ્તુ ઝાંખા અજવાળામાં જુવે છે તો તેઓને ઘણીવાર તેનું કદ અથવા તેનું અંતર બરાબર ધ્યાનમાં આવતું નથી. આ સર્વ વાતથી એટલું સિધ્ધ થાય છે કે માત્ર ચક્ષુ ઇંદ્રિય યથાસ્થિત દર્શન માટે બસ નથી.

દશ્ય વસ્તુના યથાસ્થિત જ્ઞાન માટે મનદ્વારા જીવાત્માના કાર્યની આવશ્યકતા રહેલી છે. વળી, એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે માત્ર મનથી પણ તે કાર્ય થતું નથી, કારણ કે મન પ્રથમથી એવી સંપૂર્ણ સ્થિતિએ પહોંચેલું હોતું નથી પરંતુ ક્રમે ક્રમે અનુભવ પ્રાપ્ત કરી વારંવાર તુલના કરતાં કરતાં એ દરજ્જે પોહોચે છે.

## નિદ્રાવસ્થા.

આંતર ઇંદ્રિયો જાગ્રત્ થઈ વિશ્વદર્શન કરવાની જેઓને શક્તિ પ્રાપ્ત થયેલી છે તેઓ સાક્ષી પૂરે છે કે જ્યારે કોઇ મનુષ્ય ગાઢ નિદ્રામાં હોય છે ત્યારે તેનાં ઉંચ્ચ તત્ત્વો સૂક્ષ્મોપાધિ સાથે હમેશાં શરીરથી છુટાં પડી તેની નજીક આસપાસ ઉંચે ફર્યા કરે છે. એટલે જ્યારે સ્વપ્નાવસ્થા વિષે આપણે ચર્ચા કરીએ ત્યારે એ વાત ધ્યાનમાં રાખી જીવ અને તેનાં ભિન્ન ભિન્ન સાધનોને તેનાથી શું અસર થાય છે તે જાણવું જોઇએ. આપણે સ્વપ્નાવસ્થા વિષે ચર્ચા કરવામાં એવું દષ્ટાંત લેવું કે એક મનુષ્ય ગાઢ નિદ્રામાં છે. તેનું સ્થૂલ અને લિંગ—જે હમેશાં સ્થૂલથી અભિન્ન છે—તે શય્યામાં શાન્તિથી પડેલ છે. જીવ સૂક્ષ્મોપાધિ સહિત તેના ઉપર શાન્તિથી ઝુમે છે. આ સમયે ભિન્ન ભિન્ન તત્ત્વોનું ભાન અને સ્થિતિ કેવા પ્રકારે રહે છે તે જોઇએ.

૧ મગજ.—આ સમયે જીવ સ્થૂલ મગજ ઉપરની પોતાની સત્તા છોડી દે છે, પરંતુ તેથી એભાન થઈ જાય છે એમ ધારવું નહી. કેટલાક પ્રયોગો ઉપરથી એવું સિદ્ધ થયું છે કે સ્થૂલ શરીરમાં પણ કાંઇક અંશે ભાન રહેલ છે અને તે જીવનો સમાગમ નહોય ત્યારે પણ કાર્ય કરે છે. વળી એ ભાન સમગ્ર ઈંદ્રિજન્ય જ્ઞાનથી જુદુંજ છે. લીડબીટર—જેમણે આ વિષય લખ્યો છે તથા તેનો અભ્યાસ કરવા અને પ્રયોગો કરી અનુભવ પ્રાપ્ત કરેલો છે—તે પોતે પોતાના અનુભવથી લખેછે કે દાંત ખેંચી કાઢવા માટે ડાકતરો જે વાયુ સુંધાડી માણસોને એભાન કરે છે તેવે વખતે તેમણે અવલોકન કરેલું છે કે મનુષ્યમાં ઉપર કહ્યું તેવું ભાન રહે છે. દાંત ખેંચતાં થયેલ દુઃખને લીધે હાથ તે તરફ ઉંચો થાય છે અથવા અસાધ્ય પણ બુમ પડાઈ જાય છે. આ ઉપરથી ખાતરી થાય છે કે એ ખેંચવાનું દુઃખ શરીરને લાગે છે, પરંતુ વીશ સેકંડ પછી જ્યારે જીવનો શરીર સાથે સમાગમ થાય છે અને મનુષ્ય સાધ્યમાં આવે છે ત્યારે તેને પૂછતાં તે કહે છે કે એ દાંત ખેંચી લીધો તેનું જરાપણ દુઃખ તેને લાગ્યું નથી. વાયુ સુંઘવાથી છૂટો પડેલો જીવ શરીરના સમાગમમાં નહી છતાં સ્થૂલ શરીરમાં રહેલ મગજમાં રહેલ ભાનને લીધે ઉપર કહી તે ચેષ્ટા કરે છે એમ સમજવું જોઇએ.

(આગળ ચાલુ)

---

૪

રાજ્ય.

૧

## રાજભક્તિ.

(મળેલું)

રાજાએ પોતાની પ્રજાના કલ્યાણને વાસ્તે જે જે શ્રમ લીધો હોય તેનો અંતઃકરણપૂર્વક આભાર માનવો તે રાજાનું અને રાજ્યનું દીર્ઘાયુષ ઇચ્છવું તેનું નામ રાજભક્તિ છે. તેના પર આવી પડેલા ભય વખતે તેને પોતાનાં તનમન અને ધનથી મદદ કરવી એ રાજભક્તિ અમલમાં મૂકવાનું સુચિન્હ છે. કોઈ પરોપકારી પુરૂષ પોતાની ધનસંપત્તિ કે દેહ-

ની દરકાર કર્યા વિના મનુષ્યમાત્રનું ભલું કરવાને પોતાના સ્વાર્થનું બલિદાન જેટલે અંશે આપે છે તેટલે અંશે તેની કીર્તિ અમર રહેછે. એજ પ્રમાણે રાજા પણ પોતાની પ્રજાના કલ્યાણને અર્થે જેટલો શ્રમ લેછે તેના પ્રમાણમાં પ્રજા પણ તેના પર અનન્ય રાજભક્તિ દર્શાવે છે. અને એ દર્શાવવાનું ચિન્હ કાગળના ટુકડાપરનાં માનપત્રો કે વાણીનો વ્યર્થ ખેલનો વ્યય છે એમ નથી. ઘણા પ્રાચીન સમયમાં મહારાજા રામે પોતાની પ્રજાના કલ્યાણને વાસ્તે અને તો પ્રજાના અભિપ્રાયને માટે જે જે કર્યું છે તે સર્વે વાચકના હૃદયમાં પ્રાતઃસ્મરણીયજ છે. પ્રજાએ તેની કદર કેટલી જાણી છે તે જાણવાનું સાધન તો આપણને પ્રત્યક્ષજ છે. એવા રામને આપણે ઇશ્વરનો અવતાર માનીને હાલ પૂજીએ છીએ. મધ્ય સમયના શ્રી વિક્રમ ભોજ ઇત્યાદિ રાજાઓએ પોતાની પ્રજાના કલ્યાણને વાસ્તે જે જે શ્રમ લીધા છે તેપણ પ્રસિદ્ધ છે. મધ્ય રાત્રીને સમયે રાજાઓ પોતે વેષ બદલીને નગરચર્ચા જોવા સારુ નીકળતા, પોતાના વિષે અને પોતાના કુટુંબનાં મનુષ્યો વિષે પ્રજા શું બોલે છે તેની તેઓ અત્યંત સૂક્ષ્મ તપાસ કરતા અને પોતાના વર્તનમાં કે પોતાના બીજા અમાત્ય વગેરે નોકર વર્ગના વર્તનમાં તે પ્રમાણે ફેરફાર કરતા. તેમને માન આપવાને હાલની માફક માનપત્રો કે સભામાં ભાષણો કરવાનો પ્રચાર નહોતો. પ્રજાનું મુગું અંતઃકરણ તેમને આશિર્વાદ આપતું તે તેઓ પોતાના મુગા અંતઃકરણથીજ જાણી લેતા. પ્રજાને જેમ એ આભારની લાગણી શબ્દોમાં જણાવવાની ઇચ્છા થતી નહિ તે પ્રમાણે રાજાને પણ માનપત્રોથી સંતોષ માનવાની જરૂર રહેતી નહિ. રાજાની કે તેમના કારભારીઓની મરજી સંપાદન કરવાને માટે કોઇ ખુશામદખોરો જે નહોય તે કહેવાની હિંમત પણ કરી શકતા નહિ. પ્રજામતનું પરિબલ એટલું ભારે હતું કે અન્યાયી રાજાની સ્તુતિ કરવાને કોઇથી કલમપણ ઉપાડી શકાતી નહિ. રાજા પોતાની પ્રજાનું કલ્યાણ કરવામાંજ પોતાના જન્મનું સાર્થક માનતા અને પોતે કરેલા શ્રમ માટે પોતાનું અંતઃકરણ સાક્ષી પુરતું એટલે બીજાની પાસેથી તેની સ્તુતિ સાંભળવાની તેમને લાલસા રહેતી નહિ, તેથી કરીને ખરી રાજભક્તિ કયી અને અસદ્‌ભક્તિ કયી તેની ચર્ચાજ તે સમયે નહોતી. હવે સાંપ્રત કાળની સ્થિતિ જુઓ.

હાલનો સમય કેવો છે તે તપાસીએ. આપણા પર વિદેશી પ્રજાના રાજ્ય અમલનો પ્રારંભ થયો ત્યારથી રાજાઓ પોતાના જન્મનું અને રાજ્ય મેળવ્યાનું સાફલ્ય શામાં માનતા આવ્યા છે તે તપાસીએ. પ્રજાની પાસેથી ગમે તે પ્રકારે મહેનત કરાવી, અસહ્ય કર ઉઘરાવી પોતાનાં જામદારખાનાં હીરા, રત્ન, મોતી અને સુવર્ણથી ભરાય એ તેમની પહેલી યુક્તિ. પોતાનો ધર્મ માનનારી પ્રજા તેનો લાભ, પોતાનો સ્વાર્થ સધાયા પછી, ભોગવે એ તેમની બીજી યુક્તિ. છેક અન્ન વિના તો પ્રજા નાશ પામે, પોતાનો સ્વાર્થ સધાય નહિ, માટે તેને દેહ ટકાવી રાખવા જેટલાં અન્ન વસ્ત્ર મળે તો તે પૂરતું છે એમ તેઓ માનતા. તેટલું પણ તેમને આપવું એનો પોતાના ધર્મથી વિરુદ્ધ કહેવાય પણ સ્વાર્થને માટે એટલો સ્વધર્મ દૂર મૂકવામાં આવતો. સર્વેજ વિદેશી રાજા એવા થયા છે એમ કહેવાનો હેતુ નથી પરંતુ પ્રારંભમાં તો એજ સ્થિતિ હતી એ નિર્વિવાદ છે. ત્યાર પછી અકબર, જહાંગીર વગેરે દયાળુ રાજાઓ થયા તેમાં આ દેશની પ્રજાને કાંઇ ન્યાય અને મોટા હોદ્દા, મળવા લાગ્યા. મોગલ પરદેશી રાજાઓએ આ દેશને પોતાનું વતન ગણ્યું અને પ્રજાના સંતોષમાં પોતાના રાજ્યની સલામતી છે એમ તેમને ભાન થયું. તેના સારા પરિણામ આપણને ઇતિહાસ દ્વારા જણાયા છે. આવે સમયે પ્રજાએ રાજભક્તિની પિછાન લેવા માંડી અને લોકો રાજભક્તિ દે-

ખાડવાની તજવીજ કરવા લાગ્યા. તેમની પછી કોઇ કોઇ રાજા વિરુદ્ધ રાજનીતિ ચલાવતા થયા તોપણ પ્રજાને ગોદેથી પોતાનાં ગુણનાં ગાન સાંભળવાની લાલસા વધી. એજ સમયથી ખુશામદખોરોનો એક વર્ગ ઉત્પન્ન થયો. તેમણે પોતાના સ્વાર્થને વાસ્તે પોતાની બાપ્રબંધ પ્રજાના સુખનું બલિદાન આપ્યું. જૂઠા કવિઓ, બારોટચારણો અને સ્વદેશદ્રોહીઓનો એક વર્ગ ઉત્પન્ન થયો અને રાજાની ખુશામદનાં કાવ્યો નિબંધો અને વાર્તાઓ રચાયાં. તેમનું જોર એવું વધી ગયું કે પ્રજામત જે તુરતનુંજ જન્મેલું બાલ હતું તે નાશ પામ્યું. પરદેશી, રાજા અને દેશદ્રોહી ખુશામતીઆની આગળ રાજાની ઉપર કાંઇપણ જાતનો અંકુશ રહ્યો નહિ. પ્રજાપણ પોતાનું ભાન ભૂલી ગઇ અને રાજ્ય કરતી પ્રજાની અને રાજાની પ્રીતિ સંપાદન કરવાની તેને પણ લાલસા થતી ગઇ. રાજા ઉપરથી કેવલ અંકુશ જતો રહ્યો, અને રાજાની નોકરી કરવાની પ્રજાને એટલી બધી જરૂર પડતી ગઈ કે કારભારીઓની ખુશામદ કરવાની કળા,તેજ સર્વ વિદ્યા ભૂષણ અને હોશીઆરી ગણાવા લાગ્યાં. પોતાનું કે સ્વદેશનું કે ધનનું શ્રેય શામાં છે તે પ્રજા કેવળ વીસરી ગઈ. ખરું બોલવાની હિંમત કેવલ નાશ પામી; અને વીર્યહીન પ્રજા પાવઇની માફક હાથના તાબોટા પાડી અમલદાર વર્ગની બોલબાલા ગાતી થઈ.

આવી સ્થિતિમાં એ રાજ્ય પણ ગયું અને યુરોપી રાજ્ય સ્થાપવાનો પ્રારંભ થવા માંડયો. નાતરે ચ્હેડેલી સ્ત્રી જેમ એક પતિ મરી ગયા પછી બીજો નવો ફાંકડો ધણી મેળવવાને લલચાય તેમ નવા ધણી જોડે નાતરૂ કરવાથી ખુશામદમાં ગર્કાવ થયેલી પ્રજાને આનંદ થવા લાગ્યો. પોતાના દેશ ને ધર્મને માટે થોડાજ યત્ન કરવા લાગ્યા પણ તેમનો યત્ન ફોકટ ગયો. પ્રયત્ન તો તેમનો ફોગટ ગયો પરંતુ જે બીજ તે મુકી ગયો એજ આ દેશના ઉદયનું કાંઇક આશાજનક ચિન્હ રહી ગયું. રાજ્ય કરતી પ્રજાની ખુશામદ કરનારાનું જોર એટલું બધું વધી ગયું કે ખરી રાજભક્તિ શી તેના અર્થનું પણ ભાન રહ્યું નહિ. આ ખુશામદમાં પ્રથમ રાજ્ય ભોગવી ગએલી મુસલમાન પ્રજા પણ સામેલ થઈ. તેમાં પણ એક ઈદમ્ તૃતિયમ્ થયું. ઇરાન દેશથી પોતાનો ધર્મ સાચવવાને નાઠેલી પ્રજાનું એક ટોળું પશ્ચિમ હિંદુસ્તાનને કીનારે આવીને ઉતર્યું. મહા રાજ્ય છુટીને તેના થએલા નાના નાના ટુકડાપર કોઈ કોઇ મુસલમાન અને કોઈ કોઈ હિંદુ નાના રાજાઓનું રાજ્ય હતું તેમણે આ આફતમાં ઘેરાયલી અને શરણ આવેલી પ્રજાને આશ્રય આપ્યો. મુખ્ય સરત એ કરવામાં આવી કે તેમણે કદી હથીયાર પકડવું નહિ. એ કરાર કબુલ કરવામાં આવ્યો અને તેનો પરિણામ એ થયો કે ખુશામદીઆઓની જે એક મોટી ટોળી દેશમાં વફાદાર પ્રજા થવાનું ગીત ગાતી ફરતી હતી, તેમની સંખ્યામાં આ ટોળીનો અર્ધો ભાગ ભાળ્યો. પરિણામ એ થયો કે પશ્ચિમ હિંદુસ્તાનમાં રાજાની ખુશામદ કરી સ્વાર્થ સાધી લેવાની મોટી હોશીયારી સંપાદન કરવાની એક નવી કળા ઉદ્ભવી. અને તેમાં સ્વદેશભક્તિ અને સ્વમાનનો ભોગ આપવામાં આવ્યો. ખરી રાજભક્તિ શામાં છે તે પણ ભૂલી જવામાં આવ્યું એટલુંજ બસ ન થયું હોય તેમ ખરેખરી પ્રજાની સ્થિતિ કાંઇક હિંમતથી દેખાડનાર હિંદુ મુસલમાન અને પારસી એ ત્રણે કોમમાંથી જે એક નાનો વર્ગ આ દેશના સુભાગ્યે ઉત્પન્ન થયો છે તેને અરાજભક્ત અને બેવફાનાં વિશેષણો લગાડી એ ખુશામદીઆ નાદાનોએ નિંદા કરવા માંડી અને

પોતાનો સ્વાર્થ સાધવા માંડયો. વર્તમાન સમયમાંતો એ ખુશામદખોરાઓની કારકીર્દીના મધ્યાન્હ પ્રકાસ્યા છે. તેમાં ખરી વફાદારી કે ખરી ખેરખાહીનાં ચિન્હો અને તેના અર્થ પણ બુધ્ધિને ગમ્ય રહ્યા નથી.

ખરી રાજભક્તિ શામાં છે? પ્રખ્યાત બ્રેડલોએ મુંબઇની કોન્ગ્રેસના મંડપમાં કહ્યું હતું કે "રાજ્યકર્તાર રાજાને કે રાજ્ય કરતી કોમને પોતાની આંખે પાટા બાંધીને બે હાથ જોડી તાબે રહી જો હુકમનો પાઠ કરવો તેમાં ખરી રાજભક્તિ સમાએલી નથી." રાજા કાંઈ સર્વે વાત જાણી શકે નહિ. વળી પરદેશી રાજાને તો તે જાણવાનાં સાધન પણ આછાંજ છે. તેની ખોડખાપણ ન જણાવવામાં આવે તો તેનો પરિણામ વિપરીત થાય. અતિ અન્યાય અને અસંતોષનું બીજ રોપાવનાર ખુશામદીઆઓ રાજભક્ત નથી. અને તેનુંજ નામ ખરી રાજભક્તિ નથી. પરંતુ રાજ કરનાર કોમને પ્રજાના દુઃખથી વાકેફ કરવી, એની ભૂલચૂક તેમને હિમ્મતથી જણાવવી અને તેમ કરીને પ્રજાને આબાદ કરવાને રાજાને આકાંક્ષ કરવો કે જેથી કરીને તેનું રાજ્ય દીર્ઘાયુ થાય તેનુંજ નામ ખરી રાજભક્તિ કે વફાદારી છે.

---

## ધી. ઓનરેબલ મી० જવેરલાલ ઉમયાશંકર યાજ્ઞિક.

ધી ઓનરેબલ મી. જવેરલાલ ઉમયાશંકર યાજ્ઞિકના સ્વર્ગવાસના સમાચાર આ ભારતની અવદશાના અનેક સમાચારથી ઉપજેલા શોકમાં અનંતવૃદ્ધિ કરનારા છે. અને જે પુરુષને માટે આટલું કહી શકાય છે તે આ જગતમાંથી ગયે સતે વિદ્યમાનજ છે. કીર્તિસ્તંભ કે માનપત્રાદિથી તેની નામના રાખવાની આવશ્યકતા નથી. આ ઓગણીશમા શતકના પાછલા અર્ધ ભાગમાં જે જે રાજકીય રચનાઓ થઈ, મહેસુલ, કેળવણી, ન્યાય, સેટલમેંટ, પોલીસ, આબકારી, સ્વરાજ્ય, આદિ ખાતાંઓની યોજના, વ્યવસ્થા, સુધારણા, અને પરિપાક થયાં તે સર્વેના મી० જવેરલાલ સાક્ષી થવાને ભાગ્યશાલી થયા હતા. પણ એ ભાગ્ય તેમની તીવ્ર અવલોકન શક્તિથીજ પ્રાપ્ત થયું હતું. જેમાંથી કશા લાભનો સંભવ નહિં એવા આ શુષ્ક વિષયના આંકડાના અધ્યયનથી મી० જવેરલાલ એવા સંપૂર્ણ રીતે તૈયાર હતા કે તેમના એ જ્ઞાનની સાહાય્યથીજ છેક વાઇસરોયની કાઉન્સીલ કે પાર્લામેંટની સભા સુધીમાં ઘણાક દેશહિતૈષી નરો નામ કાઢી શક્યા છે; હિંદુસ્તાનની રૈયતને મહેસુલખાતામાં તેમ બીજાં અનેક ખાતાંમાં ઘણા લાભ થયા છે; અને રાજ્ય કર્તાઓને ઘણી આંટીને પ્રસંગે પોતાનો માર્ગ સુઝયો છે. આટલા મહોટા જ્ઞાનના કોશરૂપ આ પુરુષની નિર્માનિતા અને સાદાઇ તથા ગમે તેવા નાના માણસને પણ પોતાના સામર્થ્યનો ઉપયોગ કરવા દેવાની ભલાઈ, તેમને સારી લોકપ્રિયતા મેળવી શકી છે. રાજકીય વિષય ઉપરાંત સામાન્ય સાહિત્યમાં પણ તેમણે સારું નામ મેળવેલું છે. રાજકીય વિષયના આવા સારા જ્ઞાનવાળો નર અદ્યાપિ આપણામાં થયો નથી, ને દીર્ઘ કાલ સુધી થવાની આશા નથી. એવા પુરુષના જવાથી અમારૂં હૃદય ખરા ભક્તિભાવથી ખિન્ન છે.

---

અમુક નિર્ણય નિશ્ચય કરજો, નહિ તો ખાશો ગાળો,
મોહનછ પછી આ કાને કે પેલે કાને વાળો— હરિ.

---

૨.

## ભેદમાં અભેદનો સાક્ષાત્કાર.

### ગજલ (ભૈરવી.)

જિગરમાં ઝંપલાવી જો અટકચાળું ન રે' અટકી,
રિસાયું તુંથકી તો એ પડે તુજ અંચળે બટકી— જિગરમાં. ૧
પડ્યું ઇંદ્રાસને ડોલે હજારો હાંજી હાજીમાં,
તહીં તારી ગુલામીની દિસે એને ચઢી ચટકી— જિગરમાં. ૨
ભજનમાં ભોગમાં કે વા કહીંથી ક્યાં ઉડી પેસે,
તથાપિ તું વિના વ્હીલું ફરે ઘેલું બધે ફટકી— જિગરમાં. ૩
હરામી બેહયાઇ આ અનવધિ આશની આંટી,
ઉકેલે દોર એ તારા મકાનેથી લહી લટકી— જિગરમાં. ૪
બહુ એ ભેટતું ચાલે ગલી કુચી અંધારીમાં,
છતાં એ અંગ અંગે ત્યાં ખટક તુજ આંખની ખટકી. જિગરમાં. ૫
અજબ શયતાનનો ચરખો સુદ્રુત મશગુલ મન રાજા,
હુકુમથી એ તું ઉપર એ મરે માથું રહ્યું પટકી— જિગરમાં. ૬
મનાઈ અંચળે પેઠું ક્ષણે ક્ષણ બ્હાર અંતરમાં
'છતાં હુંમાં મિટી ક્યાં તું ક્ષણે ક્ષણ જાયછે છટકી'— જિગરમાં. ૭

દિગ્દર્શનઃ—આ કાવ્યને કાંઇક વિવરણ જોઈશું. માશુક ઉપર રીસાયલો આશક કહેછે કે મારા જિગરમાં ઝંપલાવીને જો, એ મારું જિગર અટકચાળું છે એટલે એક ઠેકાણે, એટલે તારી પાસે, જંપીને બેસતું નથી, ને તેથી તારાથી રીસાયલું લાગેછે, બાકી તો રીસાયું છે તો એ, તારા વિયોગની વ્યથાથી પડતું પડતું પણ, તારા અંચલમાંજ પડેછે એવું એ તાત્પર્ય છે. પછી એ મનના અટકચાળા સ્વભાવના દાખલા આપ્યા છે. ઇંદ્રાસનની સાહેબીમાં હાજી હાજી ઉપર ડોલતું હોય ત્યાંપણ તું જાણે કે તને ભુલી ગયુંછે ને તેથી તું રીસાય તો તેમ નથી. એવી હાકમીમાં પણ એને તો તારા ચરણની ગુલામી કરેલી તેના રસની ચટકી ચઢી રહી છે. ભજન કરે કે ભોગ કરે, પણ એકે જે પોતે કરતું હોય તેમાં એ રહેવાનું નહિ, ને ક્યાંથી ક્યાં પેસે; તોપણ તે કાંઈ તારા ઉપરની બેદરકારી નથી, એતો તારા વિના વ્હીલું થઈ ને ઘેલાં કાઢતું ફટકતું ફરેછે. જે કરતું હોય તેમાં પણ પોતે રહે નહિ એવી એ મનની હરામી તથા બેહયાઈ, નિર્લજ્જતા, તેજ અનવધિ નામ છેડાવિનાની જે એને આશા અર્થાત્ તૃષ્ણા છે તેની ગુંચવાયલી આંટી છે, પણ એવી આંટીમાં ભરાઇને તને વીસરી ગયું નથી, તારા મકાનને પહોંચવાનો જાણે એ દોર હોય, મકાનથી લટકાવેલા દોરને આધારે જાણે તે મકાનપર ચઢવાનું હોય, એમ માનીને એ આંટી ઉકેલે છે. વળી કાળાં ધોળાં કરવાની અંધારી, ગલી કુચીઓમાં રોજ, બહુવાર, હજારો વર્ષ વીતે તોપણ તેને

તે રીતે,' એમ અહુચાર હોયતુંજ જોયછે, ત્યાં શું તને ભુલીને પોતાના-એવા અધમ સ્વાર્થમાં પડેછે! ના, ત્યાંપણ એને અંગ અંગ તારા નેપનની ખટક ખટક્યાંજ કરેછે. મન તો અલખ, વર્ણવી ન શકાય તેવો અને ન ધારેલું માયારૂપ રચનારો શેતાનનો ચરખો છે, અથવા મગરૂરી, અહંકાર, ને તે પણ મુરત-વ્યર્થ-ફલવિનાનો તેં જેનામાં ભર્યો છે એવો રાજા છે, તેં જાણે પોતાનાજ ડહાપણના જોરથી સર્વને નમાવવા ઇચ્છનાર મૂઢ છે, એવી એની મૂઢતાથી તને રીસ આવી હોય કે મારા ઉપર અમલ કરવાથી હું પ્રેમ અર્પતી નથી, તો જાણું કે એનુભવ આવ્યો નથી ત્યાંસુધી હુકમ કરેછે ને અવળે માર્ગે માથુ પટકેછે તોપણ તે તને પ્રસન્ન કરવાનોજ હુકુમ કરેછે, બીજી ઇચ્છાનો એ હુકુમ નથી. તું એમ એની પરીક્ષા કરી જો, અને એ તારામય છે એમજ જાણ એ મન સદા મનાયલુંજ છે; મનાઇને એનો કણે કણે, બહાર અને અંતર એવો કણે કણ, તારા અંચલમાં સમાઈ ગયોછે, બધે તુંને તું છે, આચારવિચાર સર્વમાં તું છે, એમ તારાઅંચલમાં સમાઈ બોલેછે કે હે મોહી! તું આ પ્રકારે મારામાંજ છતાં ક્ષણ ક્ષણ ક્યાં છુપાય છે!

અક્ષરાર્થ આટલોજ છે, પણ કાવ્યપ્રતિભાના વિલાસમાં પરમાનંદ અનુભવતો કવિ રીસાયલી પ્રતિભાને, નિરંતર વ્યવહારમાત્રને જ્ઞાનદૃષ્ટિથી ભોગવતો જ્ઞાની પોતાના અનુભવી મનને, કોઈ જ્ઞાની ગુરુ સહૃદયતાથી ઉપદેશ લેતા શિષ્યને, આપેજ માર્ગે રમાડી શકે અને આનંદ વિસ્તારી લે એ વાચ્યાતીત અર્થ સહૃદયને પ્રતીત થાય તેવો છે. તેનો વિસ્તાર અત્ર અપેક્ષિત નથી. ભાવનાની એકરસ અભેદ ભૂમિકાનો જેને લેશ પણ સ્પર્શ છે તેને એ ધ્વનિ સહજે પ્રતીત થયા વિના રહેશે નહિજ. અને આવા કાવ્યનો કંઇપણ ઉપયોગ હોય, તો તે એટલોજ કે ભાવનાની જે ભૂમિકા સ્પષ્ટ વચનથી એ કહી શકાય તેવી નથી, કહેવાથીજ ભાવનાનો ધ્વંસ થાય તેવીછે, તેનો કંઈક ભાસ કરાવવાને, યોગ્ય હૃદયને એ એક અનુકૂલ સાધનરૂપ થાય.

---

## સંગીત.

( અનુસંધાન પૃષ્ઠ ૧૦૧ થી )

હૃદયગત રસને અને ભાવનાને પ્રતીત કરાવવાના જેમ રંગ (ચિત્ર) પાષાણ-(શિલ્પ) શબ્દ (કાવ્ય), એ માર્ગછે તેમ સ્વર અથવા નાદ એ પણ એક મહામાર્ગ છે. એમાં અર્થની ભાવના ઉપર દૃષ્ટિ નથી, માત્ર નાદની રચના અને તે રચનાથીજ અનેક પદાર્થ, ભાવ કલ્પના, અને સૃષ્ટિઓનાં સર્જન કરવાનો આયાસ છે. વર્તમાન સમયમાં સંગીતના નાદ વિવિધ વિકૃતિઓને બસે કોઇ વાધના ઉપર ઝીણી રેતી પાથરી જે આકૃતિઓ ઉપજાવવવાન પ્રયોગ વીલાયતમાં કરી જોવાયા છે, તેને, અમેરિકામાં હમણાંજ એક શોધકે વધારે પુષ્ટિ આપનાર એવા પ્રયોગ કરી બતાવ્યાછે કે હવામાં ઉડતી રજને નાદની વિવિધ વિકૃતિઓ (રાગ) ની અસર લગાડી હોય તો તે રજના અનેક આકાર થાયછે; સપાટી ઉપર જે રેખાચિત્ર થાય છે તે આવી ઘન આકૃતિઓનાં પ્રતિબિંબ છે. ભૂમિતિનાં ચિત્રોની ઘન આકૃતિઓ કલ્પ હોય તો આ પ્રયોગનું કોઇ રહસ્ય સહજે સમજાય. આવું સિદ્ધ થતું જાયછે તે સ્વસ્પ

નાદ અને સંગીતની પરમ ઉપયોગિતા અને મહત્તાવિષે આપણે જેટલું સમજી શકીએ તેટલું ઓછું છે. નાદના વિવિધ વિન્યાસ, તેને અંગે સ્વર, ગ્રામ, મૂર્છના, રાગ આદિ વિવેક, અને તેતે પ્રકારે અનંત શબ્દ સૃષ્ટિઓ ઉભી કરી લેવાનું સામર્થ્ય, તે સર્વનો વિચાર, યથાશક્તિ કર્યો. આપણાં શાસ્ત્રોમાં આખા બ્રહ્માંડની ઉત્પત્તિ નાદથી કહીછે; યોગાભ્યાસીઓને નાદાનુસંધાન, માંત્રિકોને મંત્રશક્તિ, ભક્તોને જપસિદ્ધિ એ સર્વથી તે શાસ્ત્રવચનની પ્રતીતિ પણ છે. એ નાદનોજ સંગીતદ્વારા વિવેક કર્યોછે, યથાર્થ પ્રકારે સમજાય તો સંગીત એજ મહારહસ્યની વિદ્યા છે. સંગીત ભૂલવાથીજ આર્યાવર્તે પોતાનાં શાસ્ત્રોને પ્રત્યક્ષ રીતે સિદ્ધ કરી આપી શ્રદ્ધાપૂર્વક તે શાસ્ત્રોને સ્વીકારવા સ્વીકારાવવાનું સાધન ખોઈ નાંખ્યું છે. સભારંજન કરનાર સંગીત જેટલું પણ ગાન આપણા કાનમાં એ ન રહેવાથી આપણે આપણા જીવનનું અને આખા સંસારનું ગાન ગુમાવી, કલહ અને કંકાસના વિવાદમાંજ કૃતાર્થતા માનીછે. મને પોતાને સંગીતનું પ્રયોગજ્ઞાન નથી, તથાપિ સંગીતની જે ભાવના મને સમજાઇ છે તે મારા વાચકોના હૃદયમાં રોપવાને અર્થેજ, મને અજ્ઞાત એવા પણ આ વિષયમાં મેં માથું મારવાની ધૃષ્ટતા કરીછે, તે સારા સંગીતવેત્તાઓ ક્ષંતવ્ય ગણશે એવી આશાછે. સંગીત એટલે ગીત, વાદ્ય, નૃત્ય. સ્વરનો જે વિચાર આપણે કરી ગયા તેમાં ગીતમાત્રનોજ વિચાર થયોછે. હવે વાદ્ય એટલે વાદ્યના વિવિધ પ્રકાર નહિ, કે તેતે વાદ્ય વાપરવાની પ્રક્રિયા નહિ, પણ વાદ્યનો શો ઉપયોગ છે તેનો વિચાર કર્તવ્ય છે. સંગીતમાં જેને 'તાલ' કહેછે તે સાચવવાને વાદ્યનો મૂલ ઉપયોગ છે. ગીત પણ જેમાંથી નીકળે એવાં વાદ્ય તે પછીથી થયાં હોવાં જોઇએ. ત્યારે 'તાલ' એટલે શું? નાદની શબ્દમાત્રથી જે વ્યક્તિ તેને સ્વર કહીને તેની રચના આપણે દર્શાવી. પરંતુ એકરસ એકાકાર નાદબ્રહ્મમાં કશી વિકૃતિ નથી, કોઇ સ્વર નથી, તેમ તેવે સમયે સૃષ્ટિ પણ નથી. શબ્દ અથવા નાદ થતાની સાથે સૃષ્ટિ છે. પણ કોઇએ સૃષ્ટિ પ્રદેશ અને કાલવિના કલ્પનામાંજ આવી શકતી નથી. અમુક શબ્દ ઉચ્ચાર્યો કે તે શબ્દાનુસાર આકૃતિ ખડી થઈ, પણ તે આકૃતિને અમુક દેશનો અને અમુક કાલનો સંબંધ અર્પાય નહિ તો તેનું ગ્રહણજ થઈ શકવાનું નહિ, એવું આપણી બુદ્ધિનું બંધારણ છે. તો પ્રત્યેક શબ્દની સાથે, પ્રત્યેક મૂર્તિની સાથે, તેનાં દેશકાલ પણ રહેછેજ. જેવો જેવો કાલ અને દેશનો ક્રમ કલ્પાય છે તેવી તેવી મૂર્તિઓ સ્ફુરેછે ને પ્રત્યક્ષ થાયછે. તાલ એકજ પ્રકારનો ન રહેતાં તેના અનેક પ્રકાર માન્યા છે તેનું પણ ખરું કારણ આ છે. સંગીતને અમુક ભાવનાજ વિસ્તારવી છે, અમુક સૃષ્ટિજ કરવી છે, એટલે દેશનો નિયમ તેને લાગુ થતો નથી, દેશ તો તે પોતે, મૂર્તિ ભેગો ઉપજાવી લેછે: કેવો દેશ કેટલા કાલથી થશે એજ તેનો વિષય છે, એટલે સંગીતને તાલનો નિયમ રાખવો પડેછે. અમુક કાલને અનુસરી અમુક સ્વરવિન્યાસ વર્તે છે એજ તે તે તાલનું રહસ્ય છે; જેમ ભિન્ન ભિન્ન રંગથી વિવિધ મૂર્તિ સૂચવાય છે, તેમ તે તે તાલથી તે તે મૂર્તિના પ્રકારો વિસ્તરે છે. શબ્દના ઉચ્ચારની સાથેજ કાલનો નિયમ લાગુ થાયછે, દેશનો નિયમ તે પછી જ્યારે શબ્દની સૃષ્ટિ સ્થૂલતા લે ત્યારે વિચારવાનો છે.

ગીત થાયછે ને અમુક પ્રકારના સ્વર સાથે અમુક અર્થવાળી સંજ્ઞા એટલે શબ્દોના ઉચ્ચારથી થાયછે. પ્રત્યેક અક્ષર મોઢામાંથી નીકળે તે પહેલાં તેનો નાદ નાભિમાંથી ઉઠે

છે, ને તે નાદ અમુક વર્ણરૂપે કંઠ વગેરે કોઈ સ્થાનથી વ્યક્ત થાયછે." હવે આ પ્રમાણે વર્ણની ઉત્પત્તિ થવી, અને ઘણા વર્ણ ભેગા થઈ શબ્દ ઉપજવા, અને ઘણા શબ્દોની જોડ કરી સ્વરના નિયમો પ્રમાણે રચના બનાવી રાગદારી ઉપજાવવી, એ બધી રચનાને "કાંઇક કાલ જોઇએ" એ તો સ્થૂલ રીતે પણ સમજી શકાય તેવું છે. અમુક રાગ ગાવોછે કે કોઈ ચીજ ગાવીછે તો નાદને ઉઠાવી, સ્વરરૂપે બહાર કાઢવો અને ઘણા સ્વરોની જોડ કરી રાગરૂપે તે ચીજને ગાવી એ કામ ગમે તેટલી ઝડપથી થાય તોપણ તેમાં કાંઇક કાલ જવો જોઇએ. આખા જગતમાં હરેક કૃત્ય બનેછે તે કાલ વિના બનતું નથી. એક વર્ણ પણ ઉચ્ચરવામાં કાલ જાયછે તે ઉચ્ચારવાથી માલમ પડે છે; કાલ 'ન' હોયતો કશું બને નહિ.

સ્વરોની યોજનાથી જે રાગ થાય તેનો હેતુ માણસના મનને રંજન કરવાનો છે. એ રંજન શી રીતે થાયછે એ વિષે વિદ્વાનોના અનેક અનેક મતછે, પણ હરકોઇ રાગમાં જેવી સ્વરોની યોજના હોય તેવી યોજનાથી જ્યારે મન એકાગ્ર થઈ જાયછે, અને મનમાં ચાલતી જુદી જુદી વૃત્તિઓ જે જુદે જુદે માર્ગે ફેલાતી હોયછે તે સર્વ પાસાથી ખેંચાઇને એક ઠેકાણેજ જમાવ પકડેછે ત્યારે રાગનો રસ બરાબર અનુભવાતાં મનને રંજન થાયછે, વળી જ્યારે આવી રીતે મનની એકાગ્રતા થાયછે ત્યારે ગમે તેવી વિરુદ્ધ વિરુદ્ધ વૃત્તિઓ પણ એક એકને વિરુદ્ધ રહેતી નથી, અને રાગના રસમાં લીન થઈ ઉલટી આનંદ આપનારી થાયછે. ત્યારે આ પ્રમાણે મનની વૃત્તિઓ પરસ્પરને અનુકૂલ થાય, અને એમ થવાથી મન એકાગ્રતા પામી રાગના રસને અનુભવે, એટલાજ સારું અમુક રાગમાં અમુકજ સ્વર આવવા જોઇએ, અમુક સ્વરો વાદી વિવાદીછે, અમુક અંશ ન્યાસાદિછે, તે રાગને ગાવાનો અમુક કાલછે, અમુક ઋતુછે, એ વગેરે નિયમો સંગીતશાસ્ત્રમાં બાંધેલાછે. એ પ્રકારે ગાયન થાય ને તેથી મનને આવો એકાગ્રતાનો આનંદ આવે, બીજી બધી વાત ભુલી જઇ રાગમાંજ લીન થવા જેવો આનંદ આવે, તેને ઉપજાવનાર જે સ્વરરચના તેને અંગરેજી સંગીતમાં 'હાર્મની' કહેછે, આપણે મીઠાશ કહીએ છીએ. એ હાર્મની અથવા મીઠાશમાં કાંઇ પણ તૂટ પડે તો તેને અંગરેજીમાં ડીસકોર્ડ, કહેછે, આપણે ફીકાશ કહીએ છીએ. જ્યારે મનને રંજન કરવા માટે સ્વરોની રાગમાં ગોઠવણ કરતાં તથા તેને ગાઈ બતાવતાં અનેક તરહની કાળજી રાખવાની જરૂર બતાવીછે, ત્યારે જે કાલને આધીન રહી નાદ, સ્વર, વર્ણ, રાગ, એને જગત્ માત્રની ઉત્પત્તિ થાયછે તે કાલના નિયમ ઉપર લક્ષ ન આપવાથી મીઠાશને બદલે ફીકાશજ પેદા થવાની, ઇષ્ટ અસર તો નહિજ થવાની, ગમે તેવી સારી સુરાવટથી કોઈ રાગદારી ચાલી હોય તે જેમ સુર બગડવાથી બેસુર થાયછે, તેમ કાલ ઉપર ધ્યાન ન આપવાથી એ આખી રચના બેતાલ થઈ જાય છે, અને કશું રંજન કરી શકતી નથી, બધું ફીકું પડેછે.

તબલા, ડમરુ, મૃદંગ, સતાર, સારંગી, આદિ જે વાદ્ય છે તે કાલનો હીસાબ કરીને ગાયકને બરાબર રીતે તે હીસાબ ઉપર ચલાવવાનાં સાધન છે. જેમ વાદ્યમાંથી કાલનો હીસાબ કાઢી બતાવાય છે, તેમ નૃત્ય કરનાર પોતાના પગમાંથી એ કાલનો હીસાબ કાઢી બતાવેછે. ગીતને વાદ્ય અનુસરેછે અને વાદ્યને નૃત્ય અનુસરેછે તે વાત આ પ્રકારે ખરી ઠરેછે. કાલના હીસાબને અનુસરવાથી તાલ પેદા થાય છે. શાસ્ત્રની વાત એટલીજ છે કે અમુક રાગથી એટલે અમુક સ્વરસંયોગથી અમુક રસ જાગશે એ જાણીતું છે પણ પ્રયોગમાં કોઈ કરી શકતું નથી, તેમ અમુક તાલથી અમુક રચના થશે

માં વિદ્યાની પારનું જ્ઞાન આવ્યું છે કે નહિ, 'ચીન્યું' હશે તો તુરત 'આદેશ' એ શબ્દનું રહસ્ય સમજી સામો તેવોજ અનુભવસૂચક શબ્દ ઉચ્ચારશે, એવા આશયથી પિતાનું પ્રશ્ન છે. બ્રહ્મજ્ઞાન કોઈ વસ્તુ, પદાર્થ કે ચિન્હ નથી, વચનમાત્રથીજ, શબ્દમાત્રથીજ, સૂચન કરાય તેવું છે, એટલે પ્રતિવચન કેવું આવે છે તે જોવાજ પિતાનું પ્રશ્ન છે. આમ હોવાથી, પુત્રને, અતિશય સ્તબ્ધ છતાં પણ, 'ભગવન્! એ આદેશ કેવો છે?' એવા અતિ વિનીત નમ્રભાવથી, અજ્ઞાનનો સ્વીકાર કરી જ્ઞાનને પ્રાર્થતો જોઈ પિતા વીડક દૃષ્ટાંત- થીજ પુત્રને બોધ કરે છે. જેમ મૃત્તિકાનો સાક્ષાત્કાર થયો કે મૃત્તિકાની જે જે નામરૂપ છે તેનો પણ થયોજ, એમ એકજ્ઞાનથી સર્વજ્ઞાનનો એ આદેશ છે. એવાંજ સુવર્ણ, લોહ, આદિ દૃષ્ટાન્તથી પણ ચેતાવે છે. એટલાથી શિષ્યને બોધ થતો નથી, બહુ બહુ ભેદમય, નાનાત્વની જાલરૂપે વિસ્તરેલાં, શાસ્ત્રનો તેને પરિચય અને વિશ્વાસ છે; તેથી તેવાજ નાનાત્વરૂપ વાગ્વિસ્તારે કરી સૃષ્ટિનો ક્રમ કહે છે, અને તત્ત્વોનું એક એકમાં વિલય થવું સમજાવતે સમજાવતે નાનાત્વનો એકત્વમાં વિલોપ કરવાનું, નાનાત્વનો અધ્યા- રોપ કરી એકત્વે તેનો અપવાદ કરવાનું, શીખવે છે. પૃથ્વીથી અપ્, અપ્થી તેજ, તે- જથી સત્, એમ મૂલ શોધતે શોધતે સન્માત્રમાં સર્વ નાનાત્વને એકત્ર કરી આપે છે, અને એમ નાનાત્વમાત્રથી વિમુક્ત છતાં સર્વ નાનાત્વનું નિર્વાહક જે સત્ તેનું ભાન કરાવે છે. મન, વાણી, ઇંદ્રિય તેના જે જે નિયમો છે, તેનાં જે જે શાસ્ત્ર છે, તેનાં જે જે સત્ય છે, તેમાંનું એ સત્ કાંઈએ નથી, એ બધાંમાં જે સ્થૂલતા આરોપીને વસ્તુ વિચારાદિ દર્શાવાય છે તે સ્થૂલતાનો અપવાદ કરતાં જે અવશેષ રહે તે રૂપે એ સત્ મન, વાણી ઇંદ્રિય અને તેનાં કાર્ય એ સર્વે છે. આવો અભેદ જણાવવા સમષ્ટિગત અભેદ દર્શાવી, વ્યષ્ટિગત અભેદ દર્શાવે છે, ને પુરુષ જે વ્યષ્ટિચૈતન્ય તેની વાણીનો મનમાં, મનનો પ્રાણમાં, પ્રાણનો તેજમાં, તેજનો પરદેવતામાં વિલય દર્શાવે છે. અને છેવટ વ્યષ્ટિ સમષ્ટિનો અ- ભેદ અનુભવાવવા, 'આ વ્યષ્ટિરૂપ નાનાત્વ તે સમષ્ટિરૂપ સત્ છે, એમ કહેતાં શ્વેતકેતુને પ્રત્યક્ષ કરાવી દે છે કે એ જે મનોવાગતીત સત તેજ તું છે: तत्त्वमसि.

જેને ઇંદ્રિયો સ્પર્શી શકતી નથી, મન ગૃહી શકતું નથી, જે, કોઈ પદાર્થ કે કલ્પના નથી, જેને ગણાવી, હીસાબ કરાવી, ટાળો મેળવી, વ્યવહારના પ્રત્યક્ષને નિયમે પ્રત્યક્ષ કરાવી શકાતું નથી, એવું જે સર્વ છતાં કાંઈ નથી, વિરોધવાળું ભાસતે સતે અભેદમય છે, તેને મહાત્માઓ શિષ્યને કીયા પ્રકારથી સમજાવે? કોઈ ક્રિયા કે કલ્પના પણ આ સ્થાને ઉપયોગની નથી. શિષ્યનું હૃદય એટલા વિકાસને પામ્યું હોય, સર્વ નાનાત્વના પ્ર- કારોમાં તેનો સ્થૂલાંશ ત્યજતાં જે અવશેષ રહે છે તે એકરસ એકાકાર સમતાના સૂત્રને તે સમજતો હોય, તો તેવી દશાને મહાત્માઓ તત્, સર્વ અનુભવીઓના અનુભવમાં સુપ્રસિદ્ધ—"તે"—પેલું—એમ કહીને સૂચવે છે. અને એ એકાકાર, એકરસ, તત્‌ના પ્રત્યક્ષપ્રમાણની પ્રતીતિમાં त्वं જે શ્રવણ કરનાર વ્યક્તિ તેમાં રહેલા એ સૂત્રનું દ- ર્શન નિર્દેશે છે. આ પ્રકારે કોઈ બીજા પ્રમાણથી નહિ પણ શબ્દમાત્રથીજ, ચેતનાને તત્પર થએલી શિષ્યની ભાવનાને, એની રહેલી ગુરુની ધારના તુરતજ ચેતાવી દે છે, અને

શ્રોતાવક્તા પર્યંત સર્વ નાનાત્વનો અભેદ અનુભવાવી, પરમ સમતાનો આનંદમય નીતિમાર્ગ ઉપદેશે છે. આમ હોવાથીજ વેદાન્તશાસ્ત્ર શબ્દપ્રધાન શાસ્ત્ર છે, ઉપદેશક એ શાસ્ત્ર કરી શકતું નથી, માત્ર કોઇ સંજ્ઞાથી કરીને જે સર્વદશારહિત, ભાવગમ્ય, હૃદયરસ, છે, તેને સૂચવે છે.

નીતિ અર્થાત્ સારાપણા આદિની ભાવના બાંધીએ તો તે દર્શાવવાને પણ શબ્દ વિના બીજું સાધન નથી. નીતિ અનીતિ, સારું ખોટું, એનાં દૃષ્ટાંત જગતના વ્યવહારમાંથી આપી શકાય, પણ જે પરમનીતિમયતા કે સર્વથી ઉત્તમ સારાપણું તેની ભાવના, તેનાં દૃષ્ટાંત જગતમાં મળે નહિ. એ ભાવનાની ન્યૂનાધિકતા અનુસાર નીતિ અનીતિ આદિ વ્યવસ્થા કહેવાય છે. સર્વમાં મતે સર્વથી જુદી એવી એ ભાવના સર્વ પ્રવૃત્તિના મુખ્ય સાધ્યરૂપે સુવિચારી જનોની નિમંત્રી થઇ રહે છે, ભાવનામાં નાનાત્વ નથી તેનાથી નાનાત્વ છે. એમજ કોઇ પણ પદાર્થની ભાવના લેશો તો તે પણ વ્યવહારથી ન દર્શાવી શકાય તેની સ્થિતિમાં જડશે. આવી ભાવનાઓમાં વળી જે જે અભાવની ભાવનાઓ—અનીતિ, અસત્ય—આદિ છે તે પણ નીતિ, સત્ય આદિના ન્યૂનમાં ન્યૂન અંશના ભાવનીજ વાચક છે, ત્યારે વિરોધી ભાવનાઓ પણ વસ્તુતઃ એકજ ભાવનાનાં રૂપાંતર છે. એટલુંજ નથી, ભાવનામાત્રને જોઇશું, વિચારની, આચારની, પદાર્થની ગમે તેની ભાવના જોઇશું તો નામરૂપનો ભેદ સતે સર્વ ભાવનાનું તત્ત્વ એકનું એકજ સમજાશે. એવા એકરસનેજ વિવિધ ભાવનાના નામ કલ્પાયાં છે એમ અનુભવાશે. એવી જે ભાવગમ્ય એકરસ ભૂમિકા તે ભાવનાનો પ્રદેશ કહેવાય છે, એમાં વિચરવાથી રાગ દ્વેષ આદિ વિકલતા વિદૂર થયે, પરમ સમતાનો દૃઢ માર્ગ જડે છે, અને આનંદમાં કદાપિ વિક્ષેપ ઉપજતો નથી. જેટલી જેટલી વાર ભાવનાને મૂકી વ્યવહારમાં અવાય છે—જેમકે નીતિભાવનાને મૂકી નીતિવાન્ અનીતિવાન્ એવા શાહુ અને ચોર, ઘાત્ય અને ઘાતક, નિંદ્ય અને નિંદક—તેના વિચારની માયામાં પડાય છે—ત્યારે ભાવનામાં વિક્ષેપ લાગતાં ક્ષણિક નાનાત્વ થઇ રહે છે. સૂક્ષ્મદર્શીને તો ક્ષણાર્ધપતિત પરવારતાં પુનઃ સમતાનો આનંદ અવિચ્છિન્ન રહે છે. સંગીતમાં જેમ ગમે તેવાં તાન, પલટા, કોઇ સારો ગવૈયો લે પણ પરિણામે તાલના સમ ઉપર આવીને સર્વને આનંદ આપે તેમ જ્ઞાની પણ ગમે તેવા વ્યવહારમાં વિક્ષિપ્ત થઇ સમને કદાપિ ચૂકતો નથી. એમ શ્વેતકેતુને સંબંધે પણ, ગુરુ શિષ્ય એ ભાવ છતાં, સત્નો એકમય ભાવનામાં વિક્ષેપ થઇ, શિષ્યને એ ભાવનામય વિશ્વ તત્—શબ્દે કરીને કહેવાયું, અને પ્રત્યક્ષપ્રમાણમાં ત્વં—ને દર્શાવી, અભેદનો બોધ શબ્દમાત્રે કરી બતાવ્યો.

શબ્દથીજ મનુષ્યના વ્યવહારમાત્રનો નિર્વાહ છે, એટલે શબ્દશાસ્ત્રને સમજાવનારા વૈયાકરણો તથા સાહિત્યકારોએ પણ શબ્દનું આવું ભાવનામય તાત્પર્ય સમજાવવા પોતપોતાની પરિભાષા અનુસાર, યોજના કરી છે. વૈયાકરણો એમ માને છે કે કોઇ પણ શબ્દનો જે અર્થબોધ થાય છે તે, તે શબ્દના અક્ષરોમાં નથી, પણ અક્ષરોથી ભિન્ન એવી સ્ફોટ નામની શક્તિ સાથે અન્વય પામવાથી શબ્દો સાર્થ થાય છે. આ સ્ફોટને મીમાંસકો જાતિ કહે છે, અને શબ્દમાત્ર જાતિવાચક છે, વ્યક્તિનો તેમાં આક્ષેપથી બોધ છે એમ

કહે છે. નૈયાયિકો પણ જાતિને સ્વીકારી શબ્દમાત્ર જાતિવિશિષ્ટ વ્યક્તિના બોધક છે એમ કહે છે. સાહિત્યકારો તો શબ્દથી બોધેલા વાચ્યમાં તેમ વાચ્યથી અતિરિક્ત એવા લક્ષ્યમાં પણ કાવ્યત્વ માનતા નથી, કાવ્યનો આત્મા જે રસ તેની ઉત્પત્તિજ, તે શાબ્દવાળા વાચ્ય અને લક્ષ્યની પાર એવો, માત્ર સહૃદયોને જોતાવેત, તુરતજ, પ્રતીત થતો જે આનંદજનક ચમત્કારિક અર્થ છે, તેમાં માને છે. એને વ્યંજના અને ધ્વનિ કહે છે. એમ સ્ફોટ, જાતિ, ધ્વનિ અથવા રસ, એ બધાં સાક્ષાત્ શબ્દને મૂકી તેની પારના, ભાવનામય પ્રદેશને દર્શાવવાનાં નામ છે; અને વેદાન્તશાસ્ત્ર જે પ્રદેશને 'જ્ઞાન'—સંજ્ઞાથી બોધે છે, તેનુંજ એ નામો પણ સૂચન કરે છે. આ ઉપરથી સહજે સમજાશે કે तत्त्वमसि આદિ મહાવાક્યોના વિવેક કરવામાં, तत् અને त्वं એવાં પ્રથમાંત બે પદનો असि ક્રિયાપદથી અન્વય છે; એટલે તે બે પદનું એકાધિકરણ્ય, અભેદ, હોવો જોઇએ; એમ વૈયાકરણો કહે છે તેનું શું તાત્પર્ય છે. સાહિત્યકારો પોતાની પરિભાષા પ્રમાણે तत् ને त्वं નો વ્યાકરણાનુસાર કરતો અભેદ સમજાવવા યત્ન કરે છે; અને સર્વનાનાત્વરહિત तत् તથા નાનાત્વગર્ભ त्वं નો લક્ષણાથી અભેદ કરી આપે છે. એ અર્થે જહત્, અજહત્, તથા જહદજહદ્ અથવા ભાગત્યાગ લક્ષણાનો તે વિસ્તાર કરે છે. એ વિષય તો હોય પણ વેદાન્તના ગ્રંથમાંથી જોઈ શકાશે. પરંતુ અત્ર એ સર્વનું સૂચન કરવામાં કેટલાક હેતુ રહેલા છે. એક એ કે, શાસ્ત્રમાત્રની શાસ્ત્રના જ્યારે તે શાસ્ત્ર પોત પોતાના વિષયને છેક ભાવના પર્યંત લેઇ જાય ત્યારેજ થાય છે. વ્યાકરણ કે કાવ્ય કે ન્યાય કે મીમાંસા ગમે તે શાસ્ત્ર હોય, પદાર્થની કલાનું શાસ્ત્ર હોય, તો પણ તે તે વિષયની જે વ્યવહાર પારની ભાવના છે ત્યાંથી આરંભ કરી નિયમો રચવામાં, અને તે ભાવનાને સિદ્ધ કરવાનો યત્ન ગોઠવામાં, પ્રત્યેક શાસ્ત્રની શાસ્ત્રતા છે. એટલુંજ નથી, પણ જ્યાં શુદ્ધ ભાવનાના પ્રદેશનો સ્પર્શ થયો કે ભેદવાળાં એવાં પણ શાસ્ત્રમાત્રનો એ ભૂમિકામાં અભેદ સમજાય છે, અને એકના એક સત્‌ના બધાં નામ છે, તેનેજ સમજાવવા, અનુભવાવવા અનેક માર્ગ થયા છે, એવું અનુભવાય છે. तत्त्वमसि આદિ મહાવાક્યબોધિત જ્ઞાનનો સાક્ષાત્કાર ભાવનાની ભૂમિકામાં વિચરનાર જ્ઞાનીને થાય છે; કેવલ શબ્દમાત્રની ભૂમિકા જે જહતી ને અજહતી લક્ષણા આદિ પારિભાષિક વચનો તેના આડંબરમાં ભરાઇ રહેનારને એ સાક્ષાત્કાર થયો નથી કે થવાનો પણ નથી. એજ શુદ્ધ રસમય વેદાન્ત અને દુષ્ટ શુષ્ક વેદાન્ત વચ્ચેનો ફરક છે જે આ પ્રસંગે વાચકનાં લક્ષ ઉપર સહજે આવી શકે તેમ છે.

આવા ગાંભીર્યવાળું तत्त्वमसि એ મહાવાક્ય સાંભળી શ્વેતકેતુ આશ્ચર્ય પામી ગયો. અનેક વિદ્યાને જાણતો સતો, આ પરા વિદ્યાના ચમત્કારથી ચકિત થઇ ગયો. ત્રિપુટી વિના જ્ઞાન કેમ સંભવે એમ માની પિતાને કહ્યું 'ભગવન્! મને એ આદેશ પુનઃ સમજાવો.' પિતાએ મધુમક્ષિકા જે મધુ કરે છે તેનું દૃષ્ટાન્ત આપ્યું. અનેક વૃક્ષોના રસ લાવી મધુ કરે છે, મધુ થયા પછી હું અમુકનો રસ છું, એમ તે તે રસ જાણતા નથી;—એવોજ આ સત્‌ના અનુભવનો રસ છે. એમજ નદી અને સમુદ્ર, વૃક્ષ અને શાખા, આદિ દૃષ્ટાન્તથી સમજાવે છે; શ્વેતકેતુ તે દૃષ્ટાંતોમાંથી સ્થૂલતાનો

ગધ ત્યજી ભાવનાને ગ્રહી શકતો નથી, ત્યાર વટવૃક્ષનો ટેટો મગાવી, તેને ભગાવે છે ને તેમાથી જે દાણા નીકળે છે તેમાનો એક ભગાવે છે, ને પૂછે છે "આમા શુ દેખે ?" એ અણુમાંથી આખો મહાવટ વૃક્ષ છે તેમ અદશ્ય ભાવનામા સર્વ નાનાત્વનો વિસ્તાર છે એવુ ગ્રહણ ન થતા શ્વેતકેતુ અધિક પૂછે છે ને પિતા લવણને જલમા મૂકાવી તેના દૃષ્ટાન્તથી સમજાવે છે. છેવટ, કોઇ પુરુષને ગાધારમાથી આખે પાટા બાધી દૂર મૂકી જાય, ને ત્યા તેને કોઇ બુદ્ધિમાન પાટા કાઢી નાખી માર્ગ બતાવે જેથી પૂછતો પૂછતો તે સ્વદેશને પ્રાપ્ત કરે, એવો આ શબ્દગમ્ય આદેશ છે એમ કહે છે. સર્વથી અતે મરવા પડેલા મનુષ્યનુ દૃષ્ટાન્ત આપી કહે છે સગા સબધી આવી 'ભાઈ મને ઓળખે છે ?' એમ પૂછે છે, પણ જ્યા સુધી વાણી મનમા, મન પ્રાણમા, પ્રાણ પર દેવતામા, વિલીન થયા નથી ત્યા સુધી તે ઓળખે છે, પછી કાંઇ નથી. એમજ વાણી, મન, પ્રાણ, તેથી પણ પારની ભૂમિકા જે તત્ તેમા જ્યારે ત્વ નો વિલય થાય છે, ત્વ પોતાનુ સ્થાન વાણી, મન, પ્રાણ આદિ ભૂમિકાઓમા શોધતે શોધતે પર ભૂમિકામા, તત્ ની ભૂમિકામા જાયે છે, ત્યારે એકરસ-ત્વન અભેદનો પરમ આનદ ઉદય પામે છે. એ ભાવનામય તત્નો અનુભવ શબ્દમાત્રે કરાવી, એકથી સર્વ જ્ઞાનનો માર્ગ સૂચવી, તત્ત્વમસિ એ મહામત્રના બલથી, પિતાએ પુત્રને કુળફલ અત્રે કૃતાર્થ કરી, સર્વ વિદ્યા સાર્થક કરી આપી.

---

## ૩

## સ્વપ્ન.

### ( મળેલુ )

( અનુસધાન પૃષ્ઠ ૧૮૯ થી )

પરંતુ આ ભાન એવુ છે કે તેને થયેલ લાગણીને સપૂર્ણ રીતે ભેગજ ગ્રહણ કરી રાખી શકતુ નથી એટલી તેની શક્તિ નિર્બળ થઇ જાય છે અને તેવી સ્થિતિમા અન્ય સત્વો અને શક્તિઓ તેના ઉપર અસર કરવા અથવા સત્તા ચલાવવા સમર્થ થાય છે લોહીના ફરવામા અથવા પહોચવામા જોઈતા જથામા જરા પણ ફેરફાર થાય છે તો તેના કાર્યમા ભારી અનિયમિતપણુ થઇ જાય છે. અજીર્ણવિકારથી જે ખરાબ સ્વપ્ના આવે છે અને સુખે નિદ્રા આવતી નથી તે આ લોહીના વહનમા ફેરફાર થવાથી થાય છે જ્યારે નિદ્રા સુખે આવી જતા છતા પણ આ સ્થૂલનુ જે જાતિભાન-અગર તે ઘણુ થોડુ અને વિચિત્ર છે તો પણ-તે કેટલીક અજાયબ જેવી ખાસીયતો મતાવે છે તેનું કાર્ય ઘણે ભાગે સ્વચેષ્ટિત દેખાય છે અને તેનુ પરિણામ અસગત, અર્થરહિત અને અત્યત અવ્યવસ્થિત જોવામા આવે છે. કોઇ પણ વિચાર તેને સૂચવવામા આવે છે તો તે પોતે જે કોઇ સ્થલમા વિચરેલ હોય તેની સાથે જોડયા વિના તેને ગ્રહણ કરી શક્તુ નથી; એટલે એવી કોઇ પણ સૂચના અતરમા સ્ફુરિત થાય અથવા બહારથી સૂચવવામા આવે કે તુરત પોતે કોઈ દેશ કાળ સાથે તેને જોડી ચિત્ર ખડુ કરી દે છે એઇ વિચારનો માત્ર ભાવ દેખા-

નમાં રાખવા અથવા સ્મરણમાં રાખવાં તે અશક્ત છે. પણ એવું કાંઇ તેના ધ્યાન ઉપર આવે છે એટલે મન કલ્પિત ચિત્ર રચે છે અને તેનું દર્શન પોતે કરે છે. દૃષ્ટાંત લઇએ કે એવા રીતે નિદ્રામાં પડેલા એક માણસને કીર્તિનો વિચાર સૂચવો તો તેનું સ્થૂલ ભાન તત્કાલ તેની આગળ કીર્તિવાન્ મનુષ્યોનાં ચિત્ર ઊભાં કરી તેનું દર્શન કરાવશે. દ્વેષ અથવા તિરસ્કારનો વિચાર સૂચવતાં તત્કાલ તે માણસ પ્રતિ કોઇ પુરુષ જાણે દ્વેષ અથવા તિરસ્કાર કરતો હોય એવું દર્શન થશે. કોઇ સ્થલનો વિચાર સૂચવવામાં આવે છે કે તત્કાલ તે સ્થલે તે પોહોચે છે એવું લાગે છે. જાગ્રત્ અવસ્થામાં કોઇ ચીન અથવા જાપાનના મુલક સંબંધી વિચાર કરે છે તો તેના વિચાર માત્ર ત્યાં પોહોચે છે, પરંતુ સ્થૂલ શરીર તો જ્યાંનું ત્યાં સ્થિત છે એવું ભાન કાયમ રહે છે. સ્વપ્ન અવસ્થામાં એમ થતું નથી. તે અવસ્થામાં જીવાત્મા જે સંસ્કારોનો વિવેક કરે છે તે ત્યાં વર્તમાન નહિ હોવાથી ચીન અથવા જાપાનના સંબંધમાં જરા વિચાર સ્ફુરતાં તે દેશમાં જાણે પોતે હોય એમ ભાન થાય છે અને જે કાંઇ આસપાસની ખીના તે વિચારને લગતી હોય તેમાં પોતે નિમગ્ન થઇ જાય છે. આવા બનાવ સ્વપ્નામાં એકાએક અનેવાર વાર અનુભવવામાં આવે છે પણ તેથી નિદ્રાવશ થયેલ મનુષ્યને લેશમાત્ર આશ્ચર્ય લાગતું નથી. એ વાતનો ખુલાસો આપણે જે ઉપર સ્થૂલભાનના પૃથક્ અસ્તિત્વ વિષે કહી ગયા તેથી સંપૂર્ણ રીતે થાય છે; એ સ્થૂલ ભાનમાં આશ્ચર્યની લાગણી લાગે એવી તેની સ્થિતિ નથી. આ વાત અવલોકનથી અનુભવસિદ્ધ ઠરેલી છે. સ્થૂલ મગજ તેની પાસે જે જે વસ્તુનું દર્શન થાય છે તે માત્ર જુવે છે, પરંતુ તેના પૂર્વાપર સંબંધનો અથવા તે જે ગુણો પ્રદર્શિત કરે છે તે વાસ્તવિક છે કે નહિ તેનો વિવેક કરવાની તેનામાં શક્તિ નથી.

આવા અપૂર્ણ ભાનની સ્થિતિમાં પૂર્વાપર વિચારસંકલનાનો નિયમ જે કાર્ય કરે છે તેને લીધે પણ આશ્ચર્યકારક ગડબડાટ જોવામાં આવે છે. જાગ્રત અવસ્થામાં એ નિયમ ઉંડી અજાયબ રીતની ત્વરાથી કાર્ય કરે છે એ તો આપણને સારી રીતે પરિચિત છે. ઘણા કાલથી વિસ્મરણ થયેલી વાત, માત્ર એક સહજ ઓધાયેલા શબ્દથી, માત્ર કોઇ સુર કાને પડવાથી, કોઇ પુષ્પની સુગંધ આવવાથીજ પુનરપિ સ્ફુરી તેની સર્વ સંકલના સહિત તાજી થાય છે. નિદ્રાવશ થયેલ મગજમાં આ નિયમ તેવીજ રીતે કાર્ય કરવા તત્પર રહે છે, પરંતુ તે કાર્ય થવામાં તેટલી પરિપૂર્ણતા હોતી નથી. પ્રત્યેક વિચારસંકલના—પછી તે સૂક્ષ્મ ભાવનાની હોય કે સ્થૂલ ભાવનાની હોય પણ—તત્કાલ મૂર્તિમાન્ થાય છે. જાગ્રત અવસ્થામાં તે સંકલનાથી ઉત્પન્ન થતા વિચારો એક બીજાથી સંબંધ રાખતા હોય અથવા ન હોય તો પણ તે કાલના ક્રમ પ્રમાણે સ્ફુરે છે. પરંતુ નિદ્રા અવસ્થામાં તે એવડું સેળભેળ થઇ જાય છે કે તેમાં ઘણો ગડબડાટ જોવામાં આવે છે અને ઘણી વાર તેનો અંત આવતોજ નથી. કારણકે સહજ સંબંધ ધરાવતી વાત જરા પણ સ્મરણમાં આવતાં તે તરત તેમાં દાખલ થઇ જાય છે, અને તેનું ચિત્ર ખડું થઇ જાય છે તેને લીધે સઘળો ગુંચવારો થાય છે.

સ્થૂલ મગજમાં રહેલું ભાન ઉપર વર્ણવ્યું તેવું કાર્ય કરે છે. તેનો વિવેક કરવાની

પણ એ વિચારો તો અન્ય મનુષ્યોના છે અને તે પ્રત્યેક મનુષ્યની આસપાસ ભ્રમણ કર્યાં કરે છે. ગુપ્તવિદ્યાનાં વિદ્યાર્થીઓ તો સારી પેઠે સમજે છે કે વિચારો પણ વસ્તુરૂપ છે, કારણકે વિચારો ગ્રાહક પ્રકૃતિ ઉપર પોતાની છાપ પાડી શકે છે અને તેને લેઈ-કોઈક કાળ ટકે તેવું સત્ત્વ ઉત્પન્ન કરે છે. તેનું આયુષ્ એ વિચારને પ્રથમ જેટલે અંશે વેગ મળેલો હોય તે ઉપર આધાર રાખે છે. આવી રીતે જોતાં આપણે બીજાં મનુષ્યોના વિચારના સાગરમાં પડેલા છીએ, અને જાગતાં તેમજ નિદ્રામાં બીજાના વિચારો આપણા સુક્ષ્મ મગજ સમીપ વારંવાર આવ્યાં કરે છે. જ્યાં સુધી કોઈ મનુષ્ય પોતે વિચાર કર્યાં કરે છે અને આ મગજને કાર્ય કરાવ્યાં કરે છે ત્યાં સુધી બહારના વિચાર તેના ઉપર અસર કરવા બહુ સમર્થ થતા નથી. પણ તે વિચાર કરતું બંધ પડે છે કે તત્કાળ કોઈ પણ નિયમ વિના સમજ પડે નહિ તેવા વિચારોના સમૂહ તેમાં ધમે છે. ઘણા ખરા વિચારો તો તેનો કાંઈ અર્થ સમજવામાં આવ્યા વિના અને ધ્યાન પણ ખેંચ્યા વિના આગળ ચાલ્યા જાય છે. પણ વખતે કોઈ એવા આવે છે કે જે એ સૂક્ષ્મ-મગજને અનુકૂળ હોવાથી તેને જાગ્રત કરી કાર્ય કરવા પ્રેરે છે. એવો વિચાર, તે મગજ તત્કાળ ગ્રહણ કરી તેને વિસ્તારે છે અને જાણે તેનો પોતાનો હોય તેમ વર્તે છે. એ પ્રમાણે થાય છે એટલે તે વિચાર પોતાને અનુકૂલ વિચારો સર્જવે છે અને તેમ કરતા વિચારની સંકલના બંધાઈ જાય છે તે એટલે સુધી કે મૂળ વિચારનો તો પાછો પત્તો પણ મળતો નથી અને તેની પછી આવેલા વિચારો કાંઈ પ્રયોજન વિના ત્યાં રહી જાય છે અને વળી ચાલ્યા જાય છે. મનુષ્ય વર્ગનો ઘણો ભાગ જો પોતે પોતાના વિચારો ઉપર લક્ષપૂર્વક અવલોકન કરશે તો આ સ્થિતિમાં ઘણે ભાગે રહે છે એમ જણાયા વિના નહિ રહે. એવા વિચારો જે આવ જાવ કરે છે તે વાસ્તવિક જોઈશું તો તેના પોતાના નથી હોતા પણ બીજા લોકોના વિચાર તુટક તુટક છુટા પડેલા આવી તે રીતે ફરે છે. આમ થવાનું કારણ માત્ર એ છે કે સામાન્ય મનુષ્ય પોતાના વિચાર પોતાને સ્વાધીન રાખી શકતું નથી. અમુક વખતે પોતે શું વિચાર કરે છે અથવા અમુક વિચાર અમુક વખતે શા માટે આવે છે તે પોતે ચોકસ રીતે જાણી પણ શકતું નથી. કોઈ ચોકસ વિષય ઉપર વિચાર સ્થિર કરવાને બદલે તેવાં મનુષ્યો તેને ગમે તેમ દોડવા દે છે; અથવા વિચારશૂન્ય થઈ જાય છે તો તેમાં ગમે તેવો કોઈ વિચાર આવી બીજ નાખે છે એટલે તે ઉગી ફળે છે. આ સઘળાનું પરિણામ એવું આવે છે કે જીવાત્મા કોઈ પણ વિષય ઉપર ચિત્ત લગાડી તે સંબંધી એક સરખી રીતે વિચાર કરવા મથે છે તો પણ તેમ કરવા તે સમર્થ થતા નથી. જ્યાં એ પ્રમાણે વિચારવાનું શરૂ કરે છે કે તરતજ અનેક પ્રકારના અસંબદ્ધ વિચારો વગર તેડે અંદર ઘુમે છે અને તેને અટકાવવાની ટેવ મનને પડેલી નહિ હોવાથી તેને ખસેડવાનું અશક્ય થઈ પડે છે. એવાં મનુષ્યો એકાગ્રવૃત્તિ શું છે તે સમજતાં નથી; અને વૃત્તિનિગ્રહ કરી ચિત્ત સ્થિર કરવાની ખામી, મનની નિર્બલતા તથા ઇચ્છાના બલની ખામીને લીધે ગુપ્ત વિદ્યાના અભ્યાસના આરંભકાળમાં આગળ વધી શકતાં નથી. વળી જગત્‌ની વર્તમાન સ્થિતિમાં સારા કરતાં દુષ્ટ વિચારો આસ-પાસ ઉત્પન્ન થઈ ભ્રમણ કર્યા કરતા વિશેષ હોય છે એટલે તેને દૂર કરવા માટે સહજ પ્રયત્ન અને સંભાળ જરૂરના છે તે જો જાણી

રાખવામા આવે નહિ તો મનની નિર્બલતાને લીધે તેવા વિચારો માણસને ગમે તેમ આડે માર્ગે દોરી જાય છે. (આગળ ચાલુ)

---

## ૪

## અભ્યાસ.

(અનુસંધાન પૃષ્ઠ ૧૮૩ થી)

શમ, દમ, ઉપરમ અથવા ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન એને શમાદિષટ્સંપત્તિ કહે છે. વિવેકથી આત્મભાવનાનો અર્થ જાણી હૃદયવિસ્તાર અનુભવવાને માર્ગે ચઢેલું અંતઃકરણ, વિરાગથી સર્વ સ્થૂલભાવના મલનો ત્યાગ કરે છે, અને જે જે સ્થૂલ પરિચ્છેદથી સંકોચ, ભય, આદિ નીપજે છે તે કૃપણતામાંથી મુક્ત થઇ ઉદાર ભાવમા વળવા માંડે છે. એમ ભાવનાને પીછાનતા અને ભાવનામાં જવા યત્ન કરતા મનને મુખ્યઉપયોગ એકાગ્રતા અથવા વૃત્તિનિરોધનો છે. વિવેકથી જે ભાવનાનું ભાન થયું છે તેમાં જવા વિરાગથી યત્ન થાય છે, તેની સાથે તે ભાવના ઉપર વૃત્તિને એકાગ્ર રાખવાનો અભ્યાસ પણ સર્વથા અપેક્ષિત છે. આ એકાગ્રતાનો ભંગ કરનાર અંતઃકરણમાં રહેલા અનાદિ વિક્ષેપના સંસ્કારો છે. અનેક કર્મથી, અનેક વિચારથી, અનેક જન્મમાં, તે પ્રાપ્ત કરેલા છે. વિવેક વિરાગનો ઉદય થવાથી તે સંસ્કારો હવે પરિપક્વ થવા માંડયા છે અને ફલિત પણ થાય છે, જેથી સામાન્ય જનસમાજ કરતાં અધિક ઔપાધિક સુખ દુઃખના સપાટા આવે છે. પરંતુ તેમાં એ વૃત્તિને આંદોલિત ન થવા દેનાર સમતા અથવા આત્મભાવનાની ભૂમિકાનો દૃઢગ્રહ, તે સિદ્ધ થવાને અર્થે શમાદિષટ્સંપત્તિ કહી છે. એ સંપત્તિજ છે. સંપત્તિ એવું શાસ્ત્રમાં ભાવનાનું નામ છે, એક એક ભાવના ઉપજાવી તે તે ભાવનાને સિદ્ધ કરવી એ એક એક સંપત્તિ કહેવાય છે. અને વ્યાવહારિક અર્થ જે સમૃદ્ધિ તે પણ એ ભાવનારૂપ અર્થમાથીજ થયો છે, કેમકે પોતે ધારેલી વ્યાવહારિક પણ ભાવનાને સિદ્ધ કરનાર પરાક્રમી પુરુષનેજ સંપત્તિવાન્ કહેવાય છે.

વિવેક વિરાગથી સ્વસ્વરૂપને વિષે અભિરત અંતઃકરણને અનેક પ્રાક્તન સંસ્કારોતથ વૃત્તિઓ વિક્ષેપમાં નાખે છે. વિષયો, પદાર્થો, વિચારો, અનેક અનેક આકારે, અનેક અનેક પ્રકારે સાધકની દૃષ્ટિ આદિ ઇંદ્રિયોને, મન આદિ જ્ઞાનશક્તિઓને લોભન કરવા આવી મળે છે. તે તે વસ્તુ વિચારાદિમાં, વશે કે અવશે, પડયા વિના રહેવાતું નથી; તથાપિ સાધનસંપન્ન સાધકની એવી રીતિ છે કે સર્વ ભોગ્યમાંથી તે ભોગના તત્ત્વમાત્રનાજ ભોક્તા થવું. ભોગ્ય એવાં પદાર્થવિચારાદિમાં જે જે સંકોચ, ભય, ક્ષણિકતા, નશ્વરતા, આદિ અનિત્ય અંશો છે તેનો વિવેક કરીને, તેથી નિર્વેદ ઉપજતાં, તે ઉપર દુર્લક્ષ કરવું, અને એ ભોગ્યમાત્રનો પરિચ્છેદ—રહિત જે ભાવના તેમાં વિરમવું; વેદાન્તીઓ અધિષ્ઠાનનો સાક્ષાત્કાર પામવો એમ કહે છે તે કરવું; એવો સાધકનો માર્ગ છે. એક સ્થૂલમાં સ્થૂલ દૃષ્ટાંત લઇએ. તમને ઘણી વાર આશ્ચર્ય લાગતું હશે કે સુરદાસ, તુલસીદાસ આદિ ભક્તો મહા-

સ્ત્રીલંપટ સંતે હરિભક્ત કેમ થઇ ગયા? વિષયાસક્ત મન જેને વ્યવહારમાં અતિ તુચ્છ કહ્યું છે તે પ્રભુને પ્રિય કેમ થયું? સ્ત્રીના ઉપર આસક્ત મૂઢમાં મૂઢ પુરુષ પણ, સ્ત્રીના શરીર કરતાં પોતાની આસક્તિને જુદી પાડી શકે છે એ તો સુપ્રસિદ્ધ છે. એમ ન થતું હોય તો વિરહ થતાં ગ્લાનિ થવી ન જોઇએ, રાતી દિવસ પોતાના પ્રિયશરીર પાસે નિર્ગમન કરવાની લાલસા રહેવી ન જોઇએ. આ વાત સત્ય હોય તો એટલું સિદ્ધ થાય છે કે ચર્મસ્પર્શના સ્થૂલ ભોગ કરતાં અસ્થૂલ અને કેવલ ભાવનાગમ્ય એવી કોઈ આસક્તિને, મહા લંપટમાં લંપટ પશુતુલ્ય મનુષ્ય, થોડે અંશે પણ, સમજે તો છે એજ લંપટનો વ્યવહાર ભાવે વ્યવહારમાં અતિ નિંદ્ય ગણાતો હોય, પરંતુ સ્થૂલ કરતાં અધિક એવી જે ભાવના એની લંપટતાનો પણ નિર્વાહ કરી રહી છે, તે જો એનામાં દેખાતી હોય, તો ઉપદેશમાત્રજ તેને અવશેષ છે. તે પરમજ્ઞાનના માર્ગ આગળ ઉભો છે, તેને એ માર્ગમાં લઇજનાર કોઇ ચતુર દૈશિક જોઇએ. લંપટ સ્ત્રી પુરુષોને નિંદા, તિરસ્કાર, મારકૂટ, આદિથી વશ રાખનાર તેમનાં ગુરુ ન થઇ શકતાં શત્રુ થાય છે; પણ જે ભાવના તેવા દુરાચારીને પણ, અજાણપણાને લીધે એ દુરાચારમા રાખી રહી છે, તે ભાવનાના પરમ સ્વરૂપ ઉપર તેમની દૃષ્ટિ કોઇ યુક્તિ પ્રયુક્તિથી લાવી શકે, પ્રિય શરીરથી ભિન્ન કરીને ભાવનાનો પ્રત્યક્ષ માર્ગ દર્શાવી શકે, તો એવા મનુષ્યો સહજે સ્થૂલનો ત્યાગ કરી, ભાવનાની ભૂમિકામાં વિહરે છે, અને અભેદની ભાવનાનુ શ્રવણ થતા ભક્ત, જ્ઞાની, આદિ થઇ શકે છે. તુલસીદાસાદિને તો પોતાની અતિપ્રિય અંગનાઓજ તેવી ઉપદેશ આપનારી થઇ છે. વાસિષ્ઠમાં કહ્યું છે કે વિષયલંપટ વ્યભિચારિણીને જેમ ગૃહકૃત્ય કે પતિસંભોગ કરતે સતે પણ પોતાના જારનું વિસ્મરણ થતુ નથી, તેમ સાધનસંપન્નને વિવેકથી મળેલી આત્મભાવનાની ભૂમિકાનું ગમે તે વ્યવહારમા સતે પણ વિસ્મરણ થતુ નથી. આ પ્રકારે વિષયમાત્રનું સમજવાનું છે.' વિષયસમૂહથી આ પ્રકારે, વિરક્ત રહેવું અને વારંવાર તે તે વિષયની દોષદૃષ્ટિ રાખી વૃત્તિને પરિચ્છેદ પૌરની જે વિવેકલબ્ધ આત્મભાવનાની ભૂમિકા તેમાંથી ચળવા નહિ દેવી તેને મહાત્માઓ શમ એવા નામથી જાણે છે, કેમકે એમ થવાથી વિક્ષેપમાત્ર શમી જાય છે. વૃત્તિનિરોધનો નિત્ય પ્રાતઃકાલ શુદ્ધ થઇ અભ્યાસ કરનારને, નિરોધના સંસ્કારની વૃદ્ધિ થતા વિક્ષેપના સંસ્કાર ક્ષીણ થાય છે. પરંતુ એવા અભ્યાસને સમયે પ્રત્યક્ષ થતા અનેક વિચારમા કે તે પછીના વ્યાવહારિક પ્રસંગમા પણ ભાવનાની ભૂમિકાને દૃષ્ટિ બહાર ન જવા દેવી એવો જે દૃઢ આગ્રહ તે શમ કહેવાય છે. આવી રીતે શમના માર્ગમાં વિચરનારને ઉગ્ર અને દીર્ઘકાલ ટકે તેવાં રાગદ્વેષ થતાં નથી, એટલાજ માટે તે પુરુષને શાન્ત કહે છે, અને શાન્તિની સર્વત્ર મહત્તા કહેવાય છે. આત્મભાવનાની અભેદભૂમિકામા નાનાત્વ અને વિગ્રહ હોજ નહિ એટલે ગોકક્રોધાદિથી ક્ષુબ્ધ થયેલાને પણ આપણે એમ કહીએ છીએ કે 'શાન્ત થાઓ' ત્યાં એ તેને એકરસ અભેદ ભૂમિકાનુ ભાન કરી, ક્ષોભના કારણરૂપ નાનાત્વને વીસારે પાડો એટેલીજ પ્રાર્થના આપણે કરીએ છીએ.

આવા પ્રકારના શમની આન્તિક સિદ્ધિને અર્થે દમ એ નામનું સાધન કહેલુ છે શરીર મન્ત્રી કરીને ભાવનાની ભૂમિકામાં વૃત્તિ સ્થિર કરવાનો આયાસ ઘણા પણ ઇન્દ્રિયગ્રામ,વ-

ણો બળવાન્ થઇ, મહા વાયુ જેમ નાવને તાણી જાય તેમ, અંતઃકરણને તાણી જાય છે. ઋષીઓ કહે છે કે વૃત્તિનિરોધ સારી રીતે ન થઈ શકે તો શરીરનો નિરોધ તત્કાલ; મન જાય તો જવા દે, પણ શરીરને જવા ન દે. વિષયભોગ આદિમાં વૃત્તિ દોડે, પણ શરીર ઇંદ્રિય આદિક વ્યાપાર ન કરે તો તે વૃત્તિ પ્રત્યાઘાત પામી એની મેળે ક્ષીણ થઇ જાય. રામથી જેને ભાવનાની ભૂમિકા ઉપર ટકવાનો અભ્યાસ છે તેને, બહેકી ગયેલી વૃત્તિ, ઇંદ્રિયોને તે વશ રાખે તો કશું કરી શકતી નથી. વૃત્તિ ગમે ત્યાં ગઇ, પણ ઇંદ્રિય જે બાહ્ય સાધન તે વશ છે ને વ્યાપાર કરતી નથી, એટલે વૃત્તિ તુરતજ ભાવનારૂપ અધિષ્ઠાનમાં પાછી પડી શાન્ત થવાની. (આગળ ચાલુ)

---

## ૫

## કર્મ.

(ગજેલું)

(અનુસંધાન પૃષ્ઠ ૧૮૯ થી)

પ્રજાના સમૂહ કરતાં કુટુંબનો સમૂહ બહુ નાનો છે. એટલે તેમાં જે સુખ દુઃખ ભોગવવાને કર્મની અનુકૂલતા પ્રમાણે પૃથક્ પૃથક્ જીવને અવતરવાનું આકર્ષણ થાય છે. એક અવતારમાં જે જે જીવોની સાથે નિકટ પ્રીતિની ગાઠો બંધાય છે તેને અનુસરી તે જીવો પુનરપિ એક કુટુંબનાં સબંધીઓ થઇ અવતરે છે. કોઇ કોઇ વખતે બે જીવનો સંબંધ એટલો બધો ઘટ્ટ થઇ જાય છે કે વારવાર સાથે ને સાથે એકના એક કુટુંબમાં જન્મ ધારણ કરે છે. ઘણી વાર એમ બને છે કે એક કુંટુબનાં પૃથક્ પૃથક્ મનુષ્યો ભિન્ન ભિન્ન કર્મને આધીન થઇ દેવલોક–દેવસ્થાન (સ્વર્ગલોક)માં ઓછો વધતો કાલ નિર્ગમન કરે છે તેને લીધે તેમાંના કેટલાકનો અવતાર થઇ જાય છે, ત્યાર પછી એકઠા આવી મળે છે. વિશેષે કરી એવો નિયમ છે કે કુટુંબના જે જે માણસોના ઉચ્ચવૃત્તિઓ સમાન હોય છે તેઓ વારવાર સાથે જન્મ પામી એકઠા થાય છે. ઉપર જે એમ કહેવામાં આવ્યું છે કે કોઇ પ્રજાનાં સમગ્ર કર્મ ભોગવતા તેમાના પૃથક્ જીવને વખતે પાકકાલ પહેલા કોઇ કર્મ સૌની સાથેની આફત ભેગા ભોગવવા પડે છે તે વાત કુટુંબને પણ લાગુ પડે છે. કર્મની અમુક સંકલનાને લીધે કુટુંબનો સાવ પ્રત્યેક જીવને પણ કુટુંબનાં સમગ્ર કર્મને આધીન થઇ સુખદુઃખ ભોગવવાં પડે છે, જે ભોગવવાને માટે તેનો સંચિત કર્મનો પાકકાલ થવાને હજી વાર હોય છે. એ પ્રમાણે થવાથી ક્ષણભંગુર દેહને જે અકાલ દુઃખ ભોગવવું પડે [illegible]તેનો બદલો કામથીક અથવા દેવસ્થાન– સ્વર્ગલોકમાં પ્રાપ્ત થાય છે.

સમષ્[illegible]નો વિષય એટલો બધો વિસ્તારવાળો છે કે તેને સંબંધે જેટલું વિવેચન કરવું [illegible] ઉદ્દેશ્યો કરવાનું જેમ કઠિન છે તેમ તે વિષયનું યથાસ્થિત વર્ણન પણ કરવું કઠિન છે [illegible] તેટલ[illegible] કે સંપૂર્ણ સમજ આપવા [illegible] આવી નથી. આ સ્થલે મુખ્ય નેકાર હકીકત જણાવી છે તેથી [illegible] કારણકે તેના[illegible] સારરૂપ કાઇક ધ્યાન ઉપર આવી શકે છે. આર્યાવિદ્યા ઉ-

પર અનુમાન બાંધી. વિવેચન કરવું એ વાસ્તવિક નથી એટલે તેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા ચિરકાલ પર્યંત અવલોકન અને અભ્યાસ કરવો જોઇએ અને યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરી પેથી જુદા જુદા જીવનાં કર્મનો પૂર્વાપર સંબંધ શોધી કાઢવો જોઇએ ત્યારેજ યોગ્ય વાત સમજવામાં આવી શકે. તેમ છતાં આ સમગ્ર કર્મના પ્રકાર સંબંધે એક વાત અન્દશ્ય કહી લેવા જેવી છે. અમુક સમૂહના વિચાર કૃતિ અને બાહ્ય સ્વભાવનું દર્શન—એ બંને વિષે મેડમ બ્લાવાટસ્કી લખે છે કે એરીસ્ટોટલે પ્લેટોને અનુસરી મહાભૂતનો અર્થ એવો સમજાવ્યો છે કે તે સ્થૂલરહિત તત્ત્વો છે અને આ બ્રહ્માંડના ચાર વિભાગ ઉપર સત્તા ચલાવવા પ્રત્યેક વિભાગમાં એક એકને સ્થાપેલાં છે. આવી રીતે ખ્રિસ્તિ પણ મૂર્તિપુજકની પેઠેજ મહાભૂતો તેમજ દિશાઓની સ્તુતિ અને પૂજન કરે છે એમ નથી પણ તેઓ તેના અધિષ્ઠાતા દેવતાને પૂજે છે. ખ્રિસ્તિ ધર્મમાં બે પ્રકારના સૂક્ષ્મ જીવો માને છે; દેવતા અને ભૂતો. કેબેલીસ્ટ અને ગુપ્તવિદ્યાના જ્ઞાનીઓ એકજ વર્ગમાં તેઓને ગણે છે. તેઓની દૃષ્ટિએ ભૂત દેવતા અને દિવ્ય દેવતાઓ વચ્ચે કાંઇ ભિન્નતા નથી. રોમન કેથોલિક પંથવાળા પોતે પણ એ ભૂત દેવતાનું કોઇ અન્ય નામાભિધાન કરવામાં આવે છે કે તત્કાલ દિવ્ય દેવતાની પંક્તિમાં તેને ગણવા માંડે છે. મનુષ્ય પૃથક્ પૃથક્ તેમજ તેના મોટા મોટા સમૂહ જે કાંઇ સુખ દુઃખ ભોગવે છે તે ઇશ્વરની આજ્ઞાથી વા દેવતાઓમાંથી કોઇની સત્તાથી બને છે એમ માનવું જ નહિ. એ ભોગ પોતપોતાના કર્મનાં ફલ છે. આપણે અનેક પ્રકારે બીજ વાવીએ છીએ તેના પરિણામે આકાશી સૃષ્ટિમાં અનુકૂલ શક્તિઓ જાગ્રત્ થાય છે અને લોહચુંબકની પેઠે આકર્ષય છે. તે આકર્ષણશક્તિ એટલી બલવતી છે કે કોઇ તેને અટકાવી શકતું નથી. એ શક્તિનો તે બીજ વાવનાર પ્રતિ પ્રત્યાઘાત થાય છે. એ ફલ સંબંધે અશુભ કર્મ કર્યું હોય વા તે કરવા વિચાર્યું હોય તો પણ સરખુંજ છે. કારણકે વિચાર પણ એક પ્રકારે સ્થૂલ પ્રકૃતિ છે અને વર્તમાન કાલની વિદ્યાઓ પણ એમજ કહે છે. જેવન્સ અને બેબેજ નામના જડપદાર્થશાસ્ત્રવેત્તા "વિદ્યાશાસ્ત્રમાં મૂળ તત્ત્વ" નામના તેઓના પુસ્તકમાં સર્વ લોકોને જણાવે છે કે સ્થૂલ પ્રકૃતિનું અસ્તિત્વ છે તેનાં પ્રત્યેક રજકણ પૂર્વે જે કાંઇ બની ગયેલ છે તેનો નોંધ છે. આધુનિક જડપદાર્થશાસ્ત્રવેત્તાઓ દિન પ્રતિદિન ગુપ્તવિદ્યાના વમલમાં તણાતા આવે છે એ વાતનું તેઓને ભાન થતું નથી પરંતુ તેઓની સમજ તો તેવીજ થતી આવે છે.

જ્યારે મલિન અને નાશકારક વૃત્તિવાળાં વિચાર-રૂપ ઉત્પન્ન થાય છે અને જ્યારે સૂક્ષ્મ ભૂમિકા ઉપર તેઓ જથાબંધ એકઠાં થાય છે ત્યારે તેઓનું બલ સ્થૂલ ભૂમિકા ઉપર ઉતરે છે અને તેથી લડાઇઓ, રાજ્ય પાલટા, લોકોની અંદર અંદરની લડાઇઓ અને એવા પ્રકારના ફીસાદો ઉઠે છે. એ સમગ્ર કર્મનાં ફલ તેના મૂલ બિજ રોપનારને આપે છે અને ચોફેર પાયમાલ કરે છે. એવી રીતે મનુષ્ય એકંદર જોતાં પણ સમૂહનાં પ્રારબ્ધ બાંધનાર એકજ છે, કારણકે તેની પોતાની સૃષ્ટિ પોતાનાં કર્મ પ્રમાણે બંધાય છે.

(આવતામાં સમાપ્ત)

---

૩

શુહ.

૨

## સામાજિક સુખ.

( મળેલું )

( અનુસંધાન પૃષ્ટ ૧૬૬ થી )

પરંતુ વૈદ્યશાસ્ત્રમાં એક વર્ગના શોધો એવા છે કે તેને ઉપરની નિરાશાજનક ટીકા લાગુ પડતી નથી, કારણ કે તેઓ વ્યક્તિની તંદુરસ્તી રાખે અને તેમનું આયુષ્ દીર્ઘ કરે એવા છે તોપણ, તે ઉપરથી તેમની કીંમત નથી થતી. તેઓ દુઃખનું જાતેજ નિવારણ કરે છે, કે નાશ કરે છે. આ પ્રમાણે ફક્ત રોગશામક ઉપચારો કરતાં દુઃખના જ્ઞાનને નષ્ટ કરનાર શાસ્ત્ર તદન જુદીજ સ્થિતિ ધરાવે છે, અને તેનાથી દુઃખ ઘટી સાર્વત્રિક સુખ વધે છે, કે કેમ તેનો ખાસ જુદો વિચાર ચલાવવાની જરૂર છે. જ્યારે કોઇ માણસને અતિશય પીડા થતી હોય, ને ક્લોરોફોર્મ સુંઘી ને તે પીડામાંથી બચે છે, ત્યારે તેના દુઃખનું નિવારણ અગર કમતી થયું, બીજા કોઇના સુખનો કિંચિત્ પણ ભોગ લઇને નથી થયું, તેમજ એક માણસનું દુઃખ જે ઔષધે ઓછું કર્યું, તેજ ઔષધ બીજાનું દુઃખ વધારે એમ પણ ધારી શકાય નહિ. પરંતુ દુઃખને ઢાંકનાર ઉપચારોનું શાસ્ત્ર જો વ્યક્તિ વ્યક્તિનું જીવન દીર્ઘ કરી તેમની હાલત સુધારતું હોય તો તો બીજા ઉપચારો કરતાં તેનાથી વધારે સુખ ઉત્પન્ન થશે નહિ; પરંતુ મનુષ્ય જાતને દુઃખમાંથી છોડવે છે તેટલે અંશે તેઓ મનુષ્ય જાતના સુખમાં વૃદ્ધિ કરનાર સ્પષ્ટ રીતે છેજ. પરંતુ આ શાસ્ત્રને આધારે જે દુઃખનું ભાન થતું નથી, તે દુઃખના કરતાં વધારે દુઃખદાયક પરિણામો પાછળથી જો તેના ઉપચારથી ન થતા હોય તો તો તેના શોધકને સામાજિક સુખની વૃદ્ધિ કરનાર તરીકે ગણી શકાય. આનાથી વિરુદ્ધમાં ફક્ત એટલુંજ બોલવાનું છે કે કેટલાક લોકો આ ઔષધોનો અતિમર્યાદ ઉપયોગ કરીને પોતાનું શરીર ખરાબ કરે છે, અને જીંદગી ટુંકી કરે છે. આ વાત કદાચ થોડે કે ઓછે અંશે, આલ્કોહોલને પણ લાગુ પડે છે. પરંતુ જો ખાત્રીબંધ પુરવાર થયું હોય કે—સીતળા, ક્વીનાઇન અને જે બીજા, બધા રોગના ઉપચારો કે પ્રતિબંધકો શોધી કાઢવામાં આવ્યા છે તેથી મનુષ્ય જાતની શારીરિક સ્થિતિ સુધારવામાં કંઇ દેખીતી અસર નથી, તો તે પરથી એમ અનુમાન નીકળે કે રોગોત્પાદક વસ્તુઓના ઉપયોગથી અમુક માણસને ગમે તેટલું નુકસાન થઈ પડે તોપણ તેથી સામાન્ય રીતે સઘળાઓની તંદુરસ્તી તથા સુખ હંમેશ માટે ઘટી ન શકે. જો કે આલ્કોહોલની માફક પ્રથમ દાખલ થતી વખતે આનાથી મરણની સંખ્યા વધે, તો પણ વખત જાય તેમ, તથા તેમનાથી દૂર રહેવાની જેમનામાં દૃઢતા ન હોય અથવા વગર નુકસાને વાપરી શકે એવાં તંદુરસ્ત શરીર ન હોય, તેઓ કુદરતી ચુંટણીના નિયમે મરી પરવારે, તેમ તેમ આ ઉપચારો મરણની સંખ્યા ઉપર, નોર્વેની અતિશય ટાઢ કે મધ્યઆફ્રિકાના અતિશય તાપ કરતાં, વધારે ખરાબ અસર નહિ કરે. તેથી રોગ હણ-

વામાં એ ઉપચારોની સારી અસર, મનુષ્યજાતની હાલત અને સુખ ઉપર થતી સામાન્ય નિયમની ખરાબ અસરોથી ખરેખર દબાઇ જતી નથી.

દુઃખનું ભાન ઢાંકનાર આ શાસ્ત્રના વિચારમાંથી સ્વભાવિક રીતેજ તાત્કાલિક મૃત્યુના ઉપચારને મનુષ્યના સુખોત્પાદક સાધન તરીકે ગણવામાં ડાહાપણ છે કે નહિ, તેનો વિચાર સૂજે છે. 'તાત્કાલિક મૃત્યુનું ઔષધ' એ પરિભાષા બે અર્થે વપરાઇ છે, તે બંને અર્થમ તેની સુખવાહક અસરોની ગણત્રી થવી ઘટે છે. બેકન પોતાના જ્ઞાનોદય ગ્રંથમાં આ ઔષધની ભલામણ કરે છે, અને તેનો અર્થ—મરણદુઃખની શિથિલતા કે ધ્વંસ—એવો કરે છે. તે લખે છે કે, "વૈદનું કામ ફક્ત તંદુરસ્તી સારી કરવી એટલુંજ નહિ, પણ દુઃખ અને પરિતાપ ઓછાં કરવાં એ પણ છે." તેમજ વળી આ ઓછાં કરવાં તે રોગની શાંતિ કરવાને અર્થેજ નહિ, પણ આ જગતમાંથી પ્રયાણ સરલ અને સહેલું કરવા માટે પણ ઓછાં કરવાં, એમ હું માનુંછું—કારણ કે આ સુખ કંઇ નાનું સુખ ગણાય નહિ. આવા સુખદાયક ઉપચારની ઓગસ્ટસ સીઝર હમેશ ઇચ્છા કરતો; અને એન્ટોનીયસ પાયસના મૃત્યુના સંબંધે આની ખાસ નોંધ લેવાઇ છે. તેનું મૃત્યુ સુખી અને આનંદી સ્વપ્નના જેવુંજ થયું હતું. એવુંજ એપિક્યુરસ માટે પણ લખાયું છે કે તેનો રોગ પ્રાણાંતક કહેવાઇ ચુકયા પછી તેણે મદ્યના અતિશય પાન વડે પોતાનું પેટ અને ઇંદ્રિયો પુરી દીધાં; તે ઉપરથી એવો લેખ લખાયો કેઃ-

"તે એટલો નિશામાં ચકચૂર હતો કે તેને નરકકુંડની દુર્ગંધ માલમ પડે તેમ ન હતું."

પરંતુ આથી ઉલટું, રોગ અસાધ્ય માલમ પડયા પછી, રોગીની પાસે ઉભા રહેતાં વૈદો અચકાય છે તથા અધર્મ માને છે; પરંતુ મારા વિચારમાં તો તેઓએ મૃત્યુનો રસ્તો સરલ કરવા તથા તેનાં દુઃખ અને નાસ ઓછાં કરવા માટે બુદ્ધિમાન પુરૂષોની સલાહ સાથે, સારવાર કરવી જોઈએ. બેશક તાત્કાલિક મૃત્યુના ઉપચાર આવા હેતુથી તો સુખવાદીની દૃષ્ટિએ દરેક રીતે ઇષ્ટ છે. વૈદો રોગોચ્છેદક કે બીજા ઉપચારોથી મૃત્યુનું દુઃખ ઓછું કરી શકયા છે, તેટલે અંશે તો મનુષ્ય જાતના સુખમાં તેઓએ સ્પષ્ટ રીતે વૃદ્ધિ કરી છે. ફક્ત જ્યારે દુઃખના કમતી થવાથી, વગર ઉપચારે મરી ગયાં હોત તેવાં, પણ ખરાબ હાલતમાં જીવન લંબાવવા પામે, ત્યારે તેની સુખોત્પાદક અસર સંશયાત્મક કહેવાય.

પરંતુ કેટલાક લોકો બેકન કરતાં પણ આગળ વધ્યા છે, અને તાત્કાલિક મૃત્યુના નામે, એવી ભલામણ કરે છે કે—મરણ દુઃખદ અને અસાધ્ય હોય તો, પ્રાણને વગર દુઃખે વિસર્જન કરાવવો! તેઓ એવી દલીલ લાવે છે કે કોઇ માણસ અમુક અસાધ્ય રોગ નીચે એવો કચરાઇ રહેલો હોય કે તેના જીવવાથી પોતે તથા બીજાં હમેશ દુઃખ સહેતાં હોય, ત્યારે તેને દુઃખ મુક્ત કરવો, એ સુખના લાભમાં તેને માટે બેહેતર છે. બેશક તે ભોગવનારને તો લાભ છેજ; અને જો તેને મનુષ્યના હાથે નહિ, પણ કોઇ બીજા સાધન વડે અગર દુઃખે પ્રાણ મુક્ત કરાય તો તેને જે લાભ થાય, તેથી બીજા

રાજાએ ન્યાય કેવે માર્ગે આપવો, રાજધર્મ કેવા છે, વ્યવહારમાં પણ રાજાએ ધર્મસંરક્ષણને અર્થે શું શું કરવું, એ બધું બ્રાહ્મણોની સભાને હાથ રહેતું. બ્રાહ્મણ પેજ મંત્રીનો શાસક હતો. આવી વ્યવસ્થાને બ્રાહ્મણોનો સ્વાર્થ ગણીને કેટલાક હસી કાઢે છે, પણ તેમ કરવા જેવું લાગતું નથી.

આપણને ધર્મની આવશ્યકતા દર્શાવવા અનેક કારણો કહેવામાં આવે છે, પણ ખરું કારણ એ છે કે જગતની સામાન્ય આપ-લેમાં જે રાગદ્વેષમય જીવન ગુંથાય છે, કલેશ અને વિખવાદમાં જે અનવધિ દુઃખ વિસ્તરે છે, તેમાંથી મનુષ્યને મુક્ત રાખી તેની પારના ભવ્ય જીવનનાં શક્તિ અને સુખ સર્વદા દૃષ્ટિ આગળ રાખનાર ધર્મ છે. ધૃ એટલે ધારણ કરવારૂપ અર્થની ધર્મશબ્દની વ્યુત્પત્તિ દર્શાવી, મનુષ્યને ધારણ કરનાર તે ધર્મ-એમ કહેવાય છે, પણ પ્રાકૃત એવું વ્યાવહારિક જીવન તેમાં રગદોળાવા ન દેતાં તેની પાર માણસને ધારણ કરી રાખનાર તે ધર્મ એમજ આપણે સમજવાનું છે. ધર્મજ આપણને સત્ય, ન્યાય, દયા, પ્રેમ આદિ સર્વ શુભ ભાવનાઓ આપે છે. એવી ભાવનાઓ અસાધ્ય અને અશક્ય જેવી લાગે છે, હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી થવાનું કે રામ જેવા ન્યાયી થવાનું એક કલ્પનામાત્રજ જણાય છે, તથાપિ એટલું તો સર્વ કોઇ સ્વીકારશે કે એવી અશક્ય અને અસાધ્ય પણ ભાવનાઓ મનુષ્યની દૃષ્ટિ આગળ ન હોત તો આજ તેની અધમતાનો પાર રહ્યો હોત નહિ, પશુઓના અને મનુષ્યના જીવનની મારામારીનો અવધિજ આવ્યો હોત નહિ. પક્ષપાત અને લાંચ લેવાથી ન્યાયના પવિત્ર નામને અપવિત્ર કરનારો આખો સંસાર છે, પણ ન્યાયની વ્યવહારાતીત ભાવના આપણી દૃષ્ટિમાં ન હોત તો આપણે શુદ્ધ ન્યાયે પહોંચવાને ભાગ્યેજ યત્નવાન્ થાત. મનુષ્યજીવનમાં જે સંકોચ અને કૃપણતા સ્વાર્થ એ નામથી ઓળખાય છે તેમાંથી છૂટી દાન, દયા, દીનતાનો માર્ગ મનુષ્યોને તે તે ભાવના વિના કદાપિ હાથ આવત નહિ. ઘણાક ધર્મોએ સ્વર્ગ નરકની બિભીષિકાથી, ઘણાકે કયામતની ધાસ્તીથી, ઘણાકે કર્મના વિસ્તરેથી, ઘણાકે ઇશ્વરના કોપના સંભવથી, આવી ઊર્જિતકારક ભાવનાઓને મનુષ્યની દૃષ્ટિ આગળ રાખવા યત્ન કરેલા છે. પણ એ સર્વેથી એટલુંજ સિદ્ધ થાય છે કે મનુષ્યને પ્રાકૃત જીવનની પારનું સુખમય, શાન્ત, ન્યાયી, જીવન ભોગવવાનો માર્ગ બતાવનાર ધર્મજ છે. ગમે તે વ્યવહાર લેખએ પણ તે સ્થૂલ વ્યવહારની પાર કોઇ ભાવના હોવાનીજ. કારીગર ઘાટ ઘડે કે ચોર ચોરી કરે તેના મનમાં પણ અમુક આકારની, અમુક સુખની ભાવના ખરીજ. ભાવના જેમ ઉન્નત, સંકોચની પારના જીવનને સમજાવનારી, તેમ તેમાં વધારે શાન્તિ અને વધારે સુખ. એજ ભાવના ઉન્નત કહેવાય. જેને હશી જેટલી ઉન્નત ભાવનાઓ છે તેનો આધાર ધર્મ ઉપર છે, અને મનુષ્યને અધમતામાં ન પડવા દેતાં ઉન્નત ભાવનાના વિશાલ, ઉદાર ભાવમાં શાન્તિથી વિચરાવનાર પણ ધર્મજ છે. વ્યવહારથી વ્યગ્ર થયેલાં જીવન જો ધર્મનાં આશ્રય અને આશ્વાસન ન લે, તો તેમનાં દુઃખ અને કલેશની સીમા રહે નહિ.

ધર્મની આવી મહત્તા અને આવશ્યકતા સમજનાર સ્વીકાર કરવાને આચકો નહિજ

ખાય કે જેમ એક એક વ્યક્તિનું જીવન ધર્મ વિના નિષ્ફલ છે તેમ સમગ્ર રાજ્યનું જીવન પણ ધર્મ વિના નિષ્ફલજ છે. રાજ્યની ખટપટોને શાસન કરી નિયમમાં રાખી, રાજ્યભાવનાનો ઉન્નત માર્ગ દર્શાવનારી ધર્મભાવના જો સર્વોપરિ ન હોય, તો રાજ્ય એ જુલમ અને ક્રૂરતા વિના બીજું કાંઇજ થાય નહિ. રાજ્ય એટલે સમગ્ર વ્યક્તિધર્મનું આદર્શ, કુટુંબનીજ વધારે વિસ્તારેલી ભાવના, એ વાત લક્ષમા લેતાં, જો રાજ્ય ઉપર ધર્મનું પ્રબલ ન હોય; રાજ્યના સબંધે કરી અધમતાના એટલે અન્યાય, જુલમ, પક્ષપાત, આદિના જે જે પ્રસંગ આવે તે તે પ્રસંગે ઉન્નત રાજ્યભાવના ઉપર રાજાને પકડી રાખનારી ધર્મભાવના સર્વોપરિ ન હોય; તો રાજ્ય એટલે શરીરબલે કરેલો સ્વચ્છંદી અનાચાર અને ક્રૂરતા એ વિના બીજો અનુભવ આવી શકે નહિ. આટલાજ હેતુથી ધર્મભાવના એટલે ભાવનામાત્રને ઉન્નતિમાં રાખનાર સર્વમથી ભાવનાના રક્ષકો જે બ્રાહ્મણો તેમને રાજ્યમાં સર્વોપરિ માનેલા છે, અને શાસન એટલે ધર્મનું પ્રરૂપણ કરનારનો વર્ગ સર્વત્ર સર્વોપરિ છે બ્રાહ્મણોને આથી કરી કોઇ પ્રકારે સ્વચ્છંદીપણું પ્રાપ્ત થતું નથી, તેમના ઉપર પણ રક્ષણ અને પોષણ તથા સેવન કરનાર વર્ગનો અંકુશ રાખેલો છે. પણ ધર્મની ભાવના કદાપિ કલુષિત થાય નહિ તે અર્થેજ બ્રાહ્મણોને રાજાએ પોષવા અને પાલવા, ધનસંગ્રહ કરવા દેવો નહિ, અકિંચન રાખવા. વનમા રહેવા દેવા, હણવા નહિ, ઇત્યાદિ વ્યવસ્થાઓ રચેલી છે. એ વ્યવસ્થા સાચવવામા સ્વધર્મ સમજનાર રાજા એટલા સચિંત અને જાગ્રત્ રહેતા છે કે બ્રાહ્મણને રખે કાંઇ વિઘ્ન આવે એવી તેમણે ધર્મભાવના માટે કાળજી કરી છે. ચક્રવર્તી દુષ્યન્તે દરબારમા ઋષિકુમારોને દેખતાંજ કહ્યું:—

> किं ताव्रतिनामुपोढतपसां विघ्नैस्तपोदूपितं
> धर्मारण्यचरेषु केनचिद्रुतप्राणिष्वसच्चेष्टितम् ।
> आहो स्वित्प्रसवो ममापचरितैर्विष्टंभितो वीरुधां

"શું તપથી સમૃદ્ધ એવા વ્રતધારી મુનિના તપમાં વિઘ્ન આવ્યું ! એમના ધર્મારણ્યમાં વિચરતાં પ્રાણી પ્રતિ કોઇએ અસચ્ચેષ્ટા કરી ! અથવા મારા દુરાચરણથી વૃક્ષલતાદિના વિકસવાને વિક્ષેપ થયો ! કે આ મુનિકુમારોને મારા સુધી ફરીઆદ કરવા આવવું પડ્યું. પોતે સ્વધર્મથી ચૂકે, રાજ્યભાવનાથી ભ્રષ્ટ થાય તોજ શાસન કરનાર ગુરુવર્ગને વચમાં આવવું પડે એમ સમજનાર રાજર્ષિઓ ધર્મને રાજ્યનું કેટલું આવશ્યક અને ઉપયોગી તથા ઉન્નતિ અને સુખના નિદાનરૂપ અંગ ગણતા હશે તે સમજવું કઠિન નથી. ધર્મ એજ રાજ્યનું ઉત્તમાંગ કહેતાં મસ્તક છે, તે જ્યાં નથી તે રાજ્ય મસ્તક વિનાનું અમંગલ ધડ છે. આવો રાજ્ય અને ધર્મનો અતિનિગૂઢ સંબંધ લાગે છે.

(આવતા અંકમાં સમાપ્ત.)

# સુદર્શન.

(તંત્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી.)

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

"सत्यं परं धीमहि" —भागवतम्.

પુસ્તક ૧૨. અંક ૧૦ ] ( માસિક ) [ જુલાઇ. ૧૮૯૭


૧

## સાહિત્ય

૧

### ઓનરેબલ મી. જવેરલાલ

(મળેલું)

સ્રગ્ધરા.

કલ્પાદ્યે આ જગને હો ત્રિગુણમયવડે સર્જનાશક્તિ ધારી,
મધ્યે માયાથી શંભુ સ્વગત મહિમથી રક્ષણામાર્ગ રાખી,
કલ્પાન્તે, કરો છો નિખિલ જગતનો કાલ સંહારરૂપે,
મા ! મા સર્વાંગ કલ્પો, નવ કથન કરો ઉચ્ચ માયાપ્રકારે. ॥ ૧

શિખરિણી.

દિશાઓ મર્મે આ પ્રકટિત મહાગારક વપુ
ધરે છે અંગોનું વસન જયમ કાળુ નિજ પરે,
દિનો ભાસે જાણે ચમકિત યથા ભગનગુણો
ઉગે છે આકાશ અગણિત બહુ ચિન્હો ત્યમ અરે ॥ ૨

ઉપજાતિ.

રડાઇ ગૈ ગુર્જર માત આજે, કલ્પાત ઉદ્યુ હૃદમધ્યદેશે;
કાંઇ થયો પા અલિગે પિડાવે, જવેરિલાલે જગ આ ત્યજાયો. ૩
જવેર સસો કદિ ગમ્ય આવે આને નહિં લાલ કદાપિ રૂપે,
ઝકાર ખાધે નવ વેર રાખ્યુ, છતા થયો ત્યાગ ગુર્જરપતિનો. ૪

ઝવેર જુનું નહિ લક્ષમવાળું, અસ્તુપ્ય કાષ્ઠ પરમાં પરોવ્યું;
નિર્મૂલતા પ્રાંતપદે વિરામ્યું, અસાધ્ય માળા સ્વર સાફલ્યતાની. ૫
વિદ્યા તણો યત્ન બહુમ યોજ્યો, કુંડે વિચિત્રાહુતિ દાન દીધાં;
શરીરયાત્રા કરી એ સ્વરૂપી, ધોધા પ્રસારી નિજ શ્રેયકારી. ૬
નેતા તણું સ્થાન સુદિવ્ય ધાર્યું, પૂર્વાહ નામે બહુ કાર્ય કીધાં;
સમાજ માર્ગે, મુખરે રહીને, દર્શાવવા કેમ ન ધર્મ જાણ્યો ? ૭
લોકો સમૂહે અતિ લોપ શોચે, વિદ્યાતણાં મંદિર શૂન્ય ભાસે;
અધ્યક્ષનો ભાવ નથી સભામાં, કાલે હર્યો લૌકિક અગ્રણીને. ૮
સમર્થ વા ગુર્જરપક્ષદુઃખે આવશ્યકી છે અધુના અપેક્ષા;
ઉપેક્ષવા લોક વિનંતી સર્વે, મૈત્રીજ બાંધી કયમ કાલ સાથે; ૯
શતાર્ધ વર્ષે સ્થિત કેમ છોડયા ઋણાનુબંધો દ્રઢતા પમાડી !
વિમાર્ગ આપ્યો અથવા છલેથી, કાલે કરાલ ક્રમ આ નિરોધ્યો !! ૧૦
મનુષ્યજ્ઞાને કથિતા પ્રકાશે; પૃથક્ પ્રતીતિ સ્મૃતિ એજ મુખ્યો;
અભાવ એકે ખલુ અન્ય રચે, સંસ્કારરૂપે હિત પૂર્વનું છે. ૧૧
લોકાનુરક્તિ સ્થિર જીવલોકે, અનંત જો સ્મારક ચિન્હ યોજે;
તથાપિ તુચ્છું ઉપકાર આપે, શાંતિ પમાડે નિજ ચિત્ર માત્ર. ૧૨

---

## ૨

## " માની લઉં શેમાં મઝા ? "

( મજેનું )

( ગઝલ )

ક્યાં છે મજા ? ક્યાં છે મજા ? કહે તું મુસાફર ખલકના !
દુનિયાં મહીં ક્યાં છે મજા ? માની લઉં શેમાં મજા ? ૧
છે ક્યાંઈ પાણું ખુશાલિની આ ખલકને કોઇ ખુણે ?
દેખાડી દેજો હોય તો, ખોદી લઉં ત્યાંથી મજા. ૨
આલમ સુણે બ્હેરી ન ગાણું સાનનું દર્દીઆ તણું,
તે દુઃખ પોતાનું રહે તો માની લઉં શેમાં મજા ? ૩
રોવે હસે અસ્થિર જંત શોધે ન " શું-ક્યાં-સત્ય-છે ! "
દુખ-ભાર લઇ સુંગી ફરે ધરતી, લઉં શેમાં મજા ! ૪
ત્યાં આસમાને આભલાં જુદાં જુદાં કંઇ ચકચકે,
સમજે ન કો તેથી નિસાસા શે ભરે ! શેમાં મજા ? ૫
દરીઆ મહીં,-ધરતી મહીં,-તે આસમાન મહીં-ઉડે,
કહે તખ્ત ખુશાલીતણું ! શું કામની પણ તે મજા ? ૬
છે ત્યાં ગમાં જંત તો હજારો ગાણવાજ અખુટ મજા

ચાયે લખ પાંઝાં ફર્યાં દીઠા નહીં, તો કયાં મજા ? ૭
ખુબસૂરતી આલમતણી હસતી ખીલે જે કારમી
દેખું હું કરમાય ક્ષણમાં! માનું તો શેમાં મજા ? ૮
સુણવા કહે અવલોકવા કે વાંચવા કોઇ કહે,
હું મ્હાવરો રાખું ઘણો તેમાં ન આવે પણ મજા! ૯
કુ ગાન દુનિયાનું સુણું, અવલોકું સારી ખલકને,
જાણી લઉ છું ભેદ સઘળો, હોય તેમાં ના મજા! ૧૦
આલમતણી મેં ચોપડીમાં ફેરવ્યાં પાનાં ઘણાં;
માલીકના ડહાપણ્થકી સમજુ થયો, પણ ના મજા! ૧૧
જીગર વિના તનહા ફરૂં તેથી ન આવેરે! મજા!
આ ઇષ્ક વિણ રોતું ન માને દીલડું કયાંઈ મજા!! ૧૨
ઢડી ગયેલા નૂરથી આંખો ફરે જલ-મંડળે,
ધારી ફકીરી હું પુકારૂં “નૂર! ઓ મુજ નૂર કયાં ?” ૧૩
સુણે ન કો રડવું, જુવે ના મુજ હાલત આજમે,
દેખું જ તેને રડતી હું તો દુનીયામાં કયાં મજા ? ૧૪
દુનિયા મહીં ભાઇ! નથી—કયાંઇ નથી—કાંઈ મજા!
ગમગીનિનો ભંડાર આ છે! માનું તો શેમાં મજા ? ૧૫
જીંદગી છે જ્યાં સુધી રહેવું બધું રે! ત્યાં સુધી,
આ જીંદગી પુરી થશે તો આવશે ઉંચી મજા! ૧૬
સ્મરવાં ગયેલા સ્નેહીને રડવાં ગયેલા સ્નેહીને
'હતભાગ્ય જીવિત મુંજ એ છે હાલ તો! કહો તે મજા! ૧૭
કહો તે મજા કે દર્દ કે મુર્ખાઇ, ડહાપણ જે ગમે,
અવસાન સુધી હૃદય મુજ તેમાંજ માની લે મજા! ૧૮
અવસાન બાદ ઉડી જતાં આલિત અગમ્યજ સ્થાનના,
આ ખલકમાં નથી કયાંઈ એવી કરીરા ત્યાં સાચી મજા!!! ૧૯

---

૩

## સંગીત.

(અનુસંધાન પૃષ્ઠ ૧૯૮ થી)

એક કમળદલના શતપત્રમાં એક કાળે એક સોય ઘોચવામાં આવે ને તે પાર પડી જાય એટલા કાળને ક્ષણ કહે છે. આઠ ક્ષણનો એક લવ કહેવાય છે, તે આઠ લવને એક કાષ્ઠા કહે છે, આઠ કાષ્ઠાનો એક નિમેષ થાય છે, ને આઠ નિમેષની એક કલા થાય છે. બે કલાની એક માત્રા થાય છે જેને અણુ પણ કહે છે.

| | | | |
|---|---|---|---|
| ૧ માત્રા | ને | અણુદ્રુત | કહે છે. |
| ૨ માત્રા | ને | દ્રુત, | " |
| ૪ માત્રા | " | લઘુ, | " |
| ૮ માત્રા | " | ગુરુ, | " |
| ૧૨ માત્રા | " | પ્લુત, | " |
| ૧૬ માત્રા | " | કાકપદ, | " |
| ૩ માત્રા | " | તિસ્ર, | " |
| ૫ માત્રા | " | ખંડ, | " |
| ૭ માત્રા | " | મિશ્ર, | " |
| ૯ માત્રા | " | સંકીર્ણ. | " |

આ પ્રમાણે માત્રાનો હીસાબ છે, અને તેનાં નામ છે. આપણે કહેલું છે કે જે જે ઠેકાણે ઠોક આવે તે તાલ, અને જે ખાલી જવા દેવામાં આવે તે કાલ. આવો હીસાબ કોઇ પણ ચીજને અત્ર બતાવેલા આ માત્રાઓના હીસાબમાં લાવવાને માટે ઠરાવેલો છે. એવો નિયમ છે કે ૧ માત્રાથી તે ૧૬ માત્રા સુધી અને ત્રણ માત્રાથી તે ૯ માત્રા સુધી જે દશ પ્રકાર બતાવ્યા તે પ્રત્યેકમાં એક માત્રાએ તાલ અને બાકીની બધી માત્રાએ કાલ છે. જેમકે અણુદ્રુતમાં એક તાલ છે; દ્રુતમાં ૧ તાલ+૧ કાલ છે; પ્લુતમાં ૧ તાલ+૧૧ કાલ છે; તિસ્રમાં ૧ તાલ+૨ કાલ છે, ઇત્યાદિ.

આટલો હીસાબ સમજવામાં આવી જાય તો જેટલા જેટલા પ્રકાર તાલના થઇ શકે છે તે બધા સહજ સમજવામાં આવશે. ત્રિતાલ, ચોતાલ, બ્રહ્મતાલ, સદ્રતાલ, લક્ષ્મીતાલ, અણમઠ, સવારી, દાદરા, દીપચંદી, સુલફાક, જે જે તાલ પ્રસિદ્ધ છે તે બધા આટલા હીસાબ ઉપરથી સમજી શકાશે; અને કોઇ ચીજ કેવા તાલમાં ગવાની છે તે જાણતાની સાથે બરાબર સ્વર અને તાલના તોલથી તેને ગાઇ રંજન થઇ શકશે.

કેટલાંક ઉદાહરણથી આ વાત સહજ સમજાશે જાણે કે ધીમા ત્રીતાલાનો તાલ નક્કી કરવો છે તો તે ૨ દ્રુત+૧ લઘુ એટલી માત્રાનો તાલ છે એમ જાણતાંજ તુરત બરાબર ગાઇ શકાશે. ૨ દ્રુત અને એક લઘુ મળી કુલ આઠ માત્રા થઇ, ત્યારે સમથી સમ સુધી એ તાલમાં આઠ માત્રા આવવી જોઇએ. સમ એટલે જે ઠેકાણે પહેલો તાલ પડે છે તે જગા ત્યારે ૮ માત્રાની ગોઠવણ એવી થશે કેઃ—

દ્રુત ——— લઘુ ——— દ્રુત ——— = ૮ માત્રા

૧ તાલ+૧ કાલ+૧ તાલ+૩ કાલ+૧ તાલ+૧ કાલ

આ પ્રમાણે બધા તાલનો વિચાર ગ્રંથો ઉપરથી તથા ઉસ્તાદો પાસેથી સમજી શકાશે.

આથી તાલોનો વાપર સમજાય છે.

આ સિવાય અમુક માત્રાના કેટલા તાન થઈ શકે તે સમજવાને, તથા હરકોઇ પ્રકારનો તાલ આવ્યો તો તે કેટલી માત્રાનો ને કેવા બંધારણનો છે તે સમજવાને, પ્રસ્તાર, નષ્ટ, ઉદ્દિષ્ટ, સૂચિ, સંખ્યા, મેરુ, મર્કટી, પતાકા, લગક્રિયા, ઇત્યાદિ જે પિંગલ શાસ્ત્રમા પ્રસિદ્ધ છે તે પણ કામ આવે છે.

તાલના વિચારમા સમ, અતીત, અનાગત, વિષમ, એ પ્રકાર જાણવાની જરૂર છે કેમકે તાલ અને કાલનો વિચાર એ સગ્રાહોગાથી સ્પષ્ટ થાય છે. ગાવામા ઉચ્ચારની સાથે જે તાલ પડે તે સમ*, અને એ ઉચ્ચાર થઇ ગયા પછી જે તાલ આવે તેની નજરે જે ઉચ્ચાર આગળ ગયો તે અતીત, ગીત શરૂ થયા પછી જ્યા તાલ આવનાર હોય તે અનાગત, અને જે બાજુપર રહે છે એવો અનિયમિત તાલ તે વિષમ*. જ્યારે એક માત્રામા ત્રણ અક્ષર આવે અને સમ ઉપર પહેલો અક્ષર આવી જાય ને બીજા બે બાજુ પર રહે ત્યારે તે આડ કહેવાય છે, જે વિષમ અક્ષર હોય તેને તાલ લાગે ત્યારે તે કુઆડ, કહેવાય છે; ને અતીત ઉપર તાન આવે ત્યારે તે બૂઆલ કહેવાય છે, એમજ જે અણુદ્રુત દ્રુત, વગેરે પ્રકાર કહ્યા તેમા જે માત્રાનુ માપ બતાવ્યુ તેટલા માપથી ચીજના અક્ષરોને ગવાય તો તે બરાબર ગાયુ કહેવાય છે, એક માત્રામા બે અક્ષર લેવાય તો તે દ્વિગુણ (દુગણ) કહેવાય, ત્રણ લતો ત્રિગુણ (તીગન) કહેવાય, એમ સમજવુ કોઇ પણ તાન લેવો પણ જેટલા તાલ આવે તેમા તાલ અને તાલની વચ્ચેનો જે અતર, તેમા જરા પણ ફેર ન પડતા તે સરખો ચાલે એને લય કહે છે*. લય ત્રણ પ્રકારની થાય છે વિલબપદ, મધ્ય, દ્રુત. જ્યારે ચાર ચાર માત્રા જેટલો લય રાખી સ્વર ચાલે ત્યારે તે વિલબપદ અથવા ઠા કહેવાય છે જ્યારે હોય તેટલી માત્રા ઉપરજ લય ચાલે ત્યારે તે મધ્ય કહેવાય છે, જ્યારે તાન સાથે દુગન તીગન થાય ત્યારે તે લય દ્રુત કહેવાય છે.

આ પ્રકારે તાલનો હીસાબ સમજીને યોગ્ય તાલથી યોગ્ય રાગને ગાવામા આવે તો સપૂર્ણ રાગ જામે છે, અને મીઠાશ પેદા થઇ, સગીતનો રસ જામે છે સંગીતથી જે જે લાભ કહ્યા છે તે ત્યારેજ જણાય છે.

(આવતામા સમાપ્ત)

---

* गीतादि समकालोऽयं घातोयोऽसौ समग्रहः ।
गीतादौविहितः पश्चादतीतस्तालघाततः ॥
अनागतस्तु प्राक्तालघातो गीतादिकस्ततः ।
विषमे नियमो नैव प्राते चार्धे सुधैर्मतः ॥

* लयप्रवृत्तिनियमो यतिरित्युच्यते बुधैः ।

ભૂલવાં નિહશે. લણુતી વખત, દુઃખ થાય છે તે વખતે શોક કરવો નિરર્થક છે. જો ઇચ્છા હોય તો ત્વરતમાં તે ફલ ભોગવી લેવાય અને ભવિષ્યમાં થતું દુઃખ દૂર કરાય. કારણકે એક વખત ભોગવ્યા વિના તો ચાલવાનુંજ નથી એટલે ભોગવાઇ ગયું તો પછી તે દુઃખ થવાનું નહિ. જેને એ જ્ઞાન થયું નથી તેણે માત્ર એટલી વાત ચોકસ કરી રાખવી કે દુઃખ આવી પડે તો તેનો શોક નહિ કરતાં આનંદથી ભોગવી લેવુ. એમ સમજવું કે એટલું માથે પડયું છે તો પૂરું કરે છુટકો છે. એમ કરી આગળ ચાલવું એ લાભકારક છે કેમકે જેટલું દેવું અપાયું એટલું ઓછું આપવાનું રહેશે. આ કલ્યાણકારી નિયમ ઉપર વિશ્વાસ રાખવાથી જે ધૈર્ય રહે છે તેની શક્તિ જો સર્વ લોકો જાણે અને તેની અસર તેઓને થાય તો કેટલું સારું થાય. પાશ્ચાત્ય મુલકોમાં ઘણા લોકોને ગાહ ભાગ્યે જ આ નિયમ માત્ર કપોલકલ્પિત લાગે છે. કેટલાક થિઓસોફીસ્ટ યાને અધ્યાત્મવાદ માનનારાઓને પણ કર્મનો નિયમ બુદ્ધિમાં આવે છે એટલી માન્યતા છે. પરંતુ તેઓના મનમાં એ વિષે ચોકસ ખાત્રી નથી એટલે તેને અનુસરી આચરણ કરવાનું તેઓનાથી થવાનો સંભવ ક્યાંથી ? પ્રોફેસર બેન નામનો એક તત્ત્વવેત્તા લખે છે કે કોઇ પણ નિયમની માન્યતા લોકોમાં ઠસેલી છે તેનું માપ તદનુસાર તેઓનાં આચરણ ઉપરથી થાય છે. એ રીતે જોતાં કર્મના નિયમની માન્યતા જે લોકોમાં હોય તેઓનાં આચરણ નિર્મલ, બલવાન, ગંભિર, અને ઉત્સાહવાળાં હોવાં જોઇએ. આપણાં કૃત્ય આપણને નડે છે. આપણી ઇચ્છા આપણને બાંધે છે. એક વાર આટલી વાતનો નિશ્ચય થયો કે મુક્તિની ક્ષણ સમીપ છે એમ સમજવું. કુદરત જીવને સદાનું દાસત્વ આપી શકતી નથી. તેનામાં જ્ઞાનથી શક્તિ પ્રાપ્ત કરવાનું બલ છે. અને જ્ઞાન તથા શક્તિ એ બન્ને પ્રેમમાં લગાડવાનાં છે. એટલું કરવાની શક્તિ અને સમજ આવી એટલે કર્મનો અવિચલ અને અનિવાર્ય નિયમ તેને આધીન છે.

---

## ૨

## અભ્યાસ

( અનુસંધાન પૃષ્ઠ ૨૧૦ થી )

દમને સિદ્ધ કરવાને અર્થે ઘણાક સાધકો વ્રત, ઉપવાસ, તપ આદિ કરીને શરીરને કષ્ટ આપે છે, ઇંદ્રિયોને દમે છે, મનને વશ કરે છે; પરંતુ શ્રીભગવાને અર્જુનને કહ્યું છે તે કદાપિ વીસરવું જોઇતું નથી કે બાહ્ય ઇંદ્રિયોને વશ રાખી, અંતરથી વિષયોનું ચિંતન કરનાર કેવલ મિથ્યાચારીજ છે, એને કોઇ પણ ફલની પ્રાપ્તિ થતી નથી. ઇંદ્રિયદમનને અર્થે અનેક પ્રકારનાં જે સાધનો વ્રત, હઠયોગ, આદિમાં સુપ્રસિદ્ધ છે તે આદરવાની આવશ્યકતા જણાય તો તેમ કરવાને બાધ નથી, પણ કેવલ તેના દમમાત્રથીજ લાભ છે એમ ધારવું નહિ. આ રાજયોગના માર્ગનો એવો નિયમ છે કે વિવેકથી આરંભી, સાધનમાત્ર સાથે સાથેજ અભ્યસવાં. દમવામાં જેમ એકના એક પદાર્થથી રસ

આવતો નથી, કે પાક કરવામાં જેમ એકના એક પદાર્થથી પાક થતો નથી, તેમ અભેદ-ભૂમિકાના સાક્ષાત્કારનો રસમય પરિપાક થવાને પણ સર્વ સાધનો સાથે સાથે રાખવાં પડે છે. રોગીને એકલા ઔષધોપચાર ઉપરાંત પોષણ, સ્થાન, સંસર્ગ આદિ પણ સાચવવાનાં છે, તેમાંના એકનાજ સેવનથી ફલ નથી, તેમ ભવદુઃખના રોગીને પણ સર્વે સાધનો સમુદાયથી સાથેજ પાલવાનાં છે. અને સાથે પાલવામાં કોઇ અંતરાય પણ આવી શકે તેમ નથી, કારણકે રાજયોગનાં જે સાધનચતુષ્ટય તે કોઇ બાહ્ય ક્રિયા નથી કે જેથી એ ક્રિયા એક એકની સાથે ચાલી ન શકે. વિવેક, વિરાગાદિ સર્વે નિરંતર અને ભાવનાથી ગમ્ય સાધનો છે, શમાદિસંપત્તિ પણ તેવાજ પ્રકારની છે, એટલે જે પ્રસંગે જેવો વ્યવહાર પ્રાપ્ત થાય તેમાં તે તે સાધનનો અનુભવ બુદ્ધિમાન્ અધિકારીને પરમ ઉપયોગી અને સહજે સાધ્ય છે.

શમથી કરીને શાન્તિનો સ્વાદ અનુભવતું અંતઃકરણ પ્રવૃત્તિના વેગમાં પડતુંજ નથી, અને દમથી ટેવાઇ રહેલી ઇંદ્રિયો શમને વિરોધી હોય તેવા માર્ગમાં વસતી નથી. જે નિયમ મનોવૃત્તિને લાગુ પડે છે તે નિયમ સ્થૂલ ઇંદ્રિય આદિને વધારે સૂક્ષ્મતાથી લાગુ પડે છે. કોઇ એક શીલ મનને બંધાય છે કે, પછી મન, રોકીએ છતાંએ તે ને તે માર્ગે વલવાનો યત્ન કરે છે, ને સહજે તેમજ વળ્યાં કરે છે. એમજ શરીરના અવયવો અથવા ઇંદ્રિયો પણ જે માર્ગે વારંવાર પ્રયોજાય છે તેજ માર્ગે ઇચ્છા વિનાએ, સ્વાભાવિક રીતેજ, વળી જાય છે. આંખમાં પ્રકાશ આદિનો વધારે પ્રવેશ થતો અટકાવવાને આંખને જે નિમેષોન્મેષ થાય છે તે આપણી ઇચ્છાથી થતો નથી. અનાદિ યુગથી સમગ્ર મનુષ્યજાતિને તેમ પ્રત્યેક વ્યક્તિને એ એક શીલ બંધાયું છે ને આંખનાં પાંપણો એવી પ્રવૃત્તિ સાહજિક રીતે કર્યાં કરે છે. કોઇ મારવા આવે કે હાથ ઉંચો કરી દેવાય છે, ખાવા વખત હાથમાં કોળીઓ આવ્યો કે હાથ મોઢા ભણીજ વળે છે, એ આદિ અનેક વ્યાપારો આપણા શરીરના અવયવો ઇચ્છા વિનાજ કર્યાં જાય છે, એ વ્યાપારોને રોકવા માટે પ્રયત્નની અપેક્ષા રહે છે. સ્વાભાવિક વ્યાપારોની પેઠેજ કૃત્રિમ વ્યાપારો કોઇ કોઇ ઇંદ્રિય કે અવયવ કર્યાં કરે ને કૃત્રિમને એટલે કે ઇચ્છા સહિત કરેલ વ્યાપારને પણ સ્વાભાવિક જેવા એટલેકે ઇચ્છા વિના થતા વ્યાપારોના જેવા કરી લે ત્યારે, તેવા નઠારા વ્યાપારમાંથી તે તે ઇંદ્રિયને રોકવાને અભ્યાસની આવશ્યકતા છે. ઘણાં માણસોને આપણે કારણે અકારણે પણ ડોક હલાવ્યાં કરતાંજ દેખીએ છીએ, કોઇને કાંઇ બોલ્યાંજ કરતાં દેખીએ છીએ; તેમની ઇચ્છા વિના પણ તે બોલ્યાં કરે છે. આવી કુટેવ પડી જવાથી તે એક સ્વાભાવિક વ્યાપાર જેવી થઇ. અને ગમે તે સ્થાને કોઇક સાંભળનાર મળ્યું એટલે અથવા કોઇનો પણ શબ્દ કાને પડ્યો એટલે તેવાં મનુષ્યની જીભ હાલવાજ માંડે છે અને ગમે તેવું પણ બોલ્યાં કરે છે. આવી રીતે પ્રત્યેક ઇંદ્રિયને ઘણી અનિષ્ટ ટેવો, ઇચ્છાથી પ્રાપ્ત થતે થતે, ઇચ્છારહિત સ્વાભાવિક જેવી થઈ રહે છે. એ સર્વને રોકવાને અર્થે દમની આવશ્યકતા છે. જ્યારે જ્યારે તે ને ઇંદ્રિયને તેવી અનિષ્ટ પણ સ્વાભાવિક થઇ ગયેલી પ્રવૃત્તિ થવા માંડે કે તેના ઉપર પૂરું લક્ષ રાખી તેને ઇચ્છાપૂર્વ

રોકવી.' એમ એક વાર, બે વાર, દશ વાર રોકાણ થયા પછી તે ઇંદ્રિય પોતાની મૂળની સ્થિતિમાં આવી જશે અને ઇચ્છા વિના પણ પ્રવૃત્તિ કરવાની તેને જે ટેવ પડી હતી તે મટીને ઊલટી, ઇચ્છા સહિત પ્રવૃત્તિ કરવાની ટેવ પડશે.

દમના આખા પ્રયાસનો સાર એ છે કે શમથી જેમ અંતઃકરણની માનસિક પ્રવૃત્તિને સાધક પોતાની ઇચ્છાને વશ રાખે છે તેમ દમથી કરીને શરીરની તથા ઇંદ્રિયોની પ્રવૃત્તિને ઇચ્છાને વશ રાખવી. ઇચ્છાને પ્રબલ, દૃઢ, અને આગ્રહી બનાવવી એજ તત્ત્વ છે, અને મન, શરીર, અને વાણી ત્રણે ઇચ્છાને વશ વર્તે એવી તેમને પ્રત્યેકને ટેવ પાડવી એ સાધકનું અતિ દુર્ઘટ પણ આવશ્યક કર્તવ્ય છે. ઇચ્છા વિના મન શરીર કે વાણી કશી પ્રવૃત્તિજ કરે નહિ એવું થવું જોઇએ. મનુષ્યો નવરા બેસે છે ત્યારે મન અનેક કલ્પનાઓ ઉઠાવે છે, શરીર કાંઇ નહિ તો તરણાં ભાંગવા જેવી કે આમ તેમ હાલવા જેવી પણ ચેષ્ટા કર્યા કરે છે, તે સર્વ ઉપર, નાની મ્હોટી સર્વ પ્રવૃત્તિ ઉપર, ઇચ્છાનો દૃઢ અમલ બેસી રહે એવા પરમ વશીકારને અર્થે શમ અને દમનો અભ્યાસ છે. કહેવાનું તાત્પર્ય એમ નથી કે લોહીનું ફરવું, નાડીનું હાલવું, શ્વાસનું આવવું જવું, એ આદિ ક્રિયાઓ પર્યંત પણ ઇચ્છાનો વશીકાર વ્યાપી જાય તેવો આયાસ કરવો; પરંતુ એ વશીકારની પરાકાષ્ઠા દર્શાવવાને એમ કહીએ કે રુધિરક્રમણ, શ્વાસપ્રશ્વાસ, નિમેષોન્મેષ એ સુધાંત પણ ઇચ્છા વિના થાય નહિ તેવી સ્થિતિજ પ્રાપ્ત કરવા જેવી છે.

આ પ્રકારે દમની સિદ્ધિથી શમ સુરક્ષિત રહે છે, અને શમ તથા દમ ઉભયે વિવેક-વિરાગને પરમપુષ્ટિકર્તા થાય છે. શમ અને દમ સિદ્ધ થવા માંડે એટલે ઉપરમ અથવા ઉપરતિ એની મેળેજ આવે છે. શમથી કરીને મનોવૃત્તિ વશમાં આવી અને દમથી કરીને શરીરના વ્યાપાર વશ થયા એટલે નિષ્કારણ, નિષ્પ્રયોજન, વ્યર્થ, એવી કોઇ પણ પ્રવૃત્તિમાં સાધકને રુચિ આવવાની નહિ. એજ ઉપરતિનો માર્ગ છે.

( આગળ ચાલુ )

---

૩

## સ્વપ્ન

( મળેલું )

( અનુસંધાન પૃષ્ઠ ૨૦૮ થી )

ઉપરનું વર્ણન જાગ્રત્ અવસ્થા સંબંધે કરેલું છે. પણ નિદ્રા અવસ્થામાં એવા ક્ષણિક વિચારોનું વહન મગજમાં વધુ સહેલાઇથી ચાલી શકે છે કારણકે તે સમયે જીવાત્મા તે મગજના સંબંધમાં ઓછો રહે છે. હાલમાં તે વિષયને લગતા કેટલાક પ્રયોગો કરતા એક નવાઇ જેવી વાત જોવામાં આવી કે એક નિદ્રાવશ થયેલા માણસની તરફ આવતા એવા વિચારોને કોઇક રીતે અટકાવવામાં આવે છે ત્યારે તેનું સૂક્ષ્મ મગજ શાન્ત રહેતું

નથી પરંતુ ધીમે ધીમે પોતે સ્વભાવસ્થામાં હોય તેમ કોઈ પૂર્વ કાલની વસ્તુનું સ્મરણ તાજું કરી તેનાં ચિત્ર પોતાની સમીપ રચવા માંડે છે. આનું દૃષ્ટાંત આગળ પ્રયોગોના વર્ણનમાં આપવામાં આવશે.

આકાશપ્રકૃતિવેષ્ટિત વાસનારૂપ આ ઉપાધિમાં જીવાત્મા નિદ્રા વખતે નિવાસ કરે છે. જેની આંતરદૃષ્ટિ જાગ્રત થઇ હશે તે જો કોઇ નિદ્રાવશ થયેલા મનુષ્યને તેની શય્યામાં પડેલો જોશે તો જીવ તેની ઉપાધિસહિત સ્થૂલ શરીરની ઉપર ટંગાઇ રહેલો દેખાશે. તેનો દેખાવ એક સરખો હોતો નથી; કેમકે જે જીવ જોવાનો છે તે કેટલે અંશે પરિપક્વ દશાને પહોચેલો છે તેના ઉપર તેનો ઘણો આધાર છે. જે માણસ લેશમાત્ર પણ કેળવાયલું નથી અને જેનો બુદ્ધિ ખીલેલી નથી તેવા માણસને જોશો તો માત્ર ધુમસના ગોટા જેવું તે રૂપ શરીર ઉપર ફરતું જણાશે. તે આકૃતિરહિત હોય છે, તેનું કાંઇ ચોકસ રૂપ વર્તી શકાતું નથી; અને કામનાના ભરપૂર વિચારો જે વિશેષે કરી પ્રચંડ અને જંગલી હોય છે તેવા ગ્રહણ કર્યા કરે છે. તે વળી સ્થૂલ શરીરથી બહુ દૂર જઇ શકતું નથી. જેમ જેમ તેની બુદ્ધિ ખીલતી જાય છે તેમ તેમ તેનું રૂપ ચોકસ થતું જાય છે. જ્યારે તે સંપૂર્ણ સ્થિતિએ પોહોચે છે ત્યારે સ્થૂલ શરીરના જેવીજ તેની આકૃતિ થાય છે. તેની સંસ્કાર ગ્રહણ કરવાની શક્તિ પણ તે પ્રમાણમાં વૃદ્ધિ પામે છે, અને અંતે તે શક્તિ એટલી તીવ્ર થાય છે કે તે ભૂમિકામાં ઉત્પન્ન થતી સારી નરસી સ્ફુરણાની તત્કાલ તેના ઉપર અસર થાય છે. જ્યારે જીવાત્માની પરિપક્વ અવસ્થા થાય છે—એટલે કે સંપૂર્ણ રીતે તેની શક્તિઓ ખીલી રહે છે—ત્યારે તેમાં મલિન પ્રકૃતિનાં પરમાણુ રહેતા નથી તેથી દુષ્ટ સ્ફુરણા ગ્રહણ કરવાનું સાધન તેમાં હોતું નથી. તેની ચલનશક્તિ પણ વૃદ્ધિ પામે છે. ઘણે દૂર સ્થૂલ શરીરથી છુટા પડી ગમન કરવાનું તેને કઠિન લાગતું નથી; તેમજ જે જે સ્થલ અને મનુષ્યના સમાગમમાં પોતે આવે છે તેનું સ્મરણ થોડું યા ઘણું તેને રહે છે. આ વાસનામય શરીર લેશમાત્ર કામનાનો અંશ હોય તેવા વિચાર અથવા સૂચનાના સંસ્કાર સહજમાં ગ્રહણ કરી લે છે. કેટલીક વાર તેની પોતાની કામના ઉચ્ચ હોય તો પણ તે પોતાથી ઉતરતા પ્રકારની કામનાના સંસ્કાર ગ્રહણ કરવા તત્પર થઇ જાય છે.

**જીવાત્મા:**—સૂક્ષ્મ શરીરની નિદ્રાવસ્થાની સ્થિતિ, જેમ જેમ મનુષ્યશક્તિ ખીલતી જાય છે તેમ તેમ બદલાતી જાય છે અને તેમાં નિવાસ કરનાર જીવની સ્થિતિમાં તેથી ઘણો વિશેષ ફેરફાર થાય છે. શરૂઆતમાં એ શરીર ધુમસના ગોટા જેવું ફરતું દેખાય છે. તે વખતે જીવ, સ્થૂલ શરીર જેવી રીતે પડેલું હોય છે તેવી રીતે, સુષુપ્તિમાં પડેલો લાગે છે. પોતાની ઉપરની ભૂમિકાનું દર્શન કરવાની કે તેની સૂચના શ્રવણ કરવાની તેનામાં બીલકુલ શક્તિ હોતી નથી. વખતે અનાયાસે કોઇ સહેજ ભાવ સ્ફુરી આવે તો તે સ્થૂલ પ્રકૃતિ પર્યંત પહોચાડી શકતો નથી; કારણકે શરીરયંત્રની રચનાનો અન્યોન્ય સંબંધ જોડવાની તેનામાં સત્તા નથી. એથી એ ભાવનું જાગ્રત અવસ્થામાં તેને સ્મરણ રહેતું નથી. એવી સ્થિતિનાં મનુષ્યોને નિદ્રામાં અનેક કોઇ બનાવ સ્મરણમાં રહે

તો તે અંદર અથવા બહારથી થયેલી, સૂચના સ્થૂલ મગજ ઉપર લાગવાથી માત્ર રહે છે. જીવાત્માને જે ખરેખરો અનુભવ થાય છે તેનું એ સ્થિતિમાં સ્મરણ રહી શકતુંજ નથી.

ઉપર વર્ણવી તેવી સ્થિતિથી માંડીને નિદ્રા અવસ્થામાં આકાશિક પ્રકૃતિની ભૂમિકા જ્યાં જીવ સંપૂર્ણ સચેત રહે છે તેટલા પર્યંત અનેક સ્થિતિનાં અનુભવો જગતમાં જોવામાં આવે છે, પરંતુ છેવટની સ્થિતિએ પહોંચેલાં બહુ જવલે મળી આવે છે. ઘણી વાર એમ બને છે કે મનુષ્યનો જીવ સારી રીતે નિદ્રાઅવસ્થામાં સચેત હોય છે તો પણ તેના લિંગશરીરને મગજ સ્વાધીન રાખી તેમાં ઉત્પન્ન થતા નકામા વિચારોનાં ચિત્ર અટકાવવા તે સમર્થ થતો નથી; તેથી તેનો ઉચ્ચ ભૂમિકાનો અનુભવ સ્થૂલ મગજ સુધી પોહોચે છે તેટલામાં એવાં ચિત્રો વચમાં આવી સ્પષ્ટ સ્મરણ રહેવા દેતાં નથી. એ પ્રમાણે થવાથી જ્યારે તે મનુષ્ય જાગ્રત્ થાય છે ત્યારે ઘણે ભાગે તો કાંઇ સ્મરણ હોતુંજ નથી અને કોઇ વાર હોય છે તો તે એવું ગડબડવાળું હોય છે કે કાંઈ સ્પષ્ટ સમજી શકતું નથી. આવી સ્થિતિ બહુ દયાને પાત્ર છે કેમકે તેવે સમયે સ્મરણમાં રાખવા લાયક ઘણી વાતોનો જીવને અનુભવ થાય છે, પરંતુ તેનાથી તે બની શકતું નથી. ઘણી વાર તે દૂર દેશાંતર જાય છે; ઘણાંજ સુંદર સ્થલો તેના જોવામાં આવે છે, તે જીવતા અને મરણ પામેલા મિત્રોને મળી તેની સાથે વાર્તાલાપ કરે છે; વખતે એ મિત્રો પણ તે ભૂમિકા ઉપર સચેત હોય છે; વખતે સારાં ભાગ્ય હોય તો પોતાના કરતાં વધારે જ્ઞાનવાનના સહવાસમાં આવે છે, અને તેઓ તેને સાવધ રહેવા સૂચના કરે છે અથવા કાંઈ જ્ઞાનની વાત બતાવે છે; વખતે પોતાના કરતાં ઓછા જ્ઞાનવાળા હોય તેઓને શિક્ષણ આપવાનું તેને સોંપવામાં આવે છે તે પોતે કરે છે; વખતે મનુષ્યસ્થિતિએ નહિ પોહોચેલાં સત્ત્વો-યક્ષ, કિન્નર, ગાંધર્વ, ઇત્યાદિના સમાગમમાં તે આવે છે; ક્વચિત્ દેવનું દર્શન પણ થાય છે. એમ અનેક પ્રકારની સારી માઠી અસર કરનાર પ્રસંગો તેને આવે છે અને તેથી તેને ત્રાસ છુટે છે, અથવા તેનું સામર્થ્ય વધે છે.

એ સર્વ તેને કદાપિ જાગ્રત્ થાય ત્યારે સ્મરણમાં રહે નહિ તોપણ તે ભૂમિકા ઉપર જે જીવ થોડા ઘણા અંશે સચેત રહે છે તે એ શક્તિ પ્રાપ્ત કરવાના માર્ગ ઉપર છે એમ સમજવું. આ શક્તિ જીવ જે સ્થૂલ ભૂમિકા ઉપર શક્તિ ધરાવે છે તેના કરતાં અત્યંત ઉંચી છે. એક વખત સ્થૂલ શરીરનાં બંધનમાંથી છુટી આ સ્થિતિમાં પહોચી જીવ સચેત રહી શકે છે તો પછી તેની શક્તિ અદ્ભુત થાય છે દેશકાલની પરિછિન્નતા આપણે જાગ્રત અવસ્થામાં જોઇએ છીએ તેમાંનું તેને કાંઇ રહેતું નથી. તેને કાલ પણ નથી દેશ પણ નથી. કાલનું અસ્તિત્વ વાસ્તવિક છે કે આ જગતમાં સ્થૂલ ચૈતન્યની મર્યાદાથી માત્ર તે ભાસે છે એ બાબતની ચર્ચા અગર જો કે ઘણી રસિક થઇ પડે તેવી છે તોપણ આ સ્થલે તે કરવાની કાંઈ જરૂર નથી. વળી એ પણ જણાવવા યોગ્ય છે કે ભૂત-વર્તમાન-ભવિષ્ય એવી જે કાલની સંજ્ઞા છે તે યથાર્થ છે કે સર્વકાલ વર્તમાનજ છે. આ સ્થલે માત્ર એટલુંજ કહેવું બસ છે કે જ્યારે જીવાત્મા સ્થૂલ બંધનમાંથી મુક્ત થાય છે—નિદ્રામાં, મૂર્છામાં, કે મરણથી— ત્યારે તેની કાલની ગણના કાં

ધૃક વિલક્ષણજ છે. તે સ્થૂલ સામાન્ય ગણનાની સાથે સંબંધ પૃમે તેવી નહિ હોવાથી મનુષ્યની સમજમાં આવે નહિ તેવી છે. વાંચનારની શંકા દૂર કરવં તેના સંબંધમાં સેંકડો વાતો કહી શકાય, પરંતુ અહીં તો માત્ર બે કહેવામાં આવે છે. એક વાત તો ઘણી પુરાણી છે અને ઘણું કરી એડીસને "ધી સ્પેક્ટેટર" નામના પોતાના વર્તમાન પત્રમાં આપેલી છે; બીજી માત્ર થોડા માસ ઉપર બનેલી છે અને તે કોઈ વખત પ્રસિદ્ધ થઇ નથી.

મુસલમાન લોકોનું ધર્મપુસ્તક કુરાન છે તેમાં એવી એક આશ્ચર્યકારક વાત કહેલી છે, કે એક દિવસે પ્રાતઃકાલમાં મહમદ પેગંબર સ્વર્ગમાં ગયા અને ત્યાં તેમણે બિન્ન બિન્ન પ્રદેશો જોયા જેના સંબંધી તેમને સંપૂર્ણ સમજ આપવામાં આવી, અને ત્યાં તેમને જુદા જુદા ફીરસ્તાઓ સાથે ઘણી લાંબી વાતો થઇ. એટલું છતાં જ્યારે તે જાગ્રત થયા ત્યારે તેમનું બીછાનું તેમના બદનની ગરમીવાળું હતું અને વિચાર કર્યો તો માત્ર થોડી પલ થઇ હતી એમ લાગ્યું. તેના સંબંધમાં એડીસનની લખેલી વાત એવી છે કે મીસરના એક સુલતાને કહ્યું કે ઉપર લખેલી હકીકત માની શકાય તેવી નથી એટલુંજ નહિ પણ તેણે પોતાના ધર્મગુરૂને એટલે સુધી કહેવાની હીમત કરી કે એતો ગપ છે. ધર્મગુરૂ બહુ વિદ્વાન હતો એટલુંજ નહિ પણ કાંઇક ચમતકારી પણ હતો એટલે તેણે કહ્યું કે હું તારી શંકા અહીંને અહીં દૂર કરી બતાવું કે એ પ્રમાણે બની શકે છે. તેણે એક પાણી ભરેલું વાસણ ત્યાં મંગાવ્યું અને સુલતાનને કહ્યું કે આ પાણીમાં તારૂં મસ્તક બોળી એકદમ કાઢી લે. સુલતાને તે પ્રમાણે માથું પાણીમાં નાખ્યું કે તતકાલ તે જાણે કોઇ અજાણ્યા પ્રદેશમાં હોય એવું તેને લાગ્યું. તે સ્થલ કોઇ પર્વતની તળેટીમાં સમુદ્ર કિનારે ઉજ્જડ જોવામાં આવ્યું. આવો મુલક જોઇ તેને ગભરાટ થયો એટલે, પૂર્વે પ્રદેશના રાજાઓને સ્વાભાવિક વિચાર આવે તેમ, તેને લાગ્યું કે મારા ઉપર જાદુ થયું. એમ માની તેણે તરતજ તે વિદ્વાને દગો કરેલો છે એમ કહી ગાળો દેવા માંડી. પણ તેમાં તો તેનું કાંઇ વળ્યું નહિ અને ઉલટો ક્ષુધા વ્યાપી એટલે ખાવાની તજવીજ કરવા માટે તે પેલા નવા પ્રદેશમાં ચાલ્યો. થોડા સમય આસપાસ ભટકયા પછી એક જંગલમાં કેટલાક લોકો લાકડાં કાપતા તેણે જોયા. તે લોકોને સહાય થવા તેણે ઓછીજ કરી. આ લોકોએ પોતાની સાથે તેને કામમાં લીધો અને આખરે પોતાની સાથે ગામમાં તેડી ગયા. ત્યાં તેઓની સાથે તે કેટલાંક વર્ષ રહ્યો અને ધંધો રોજગાર કર્યો. એમ કરતાં કરતાં તેણે ધન સંચય કર્યું અને પછી એક શ્રીમંત સ્ત્રી સાથે લગ્ન કર્યું. તેની સાથે ઘણાં વર્ષ સુખમાં નિર્ગમન કર્યાં અને તે સ્ત્રીથી તેને ચૌદ છોકરાં થયાં. ત્યાર પછી એ સ્ત્રી મરણ પામી અને તે પછીના કાલમાં તેના ઉપર એટલી બધી વિપત્તિ પડી કે તેની છેક કંગાલ સ્થિતિ થઇ ગઇ અને વૃદ્ધાવસ્થામાં ફરી હટીઆરાનો ધંધો હાથ કરવો પડયો. એક દિવસ સમુદ્ર કિનારે જતો હતો ત્યાં વસ્ત્ર ઉતારી જળમાં નાહાવા પડયો અને પોતાનું માથું ઉચકી પાણી ખંખેરી આંખ ઉઘાડી તો પોતાના પૂર્વના હજુરી માણસો તેમજ વૃદ્ધ ગુરૂ પાસે ઉભેલા જોયા અને પાસે પાણી ભરેલું પેલું વાસણ પણ જોયું.

(આગળ ચાલુ)

૪

## સત્યકામ જાબાલ.

છાંદોગ્યોપનિષદ્‌માં કથા છે કે સત્યકામ જાબાલ પોતાની માતા જબાલાને કહેવા લાગ્યો 'માતા! મારે બ્રહ્મચર્ય માટે ગુરુ પાસે જવું છે, હું કીયા ગોત્રનો છું તે કહો.' માતાએ કહ્યું 'હું જાણતી નથી તું કીયા ગોત્રનો છે; બહુની પરિચર્યા કરનારી પરિચારિકા હું યુવાવસ્થામાં તને પામી છું, એટલે તું કીયા ગોત્રનો તે જાણતી નથી; મારું નામ જબાલા છે, તારું નામ સત્યકામ છે, માટે સત્યકામ જાબાલ એવું નામ કહેજે.' પછી સત્યકામ હારિદ્રુમત ગૌતમ પાસે આવી વિનયભાવે વિનવવા લાગ્યો.

'બ્રહ્મચર્યને અર્થે આપને નિવાસે આવ્યો છું.'

'સૌમ્ય! તારું ગોત્ર કીયું છે?' ગુરુએ પ્રશ્ન કર્યું.

'તે તો હું જાણતો નથી. મેં મારી માતાને પૂછી જોયું, તો તેણે કહ્યું કે બહુની પરિચર્યા કરનારી પરિચારિકા હું યુવાવસ્થામાં તને પામી છું, એટલે તું કીયા ગોત્રનો તે જાણતી નથી; મારું નામ જબાલા છે, તારું નામ સત્યકામ છે. માટે ભગવન્! હું સત્યકામ જાબાલ છું.'

ગુરુએ પ્રસન્ન થઇ કહ્યું 'બ્રાહ્મણ ન હોય તે આવું (સ્પષ્ટ અને સત્ય) વદી શકે નહિ. હે સૌમ્ય! તું સમિત્ લેગી કર, તને ઉપદેશ દેઇશું, સત્યથી કદાપિ ચલીશ નહિ.'

આ પ્રકારે તેનું ઉપનયન કરી અતિકૃશ અને દુર્બલ એવી ચારસો ગાયો બતાવી કહ્યું 'સૌમ્ય! આમની પાછળ જવું; અને એક સહસ્ર ન થાય ત્યાં સુધી પાછા આવવું.'

સત્યકામ તેમને લેઇ તે સહસ્ર થઇ તેટલાં વર્ષ પ્રવાસી રહ્યો.

પછી એને ઋષભે કહ્યું 'સત્યકામ!'

'ભગવન્!' એમ સત્યકામે ઉત્તર આપ્યું.

'સૌમ્ય! હવે સહસ્ર થયાં છીએ, આચાર્યગૃહ ભણી અમને લેઇ ચાલ; હું તને બ્રહ્મનો એક પાદ કહું.'

'કહો ભગવન્!'

'પ્રાચી દિક્ કલા, પ્રતીચી દિક્ કલા, દક્ષિણા દિક્ કલા, ઉદીચી દિક્ કલા;— સૌમ્ય! આ ચતુષ્કલ એવો પ્રકાશવાન્ નામે બ્રહ્મનો પાદ જાણ. એને યથાર્થ જાણી ચતુષ્કલ એવા પ્રકાશવાન્ નામના બ્રહ્મના પાદને ઉપાસે તે આ લોકમાં પ્રકાશવાન્ થા પ્રકાશવાન્ લોકને પ્રાપ્ત કરે. બીજો પાદ તને અગ્નિ કહેશે.'

પ્રાતઃકાલે ગાયોને હાંકી, તે નીકળ્યો. જ્યાં સાયંકાલ થયો ત્યાં તેમની પાસે અગ્નિ સ્થાપન કરી, ગાયોને આંતરી, સમિધ્ હોમી, અગ્નિની પાસે પૂર્વાભિમુખ બેઠો.

અગ્નિએ કહ્યું 'સત્યકામ!'

'ભગવન્!'

'સૌમ્ય! તને બ્રહ્મનો પાદ કહું.'

'કહો, ભગવન્!'

'પૃથિવી કલા, અન્તરિક્ષ કલા, આકાશ કલા, સમુદ્ર કલા;- આ ચતુષ્કલ એવો અનન્તવાન્ નામે બ્રહ્મનો પાદ છે. એને યથાર્થ જાણી જે ચતુષ્કલ એવા અનન્તવાન્ બ્રહ્મના પાદને ઉપાસે તે આ લોકમા અનન્તવાન્ થાય, અને અનન્તવાન્ લોકને પ્રાપ્ત કરે. બ્રહ્મનો તૃતીય પાદ તને હંસ કહેશે,'

પ્રાતઃકાલે ઋષિને હાકી તે નીકળ્યો જ્યા સાયંકાલ થયો ત્યાં તેમની પાસે અગ્નિનું સ્થાપન કરી, ગાયોને આંતરી, સમિધ્ હોમી, અગ્નિની પાસે પૂર્વાભિમુખ બેઠો.

હંસ તેની પાસે ઉડીને આવ્યો ને બોલ્યો ' સત્યકામ!'

'ભગવન્!'

'સોમ્ય! તને બ્રહ્મનો એકપાદ કહું.'

'કહો, ભગવન્!'

'અગ્નિ કલા, સૂર્ય કલા, ચન્દ્ર કલા, વિદ્યુત્ કલા;-આ ચતુષ્કલ એવો જ્યોતિષ્માન્ નામે બ્રહ્મનો પાદ છે. એને યથાર્થ જાણી જે ચતુષ્કલ એવા જ્યોતિષ્માન્ બ્રહ્મના પાદને ઉપાસે તે આ લોકમાં જ્યોતિષ્માન્ થાય, જ્યોતિષ્માન્ લોકને પ્રાપ્ત કરે. ચતુર્થપાદ તને મદ્ગુ કહેશે'

પ્રાતઃકાલે ગાયોને હાકી તે નીકળ્યો. જ્યા સાયંકાલ થયો ત્યાં તેમની પાસે અગ્નિનું સ્થાપન કરી, ગાયોને આંતરી, સમિધ્ હોમી, અગ્નિની પાસે પૂર્વાભિમુખ બેઠો.

મદ્ગુ ( સમુદ્રનું પક્ષી ) તેની પાસે ઉડીને આવ્યું અને બોલ્યુ ' સત્યકામ!'

'ભગવન્!'

'બ્રહ્મનો એક પાદ તને કહું.'

'કહો, ભગવન્!'

'પ્રાણ કલા, ચક્ષુ કલા, શ્રોત્ર કલા, મન કલા;-આ ચતુષ્કલ એવો આયતનવાન નામે બ્રહ્મનો પાદ છે. એને યથાર્થ જાણી જે ચતુષ્કલ એવા આયતનવાન્ બ્રહ્મના પાદને ઉપાસે તે આ લોકમાં આયતનવાન્ થાય, આયતનવાન્ લોકને પ્રાપ્ત કરે.'

પછી સત્યકામ આચાર્યના નિવાસને પ્રાપ્ત થયો,

આચાર્યે કહ્યું ' સત્યકામ!'

'ભગવન્!'

'બ્રહ્મજ્ઞાની જેવો તું ભાસે છે, તને કોણે અનુશાસન કર્યું?'

'મનુષ્ય કરતાં અન્યે; માટે ભગવાનજ મને હવે ઉપદેશ આપો. ભગવાન્ જેવા પાસેથી મેં શ્રવણ કર્યું છે કે આચાર્યથીજ પ્રાપ્ત કરેલી વિદ્યા સાધુતા આપે છે.'

'તેં જે જાણ્યું છે તે કરતાં કાંઇ શેષ રહ્યુ નથી.'

આ પ્રકારે બ્રહ્મજ્ઞાનથી કૃતાર્થ થયેલો સત્યકામ આચાર્યને વંદન કરી પોતાને સ્થાને ગયો. ' સત્યકામ '-સત્યની જેને કામના, ઇચ્છા, થઇ છે તેવો સત્યકામ પોતાના પિતાને જાણતો નથી. જ્ઞાનાભિમુખ અધિકારી અનેક જન્મના સંસ્કારોથી યુક્ત થઇ, છેવટના

જ્ઞાનપ્રાપ્તિસમીપના સંસ્કારને અનુભવે છે, ત્યારે તેને પૂર્વનાં કર્મરૂપ પિતા નથીજ હોતો, તેને અમુક પિતૃપરંપરાનું સ્મરણ નથીજ હોતું. પિતા વિના કેવલ માતાનેજ, જ્ઞાનબુદ્ધિનેજ, ઓળખતો સત્યકામ ગુરુ સમીપ જાય છે. ગુરુ તેને બ્રાહ્મણ રૂપે, તેની સત્ય વાણીથી, ઓળખે છે, અને સો ગાયો હજાર થાય ત્યાં સુધી સાચવવા સોંપે છે. સો ગાયો સહસ્ર થાય, એટલે કે જ્ઞાનાભિમુખ અધિકારીની જ્ઞાનેંદ્રિયો સંપૂર્ણ રીતે સ્થૂલાતિરિક્ત ભાવનાના પ્રદેશનો અનુભવ કરવા જેટલી પુષ્ટ, તીવ્ર અને સમર્થ, થાય ત્યાં સુધી ગુરુ, સત્યકામને ગાયોનું પાલન કરવાનું, પોતાની શક્તિને એકાગ્રભાવનાથી અધિક કેળવવાનું કહે છે. જ્ઞાનેંદ્રિયો પુષ્ટ થાય છે ત્યારે તીવ્ર થયેલી બુદ્ધિ જેને આખ્યાનમાં ઋષભ—આખલો—કહી છે, તે આવીને સર્વ શક્તિઓ પુષ્ટ થયાની, સો ગાયો સહસ્ર થયાની ખબર આપે છે. તેનીજ સાથે, એ બુદ્ધિ તેને જેવું એકાકાર અભેદનું ગ્રહણ થાય છે તેવું કહાવે છે અને કહે છે કે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર એ ચારે બ્રહ્મની એક એક કલા છે, એટલે એક એક અંશ છે, ચારે અંશ થઈને બ્રહ્મનો એક પાદ, નામ એક ચતુર્થાંશ, થાય છે. દેશ અને કાલના પરિચ્છેદ વિના બુદ્ધિ કોઈ પણ પદાર્થને ગૃહી શકતી નથી એ વાત સુપ્રસિદ્ધ છે એટલે ગ્રહણ અથવા જેને સામાન્ય રીતે આપણે જ્ઞાન કહીએ છીએ, તે જ્ઞાનમાત્રમાં જે સ્થૂલતા કે નાનાત્વ છે, તેની પાર જે સૂક્ષ્મ ભાવરૂપ અને નાનાત્વરહિત, દેશ અથવા દિક્ છે, તેને એકાકાર બ્રહ્મભૂમિકાના એક પાદરૂપે બુદ્ધિ કહી બતાવે છે. નાનાત્વથી છૂટી, દિક્‌ની જે એકતા અને વિશાલતા છે, તેટલી એકતા અને વિશાલતા, જેના હૃદયને થાય, તે બ્રહ્મના ચતુર્થાંશનો અનુભવ કરી શકે એ નિઃસંશય છે. તે પ્રકાશવાન્ લોકને પ્રાપ્ત કરે છે. સ્થૂલ પરિચ્છેદ પાર મનુષ્યને તેની બુદ્ધિ ઉપાડી જાય છે, પણ તેથી અધિક જે અનુભવની ભૂમિકા છે ત્યાં તેનાથી જઈ શકાતું નથી, માટેજ અગ્નિ તને બીજો પાદ કહેશે એમ કહીને ઋષભ વિરમે છે. સત્યકામ આટલું સમજી ગુરુજી ગુરુ પાસે જવા નીકળે છે, પણ જ્યાં સાયંકાલ થાય છે ત્યાં થોભે છે, પોતાના સામર્થ્યને અધિક સંસ્કાર આપવાને અર્થે કોઈ કોઈ જન્માંતર કરવા પડે તો કરે છે; અને સ્થૂલ તથા સૂક્ષ્મથી વ્યતિરિક્ત જે ભાવનાની ભૂમિકા તેની સાથે સંબંધ કરાવનાર જે અગ્નિ—આધ્યાત્મિક જ્ઞાનાગ્નિ—તેનું પાલન કરે છે, તેને ઉપાસે છે. ઋષભરૂપ સ્થૂલ જ્ઞાન અથવા બુદ્ધિ આ સ્થાને અધિક અનુભવ આપી શકતી નથી, એ અગ્નિ પોતેજ ઉપદેશ કરે છે. ઇંદ્રિયગ્રાહ્ય (સ્થૂલ) તેમ માનસિક (સૂક્ષ્મ) વિશ્વની પાર જે એકરસ અભેદ ભાવનાની ભૂમિકા છે તેનો અનુભવ કરાવવા અધિકારીની બુદ્ધિશક્તિ અસમર્થ છે. અગ્નિ કહે છે પૃથ્વી કલા, અંતરિક્ષ કલા, આકાશ કલા સમુદ્ર કલા. જ્યાં પરિચ્છેદનો પ્રદેશ છે તેની પૃથ્વીથી આરંભ કરે છે, કેમકે દેશપરિચ્છેદને વીસરાવી દિક્‌માત્રનેજ બ્રહ્મના પાદ રૂપે સત્યકામે જાણ્યો છે. એ દિક્‌ના પ્રદેશમાંની જે પૃથ્વી તે એક કલા છે, તેથી ઉપર જે આકાશ તે એક કલા છે, ને આકાશની પાર સમુદ્ર તે એક કલા છે. અત્ર સમુદ્ર એટલે જલપૂર્ણ મહોદધિ ન સમજતાં મહોદધિતુલ્ય નિઃસીમ અપરિચ્છિન્ન જે સત્ તેને સમુદ્રશબ્દે કરીને સૂચવેલું સમજવું. માટેજ આ પાદને અનન્તવાન્ કહ્યો છે. દિક્‌રૂપી જે પ્રકાશવાન્, અને પ્રકાશે કરીને જેની સીમા ભાસતી

જેવો પરિચ્છિન્ન, પાદ કહ્યો તે કરતાં જેને પરિચ્છેદ કે સીમા નથી એવો અનન્ત—અં-તરવિનાનો—પાદ આ પ્રકારે અગ્નિએ કહ્યો. ત્રીજો પાદ હંસ કહેશે એમ અગ્નિ કહે છે, કારણકે હંસ જે આત્મા તેજ તેનો પોતાનો અનુભવ કરાવી શકે, આત્માજ આત્માને ઓળખી શકે, એ, અભેદાનુભવમાં અન્યની અપેક્ષા નથી.

હંસ ઉડતો ઉડતો આવે છે. આત્માનુભવ જેને થાય છે, ભાવનાની અભેદ ભૂ-મિકાનો અનુભવ જે મહાજ્ઞાનીઓને થયો છે, તેમનું કથન એ છે કે એ અનુભવ બુદ્ધિના તર્કથી, મનના વિલાસથી, ક્રમે ક્રમે વિકસતો હોય એવો નથી; જાણે શરીરની બહાર-થીજ આવતો હોય, કહીંકથી ઉડીને અંદર પડતો હોય, વીજળીના ચમકારાની પેઠે તત્ક્ષણ બધે પ્રકાશ વિસ્તારતો હોય તેવો આકસ્મિકવત્ સમજાય છે. માટેજ હંસ ઉડીને સત્ય-કામની પાસે આવે છે ને કહે છેઃ અગ્નિ કલા, સૂર્ય કલા, ચંદ્ર કલા, વિદ્યુત્ કલા, એ જ્યોતિ-ષ્માન્ બ્રહ્મપાદ છે. જે ભૂમિકાનું છેવટમાં છેવટ ગ્રહણ, વર્ણન, જ્યોતિરૂપે અનુભવીઓ કરે છે, આત્મજ્યોતિ એવી જેને જણાવવાને સર્વ અનુભવીઓની સંજ્ઞા છે, તે બ્રહ્મના તેજોમય બિંબ અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વિદ્યુતને દર્શાવી, તેમના પ્રત્યેકનામાં સ્થૂલ સૂક્ષ્મની પાર પડી, સાકાર છતે અત્યંત નિરાકાર, અદૃશ્યવત્ થવા તથા કરવાની જે શક્તિ છે, તે ઉપર સત્યકામના લક્ષને દોરે છે. અપરિચ્છિન્નતા અને અનન્તતાની પરિતૃ-પ્તિ દર્શાવે છે. અને કહે છે કે હવે જે ચતુર્થપાદ રહ્યો તે મદ્ગુ કહેશે.

મદ્ગુ એ સમુદ્ર જે હમણાંજ આપણે અનન્ત સત્ રૂપે કહી ગયા તેમાં રહેનાર પક્ષી છે, તે સર્વમય એકરસ સમુદ્ર જે બ્રહ્મ તેમાં વસનાર જ્ઞાનોન્મુખ જીવ છે. સત્યકામની ભાવના પ્રકાશ, અનન્ત, જ્યોતિ ત્યાં સુધી વિસ્તાર પામી છે, હવે એટલુંજ સમજાવવું રહ્યું છે કે એ જે બાહ્ય ભાવના તે આંતર ભાવનાનાજ પ્રકાર છે. વ્યષ્ટિમાં જે ચૈતન્ય છે તેજ-એ, પ્રકાશ, અનન્ત, જ્યોતિષ એ રૂપે વિલસે છે ને વ્યષ્ટિસમષ્ટિ એમ એકાકાર અ-ભિન્ન છે. ભાવનાની ભૂમિકામાં કશો ભેદજ નથી. આ ઉપદેશ જીવ પોતેજ પોતાને ફરી જીવમાત્ર વીસરતાં સાક્ષાત્ એકરસનું પાન કરી કૃતકૃત્ય થાય છે. પ્રાણ કલા, ચક્ષુ કલા, શ્રોત્ર કલા, મન કલા;—એવું પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મનનું જે વ્યષ્ટિરૂપ આયતન-ભોગાયતન—તેજ બ્રહ્મનો આયતનવાન્ પાદ છે. પ્રકાશ, અનન્ત, જ્યોતિષ—તેજ આયતન—ભાવના તેજ મૂર્તિ અને મૂર્તિ તેજ ભાવના;—આ અનુભવ સત્યકામને થઇ જાય છે.

સત્યકામ ગાયો સાચવતાં કૃતકૃત્ય થઈ ગુરુ પાસે જાય છે. તેના હૃદયમાંથી ના-નાત્વમાત્ર ઓગળી ગયું છે, અનન્ત જ્યોતિરૂપ તે વિલસી રહ્યો છે. ગુરુ તેને જોતાંજ જાણી જાય છે ને કહે છે કે તું બ્રહ્મજ્ઞાની જેવો ભાસે છે. સત્યકામ કહે છે કે મને મનુષ્ય વિના અન્ય એવા આચાર્યોએ ઉપદેશ કર્યો છે માટે આપ ઉપદેશ કરી મને કૃતાર્થ કરો. ગુરુ કહે છે કે હવે ઉપદેશ કશો પણ શેષ નથી.

ઉપનિષદોમાં બ્રહ્મજ્ઞાન જેવા ભવ્ય અને મોક્ષપ્રદ વિષયનું આવી સાદી અને કલ્પ-નાને જાગ્રત કરી તે દ્વારા સાક્ષાત્કારપર્યન્તનો બોધ આપનારી વાર્તાઓથી કથન કરેલું છે.

પાછળના સમયના વેદાન્તીઓએ અવચ્છેદાવચ્છેદક અને ઘટાકાશ મહાકાશની જે તર્કજાલો રચી છે, તે કેટલી ક્લિષ્ટ, બુદ્ધિનો ભ્રંશ કરનારી, અને બકવાદમાત્રથીજ વેદાન્તી બનાવવાનો સરલ માર્ગ કરી આપનારી છે, તે આ ઉપરથી સહજે જણાઇ આવશે. તર્ક અને બુદ્ધિ કરતાં કલ્પના અને પ્રતિભા આપણને બ્રહ્મજ્ઞાનનો અનુભવ સત્વર કરાવી શકે એમ છે. એક બીજી વાત પણ આ આખ્યાયિકામાંથી સ્પષ્ટ થાય છે. સત્યકામને ગુરુએ કેટલું જ્ઞાન આપ્યું એ સહજે જણાય એમ છે. પોતે પોતાની શક્તિથી અધિકારી અનેક સૂચનાઓના તત્ત્વનું ગ્રહણ કરી અનુભવ ન પામે ત્યાં સુધી ગુરુકૃપા કે ગુરુસેવા નિષ્ફળજ છે.

---

## ૫

## દેવલોક.

(મળેલું)

(અનુસંધાન પૃષ્ઠ ૨૦૦ થી)

એ પ્રકારના વધારે પ્રયોગો કરતાં એમ પણ સિદ્ધ થયું કે જે સત્ત્વ પ્રથમ ઉત્પન્ન થાય છે તેનો રંગ પ્રથમ જે પ્રકારનો વિચાર કરેલો હોય છે તેના ઉપર મુખ્યત્વે કરી આધાર રાખે છે. ઉપર જે દૃષ્ટાંતનું વર્ણન કર્યું તેમાં અત્યંત પ્રેમમય વિચાર હોવાથી તેના સત્ત્વનો રંગ ખીલતો ગુલાબી હતો. કોઇની રોગશાન્તિ માટે વિચાર ઉત્પન્ન થાય તો તેના સત્ત્વનો રંગ ખુશનુમા રૂપેરી સફેત દેખાય છે; વળી કોઇ નાસીપાસ અને નાઉમેદ થયેલા મિત્રને ધૈર્ય અને દૃઢતા રાખવાને ઇચ્છાપૂર્વક ધારણા કરવામાં આવે તેના સત્ત્વનો રંગ પ્રકાશિત સુવર્ણના જેવો પીળો દેખાય છે.

આવા સર્વ પ્રયોગોમાં બીજું એ પણ જોવામાં આવે છે કે સુંદર-રંગગતિ, જે પ્રત્યેક ભૂમિકાના ભૌતિક પદાર્થમાં જોવામાં આવે છે તે ઉપરાંત જેના પ્રતિ તે વિચાર પ્રથમ કરવામાં આવે છે તેના તરફ જતાં સત્ત્વોમાં અમુક પ્રકારનું બલ પણ પ્રાપ્ત થયેલું હોય છે. જેટલા પ્રયોગો કરવામાં આવ્યા તેમાં માત્ર એક વિના બાકી સર્વમાં તેવી શક્તિ ભાસ્યમાન થતી હતી. એક વિધિયે નીચેની ભૂમિકામાંથી પોતાના ગુરુ—એક મહાત્મા—પ્રતિ પહોંચાડવા પ્રેમ અને ભક્તિમય વિચાર કર્યો. આનું પરિણામ દૃષ્ટાઓને જે થવું જોઇએ તેથી કેવલ વિરુદ્ધ જોવામાં આવ્યું. આમ થવાની સમજ માટે પ્રથમ એટલું જણાવવું અવશ્યનું છે કે કોઈ પણ મહાત્મા અને તેના શિષ્ય વચ્ચે વિચાર અને સત્ત્વનો સંબંધ ચાલતોજ રહે છે. દેવલોકમાં આ સંબંધ દર્શાવનાર સર્વ વર્ણનું એક ઝગઝગાટ ભરેલું કિરણ જોવામાં આવે છે. તેમાં મુખ્ય રંગ ગુલેનાર—સુવર્ણના જેવો પીળો—અને આસ્માની હોય છે. એ ઉપરથી પ્રયોગ કરતી વખતે એવું ધારવામાં હતું કે શિષ્યનો દૃઢ વિચાર એજ કિરણને વધારે ત્વરિત ગતિ આપશે. પરંતુ એ વખતે તેમ નહિ બનતાં એવું બન્યું કે એ તેજોમય કિરણના રંગો એકાએક અત્યંત ખીલ્યા અને શિષ્યના પ્રતિ ઉલટી આકર્ષક શક્તિ સ્પષ્ટ દેખાય તેમ વહન કરવા લાગી. એથી સ્પષ્ટ જણાય છે કે જ્યારે શિષ્ય ગુરુ પ્રતિ વિચાર ચલાવે છે ત્યારે અન્યોઅન્ય ચાલતો સંબંધ વૃદ્ધિ પામે છે અને તેથી કરી જે શક્તિ ગુરુ દીધાં કરે છે તેમાં આ પ્રમાણે થવાથી વધારો થાય છે અને

તેને ઉપરથી વધારે સહાય મળે છે. આનું કારણ એવું જણાય છે કે મહાત્માઓની શક્તિ એટલી બળવાન અને સુદૃઢ રહે છે કે તેમની સાથે સંબંધ ધરાવનારે આકર્ષક શક્તિદ્વારા કોઇ પણ વિચાર ગતિમાન્ થાય છે ત્યારે તે ગતિ તેઓની પ્રતિ જવાને બદલે જે ચાલતો સંબંધ હોય છે તેનું ચાચલ્ય વૃદ્ધિ પામે છે અને ગુરૂનો પ્રેમ સામો વિશેષ વર્ષતો જણાય છે.

ઉપર કહ્યા તેવા વિચારોની અસર અરૂપભૂમિકા ઉપર જુદાજ પ્રકારની થાય છે તે તફાવત ભૂમિકાના ભૌતિક પદાર્થ કરતા ભૌતિક સત્ત્વ જે કહેવામા આવેલ છે તેમા વિશેષ જણાય છે. મૂલભૂત પદાર્થોમા તો તેની સૂક્ષ્મતાને લીધે વિશેષ ચાંચલ્ય પ્રાપ્ત થાય છે પણ ભૌતિક સત્ત્વમા તો કોઇ રૂપ પેદા થતુજ નથી એટલે તેનું કાર્ય પણ તદ્દન જુદી રીતે થતુ જોવામા આવે છે. નીચેની સર્વ ભૂમિકા ઉપર કરેલા પ્રયોગોમા એવું જોવામા આવ્યું કે જે વિચાર-રૂપ સત્ત્વ ઉત્પન્ન થતુ હતું તે જે મનુષ્ય પ્રતિ વિચાર કરેલો તેના ઉપર અસર કરવા માટે તેની આસપાસ ઝુમ્યા કરતુ અને અનુકૂલ પ્રસંગ આવે ત્યારે તેના માનસિક, સૂક્ષ્મ, કે સ્થૂલ શરીર પ્રતિ પોતાની સત્તા ચલાવતુ. પણ અરૂપભૂમિકામા તો કારણશરીરમાથી વીજળીના ઝબકારાની પેઠે વિચાર નીકળી જેના પ્રતિ વિચાર કરેલો હોય તેના પણ કારણશરીરને અસર કરતો. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે નીચેની ભૂમિકાના વિચારો રૂપ-શરીરને અસર કરી શકે છે પણ ઉચ્ચ ભૂમિકામાં કરેલા વિચાર કારણશરીર ઉપર અર્થાત્ જીવ જે વારવાર જન્મ પામે છે તેને અસર કરે છે. આવા પ્રસંગમાં સ્થૂલ રૂપને અસર કરવાનો વિચાર હોય તો તે પ્રથમ કારણશરીરમા થઇ ઉપરથી નીચે ઉતરી પોતાનું નિમેલુ કાર્ય કરે છે.

અત્યાર પર્યંત જે નીચે ઉચેની ભૂમિકા વિષે કહેવામા આવ્યુ છે તેથી સામાન્ય એવું પ્રશ્ન થાય કે એ ભૂમિકાના ભૌતિક પદાર્થમા કેટલો તફાવત હશે આ પ્રશ્નનો ઉત્તર સ્પષ્ટ તો નહિ પણ સાધારણ રીતે આપી શકાય એવું છે, કારણ કે સર્વથી નીચેની ભૂમિકાના પદાર્થનું વર્ણન કરવા માટે પૃણ યોગ્ય વિશેષવાચક શબ્દો મળવા કઠિન છે ત્યારે બીજીને માટે તો શુંજ કહેવું એક વાત તો એ છે કે જેમ જેમ આપણે ઉપર ચઢતા જઇએ છીએ તેમ તેમ ભૌતિક પદાર્થ વધારે વધારે સૂક્ષ્મ જોવામા આવે છે, એકતાનતા વિશેષ સ્પષ્ટ, અને તેજ વધારે પ્રકાશિત અને ચચલ, ભિન્ન ભિન્ન સુરના વધારે ઉચા સ્વર, અને રંગની વધારે બારીક છાયા અનુભવવામા આવે છે. એમ કહેવામા આવે છે કે સ્થૂલ ભૂમિકાનું તેજ સૂક્ષ્મ ભૂમિકાના તેજ આગળ અંધારૂં છે એ અલંકારયુક્ત ગણવામા આવે છે પણ તેમ નથી. એ ખરૂ છે. વધારે સ્પષ્ટ સમજ થાય તે માટે નીચેની સાથે ઉપરની તુલના કરવા કરતાં ઉપરથી નીચે ઉતરી તુલના કરવી એ વધારે સુગમ પડે તેવું છે. સર્વથી ઉચ્ચ ભૂમિકાની એવી કલ્પના કરીએ કે તેમા જે ભૌતિક પદાર્થ છે તે જે શક્તિથી સચેત અને સજીવન થાય છે તેની તે શક્તિ તેજ રૂપે નીચે ઉતરે છે. એ ઉચ્ચ ભૂમિકા દેવલોકથી પણ અતિ ઉચ્ચ છે. આવી રીતે પ્રથમની ભૂમિકાનો ભૌતિક પદાર્થ તથા આદ્યશક્તિનું સંયોજન થઈ તે ઉતરતી ભૂમિકામા આવે છે અને ત્યા તેના જીવ-રૂપ થાય છે ત્યાથી વળી જ્યારે નીચે ઉતરે છે ત્યારે તે ભૂમિકાના ભૌતિક પદાર્થનું પડ ચઢાવી લે છે એટલે આદ્યશક્તિ બે ભૂમિકાના પડમા

રહી ત્રીજી ભૂમિકામાં છાયા—રૂપે પ્રવર્તે છે. આમ કરતાં કરતાં જ્યારે સાતમી ભૂમિકામાં આવે છે ત્યારે એ આદ્યશક્તિ ઉપર છ પડ ચઢેલાં હોય છે એથી કરી મૂલ પ્રકાશ ઘણો ઝાંખો થઈ જાય છે અને તેનું મૂલ ચાંચલ્ય પણ બહુ મંદ પડી જાય છે. આખા બ્રહ્માંડના ભૂત—પદાર્થને સચેત કરવા માંડે છે ત્યારે પણ એવી રીતે થાય છે એમ સહજ સમજી શકાશે. આ ક્રિયાસૃષ્ટિમાં વારંવાર થયા કરે છે એટલે તે વાત, યથાસ્થિત ધ્યાનમાં રાખવાથી અભ્યાસકોને બીજી બાબતો સમજવાનું બહુ સરલ થઈ પડશે.

આ ભૂમિકાના સામાન્ય ગુણોનું વર્ણન કરતાં આકાશમાં પડી રહેલા લેખો વિશે પણ કહેવા ચુકવું નહિ જોઈએ. આ લેખો વાસ્તવિક જોતાં સૃષ્ટિની સ્મરણી છે. જગત્‌નો ખરો ઇતિહાસ આ લેખોમાંથી પ્રાપ્ત થાય તેમ છે. સૂક્ષ્મ આકાશિક ભૂમિકામાં આ લેખો જે છુટા છવાયા વખતો વખત દેખાય છે તેની સાથે સરખાવતાં આ ભૂમિકામાં તે લેખો સ્પષ્ટ, યથાસ્થિત, અને પૂર્વાપર સંબંધ દર્શાવે તેવા જણાય છે. મૂલ લેખ એજ છે કે આ ભૂમિકામા કોઇ અન્ય ભૂમિકામાંથી પડેલ પ્રતિબિંબ દેખાય છે તે નિશ્ચય કહી શકાય નહિ. આ કહેવાનો સારાંશ માત્ર એટલોજ છે કે કોઇ વિશ્વદષ્ટિવાન્ ભૂત ભવિષ્યની વાત કરે ત્યારે જો તે આ ભૂમિકા પર્યંત દૃષ્ટિ પોહોચાડી શકે તેવો હોય તોજ તેનું કહેવું વિશ્વાસપાત્ર છે. તેમા એ ભુલ થવા સભવ છે. તે મનુષ્યને એ ભૂમિકા પર્યંત પહોચવાની શક્તિ હોય પરંતુ પોતાનો અનુભવ સ્થૂલ ભૂમિકા પર્યંત પાછો લાવવાની બરાબર શક્તિ પ્રાપ્ત થઇ હોય નહિ તો તેમાં પણ વખતે ભૂલ થાય છે. એટલું તો ખરેખર છે કે જે અભ્યાસકે સ્થૂલ શરીરમાં રહી દેવલોકભૂમિકાનું દર્શન કરવા પોહોચવા જેટલી શક્તિ પ્રાપ્ત કરી હશે તેને આ જગત્‌ના ઇતિહાસનું બહુ ચિત્તાકર્ષક જ્ઞાન મેળવવાનું સાધન હાથ આવેલું જણાશે. એવા મનુષ્ય સાંપ્રત કાલમાં જે ઐતિહાસિક જ્ઞાનનો પ્રસાર થાય છે તે કેટલે અંશે ખરું છે તેનું અવલોકન કરવા સમર્થ થશે અને તેથી કરી તેમાં જે કાંઈ ભુલ થતી હશે અથવા અસત્ય વાતો દાખલ થઇ હશે તે સુધારવા તેમજ કાઢી નાખવા ખાત્રી પૂર્વક સમર્થ થશે. તેઓ પોતાની ઇચ્છા અનુસાર જગત્‌ના ઉત્પત્તિકાલથી અદ્યાપિ પર્યંત બનેલા બનાવો પોતાની સમીપ લાવી દર્શન કરવા ધારશે તો કરી શકશે; અને આદિકાલમાં અગ્નિદેવતાઓએ પ્રથમ મનુષ્યદેહ ધારણ કરી મહાન્ સુધારા આ દુનિયાંમાં પ્રવર્તાવ્યા ત્યારથી વર્તમાનકાલ પર્યંતનો સમગ્ર ઇતિહાસ તેઓના જાણવામાં આવી શકશે. વળી માત્ર મનુષ્ય જાતનોજ ઇતિહાસ જણાશે એમ નહિ પણ જેમ એક સંગ્રહસ્થાનમાં હોય તેમ ભિન્ન ભિન્ન અને વિચિત્ર પ્રકારનાં પશુ પક્ષી આદિ જનાવરો તથા વૃક્ષ આદિ ઉદ્‌ભિજ્જ રૂપો જગત્‌ના આદિ કાલમાં કેવાં હતાં અને તેમાં કેવા ફેરફાર થતા ચાલ્યા તે પણ જોવામાં આવશે. પૃથ્વી ઉપર જે ભૂસ્તરના અજાયબ જેવા ફેરફાર થયા, મહાન્ પ્રલયો થયા, અને જેને લીધે આ પૃથ્વી ઉપર જલ સ્થલ બદલાતાં આવ્યાં છે તેનું પણ જ્ઞાન થશે. આવી તરહથી જે કોઇ દેવલોકનું દર્શન કરવા સમર્થ થાય છે તેને તે જોવાની તક મળે છે. એ દર્શન એટલું બધું આનંદકારક અને આકર્ષક છે કે એટલોજ લાભ માત્ર ગણીએ તો પણ તે આ જગત્‌માં જે લાભો પ્રાપ્ત થાય છે તે સર્વના કરતાં ચઢે છે. પરંતુ તે લાભ ઉપરાંત બુદ્ધિપ્રભાવ થઇ જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે અને તે સાથે

સ્વતંત્રતાથી દેવલોકમાં ગમનાગમન કરી શકાય છે, અને મહા જ્ઞાની મહાત્માઓનો સમાગમ કરી શકાય છે. સ્થૂલ જગતના જીવિતની જંજાલમાંથી છુટી શાન્તિ ભોગવાય છે અને તેના સતત સુખથી આનંદ થાય છે. તેમજ તે સર્વ કરતાં પણ વિશેષ અગત્યની બાત એ કે પોતાનાં જાતભાઇ મનુષ્યોનું કલ્યાણ કરવાની અત્યંત શક્તિ પ્રાપ્ત થાય છે. એ કાંઇ થોડો લાભ ગણાય નહિ. એ સઘળાનો જ્યારે વિચાર કરીએ ત્યારેજ આપણને મંદ ખ્યાલ આવે કે એક અભ્યાસી પૂર્ણ સચેત અવસ્થામાં દેવલોકમાં ગમનાગમન કરવા સમર્થ થાય છે અને પોતાના પૂર્વજોના એ દિવ્ય સ્થાનનું દર્શન યથાર્થ કરી શકે છે તેમાં કેટલો લાભ સમાયલો છે. (આગળ ચાલુ)

---

૩

શૂદ્ર.

## મારૂં જીવનચરિત.

(અનુસંધાન પૃષ્ઠ ૧૭૮ થી)

યોગ કરતાં હરસુખરાય એક દિવસ સમય સાધીને સાહેબને મળવા ગયા. મુરારજીએ હરસુખરાયને બહુ બહુ રીતે માન આપી સાહેબ આગળ રજુ કર્યા અને સાહેબ તથા હરસુખરાય વચ્ચે, વિનય વિવેક થયા પછી, મુદ્દા ઉપર વાતચીત ચાલી.

"નવાબ સાહેબ રાજકાજમાં બરાબર લક્ષ આપતા હોય એમ લાગતુ નથી."

"મારો અનુભવ એવો નથી, પરંતુ જ્યા સુધી પોતાના નોકરો હુકમ બજાવી શકે ત્યાં સુધી ધણી પોતે તો દેખરેખ કરતાં વધારે શું કરી શકે?"

"મારે એમ માનવાનું કારણ છે, હરસુખરાયજી! કેટલાક લોકોને દાદ ફરીઆદે પહોચ્યા વિનાજ નોકરીમાંથી બરતરફ કરવા અને તે લોકો જ્યાં ત્યા નવાબસાહેબની બદગોઇ કરતા ફરે તે ચાલવા દેવું એ વાત વાજબી નથી."

"આપ કરમચંદને માટે કહેતા હશો, પણ એમાં નવાબસાહેબે કાંઇ ખોટુ કર્યું નથી."

આવા સીધા અને પોતાના વલનથી વિરૂદ્ધ ઉત્તરને સાંભળી, ચીડાવાને તત્પર થઇ રહેલા સાહેબ ચીડાઇ ગયા અને ક્રોધથી બોલી ઉઠ્યા: "ત્યારે તો પેલો કાગળ લખવામાં પણ નવાબસાહેબે કાંઇ ખોટું નહિજ કર્યુ હોય?"

હરસુખરાયે જરા પણ ધીરજ ન તજતાં, શાન્તિથી કહ્યુ "હું આપને એ વિષે જે કાંઈ કહીશ તે ઉપર આપનો વિશ્વાસ બેસશે."

"શું તમે મને એ રીતે બાંધી લેવા ઇચ્છો છો? સરકાર પોતાને ખાતરી થાય તેવી રીતે તજવીજ કર્યા વિના રહેનાર નથી."

"તો તે તજવીજને અંતે સત્ય ઉઘાડું થયા વિના રહેનાર નથી, એવી મને ખાતરી છે એટલે આપ એ તજવીજને જેટલી ઉતાવળથી શરૂ કરવા ઇચ્છતા હો તે કરતા વધારે ઉતાવળથી હું ઇચ્છું છું."

"એમ કહેવાય છે કે એ કાગળના લખનાર તમે છો" એમ કહીને પોતાના આવા આરોપની શી અસર થાય છે તે જોવાને સાહેબ ઝીણી નજરે હરસુખરાયના વદન ઉપર

જોઇ રહ્યો.

હરસુખરાય સૂધો; સરલ, પ્રામાણિક રાજપુરૂષ છતાં અનુભવથી ઘડાઇને બહુ કડો; અને શાન્ત થઇ રહ્યો હતો. સરલ પ્રકૃતિમાં જે તીવ્રતા, તીખાશ, અને અયોગ્ય વચનો, સાંભળતાંજ એકાએક સળગી ઉઠવાની ક્ષણિક દુર્બલતા હોય છે તેમાંથી હરસુખરાય, આટલી લાંબી ઉમરે, મુક્ત થયો હતો. ધીમેથી બોલ્યો: "એ વાત તદન ખરી છે; પણ, એમ કહીને હું આપની પાસેથી માફી માગતો નથી; જેમ બને તેમ જલદીથી પૂરાવો, કરી મને આપ ગુનહગાર ઠરાવો એજ માગું છું."

સાહેબને તો આ સાંભળી આશ્ચર્ય લાગી ગયું અને જે હરસુખરાયને પોતાના રૂઆબથી દબાવવા ઇચ્છતો હતો તેનાથી પોતે કાંઇક સંકોચ પામી મુરારજી આદિ મંડળના કહેવા ઉપર અશ્રદ્ધા કરવા લાગ્યો. પણ મુરારજી કાચો ન હતો. આ બધી વાત તેણે બહાર, ઉભા રહી અક્ષરે અક્ષર સાંભળી હતી, અને હરસુખરાયના બોલવા પછી, સાહેબ વિચારમાં પડી ગયો કે શું કહેવું, તે વખતેજ થોડાક સહીઓના કાગળો ઉતાવળના છે એમ કરી તે અંદર પેઠો સાહેબને પણ મુરારજીનું આવવું પ્રાસંગિક અને ઉપયોગી લાગ્યું કે હરસુખરાયને શું કહેવું તેનો વિચાર કરવાનો સમય મળી શકે. થોડાક કાગળો ઉપર સહી કર્યા પછી સાહેબે મુરારજીને કહ્યું "મુરારજી! પેલા કાગળ બાબત જે પૂરાવો, હોય તે જલદી રજુ થવો જોઇએ."

મુરારજીને આ માગણીથી, હરસુખરાયની હાજરીને લીધે, બહુ ગભરાટ થયો, પણ, સમયસૂચકતાથી તેણે ઉત્તર વાળ્યું કે "બહુ સારૂં સાહેબ!" અને હરસુખરાયના ભણી જોઇ જરા મોઢું મલકાવ્યું કે એમાં કાંઇ નથી એમ સમજી હરસુખરાય પણ મુરારજીનો અવિશ્વાસ કરે નહિ. પણ પાકો થયેલો નાગર તુરતજ સમજી ગયો કે-ગુંચવણમાં પડેલો સાહેબ પૂરાવા માટે મુરારજીનો આશ્રય શોધે છે ત્યારે અવશ્ય આ ગરબડમાં મુરારજીજ અગ્રેસર છે. આટલું સમજ્યા પછી એ કારભારીના મનમાં આખુ કામ કીયે ધોરણે લેવું તેનો ઘાટ ગોઠવાઇ ગયો. પોતાનું કામ થઇ ગયું એટલે તે બોલ્યો: "સાહેબ! મને શો હુકમ છે?"

"હાલ આપને રજા છે, ફરીથી જરૂર પડતાં બોલાવીશું." એટલું સાહેબે કહ્યું કે હરસુખરાય સાહેબને અને મુરારજીને સલામ કરી ઉઠયો, અને બહાર નીકળ્યો, પણ મુરારજી એ થોડીકજ વારમાં તેની પાછળ આવ્યો, અને કચેરી બહાર બન્ને જણા કાંઇ વાતચીતમાં વળગ્યા—એમને વાત કરતા રહેવા દેઇ હરસુખરાયને ઘેર શિવલક્ષ્મી પાસે, આપણે જઇએ.

હરસુખરાય સાહેબ પાસે ગયા તેજ વખતે રામનાથ ઘેર આવ્યો હતો. શિવલક્ષ્મીએ કહ્યું "રામા! ગોપીનાથનું ઘર તને બહુ ગમ્યું લાગે છે?"

"ગમવાની વાતજ નથી, આપણું કર્તવ્યજ છે કે તે ન ગમતું હોય તો પણ ગમાડવું."

"પણ પિતાજી પ્રતિ તારા કર્તવ્ય કરતાં એ તે કર્તવ્ય વધે છે?"

"તુલના કરવાની વાત જવા દે; મંદવાડ અને દુઃખ એ હરકોઇ માણસના હૃદયને,

પહેલાં આકર્યું છે.

"ઇશ્વર કરે ને એટલાજ આકર્ષણમાં તારૂં કર્તવ્ય સમાયલું હોય" શિવલક્ષ્મીએ જરાક ઉદાસીન વદને કરડાકીના સ્વરે કહ્યું.

રામનાથ શરમાઇ ગયો, ઉત્તર આપવાને ફાંફાં મારવા લાગ્યો, ને શીકો પડી જાઇ ભાગે તૂટે શબ્દે, બોલ્યો "એ વિના બીજું શું કારણ હોય?"

"સરસ્વતીને હવે આરામ છે કે નહિ?"

"ન હોય શીં, મારાથી એકાએક કેમ અવાય?"

"હું તો જાણુંછું જે પિતાજી કાલે જવાના છે માટે તું આવ્યો છે."

વળી રામનાથ ગભરાયો, ગભરાતે ગભરાતે બોલ્યો "હા, તેથીજ તુરત આવ્યો."

"રામનાથ! તું હવણાંનો નીશાળે પણ જતો નથી. બાપાજી તને પૂછશે ત્યારે શું કહેશે? તારા માસ્તરને એ મળ્યા હતા, ને તેણે એમને કહ્યું છે કે હાલમાં તારો અભ્યાસ સારો નથી."

રામનાથ કાંઇક ઉત્તર ગોઠવવા જતો હતો એવામાં હરસુખરાયની ગાડી ચોકમાં આવી, અને ભાઇ બહેન બન્ને પિતાને ભેટવા નીચે દોડી ગયાં. રામનાથે પિતાને નમન કર્યું અને હરસુખરાયે તેને પોતાની પાસે તાણી લેઇ ગોપીનાથ, તેમનાં કુટુંબી, સરસ્વતી સર્વના ખબર અંતર પૂછી, જે રામનાથે નિઃશંક હૃદયે, પોતાના બાલભાવથી, કહી બતાવી. સરસ્વતીની હકીકત કહેવામાં હરસુખરાયે રામનાથના બોલવામાં કાંઇક વધારે ભાવ અને આઘાત દીઠાં પણ બાલક ઉપર ડોસાને વધારે સંશય થયો નહિ.

ઘરમાં જઇ વાળુ કર્યા પછી સુવા પહેલાં રામનાથને હરસુખરાયે તેના અભ્યાસ વિષે કહેતાં એટલું કહ્યું કે "તું બહુ નાની અને અનુભવ વિનાની વયનો છે, સંસારમાં બહુ બહુ પ્રકારની વિકટતામાં તારે ઉતરવાનું છે, માટે હવણાં તારા તાજા હૃદયનો પ્રવાહ આડી અવળી વાતોમાં વહેવરાવીને ગુમાવી નાખીશ નહિ. તારા હૃદયમાં જેટલું બલ હોય તે સઘરી રાખજે, આગળ તેનો બહુ ખપ પડશે. વિદ્યા પ્રાપ્ત કરવામાં, થાય તેટલો શ્રમ કરી એ બલને કેવે માર્ગે ઉપયોગમાં લેવું તે સમજવાનો હવણાં જેટલો આયાસ કરશે તેટલો આગળ જતાં લાભ થશે. હું જે કહું છું તે તને નહિ સમજાતું હોય, પણ શિવલક્ષ્મી તને સમજાવશે. એને પૂછ્યા વિના તું કશું કરીશ નહિ, એની આજ્ઞામાં રહેજે."

પ્રાતઃકાલે બન્ને છોકરાંને રમાડી આશિર્વાદ દેઇ હરસુખરાય પ્રમોદપુર ગયા.

(આગળ ચાલુ)

---

૪

## રાજ્ય

### રાજ્ય અને ધર્મ.

સંસાર વ્યવહાર સર્વને ઉચ્ચ માર્ગે ચલાવવા સારૂં ધર્મની ભાવના નિરંતર જાગ્રત ને ભવ્ય રહેવી જોઇએ. એ ન હોય તો વ્યવહાર અને રાજ્યની પ્રવૃત્તિમાં જે અનેક પ્રકારનાં પ્રલોભનો સ્વાર્થ અને અધિકારને અંગે પ્રાદુર્ભાવ પામે છે, તેનાથી જનસ-

મૂઢની નીતિ દિનપ્રતિદિન અધમ અને નીચ થઈ, રાજ્યકર્તાઓ પણ બહુ કષ્ટ અને આમનાજ ઉપજાવનારા થઇ પડે. જે દેશમાં રાજા એજ સર્વનો ઉપરિ છે ત્યાં જો ધર્મ-ભાવના સર્વોપરિ થઇ તેને પણ અંકુશમાં ન રાખે તો રાની જંગલી લોકોના શીકારી ટોળાના ઉપરિ કરતાં એ રાજા વધારે સારો થઇ શકે નહિ. એક એક વ્યક્તિને ધર્મની ઉજ્જ્વલ ભાવના લક્ષમાં ન રહે તો અનંત અધમતામાં પડવાનો સંભવ છે ત્યાં સર્વ વ્યક્તિની એક સમષ્ટિ જેવા રાજાને તો ધર્મભાવનાના આશ્રય વિના ચાલતાં પગલે પગલે ભ્રષ્ટતા, અનીતિ, ક્રૂરતા, અને સ્વચ્છંદી અનાચાર વિના બીજું પ્રાપ્ત થાય નહિ. આટલાજ માટે રક્ષણ કરનાર વર્ગને શાસન કરનાર વર્ગે સર્વદા ઉચ્ચ ભાવનાના અંકુશમાં રાખવાની આવશ્યકતા છે.

ધર્મભાવના ઉપર લક્ષ રહેવાથી જે ભવ્ય પરિણામો ફલે છે તે આ સમયમાં સર્વેની દૃષ્ટિ આગળ છે. રોમનું સામ્રાજ્ય અનેક કારણોથી ભાંગી પડયું અને છિન્નભિન્ન થઇ ગયું, તે સમયે જંગલી લોકોનાં ટોળાંએ આખા યુરપ દેશને ઉચ્છિન્નપ્રાય કરી દીધો હતો. એવી દુર્દશા, અધમતા, અંધકાર, અને અવ્યવસ્થામાંથી, ક્રિશ્ચિયન ધર્મની પરમ ભ્રાતૃભાવની ભાવનાએ યુરપનો અને તે દ્વારા આખા જગતનો જે ઉદ્ધાર કર્યો છે તે સર્વેને સુવિદિત છે. એ ભાવનાને વશ વર્તી અનેક યોધાઓએ પોતાનાં જીવન આપવાનું સ્વાર્પણ કર્યું છે, ધર્મની સ્થાપના કરી છે, વ્યવહારને ઉન્નત બનાવ્યો છે, વિદ્યા, કલા, આદિમાં અનંત વૃદ્ધિ કરી, નવાં રાજ્યો પ્રાપ્ત કર્યાં છે. જંગલી અને નિરુદ્યમી લોકોમાં પ્રકાશ અને ઉદ્યોગનો મહિમા વિસ્તારતાં, એકંદર વિશ્વના ઐહિક સુખની વૃદ્ધિ કરી છે. ક્રિશ્ચિયન ધર્મની ભાવનાનું એ બલ અતુલ અને અમેય છે. જ્યાં સુધી એ બલને રાજ્યકર્તાઓ નમે છે ત્યાં સુધી એ રાજ્યનો અસ્ત કદાપિ થવાનો નથી ધર્મમાંજ સર્વ સુખ છે, ધર્મભ્રષ્ટ થવામાં પરમ દુઃખ છે એ ઉક્તિ અક્ષરશઃ સાચી અને સાનુભવ છે. ક્રિશ્ચિયન ધર્મની પ્રવૃત્તિ પછી એશિયામાં મહંમદ પેગંબરે પ્રવર્તાવેલા ઇસ્લામનું સામર્થ્ય પણ જોવા જેવું છે, જે ધર્મભાવના મહંમદે જંગલી આરબોને સુમાર્ગે લાવવા પ્રવર્તાવી તેના મહિમા વડે છેક પેકીનથી તે પેરિસ સુધી એક વાર ઇસ્લામનું સામ્રાજ્ય થયું; તે કાલે જે સારામાં સારા વિદ્યા, કલા, આદિ હતાં તે એ સામ્રાજ્યના લોકોના હાથમાં આવ્યાં, તેમાં તેમણે ઘણો વધારો પણ કર્યો. ક્રાઇસ્ટની પૂર્વે આપણા આર્યાવર્તમાં જોશો તો કપિલવસ્તુના રાજાને ત્યાં અવતરેલા કુમારે સંસારનો ત્યાગ કરી જે અભેદમાર્ગનો ઉદ્ઘોષ કર્યો તેનાથી બસોજ વર્ષમાં લંકાથી તીબેટ પર્યંત અને સુરાષ્ટ્રથી ચીન પર્યંત એક મહા સામ્રાજ્ય ઉભું થઇ ગયું. મહારાજા અશોકના આર્યાવર્તની ચારે દિશાએ મળી આવતા શાસનો આજ પણ તેની સાક્ષી પૂરે છે. એ બૌદ્ધ સામ્રાજ્યની પૂર્વે વેદધર્માનુયાયી આર્યો ભરતખંડમાં ઉતર્યા તેમનોજ પ્રભાવ વિચારો. મહાભારતનો સંગ્રામ થઇ જે કલહ ઉપજ્યો અને અસ્તવ્યસ્તતા વ્યાપી તે પૂર્વેની આર્યાવર્તની વિદ્યા, કલા, જ્ઞાન, સમૃદ્ધિ એ સર્વેની મહત્તા વિચારો, પુરાણોમાં તે સમયે બતાવેલી ભૂગોળનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી ભરતખંડ, ઇરાન, અફગાનિસ્તાન, ચીન, જાપાન, અમેરિકા, પર્યંત બ્રાહ્મણસામ્રાજ્યનો વિસ્તાર વિલોકો, એટલે વેદધર્મની ભાવનાના પરાક્રમનું સહજે

ભાન થઈ શકશે. આમ વેદ, બૌદ્ધ, ઇસ્લામ, ક્રિશ્ચીઅન, સર્વત્ર ધર્મ વિના ઐહિક સમૃદ્ધિ પણ મળી નથી એવું ઇતિહાસથી વારંવાર સિદ્ધ થાય છે.

તે તે ધર્મભાવનાની પડતી શાથી થઈ અને તે તે સમૃદ્ધિનો લોપ શાથી થયો એ વિષય પણ ટુંકામાં ચર્ચવા જેવો છે કે જેથી વિચાર કરનારને વર્તમાન સમયે પોતાનો માર્ગ સમજવાનું બની આવે. આપણે એ વાત વારંવાર પ્રતિપાદન કરી છે કે ધર્મનો પ્રદેશ ભાવનામાં છે. માણસના શરીર સાથે, માણસના મન સાથે, ધર્મને સાક્ષાત્ સંબંધ નથી; માણસના આત્મા સાથે ધર્મને સાક્ષાત્ સંબંધ છે, અને આત્માના કલ્યાણને અર્થે શરીર અને મનને કેમ પ્રયોજવાં એ માટે ધર્મને શરીર તથા મનનો પણ વિચાર કર્તવ્ય થાય છે. પરંતુ ધર્મમાં આત્માનો વિચાર કરવાનો છે એનું તાત્પર્ય એ છેકે મનુષ્ય અને વસ્તુમાત્ર આત્માની ભૂમિકામાં અભેદ પામેલી છે, અર્થાત્ શરીર અને મનના પ્રકારોથી ભિન્ન છતાં જગત્‌ની વ્યક્તિમાત્ર કોઈ કોઇથી ભિન્ન નથી, એકનું હિતાહિત તેજ સર્વનું ને પ્રત્યેકનું હિતાહિત છે, અને રાગદ્વેષનો પ્રસંગજ નથી, માત્ર કર્તવ્યપરાયણતામાંજ પરમ શ્રેય છે. આવી રીતે સ્વ કર્તવ્યમાં સર્વ કર્તવ્ય સમજવું અને કર્તવ્યને અંગે કર્તવ્યના ઘસારા રૂપ જે રાગ દ્વેષ તે ન પામવાં એવી સ્થિતિને મુક્તિ કહેલી છે. આવું મુક્તિ અને ધર્મનું સ્વરૂપ શરીરના આયાસથી, મનના ને બુદ્ધિના વિલાસોથી; અનુભવમાં આવતું નથી; ને એ રીતે અનુભવમાં આવતું નથી માટે શરીર અને મનના ભેદને ટાળવા રૂપ જે 'સુધારો' આપણે કલ્યાણકારી માનતા હતા તે ખોટો માર્ગ હતો. એ ધર્મભાવનાનો અનુભવ તો આપણા શરીરના જે અંગમાં કોઈ સારી ખોટી ઉર્મિનો આઘાત થતાં વેગ વ્યાપી જાય છે તે અંગમાં, અર્થાત્ હૃદયમાં અને હૃદયનાં પ્રેમ, શ્રદ્ધા, અને સ્વાર્પણમાં રહેલો છે. આમ હોવાથી ધર્મનો અનુભવ ભાવનાના પ્રદેશમાં છે એમ કહેવાય છે, ને એ ભાવનામાં સર્વનો અભેદ અનુભવાય છે એ સુપ્રસિદ્ધ છે. આવો ભાવનાનો પ્રદેશ અનુભવવાથી, તે અનુભવનું બળ મન અને શરીર પર્યંતના વ્યાપારોમાં વ્યાપવાથી, નીતિ, ભક્તિ, શુદ્ધિ, સ્વાર્પણ, સાહસ, પરાક્રમ, એ સર્વ ઉદ્દભવે છે. ભાવનાવિનાનું જે ક્ષુદ્ર, સંકુચિત, જીવન, અર્થાત્ જેને કરી વેગવાળી વાત સાંભળતાં હૃદયમાં ચળવળાટ ન થાય એવું જે વાણીઆશાહી જીવન, તેનાથી કશું પરાક્રમ થઇ શકતું નથી, ગમે તેટલા ધર્મઢોંગથી મુક્તિ એ પ્રાપ્ત કરાતી નથી. જે જે ધર્મપ્રવર્તકો થયા છે તેમણે ભાવનાનું આ અતિ નિગૂઢ સ્વરૂપ સારી રીતે અનુભવેલું છે, અને તે પોતાની આસપાસનાને અનુભવાવવા યત્ન કરેલો છે; કેમકે ધાર્મિક મનુષ્ય જે આનંદ પોતાને આવે તે અન્ય સર્વની સાથેજ ભોગવવા ઇચ્છે છે. તે તે ધર્મપ્રવર્તકો જેવા જેવા દેશકાલમાં થયેલા, તેવાં તેવાં સાધનો વાપરીને તેમણે પોતપોતાની ભાવના સમજાવવાનો માર્ગ સાધેલો. આમ જોતાં વેદ, બૌદ્ધ, ઇસ્લામ, ક્રીસ્ચીઅન કોઇએ ધર્મ મૂલમાં આ ભાવનાથી ભિન્ન નથી, તે તે ધર્મ પ્રવર્તાવવાનાં સાધનોએ કરીને ભિન્ન થઈ ગયા છે, અને એ સાધનોની પ્રકૃતિ ઉપરથી તે તે ધર્મનું આયુષ્ય બંધાયું છે.

(આગળ ચાલુ)

# સુદર્શન.

( તંત્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી. )

( ધર્મ–ગૃહ–રાજ્ય–સાહિત્ય–એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )



"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૨. અંક ૧૧ ] ( માસિક ) [ અગષ્ટ. ૧૮૯૭

૧

## સાહિત્ય.

૧

### ખાક-દિલ

( મળેલુ )

ગઝલ.

હા ખાક-દિલ અંગારમા બાગી હવે તું શુ કરે?
હૂંદ્યું થયું વીતી ગયું તેને, હવે તુ શું કરે?— આ.
બાળે, તપાવે ખાકને શું ખાકથી બીજુ મળે?
આલમથકી બાતલ ઉડે તેને હવે તું શુ કરે?— આ.
બસ કર અયી બેગમ! હવે અંગાર વારો ફૂંક્યો!
એ ખાકને બાળે નહીં! એ ખાક બાગે! શું કરે?— આ.
છે ખાકથું એ કામ? તો તો હાથ લે ઝોળી હવે!
આરામની કદ્રની બગર તેને ગગર તુ શુ કરે?— આ.
તારી પછાડી આશકા! તુ માગની હમગુ ફરે!
એ આસુડા ના લૂછની તો વ્યર્થ કુદ્યા શુ કરે?— આ.
આ જીદગીનું પૂછના મ્હારો હવે કદ ના રેશો!
ફરિયાદ વિણ રોયા કરે તેને—સનમ! તું શુ કરે?— આ.
આવખૂનની માળા મહીં પારા ફરી લાખો ગયા!
આ એક પારો જીંદગીનો ફેરવી તું શુ કરે?— આ.
આબાન હું—તેને બખીબી એક પારામા નહીં!

લાખો કહે, લાખો રડે! પણ યંત્ર વિણ, તું શું કરે?— આ.
આ આંખોઈતો મારા પરે કાં ઇલમ સાથી જાણતું!
તે હસ્તથી આ નૂર આણી તું કરીને શું કરે?— આ.
આંખો ખોઈને ખાખી સહે યારી હતી જૂની કંઈ!
તું તો નકામી આંખથી મેલી બનીને શું કરે?— આ.
આ ખાક રોતી એટલું! પાણી રડે તે એજ છે!
'ખાકમરે ખાક મગર એવી રચી! તું શું કરે?— આ.
રાખું સબુરી! રાખજે તું એ સબુરી! ઓ સનમ!
તોએ રહે ના આંસુડાં! કોની સબુરી શું કરે?— આ.

---



૨

## નિદ્રાને આવાહન.

(મળેલું)

[ઇંગ્રેજ કવિ "વર્ડ્ઝવર્થ" ના એક કાવ્ય ઉપરથી]

હરિગીત

પરિમિત પદે ઘેટાંનું ટોળું ધીમું ને ક્રમથી જતું,
ગંભીર ધ્વનિ વરસાદનો, સંગાન ઝીણું મધમાખનું;
ડુંગર ઉપરથી ધોધ સરિતાના ધધડતા, કૂદતો
બહુ જોસથી સુસવાટ કરતો પવન વૃક્ષો વીંઝતો;
ઉદધિ પ્રમત્ત, સપાટ ક્ષેત્રનો અને પાણીતણી,
ઘોળી સપાટી ચળકતી, આકાશ ખુલ્લા રંગનું;
મસ્તિષ્કમાં એ સર્વ આવીને ગયાં ક્રમથી હજી;
તોપણ પડયો છું અનિદ્ર;—હમણાં કુંજનાં તરુ માંહિથી,
ન્હાનાં પતત્રી શ્રુતિમનોહર ગીતડાં લલકારશે,
ને પ્હેલું કરુણાપૂર્ણ કૂજન કોકિલા લંબાવશે.
ગઇ રાત્રિને બે પ્રથમનીએ આમ નિદ્રા પડી રહ્યો,
ત્હારી કૃપા કોઈ ઉપાયે પણ નહીં પામી શક્યો;
એમજ વળી કરતી નહીં તું નિરાશ આજે અયિ સખી;
ત્હારા વગર ઝાંખી દિસે મધુરી ઉષાની સુરખી;
કર અનુગ્રહીત ઉદાર, મંગલમૂર્તિ સર્વે સેવતા,
નવતર્કે નવચૈતન્ય ને પ્રિય પ્રસવતી અધિદેવતા.

૩

## સંગીત

( ગત અંકથી સમાપ્ત )

સંગીત એટલે ગીત, વાદ્ય, નૃત્ય એ પ્રમાણે કહી આવ્યા છીએ. ગીત અને તાલ વિષે આપણે કિંચિત્ વિચાર કરી ચૂક્યા. નૃત્ય વિષે આ સ્થાને વિચાર કરવાની આવશ્યકતા નથી. નૃત્ય પણ, જેમ ગીત ધ્વનિમાત્રથી ભાવ વ્યઞ્જિત કરે છે તેમ, અભિનયથી ભાવને વ્યઞ્જિત કરવાની કલા છે. એના મૂલ નિયમો કાવ્ય અને નાટકના વિષયમાં સમાય છે એટલે એના વિષેની ચર્ચા અત્ર અપ્રસ્તુત થઇ પડે તેવી છે. તાલ જે ગીતે અને નૃત્યની વચમાં છે તે, ઉભયને સાધારણ છે; જેમ ગીતને તાલ વિના ચાલતું નથી તેમ નૃત્યને પણ તાલ વિના ચાલતું નથી. ઉભયેનો જીવ તાલ છે. તાલ વિનાનું સંગીત અર્થાત્ ગીત તેમજ નાટ્ય ઉભયે બેતાલ, નીરસ છે.

સંગીતની જે વિવિધ અસરો જીવિતના અનેકાનેક પ્રકારો અને વ્યવહારો ઉપર થાય છે તેની લેશમાત્ર સૂચના આપણે આગળ કરતા આવ્યા છીએ. નાદની અસર કેટલી ભવ્ય છે, કેટલી આકર્ષક છે, કેટલી ઉર્જિતકારક છે એ વાત સર્વ કાલના સર્વ વિચારશીલ મનુષ્યોને અનુભવમાં આવી ગયેલી છે. સંસારના રાગદ્વેષમય કલહપ્રાય જીવનમાંથી નાદ અને તે નાદને યોગ્ય પ્રકારે સાધીને ઉપજાવેલી સુરાવટ માણસને એ કલહની પાર ઉપાડી જાય છે, એ કલહ વીસરાવી દે છે, અને તાલના સમની સાથે એકતાન કરી, જીવિતના પણ સમનું દર્શન કરાવે છે. समत्वंयोगउच्यते એમ ભગવાન્ શ્રીકૃષ્ણે જે ' સમ ' ને યોગ કહી રહસ્યરૂપે અર્જુનને ઉપદેશ્યો છે તે સર્વ જીવનનો પરમોત્તમ સમ પણ, નાદની સુરાવટ, ઘણીં વાર, ક્ષણપર્યંત પણ, દર્શાવે છે, અનુભવાવે છે. જે એકાગ્રતાને બલે સર્વ પ્રકારની, ઐહિક તેમ પારમાર્થિક સિદ્ધિનો માર્ગ સુલભ થાય છે તે એકાગ્રતા ઉપજાવનારાં સાધનોમાં સંગીત સર્વોપરિ અને મુખ્ય છે. સંગીતથી આવી એકતાનતા, એકાગ્રતા, રચવાતું વૃત્તિને શીલ બંધાય છે અને તે શીલ એવું દૃઢ થઇ જાય છે કે સામાન્ય કલહોથી, સામાન્ય કૃપણતા ક્ષુદ્રતા આદિ પ્રાકૃત વૃત્તિઓથી, જે સંકોચ અને વિક્ષેપ ઉપજે છે તે સંગીતાનુરાગી જીવનમાં, બીજાં પ્રાકૃત જનોની અપેક્ષાએ જોતો, અતિન્યૂન હોય છે. મનુષ્યનાં જીવનને ઉર્જિત અર્પનાર, મનુષ્યના હૃદયને દયાર્દ્ર અને પ્રેમશીલ બનાવનાર, મનુષ્યના આચારને વિશાલ અને ઉદાર દર્શાવનાર, એકંદર પ્રકૃતિને કોઇક નરમાશ, દયા, ભાવિકપણું, શ્રદ્ધા, ઉદારતા; આદિનો વિનીત ભાવ અર્પનાર સંગીત જેવી બીજી કોઇ કલા નથી એમ સર્વ કોઇ સ્વીકારે છે. એટલાજ માટે એને દિવ્ય કલામાં ગણી છે, એની બીજી ત્રણ સહચરીઓ શિલ્પ, ચિત્ર, કાવ્ય તેના કરતાં પણ એ કલાની શ્રેષ્ઠતા મનાઇ છે. દેવતાઓ અને ગંધર્વો સંગીતપ્રિય જણાવ્યા છે એટલુંજ નથી, પણ નાદના ધ્વનિને આખું વિશ્વ વશ છે એમ કહેવાતું આવે છે.

પરંતુ સંગીત આદિ કલાની ચારિત્ર ઉપર કોઇ વાર અતિ અનિષ્ટ અસર પણ દીઠ-

માં આવે છે તે અત્રે વીસરી જવી ન જોઇએ. તાત્ત્વિક રીતે જોતાં એવી અનિષ્ટ અસર સંગીતથી થઇ નથી, અધમ પ્રકૃતિવાળા પાત્રમાં કોઈ પૂર્વ સંસ્કારને બળે એ દેવી કુલોનો યોગ થયો છે. વિદ્યાથી જેમ કદાપિ પણ હાનિ નથી, છતાં વિદ્યાને ઉપાસનારા ઘણાકનાં ચારિત્ર, અવિદ્વાન્ કરતાં પણ અધમ જણાય છે, તેમ સંગીતને પણ થાય છે. પાત્રમાં જે અપાત્રતા હોય તે કોઇ પ્રસંગ આવતાં પ્રકટ થઇ આવે છે. ને તે સંબંધે 'प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति' એ કૃષ્ણવચનાનુસાર સંગીત તો શું પણ મહા વિકટ હઠયોગની બેડી પણ તેની પ્રકૃતિના વેગને રોકી શકતી નથી. પ્રકૃતિને વશ કરતા જવી અને તેના પણ અધિષ્ઠાતા થવું એજ પરમ પુરુષાર્થ છે અને જીવિતનું કર્તવ્ય છે; પણ તે સિદ્ધ કરવાને સંગીત એ, અતિ દુર્બલમાં દુર્બલ, તુચ્છ સાધન છે. સંગીત એવો પરમ પુરુષાર્થ સિદ્ધ કરવા સમર્થ નથી, પણ તે સિદ્ધ કરવાના માર્ગને વિરોધી નથી, અનુકૂલ છે, એટલુંજ તેને માટે કહી શકાય એ થોડું નથી. એ વાત ખરી છે કે સંગીત આદિ ભાવગમ્ય અને ભાવનામાંજ આનંદ લેતી આપતી કલાઓ પોતાના ઉપાસકોને સ્થૂલ વ્યવહારની પારને પારજ રમાડયાં કરે છે, તેથી તેઓને સ્થૂલમાં ઉતરવું ગમતું નથી, સ્થૂલ સંસારના પ્રાપંચિક જીવનમાં જે ખોટી ખુશામદો, સંકોચ ભરેલી કૃપણતાઓ, અને નાની નાની નકામી ખટપટો કરવી પડે છે તે તેમને બહુ કડુ લાગે છે. આમ થવાથી તેવા જનો વ્યવહારની પરવા કરવાનું ચૂકતા જાય છે, પાસે હોય કે ન હોય પણ દુઃખીને આપી દેતાં આચકો ખાતા નથી, પોતે નુકસાન વેઠીને પણ જે તે કામ પતવી દેવાનું વલન રાખે છે, અને સ્થૂલમાં બહુ સપડાઇ જવાય ને સ્થૂલ પાર વારંવાર વિચરાય નહિ તો કોઇ ગાદક પદાર્થાદિના સેવનની કુટેવમાં પણ પડી જાય છે. આથી કરીને ઘણી વાર સંસારી જનો જેને નીતિ, મિતવ્યય, ડહાપણ, ઇત્યાદિ નામ આપે છે તેની તેવા જનોમાં ખોટ દેખાય છે; પણ તે ખોટ તેમનામાં સંગીતેજ આણી એમ કહી શકાતું નથી. સંગીતને સારી રીતે ઉપાસનારા ઘણાએ એથી ઉલટી રીતભાતવાળા સુશિષ્ટ અને સુપ્રતિષ્ઠિત પણ દેખાય છે. એટલે માત્ર પોત પોતાની પ્રકૃતિનોજ ભેદ છે, સંગીત પોતે જે દિવ્યતાવાળું છે તેમાં કોઇ પ્રકારનો સંશય નથી.

સંગીતમાં કોઇ વિલક્ષણ મૃદુતા, ભવ્યતા, ઉદારતા, સ્વાર્પણ,—ઉન્નતિવાળું ચારિત્ર ઉપજાવવાની પ્રકૃતિ રહેલી છે. જે કોઇ ભાવ ઉપજાવવો હોય તેનું ઉત્તમોત્તમ સ્વરૂપ સંગીતથી થઇ શકે છે. આવી ઉન્નતિકારક સંગીતપ્રકૃતિને સર્વ દેશના ધર્મપ્રણેતાઓએ, સારી રીતે લક્ષમાં રાખેલી છે. આપણા વેદથી આરંભીને જોઇશું તો વેદમન્ત્રો તેમ મંત્રમાત્ર સંગીતનાજ સૂક્ષ્મ સૂક્ષ્મ પ્રકાર છે, અને તે પ્રકારને યથાર્થ સમજી તે પ્રમાણે તે તે મંત્રના ઉચ્ચારમાં ફલની સિદ્ધિ રહેલી છે. સંગીત પોતે, ચાર વેદ તેવા જે ચાર ઉપવેદ છે તેમાંનો એક ઉપવેદ છે; અને જેમાં સંગીતનુંજ પ્રાધાન્ય છે એવા સામવેદને યજ્ઞમાત્રમાં આનનોજ મુખ્ય અધિકાર છે. આટલુંજ નથી પણ રાજા અથવા તેવા મહાજનો જેમને વિવિધ કાર્યપરાયણતાની વ્યગ્રતામાં દિવસનો મહોટો ભાગ ગાળવો પડે છે તેમને એકાગ્રતાનો શાન્ત આનંદ અનુભવાવવાને રાજદરબારો તથા મહાજનોનાં ભવનોમાં ધર્મશાસ્ત્રપ્રણેતાઓએ સંગીતને ઉચ્ચ સ્થાન આપેલું છે. કિંબહુના ઘરેઘરમાં પુરુષના ભારને લઘુ કરનાર તેની

અંગોગનાનું ભૂષણ પણ સંગીતનેજ માન્યું છે. આમ એક પાસા ધર્મ તેમ બીજી પાસાં વ્યવહાર બન્નેમાં આર્યોએ સંગીતને પ્રાધાન્ય આપી સંગીતનો મનુષ્યચારિત્ર ઉપર જે ભવ્ય અસર છે તેનો બહુ સૂક્ષ્મ દૃષ્ટિથી ઉપયોગ કરી લીધો છે. આજ પણ શિષ્ટ દેશોમાં સંગીતના જ્ઞાન વિના શિક્ષણ પરિપક્વ થયું ગણાતું નથી.

પણ ધર્મ અને વ્યવહાર ઉભયથી ભિન્ન એવો સાહિત્ય એટલે સાધારણ રીતે જેને પુસ્તકો લખનારનો વર્ગ કહીએ તેમના અતિ ઉપયોગી અને આવશ્યક કર્મમાં પણ સંગીતનો પ્રભાવ સારી રીતે સર્વોપરિ છે. લેખમાત્ર બે પ્રકારના છે: ગદ્ય અને પદ્ય ગદ્યમાં જેમ સર્વ પ્રકારની ભાષા લખી શકાય છે તેમ પદ્યમાં લખાતી નથી. પદ્યમાં તો કેટલાંક ગદ્યમાં આવનારા શબ્દોજ આવી ન શકે એવી પણ મર્યાદા છે, અને ગદ્યમાં જે પદાર્થને એક નામ આપાતું હોય તેજ પદાર્થને પદ્યમાં અન્ય નામ આપવું પડે છે અથવા કોઇ ધ્વનિમર્યાદાથી કે લક્ષણાથી તેને સૂચવવું પડે છે. કાવ્યનું કાવ્યત્વ ન સમજનારા, અને કાવ્યને માત્ર પિંગલના નિયમાનુસાર ગોઠવેલું ગદ્યજ સમજનારા, પ્રાકૃત પામરોને આ સૂક્ષ્મ ભેદ સુવિદિત ન હોય તો ભલે, પણ જેને કવિતાના રસનો સ્વાદ છે તે તો સાક્ષી પૂરશે કે આવો ગદ્ય અને પદ્યની ભાષામાં ભેદ પડવાનું કારણ પદ્યનો સંગીત સાથે જે નિકટ સંબંધ છે તે વિના બીજું કોઇ નથી. જે કારણથી ગદ્યની સરણિને રહેવા દેઇ છંદો આદિનાં માપથી લખવાની સરણિ યોજાઇ છે, તેજ કારણથી ગદ્ય અને પદ્યની ભાષામાં આ અંતર પડેલો છે. ને તે કારણ ભાષાએ સંગીતનો આશ્રય કરી, રાગરૂપે અથવા પદ્યરૂપે પ્રવર્તવા માંડયું એજ છે. કાવ્યરચનાના નિયમો કરનાર પંડિતોએ એટલાજ માટે વૃત્તિ, રીતિ, ગુણ, પ્રાસ, આદિનો વિવેક કરી અમુક રસને અમુક પ્રકારની શબ્દરચના અનુકૂલ છે, અમુકને અમુક છે એવા નિયમો ઠરાવેલા છે; અમુક ભાવને અમુક છંદ શોભાવી પુષ્ટ કરશે, અમુકને અમુક ફુરશે એ પણ નક્કી કરેલું છે; અને કાવ્યદોષના અંગમાં ગ્રામ્ય, અશ્લીલ, અનેય, ક્લિષ્ટ, આદિ દોષ ઉપરાંત એક કર્ણકટુતા એવો સામાન્ય દોષ ઉમેરી તે દોષનું સ્વરૂપસહૃદયના કાનને રુચિ અરુચિ ઉપજાવે એટલામાંજ રાખી, પદ્યબંધમાં સંગીતનું પ્રાધાન્ય સ્વીકાર્યું છે. આ ઉપર કોઇ સ્થલે એક રમુજ કરવામાં આવી છે કે એક રાજસભામાં કોઇ વૈયાકરણ અને કોઇ કવિ બે બેઠા હતા, તેમને કાવ્ય કરવા વિષે વિવાદ થતાં કવિએ એક સૂકાઇ ગયેલું ઝાડ બતાવી વૈયાકરણને કહ્યું કે આનું કાવ્ય કરો. તેણે કહ્યું:—

शुष्को वृक्षस्तिष्ठत्यग्रे

( આપણા આગળ શુષ્ક વૃક્ષ ઉભો છે )

કવિએ કહ્યું: नीरसतरुरिह विलसति पुरतः

( આપણા આગળ અત્ર નીરસ તરુ વિલસી રહ્યો છે )

આટલાથીજ કાવ્યમાં અને કાવ્યનાં પદોમાં સંગીત ક્યાં અને કેવી રીતે આવતું જોઇએ તે સ્પષ્ટ જણાય છે. શુષ્કને બદલે નીરસ, વૃક્ષને બદલે તરુ, તિષ્ઠતિને બદલે વિલસતિ અગ્રેને બદલે પુરતઃ એમ કાવ્યની ભાષાજ જુદી પડી છે, તેમાં કાવ્યની અંદર સંગીતનું

જે આદિ જોઇએ તે સાધવાનોજ કવિનો હેતુ છે. કવિએ જે કાવ્ય કર્યું છે તેમાં વૈયાકરણરૂપ વૃક્ષને નીરસ અને તેમ છતાં અભિમાનથી નકામો વિલસી રહેલો કહેવાનો ધ્વનિ જે તેની શ્લેષિત ઉક્તિના બલથી 'પ્રદ' શબ્દના નિર્દેશ કરી સહજેજ આવી ગયો છે તે તો સહૃદયોને સમજાય તેવો સ્પષ્ટ છે.

આપણી ગૂજરાતી ભાષાનાં આજકાલનાં કાવ્યોમાં शुष्को वृक्षस्तिष्ठत्यग्रे એ પ્રકાર એટલો બધો જોવામાં આવે છે કે આ સ્થાને જો ઉદાહરણ આપીએ તો વર્તમાન સમયના સારામાં સારા કાવ્યરચનારા પણ એ દોષમાંથી થોડે ઘણે અંશે ભાગ્યેજ છૂટવા પામે. પરંતુ વસ્તુસ્વરૂપનો ઉપદેશ કરવાનોજ જ્યાં હેતુ છે ત્યાં કોઇનો નામનિર્દેશ કરી તેના કાવ્યની પ્રવૃત્તિને આવા ક્ષુદ્ર દૃષ્ટાન્ત રૂપે જનસમાજ આગળ ધરવાનો અમારો હેતુ નથી. વારંવાર કહેવાનું તાત્પર્ય એ છે કે ગદ્યમાં તેમ પદ્યમાં તે તે વિષય અને ભાવના સ્વરૂપને અનુસરી અનુકૂલ ભાષા પ્રવર્તાવા દેવી એજ ઉચિત માર્ગ છે; ને તેમાં પણ સવિશેષે પદ્યરચનામાં તો સંગીતાવદ્ધ શબ્દોજ આવવા જોઇએ એ અતિ આવશ્યક છે. આમ કહીને આજકાલ જે સંસ્કૃતમયી ભાષા કરવાનો એક પ્રયાસ પ્રવર્તે છે તેને લેશ પણ અનુમોદન આપવાનો અમારો હેતુ નથી, પદ્યરચનામાં તો એ પદ્ધતિ અતિશય નિષ્ફલ અને હાસ્યાસ્પદજ નીવડી છે. સંગીતને અનુકૂલ નહિ એવી શબ્દરચના, પછી તે સંસ્કૃત હોય કે પ્રાકૃત હોય, પણ તેવી કર્ણકટુ રચનાને પદ્યમાં સ્થાન આપી શકાયજ નહિ. પદ્યરચનાનું કામ ધારવામાં આવે છે તેટલું સરલ નથી; એકલા છંદઃ શાસ્ત્રના નિયમો જાણવાથીજ પદ્યબંધ રચી શકાતા નથી. સંગીતાવદ્ધ શબ્દરચના અને જે ભાવ વ્યક્ત કરવો હોય તેને અનુકૂલ વર્ણવિન્યાસ ઉપર પૂર્ણ લક્ષ આપ્યા વિના સૂકે સૂકો પદ્યબંધ પણ થઇ શકવો અશક્ય છે તો તે બંધમાં કાવ્યત્વ આવવું એ તો તેથી પણ દુર્ઘટ છે. કોઇ પણ પદ્યબંધમાં કાવ્યત્વ આવવાને અર્થે તો શબ્દશક્તિનો વિચાર કરવો આવશ્યક છે, અને રસપોષણાદિની કલાનું સૂક્ષ્મ જ્ઞાન આવશ્યક છે, પરંતુ આપણે અત્ર પદ્યબંધમાત્ર વિષેજ, સૂકેસૂકા પદ્યના ખોખા વિષેજ વિચાર કરીએ છીએ; તેનું ખોખું તે પણ સંગીત ઉપર પૂર્ણ દૃષ્ટિ રાખ્યા વિના પ્રિય અને રંજક થઇ શકતું નથી.

ગદ્ય અને પદ્ય ઉભય પ્રકારના લેખદ્વારા જનસમાજના ચારિત્રને ઉન્નતિએ લેઇ જવાનો યત્ન કરનાર લેખકોએ, જો પોતાના લેખને લીધે સીધા સચોટ વાચકના હૃદયમાં પરોવી દેવાની ઇચ્છા કરવી હોય તો તેમણે વિચારને દર્શાવનાર ભાષા અને શબ્દરચના ઉપર સંગીતની દૃષ્ટિથી પૂર્ણ લક્ષ આપવું આવશ્યક છે. આમ ધર્મ અને વ્યવહાર ઉપરાંત ઉપદેશકારી સાહિત્યના પ્રદેશમાં પણ સંગીતનું પ્રાધાન્ય છે.

આ પ્રકારે સંગીતમાં અતિ ઉચ્ચ ઉન્નતિએ લેઇ જવાની અને ચારિત્રને વિશુદ્ધ મૃદુ તથા સ્વાર્પણમય કરી આપવાની દિવ્ય શક્તિને લીધે એ કલાના સામ્રાજ્યનું ભાન આપણા આર્ય વર્ગને જેમ સત્વર થાય તેમ પરમ લાભ સમજી સંગીત વિષે કાંઇક નિરૂપણ કરવાનો આ યત્ન કરવામાં આવ્યો છે. એમાં અનેક પ્રકારની અપૂર્ણતાઓ છે, અને ગોગ્યાયોગ્ય કહેવાયું કે લખાયું છે, એ વાતનો સ્વીકાર કરવામાં મને બાધ, ન સારા ગવૈયા બનાવવા એ હેતુથી આ લેખ લખવામાં આ

અને ઉપયોગિતા સમજાવી, જનસમાજને સંગીત ઉપર અભિરુચિ પામતાં શીખવવાને, તથા જ્યાં કોઈ સારું સંગીત હોય ત્યાં કાન ધરવા જેટલી પણ પ્રીતિ ઉપજાવવાને, આ ઉદ્યમ કરવામાં આવેલો છે. તેટલે અંશે તે સફલ થાય તો તેમાંજ કૃતાર્થતા છે.

---

૪

## ગ્રંથાવલોકન

**ઝાંશી સંસ્થાનનાં મહારાણી લક્ષ્મીબાઈ સાહેબનું ચરિત્ર*:**—આ વીરરમણીના નામથી ભાગ્યેજ કોઈ સાક્ષર અજ્ઞાત હોય. છેલા પેશ્વા બાજીરાવ બ્રહ્માવર્તમાં રહ્યા ત્યાં તેમના એક આશ્રિતની આ બાલા પ્રખ્યાત નાનાસાહેબની ભગિની તુલ્ય પ્રીતિપાત્ર થઈ તેની પાસેજ કેળવણી પામી હતી. ઝાંશીના મહારાજા સાથે તેનાં લગ્ન થયા પછી થોડાજ સમયમાં તે વિધવા થઈ હતી. મરણ પૂર્વે તેના સ્વામીએ દત્તક લીધો હતો, તેને સરકારે કબુલ નહિ રાખતાં રાજ્ય ખાલસા કરવામાં આવ્યું હતું. એવામાં ૧૮૫૭નો મહા ભયંકર રણરંગ ઉઠ્યો એમાં આ શૂરી રાણીએ ભાગ લીધો એ વાત નિઃસંશય છે, પણ તે વિષયે બે અભિપ્રાય છેઃ બળવો કરવાના ઇરાદાથી ભાગ લીધો એમ કેટલાક કહે છે, કેટલાક એમ કહે છે કે સરકાર સાથે સલાહ રાખવાની ઇચ્છા છતાં ગેરસમજુતીથી સરકારે તેને બળવાખોરમાં ગણી. ગ્રંથકારે આ બીજા મતને ટેકો આપવાનાં ઘણાં પ્રમાણ આપ્યાં છે. એ ગમે તેમ હો; બળવાખોર કે નહિ બળવાખોર પણ આ રાણીએ, સ્ત્રીએ, જે માત્ર પચીશ વર્ષની વયે, શૂરત્વ કાર્યદક્ષતા, અને એક ઉત્તમ યુદ્ધનાયકના ઉત્તમોત્તમ ગુણ દર્શાવ્યા છે, તેને માટે આપણે દેશ પ્રીતિને લેઇ સાભિમાન થઈએ એ તો સ્વાભાવિક છે, પણ તેજ સમયના તેની સામે લડનારા સારા સારા અંગરેજોએ પણ તે વીરસ્ત્રીનાં નિરંકુશ સ્તુતિ અને શ્લાઘા ઉચ્ચાર્યાં છે, એ પૂર્ણ હર્ષની વાત છે. આર્ય સતીત્વની મહત્તાએ પ્રતાપ દર્શાવનારી આવી અબલાનું કાર્ય પ્રસંગોપે સબલત્વ તે આપણી સર્વ બાલાઓને, એ કરતાં વધારે શુભ પ્રસંગોમાં, અનુકરણ કરવા યોગ્ય છે. આ ગ્રંથનું વાચન, મનન, શુદ્ધ ભાવથી, સત્યપ્રીતિથી, અને અવલોકનની દૃષ્ટિથી કરવામાં આવે તો સ્ત્રી પુરુષ ઉભય વર્ગના વાચકોને ઘણો લાભ થવાનો સંભવ છે.

મરાઠીનું ભાષાન્તર કરવામાં ભાષાંતરકાર, જને મહારાષ્ટ્ર ભાષાના પરિચય વાળા છતાં, ઠીક વિજય મેળવી શકયા છે. કોઇ કોઇ ઠેકાણે મહારાષ્ટ્રીય વાક્યરચના રહી ગઇ છે, પણ તેથી ગ્રંથનાં ગૌરવને ક્ષતિ લાગતી નથી. ભાષાન્તરમાં કોઇ પણ દોષ જોવા કરતાં અમે પોતે તો મી. સાખરપેકરે ગૂજરાતી વાચક વર્ગને આ અમૂલ્ય રત્ન ભેટ કર્યું તે માટે ખરેખર બહુ પ્રસન્ન છીએ.

---

* રા. રા. દત્તાત્રય બલવંત પારસનીસ એમના મરાઠી ઉપરથી ભાષાન્તર કરનાર રા. રા. કૃષ્ણસિંગ રામસિંગ સાખરપેકર, વડોદરા વીરક્ષેત્ર મુદ્રાલય, કીમત રૂ. ૨—૦—૦

૨

ધર્મ

૧

દેવલોક

(મળેલું)

( અનુસંધાન પૃષ્ઠ ૨૩૬ થી )

દેવલોકમાં નિવાસ કરવાવાળાંના ત્રણ વિભાગ કરવાનું અનુકૂળ લાગે છે, માનુષ, અમાનુષ અને કૃત્રિમ. આમાં કેટલાક પેટા ભાગ કરવા પડે તેવું છે પરંતુ ઘણા નહિ; કારણકે દેવલોકમાં મનુષ્યજાતના દુષ્ટ વિકારોને લીધે જે રૂપો ઉત્પન્ન થઇ રહે છે તેવું આ લોકમાં થઇ શકતું નથી.

## માનુષ નિવાસીઓ.

આ વર્ગના બે વિભાગ કરવા યોગ્ય લાગે છે. જેઓ સ્થૂલ શરીર સાથે સંબંધ રાખે છે તેવા અને જેઓ તેવો સંબંધ નથી રાખતા તેવા. આ બે વિભાગને જીવતા અને ગુજરેલા એમ ભુલમાં કેટલાક કહે છે. આપણે સામાન્ય રીતે જે સ્થિતિને મરણ સમજીએ છીએ તે સમજમાં ફેરફાર કરવા માટે આ ઉચ્ચ ભૂમિકાનું થોડું જ્ઞાન થવાની આવશ્યકતા છે. સત્ય જીવિત શું છે. એ તો જ્યારે સૂક્ષ્મ પ્રકૃતિની ભૂમિકાનું અને તેથી વિશેષ લોકનું જરાક ભાન થાય છે કે તાકાલ સમજાય છે. ત્યારેજ ખબર પડે છે કે ખરેખરૂં જીવવું તો એ લોકમાં ગયા પછીનુંજ છે અને તેનું ભાન આ લોકમાં તો થઇ શકેજ નહિ. દેવલોકમાં વસનારા જીવના આપણે ઉપર કહ્યા તેવા બે વિભાગ કરવા જોઇએ.

### ૧ સ્થૂલશરીરમાં રહી વિચરનારા.

સ્થૂલ શરીરમાં રહી ઇચ્છાપૂર્વક દેવલોકમાં ગમનાગમન કરનારા તો માત્ર મહાત્માઓ અને યોગીઓજ હોઇ શકે છે. કોઇ પણ શિષ્યને તેના ગુરૂએ માયાવિરૂપ લેવાનું શીખવ્યું હોય નહિ ત્યાં સુધી તે દેવલોકની રૂપ-ભૂમિકામાં પણ વિચરવા શક્તિવાન નથી. અને અરૂપ-ભૂમિકામાં ઇચ્છાપૂર્વક વિચરવું તે તો બહુ સમર્થ યોગ-સેનાપતિજ કરી શકે છે. તેનું મનુષ્ય થવા માટે બન્ને પ્રકારના મનનો યોગ થવો જોઇએ. એમ થવાથી તે મનુષ્યનું અહં મમત્વ નાશ પામે છે અને પોતાના સ્વરૂપ સાથે ઐક્યતા થવાથી સર્વદા તેના સંબંધમાં રહે છે. તેની સ્થૂલ ઉપાધિ આ સ્થિતિમાં કાયમ રહે છે એ ખરૂં પરંતુ તેને આત્મજ્ઞાન થવાથી તેની શક્તિ અને જ્ઞાન ઉંચે શિખરે પોહોંચેલા જીવના જેવાં થાય છે. જેઓ આવા યોગી અથવા મહાત્માઓનાં દર્શન કરવા ભાગ્યવાન થયા હોય છે તેમની દૃષ્ટિએ તેમનું સ્વરૂપ બહુ દિવ્ય લાગે છે. તેજ અને વર્ણના તે ચકચકિત ગોળા દેખાય છે. તેઓ જ્યાં જ્યાં વિચરે છે ત્યાંથી દુષ્ટ સત્ત્વો નાશી જાય છે અને તેવા સ્થાનમાં સુખશાન્તિ પ્રસરી રહે છે. આ અસર તો જેઓને તેમનાં દર્શન થતાં નથી તેઓને પણ જણાયા વિના રહેતી નથી. એ મહાત્માઓ પોતાનું કાર્ય સ્વર્ગ લોકમાં બહુ સારી રીતે કરી શકે છે કારણકે જેમ

જેમ જેમ ઉચ્ચ ભૂમિકામાં હોય છે તેમ તેમ તેના ઉપર તેઓનો કાર બહુ ફાવે છે. તેઓને પોતાની મહાન કલ્યાણકારી અસર પુષ્કળ ચલાવવાનું આ ભૂમિકા પરથી બહુ ઠીક પડે છે અને વિચાર-રૂપ જગત્માં પણ ધાર્મિક બુદ્ધિ થવા માટે તેઓ સારી પેઠે પોતાની શક્તિનો ઉપયોગ કરી શકે છે. નિર્માણકાય મહાત્માઓ પોતાનું સ્વાર્પણ કરી આત્મજ્ઞાનનો પ્રસાર કરવા જે મથન કરે છે તે શક્તિ પણ આ લોકમાંથી બહાર પ્રસરે છે જે શિષ્યો પાત્ર થયા હોય છે તેઓને પ્રત્યક્ષ બોધ આ ભૂમિકા ઉપર સહેલથી અપાઇ શકાય છે. બીજી ભૂમિકામાં એમ બની શકતું નથી. એ મહાત્માઓ આ વિશ્વ પણ દેવલોકનિવાસીઓને બહુ સહાય થાય છે. તેનું વર્ણન આગળ આપવામાં આવશે.

વામમાર્ગી સિદ્ધો અને તેઓના શિષ્યો જે કામલોકમાં બહુ જોવામાં આવે છે અને વારંવાર શુભ કામમાં વિઘ્નકર્તા જણાય છે તેને આ લોકમાં આવવાનો અવકાશ નહિ હોવાથી એ પીડામાંથી આ ભૂમિકા મુક્ત છે. આ લોકમાં તો માત્ર જેણે અહંકારનો ત્યાગ કર્યો હોય અને આત્મજ્ઞાનનો સંસ્કાર પ્રાપ્ત કર્યો હોય તેનોજ નિવાસ થઇ શકે છે. પરંતુ ઉપર જણાવ્યા તે સિદ્ધોમાં તો અહં મમત્વનો પૂર્ણ અંશે પ્રભાવ થયો હોય છે. તેઓની બુદ્ધિ અત્યંત ખીલેલી હોતી નથી એવું નથી, અને મનની શક્તિનું ચાંચલ્ય કાંઇ ઓછું હોતું નથી તેમ તેની ગ્રાહક શક્તિ કાંઇ થોડી હોતી નથી, પણ તેનો માર્ગજ જુદો હોય છે. તેઓની સઘળી શક્તિનું મુખ્ય બિંદુ કોઇ પણ પ્રકારની સ્વાર્થ સહિત કામના હોય છે એટલે; કામ–મન વિના તેઓ કાંઇ પણ કાર્ય કરી શકતા નથી; મનને કામ સાથે સંયોગ રાખવો પડે છે તેથી તેમાં તે ઓતપ્રોત થઇ રહે છે. આનું પરિણામ એવું આવે છે કે તેઓ માત્ર સ્થૂલ અને સૂક્ષ્મ ભૂમિકામાં કાર્ય કરી શકે છે અને આગળ જઇ શકતા નથી. આ હકીકતથી પરાપૂર્વથી કહેવાતી આવેલી વાત સાચી પડે છે કે સ્વર્ગલોકમાં આ દુનિયામાંથી સંમિલિત થયેલા જીવ શાન્તિ ભોગવે છે અને પાપી દુઃખ દેવા શક્તિવાન થતા નથી.

દેવલોકમાં જીવતાં મનુષ્ય સંચરી શકે છે એમ જ્યારે કહેવામાં આવે ત્યારે સ્વાભાવિક રીતે એવો વિચાર થાય કે આ લોકમાં જેઓનું અસ્તિત્વ છે એવા મનુષ્યો પણ નિદ્રાવસ્થામાં અથવા જેઓને સિદ્ધિ પ્રાપ્ત થઇ હોય એવાં સમાધિમાં એ લોક પર્યંત ગમન કરી શકતાં હશે કે કેમ? આ બન્ને વાત સંભવિત છે એટલું કહેવામાં કાંઇ બાધ નથી. પણ તે સાથે એ પણ કહેવું આવશ્યક છે કે એવું બહુ કવચિતજ બને છે. એવાં મનુષ્યને પ્રથમ તો કાયિક—વાચિક—માનસિક સંપૂર્ણ પવિત્રતા હોય ત્યારેજ તે લોકમાં પ્રવેશ થઇ શકે છે. પ્રવેશ કરવાથી કાંઇ એ લોકનું પરિપૂર્ણ જ્ઞાન થઇ તેનું ભાન થાય છે એમ પણ નથી. તેની સ્થિતિમાં માત્ર અમુક પ્રકારના સંસ્કાર ગ્રહણ થઇ શકે છે. નિદ્રાવસ્થામાં દેવલોકમાં પ્રયાણ થઈ શકે છે તેનું દૃષ્ટાંત "લંડનલૉજ"ના મંડળે નિદ્રાવસ્થામાં કેવી રીતે કાર્ય થાય છે તે જોવા માટે કેટલાક પ્રયોગો કરેલા તેમાંનું એક અહીં આપવાથી સમજી શકાશે. ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં કેટલાક મનુષ્યો નિદ્રાવશ થયા પછી તેમના મન સમીપે એક શોભાયમાન વનસૌંદર્યનું ચિત્ર વિચાર-રૂપે ધરવામાં આવ્યું.

તેમાં માત્ર એટલુંજ જોવાની ધારણા હતી કે જાગ્રત થયા પછી તેનું કેટલે અંશે સ્મરણ રહે છે. આ મનુષ્યોમાં એક અત્યંત પવિત્ર અને કાંઇક સ્વાભાવિક સિદ્ધિવાન હતું. તેના ઉપર આપણે કહી ગયા તે ચિત્રની અસર કાંઇ આશ્ચર્યજનક થઇ પડી. તેને એથી કરી એટલો બધો પૂજ્યભાવ તથા આનંદ થયો, અને તેની ભવ્યતાથી એટલી બધી ઇશ્વરભાવના અને આત્મભાવના થઇ આવી કે તેની ચિત્તશક્તિ સૂક્ષ્મશરીરમાં જાગ્રત થઇ અર્થાત્ દેવલોકમાં તેણે પ્રવેશ કર્યો. પરંતુ ત્યાં પ્રવેશ કરવાથી એ લોકની સર્વ વ્યવસ્થાનું તેને જ્ઞાન થાય છે એમ સમજવું નહિ એટલુંજ નહિ પણ તેની યથાસ્થિત સ્થિતિ કેવી છે તે પણ તત્કાલ તેના જાણવામાં આવતી નથી. મરણ થયા પછી તરત જેવી સ્થિતિમાં જીવ ત્યાં જાય છે તેવી સ્થિતિ આરંભમાં તેની થાય છે. તેણે તેજ અને રંગનાં સાગરમાં જાણે તરવા માંડ્યું હોય એમ જણાયું. પણ તે પોતાના વિચારમાં કેવલ તલ્લીન થઇ ગયેલ હતી. તેને આસપાસ શું હતું તેનું લેશ માત્ર ભાન નહિ હતું. તેના મનમાં તો માત્ર જે સ્વપ્ન-સૌંદર્ય સૂઝયું હતું તેની મઝા રમી રહી હતી. પરંતુ એ મઝામાં તે બહુ સૂક્ષ્મ આનંદ પ્રાપ્ત કરતી હતી, તેનું તેને સંપૂર્ણ અને યથાર્થ જ્ઞાન થતું જણાતું હતું અને વિચારશક્તિનું બલ પણ એ લોકની સ્થિતિ પ્રમાણે વૃદ્ધિ પામેલું હતું. તાત્પર્ય એટલુંજ કે એ સર્વકાલ તેને અત્યંત આનંદ થતો હતો. આ સ્થિતિમાં તેણે કેટલાક કલાક ગાળ્યા પણ તેને તે વાતની ખબર પણ નહિ હતી. જ્યારે તે જાગ્રત થઇ ત્યારે તેના મન ઉપર અત્યંત શાન્તિ અને અન્તરાનંદ પ્રાપ્ત થયાં જણાયાં. આમ થવાનું કારણ તેને પોતાને જણાયું નહિ કારણકે નિદ્રાવસ્થામાં જે કાંઇ થયું હતું તેનું સ્મરણ તેને રહ્યું હતું નહિ. પરંતુ આ ઉપરથી એટલી વાત નિઃશંક થઇ કે નિદ્રાવસ્થામાં મનુષ્ય દેવલોકપર્યંત જવા સમર્થ થઇ શકે તો-ત્યાંનું તેને સ્મરણ રહે વા નહિ તો પણ-તેના આત્મજ્ઞાનની વૃદ્ધિ થવામાં એ વાત સારી પેઠે સહાયભૂત થાય છે.

ઘણા પ્રયોગો કરી નિર્વિવાદપણે સ્થાપિત કરાય નહિ ત્યાં સુધી બેધડક થઇ કહી શકાતું નથી કે સ્થૂલ દેહ છતાં દેવલોકપર્યંત ગમન કરવા મનુષ્યની કેટલે અંશે આંતર ઇંદ્રિય જાગ્રત્ થઇ હોય તો તે થઇ શકે; પણ એટલું ચોકસ રીતે કહી શકાય છે કે કાંઇક અંશે તો થયેલી હોવી જોઇએ. અને પ્રાણનિમિષતા પ્રયોગોમાં વિશેષને જાગ્રતવસ્થામાં એ લોકપર્યંત પહોંચાડવા માટે તો એ ઇંદ્રિયો અવશ્ય જાગ્રત થવીજ જોઇએ. આ વાત એટલી બધી ચોકસ થયેલી છે કે જો એટલે દરજ્જે વધેલ વિષય હોય નહિ તો હજારમાં એક પણ ત્યાં સુધી પોહોચી શકતો નથી; અને તેવો એકાદ કદિ ત્યાં પોહોચે છે તો તે ઉપર જે દષ્ટાંત આપ્યું તેમ આંતર બહિર પવિત્ર રહેણીવાળો હોવો જોઇએ એમ સમજવું. અને તે સાથે તે જન્મથીજ આત્મજ્ઞાનમાં પણ કાંઇક વધેલો હોવો જોઇએ. આ સઘળું છતાં એક વાતની તેમાં વખતે ખામી રહી જાય છે. જો તેને આવાં કાર્ય કરવાની યથાર્થ કેળવણી મળી હોતી નથી તો તે દેવલોકમાં ગમન કરેછે પરંતુ ત્યાં જે કાંઇ અનુભવે છે તે યથાસ્થિત આ લોકમાં સમજાવવા સમર્થ થતો નથી. આ સર્વ હકીકતથી એટલું સિદ્ધ થાય છે કે કોઇ પણ આંતર ઇંદ્રિય પર્યંત જાગ્રત થયેલ વિષય હોય, તેને

પણ અનુભવી કેળવનાર પાસે શિક્ષણ લેવું આવશ્યક છે કારણકે જ્યાં સુધી એવી ચોક્કસ કેળવણી હોય નહિ ત્યાં સુધી તેના અનુભવ વિષે તેના કહેવા ઉપર જ વિશ્વાસ રાખી શકાય નહિ. (આગળ ચાલુ)

---

## ૨

## અભ્યાસ.

(અનુસંધાન પૃષ્ઠ ૨૨૫ થી)

ઉપરતિનું સ્વરૂપ શંકર ભગવાને એવું કહ્યું છે કે बाह्यानालम्बनं वृत्तेरेषोपरतिरुत्तमा. વૃત્તિને બાહ્ય આલંબન રહે નહિ એ ઉત્તમોત્તમ ઉપરતિ છે. પોતાને સિદ્ધ કરવાના લક્ષ ઉપર ચિત્તવૃત્તિનું નિરંતર સ્થાપન કરવું, અને ભગવદ્ ગીતામાં કહ્યું છે તેમ "જ્યાંથી, જ્યાંથી મનોવૃત્તિ લક્ષ ઉપરથી ખસી જાય ત્યાંથી ત્યાંથી તેને પાછી લાવીને લક્ષમાં સ્થાપવી" એ અભ્યાસ રૂપ શમ સિદ્ધ થયો, અને બાહ્યેન્દ્રિયોને પોતપોતાના સ્થાનમાંજ રોકી રાખી બહિર્મુખ ન થવા દેવા રૂપ દમ સિદ્ધ થતો ચાલ્યો, ત્યારે ચિત્તની જે સ્થિતિ થાય તેને ઉપરતિ કહે છે. અભેદાનુભવના વિનોદાર્થ ઉપર પ્રવર્તતી ચિત્તવૃત્તિને, બાહ્ય ઇંદ્રિયો વિક્ષેપ પમાડે નહિ, ત્યારે તે ચિત્તવૃત્તિને બાહ્ય એવું કોઈ આલંબન નામ સ્થાન, આશ્રય, રહે નહિ અને કેવલ અંતર્મુખ રહેવામાંજ આનંદ આવે એ સ્વાભાવિક છે. વૃત્તિઓ અત્યંત અંતર્મુખ થઈને બાહ્ય એવા વિષયાદિ પોતાના સ્થાન રૂપે કે આધાર રૂપે, કે જીવન રૂપે, કે આનંદના કારણ રૂપે ન માને એ ઉત્તમોત્તમ ઉપરતિ છે.

બાહ્ય વિષયોમાં સ્રક્ ચંદન વનિતાદિ ભોગ છે તેમ લોક, શાસ્ત્ર, આદિ અનેક વાસનાઓ છે, અને અનેકાનેક પ્રકારના અભિમાનની મિથ્યા પ્રવૃત્તિ પણ છે. દારૈષણા, પુત્રૈષણા, વિત્તૈષણા, જીવિતૈષણા, લોકૈષણા, શાસ્ત્રૈષણા, ઇત્યાદિ અનેક પ્રકારની એષણા નામ અભિલાષા મનુષ્યના મનને કલુષિત કરી વિવેકના માર્ગથી પ્રચ્યુત કરે છે. હું સ્ત્રી પુત્ર પરિવાર વાળો થાઉં, મને અનંત સમૃદ્ધિની પ્રાપ્તિ થાય, મારું શરીર સારું રહે, હું રૂપાળો સુંદર કહેવાઉં, લોકમાં મને પ્રતિષ્ઠા મળે, પંડિતોમાં ધાર્મિકોમાં મારું નામ પ્રથમ ગણાય, એવી એવી જે નાની મ્હોટી વાસનાઓ મનમાં ઉઠે છે અને તેને તેને અનેકાનેક ક્ષુદ્ર વૃત્તિઓ કરાવી લક્ષમાં દુર્લક્ષ કરાવે છે, તેમાંથી શમ દમ વડે સુરક્ષિત મન પોતાની મેળે પાછું ફરી જાય છે. એ અથવા એવા કોઈ વિષયમાં પોતાનું સ્થાન શોધતું નથી. 'પોતાનું સ્થાન શોધતું નથી' એટલે કોઈ પણ બાહ્યવિષયમાં રસપૂર્વક પ્રવર્તતું નથી, પ્રવર્ત્યા છતાં તેનો રસ ચાખવાને તે ઉપર થોભી રહેતું નથી. અવશ્ય કર્તવ્ય રૂપે પ્રાપ્ત થતાં કર્તવ્ય કરીને તેમાં રસ લેવા માટે ઉભું રહેતું નથી, કેમકે એ રસ, ઘણી વાર, કુતરૂં જેમ સૂકા હાડકાને ચાવતાં પોતાનાજ ડાચામાંથી નીકળેલા લોહીને ચાખી ચાખી હાડકામાંથી [illegible] નીકળે છે, એમ સમજી વધારે વધારે ચાવતું જાય છે ને દુઃખી થાય છે, તેના જેવો હો[illegible]

વિરાગથી કરીને અનિત્ય એવા આ લોકથી પરલોક પર્યંતના ભોગનો ત્યાગ કરવાની ઉત્કટ ઇચ્છા પ્રાદુર્ભાવ પામે છે, ને ઉપશમમાં તે વિરાગની સિદ્ધિ પ્રત્યક્ષ જણાય છે. બાહ્ય વિષયોમાં જેમ સાંસારિક, પ્રાપંચિક વિષયો આપણે ગણ્યા તેમ શાસ્ત્રાદિ માનસિક આડંબરના વિષયોને પણ ગણવા જોઇએ. જગતમાં અનેક શાસ્ત્ર છે, અનેક મત, સંપ્રદાય, ધર્મ, કર્મ, આચરણ આદિના પ્રકાર છે. એકના એક અદ્વૈતાનુભવના માર્ગમાં પણ અનેક પ્રક્રિયાઓ છે. એ સર્વ શાસ્ત્ર, મત, પ્રક્રિયા, આદિને જાણવાં, અમુક ધર્મ કર્મના આડંબરમાં નિતાન્ત ગ્રસ્ત રહેવું, એ જગતમાં પરમ પ્રતિષ્ઠાનું નિદાન છે અને પારલૌકિક સુખનો માર્ગ બતાવવાને ઉપયોગી છે. તથાપિ અભેદાનુભવને અર્થે યત્ન કરતા અભ્યાસીને તે બધી પણ બાહ્ય પ્રવૃત્તિજ છે, આંતર અને અભ્યાસમાં લેવા યોગ્ય પ્રવૃત્તિ નથી. અનેક શાસ્ત્રો અને અનેક મતમતાંતરનું જ્ઞાન ધરાવવું, અનેક યોગાદિ પ્રક્રિયાઓના પ્રકારો સમજવા, અનેક મત પંથ સંપ્રદાય ધર્મ કર્મ આદિના વિવેક કરવા એ બધું જેણે ધર્મને નામે દુકાનદારી ચલાવવા ધારી હોય તેને ઉપયોગનું છે, સાધકને તે કશા કામનું નથી. ગાંધીની દુકાનમાં અનેક મસાલા ભર્યા હોય છે, તે ગાંધીને પોતાને તો પૈસા પેદા કરવાને ઉપયોગના છે; પણ તેમાંનો એક એક મસાલો હરકોઇ રોગીને અમૂલ્ય ઔષધરૂપ છે. ગાંધી પોતે પણ સારો વૈદ્ય હોય તો પોતાના મસાલાનો ઉપયોગ પોતાને માટે સારી રીતે કરી શકે છે, ને બીજાને પણ લાભ કરે છે, પણ એવું આવશ્યક નથી કે રોગીએ બધાજ મસાલાનો સંગ્રહ કરવો જોઇએ, ને બધાને ઓળખીને ગાંધી બનવું જોઇએ. આજ કાલ વેદાન્તના અભ્યાસની પ્રવૃત્તિ ગાંધી બનવા જેવી જણાય છે, વેદાન્તની અટપટી શંકાઓ અને તેનાં સમાધાન, મતમતાંતરના સૂક્ષ્મ ભેદ અને તેના પરિહાર, યોગાદિ પ્રક્રિયાઓનાં સ્વરૂપ અને તેનો ઉપયોગ, એ આદિ વાગ્વૈખરીનો છેડો નથી; પણ એ બધા આશ્ચર્યકારક જ્ઞાનરાશિમાંથી એ આપણે વારંવાર એવું એ પ્રશ્ન ઉઠતું સાંભળીએ છીએ કે વશીકાર શી રીતે આવે? સાક્ષાત્કાર શી રીતે થાય? એ સમયે પેલી ગર્દભની કથા સાંભરે છે. ગર્દભ ઉપર ભરેલા ચંદનની સુગંધી તેને આવતી નથી, તેને તો માત્ર ભારનુંજ ભાન રહે છે; તેમ આટલા બધા જ્ઞાનરાશિનો સુગંધ જે વશીકાર કે સાક્ષાત્કાર તે ન આવે તો એ જ્ઞાનમાત્ર એક ભારજ છે. ઘણા બુદ્ધિવિલાસોથી બુદ્ધિ અનેક શંકાઓના વિલાસમાં ઉતરી પડે છે અને જ્યાં એકાગ્રતા સિદ્ધ કરવી છે ત્યાં એકાગ્રતાને અત્યંત વિરોધી એવા વિક્ષેપનેજ સિદ્ધ કરી આપે છે. માટે સાધકે બહુ શાસ્ત્રાધ્યયનમાંજ પરમ પુરુષાર્થ ન માનતાં, વૃત્તિનું આલંબન તેનેજ ન ઠરાવતાં, તેમાંથી જે સાર સમજવાનો છે તે સમજી વૃત્તિને અંતર્મુખ રાખવી એજ તેને કલ્યાણકારી છે.

જેમ શાસ્ત્રનું છે તેમ ધર્મ કર્માદિનું પણ છે. જગતમાં અનેક ધર્મ આદિ પ્રસિદ્ધ છે. આ ધર્મ સારો કે આ ધર્મ સારો, અમુક કર્મ ઉત્તમ કે અમુક જપ ઉત્તમ, અમુક ઉપાસના સારી કે અમુક પ્રાણાયામાદિ માર્ગ સારો, એવા અનેક અનેક કુતર્કોમાં જનો ભટકે છે, વખતે એક કરે છે, વખતે બીજું કરે છે, ને જે કોઈ જરા વાંચેલો ભણેલો કે વેદાન્તાદિ ધર્મ કર્મની વાત કરતો જડ્યો તેને કાંઇને કાંઇ પૂછતા રહે છે, અને તે માણસ

પોતાને જે અનુકૂળ પડ્યું હોય તે પૂછનારને બતાવે છે તે ઉપરથી પૂછનારા પાછા વહેમમાં, પડી જઇ પોતાના નિશ્ચયોમાં અનેક ફેરફારો કરતા ને કરતાજ રહે છે. કોઇ જોશી મળ્યો તો કુંડલી બતાવએ, કોઈ માંત્રિક મળ્યો તો મન્ત્રસાધના પૂછશે, કોઈ યોગાભ્યાસી મળ્યો તો હઠયોગ રાજયોગ પૂછશે, કોઇ વેદાન્તી મળ્યો તો બ્રહ્મ ને માયાના વિવાદ કરશે, કોઇ વૈષ્ણવ શૈવ શાક્ત મળ્યો તો તેને તેની વાતો પૂછશે, ને છેવટે બધામાંથી પોતે તો હતા ત્યાંને ત્યાંજ રહેશે. કોઇ કોઇ સારા કેળવાયલા જનોને એવી નિરાશાના ઉદ્‌ગાર કરતાં પણ સાંભળ્યા છે કે ધર્મનો ઘોટાળો બહુ છે ત્યાં એકે માર્ગ જડતો નથી એટલે આપણે તો પરમેશ્વરનું નામ દેઇને બેશી રહીએ છીએ આવા બહુ પૂછનારા, બહુ ભટકનારા, ઘણું કરીને એમ માને છે કે આપણા પોતાના દૃઢ આગ્રહપૂર્વક ઉત્કટ યત્ન વિનાજ પરમ સાક્ષાત્કાર થઇ જાય એવો કોઇક માર્ગ છે જે અનેક ઠેકાણે પૂછતે પૂછતે હાથ આવી જશે. કિંબહુના એવા જડ લોકોને સાક્ષાત્કારનું સ્વરૂપ પણ એટલુજ સમજાવવું હોય છે કે સાક્ષાત્કાર થશે એટલે તો આકાશમાં ઉડવાની શક્તિ આવશે, વચનમાત્રથી આખી સૃષ્ટિ, ઉઠાવવાનું બલ આવશે, અથવા બે હાથની પાછળ બીજા બે હાથ ફૂટશે કે કપાલમાં ત્રીજું લોચન ઉઘડશે. પુરુષાર્થ અને પરાક્રમના માર્ગને તે લોકો જરા પણ સમજતા નથી, આલસ્ય પ્રમાદ અને સ્વાર્થના પરમપૂજક હોઇ તે લોકો વિક્ષેપમાં ભમ્યાં કરે છે ને દુર્બલ મતિના નવા પૃચ્છકોને પોતાનો સંગ થઈ જતાં તેનો તે રોગ તેમને પણ લગાડી આપે છે. આવી બધી વૃત્તિ સાધકને નિરુપયોગી છે અને વૃત્તિનું જેને 'બાહ્ય આલંબન' કહ્યું છે તે એવી, વૃત્તિથીજ ઉપજે છે, માટે એવો વ્યાપાર અત્યંત ત્યાજ્ય છે.

'બાહ્યાવલંબન'નો ત્યાગ કરી વૃત્તિ અંતર્મુખ થાય છે એમ કહ્યું તેનું તાત્પર્ય પણ સ્પષ્ટ કરવું જોઇએ. વૃત્તિની ખરી અંતર્મુખતા તો એ છે કે વૃત્તિનું ઉત્થાન થયું અને બાહ્ય પદાર્થાકાર વૃત્તિ થઇ અને પદાર્થનું ઇદંતાએ કરીને જ્ઞાન થયું તેજ કાલે એની એ એકજ વૃત્તિમાંથી કોઇ અનિર્વચનીય પ્રકારે ઇદંરૂપ પદાર્થ અને અહંરૂપ જ્ઞાતા તથા ઇંદ્રિયરૂપ જ્ઞાન ત્રણે ઉપજ્યાં છે એમ સ્પષ્ટ વિવેક થઇ જતાં તે પદાર્થજન્ય રાગદ્વેષાદિ વિક્ષેપ ન થતાં એકાકાર સમતામાં આનંદ લેવો. પરંતુ વૃત્તિ પોતે પોતાને આ પ્રકારે ચીની શકે અને પોતાનો નાશ સાધી પરમ અભેદસાક્ષાત્કારનો આનંદતે ઉદ્દીપ્ત કરે એવી વૃત્તિની અંતર્મુખતા તેતો આ અભ્યાસનું પરમ અને છેવટનું ફલ છે. સાધન દશામાં, ઉપરતિ એ નામના સાધનના અભ્યાસની દશામાં જે અંતર્મુખતા ક્રમે ક્રમે આગળ વધવાને કામ આવે તેવી છે તે આ કરતાં જરાક જુદા પ્રકારની અને સહજે સાધ્ય થઇ શકે તેવી છે. સાધકે પોતાના ચિત્તને વારંવાર વિલોકતા રહેવું. જે જે વિચાર ઉઠે, જે જે વાસના પ્રકટે, જે જે વર્તન થાય, તેનું પૃથક્કરણ કરતા રહેવું, તેનાં નિદાન વિચારવાં, તેનાથી લાભાલાભ વિચારવો, અને યોગ્ય જણાય તેટલો, શમ દમથી સિદ્ધ થયેલો વશીકાર તેના ઉપર ક્રમે લગાડી તેને યથેષ્ટ માર્ગે રાખતાં શીખવું. આવી રીતે આત્મનિરીક્ષણ કરવાનો જે માર્ગ, કર્મમાત્રના પોતે દ્રષ્ટા થઇ પોતાનાં એવાં સર્વ કર્મ વિચારાદિના દ્રષ્ટારૂપે પૃથક્કરણ કરનાર થઇ, ન્યાયાધીશ બનવાનો પ્રચાર, એ અભ્યાસીને પરમ ઉપયોગી, શ્રેયસ્કારી, માર્ગ

છે. એજ વૃત્તિ અંતર્મુખ થયાનું ફલ અને લક્ષણ છે. વિચારાદિ માનસિક તેમ આચારાદિ કાયિક પ્રવૃત્તિનું આ રીતે વિવેચન કરવાથી સારાસાર સમજાય તે અનુસાર વિવેક કરી વશીકારનો પ્રયોગ કરતા રહેવો એનો કહેવાની અપેક્ષા નથી કેમકે જો વશીકારનો પ્રયોગ કરી યથાયોગ્ય માર્ગે આંતર તેમ બાહ્ય પ્રવૃત્તિને નિયમાય નહિ તો અંતર્મુખવૃત્તિ કરીને પ્રાપ્ત કરેલા વિવેકનો કશો ઉપયોગ કે અર્થ રહે નહિ. જેનો અભ્યાસ દૃઢ થયો છે તે પુરુષ ક્ષણે ક્ષણે, પ્રસંગે પ્રસંગે, ચાલતાં ચાલતાં, તત્કાલ આવો વિવેક કરી શકે છે ને વશીકાર પ્રયોજી શકે છે. સમયસૂચકતા આદિ ક્ષુદ્ર નામોથી જેને આધુનિક યુવકો ઓળખી શકે તે ગુણનું પરમ સ્વરૂપ આ આત્મનિરીક્ષણ છે. જેને એ આત્મનિરીક્ષણ એવું સિદ્ધ નથી થયું તેણે નિત્ય પ્રાતઃકાલે શુદ્ધ થઇ એકાન્તમાં બેશી તેવા આત્મનિરીક્ષણનો કલાક બે કલાક અભ્યાસ રાખવો. એમ કરતાં એ અભ્યાસ જ્યારે અવકાશ મળે ત્યારે કરવાની ટેવ પડશે, અને છેવટ તે સર્વદા થઇ શકે એવું શીલ બંધાશે.

સાધકને મુખ્ય રીતે સિદ્ધ કરવાનું આ આત્મનિરીક્ષણ છે. ઉપરતિનો પરિપાક એથી થાય છે. આત્મનિરીક્ષણ કરવાથી સાધક પોતાનો અધિકાર સમજી શકે છે. આત્મજ્ઞાનને સાધનદશામાં એજ અર્થ છે કે પોતે પોતાની પ્રકૃતિ અને પોતાની સર્વ ખાશીઅતોને યથાર્થ રીતે સમજી પોતાનો અધિકાર કેટલો છે તે જાણી લેવું. એટલું બરાબર જાણ્યા પછી કીયે માર્ગે જવું તે સહજે સમજાય છે. રોગનું જ્ઞાન થયાથી ઔષધ તુરત સુઝે છે, પણ આપણો રોગ આપણે સમજીએ નહિ ને જે વૈદ્ય મળે તેને નાડ બતાવ્યાં કરીએ તો લાભનો સંભવ બહુ થોડો છે. શ્રમ ઘણો છે, કાલ તથા બલ વ્યર્થ જવાનું ભય છે, ને વ્યાધિ દુઃસાધ્ય થતાં મરણ સમીપ છે. જ્યારે અધિકાર સમજાય ત્યારે ચિત્તમાં વિષયો ઉપર રાગાદિ રહેતાં હોય અને એવો મલ સમજાતો હોય તો જે ધર્મ કર્માદિ આપણા વર્ણાશ્રમાનુસાર પ્રાપ્ત થયેલાં હોય તેમાં શ્રદ્ધાપૂર્વક પ્રવૃત્ત થવું; મલ ન હોય અને ચિત્ત સ્થિર નથી રહેતું એવો વિક્ષેપ સમજાય તો ઉપાસનાનો માર્ગ લેવો; અને મલ તથા વિક્ષેપ ઉભયે ન હોય તો સાધનસંપત્તિને આગે વેદાન્તશ્રવણાદિથી ભેદજ્ઞાનનો વિલય સાધવા યત્નવાન્ થવું. જગત્માં જેટલા જેટલા ધર્મ છે, જેટલી જેટલી પ્રક્રિયાઓ છે, તેમાંનું એક પણ વ્યર્થ, નિરુપયોગી કે ખોટું નથી. અધિકારાનુસાર સર્વ વસ્તુની વ્યવસ્થા છે. જેનો રોગ તેવો ઉપચાર સર્વત્ર નક્કી કરેલો છે, ઉપચાર માત્ર ઉપયોગી છે, પણ બધા ઉપચાર સર્વને ઉપયોગી નથી, જેને જે ઘટે તેને તે ઉપયોગી છે. માટે સર્વથા પોતે પોતાનો અધિકાર સમજવાને અંતર્મુખ વૃત્તિ રાખી, તે અધિકારાનુસાર આગળ વધવા યત્ન કરવો. આત્મજ્ઞાનનું અંતિમ સ્વરૂપ જે અભેદસાક્ષાત્કાર તે થતા પૂર્વે પણ આ પ્રકારે આત્મનિરીક્ષણ ચલાવી પ્રકૃતિ ઉપર વશીકારનું સામ્રાજ્ય સ્થાપવા યત્ન કરતા સાધકને પણ આત્મજ્ઞાનીજ જાણવો. એવા સાધકોને પણ પ્રબલ હોય તો શાસ્ત્રમાં સંન્યાસ લેવાની આજ્ઞા કરેલી છે. એ સંન્યાસને વિવિદિષાસંન્યાસ કહે છે. પૂર્ણ જ્ઞાનીનો જે સંન્યાસ તેને વિદ્વત્સંન્યાસ કહે છે.

અત્ર તત્ર યોગ્ય જ્ઞાની અને અનુભવી મળી આવે ત્યારે પૂછવા જેવું કાંઈ પણ હોય

તો તે એટલુંજ કે અમુક અધિકાર છે તો આગળ શું કરવું? અથવા અમુક અધિકારી અમુક કરે છે તેમાં અમુક વિઘ્ન આવે છે તેનો શો ઉપાય છે? પોતાનો અધિકાર નક્કી સમજાયો હોય તે પુરુષજ ખરા મહાત્માઓ પાસેથી લાભ પામી શકે છે; બીજા પોતાનો અધિકાર ન સમજનારા લાભ આપી કે લેઇ શકતા નથી. પોતાનો અધિકાર કેટલો છે તે પણ ગુરુ સમજાવે તો સમજાય એવી જેની જડબુદ્ધિ છે તેમને માટે તો પંથ સંપ્રદાયાદિના વાડા તૈયારજ છે!

(આગળ ચાલુ.)

---

3

## સ્વપ્ન

( મળેલું )

( અનુસંધાન પૃષ્ઠ ૨૨૮ થી )

એટલું બધું બન્યું તે માત્ર એક ક્ષણિક સ્વપ્ન હતું અને તે માત્ર તેના ગુરુના વિધાનથી થયું હતું. વાસ્તવિક તો એ હતું કે તેણે પાણીમા માથું નાખી કાઢી લીધું એ વાત તેને બહુ વારે માનવામા આવી; અને તેમ થાય તેમા કાંઇ આશ્ચર્ય પણ નહિ.

આ વાત ઘણી સારી છે અને પ્રકૃત વિષયની બહુ સારી સમજ આપે છે. માત્ર તે વાત ખરી છે કે નહિ તેનું આપણી પાસે કાંઇ પ્રમાણ નથી. પરંતુ હાલ થોડા દિવસ ઉપર એક પ્રખ્યાત વિદ્યાશાસ્ત્રીના અનુભવમાં એવી એક વાત આવી તેને માટે એટલી શંકા લેવાનું કારણ નથી આ ગ્રહસ્થને બે દંત કઢાવવાની મારા ભાગ્યે જરૂર પડી અને તે સારૂ તેણે સામાન્ય રીતે જેમ સર્વને એક જાતનો વાયુ સુંઘાડવામા આવે છે તે પ્રમાણે સુંઘ્યો. આવા વિષયને લગતા સિદ્ધાન્ત તેને બહુ રસિક લાગતા તેથી તેણે એવો નિશ્ચય કર્યો કે પોતા ઉપર દાંત કાઢી નાખવાની ક્રિયા થાય તેટલામાં જે જે મનોવિકાર-લાગણી ઇત્યાદિ થાય તે લક્ષમાં રાખવાં. પણ જેવો વાયુ સુંઘ્યો કે તરત તેને તંદ્રાની સાથે એવી શાન્તિ વ્યાપી ગઇ કે પોતાના નિશ્ચયનું તેને કાંઇ ભાન રહ્યું નહિ અને ધીમે ધીમે નિદ્રાવશ થવા લાગ્યો. પછી તેને એમ લાગ્યું કે જાણે પ્રાતઃકાલ થયો એટલે પોતે ઉઠ્યો, અને પોતના નિયમ પ્રમાણે વિદ્યાશાસ્ત્રના પ્રયોગો ઉપર લાગ્યો તથા જુદી જુદી વિદ્વાનોની મંડળી પાસે ભાષણ કરવા લાગ્યો. તેમાં પોતાને એમ લાગ્યું કે પોતામાં અજાયબ શક્તિ ખીલી છે અને અત્યંત આનંદ આવે છે. પ્રત્યેક ભાષણ ઘણુંજ ઉંચા પ્રકારનું અને પ્રત્યેક પ્રયોગ ઉપરથી કાંઇ નવી અને મહાન્ શોધો હાથ લાગતી હોય એમ લાગતું હતું. આમ કરતાં કરતાં દિવસના દિવસ ચાલ્યા ગયા. મતલબ મહો લાંબો કાળ વહી ગયો. કેટલો કાલ ગયો તેનું તેને ચોકસ ધ્યાન રહ્યું નહિ. અંતે એક દિવસ "રોયલ સોસૈટી" પાસે પોતે ભાષણ કરવા મંડ્યો. તેવામાં કોઇ માણસે અયોગ્ય વર્તણુક ચલાવી તેને અડચણ કરી અને તેને કહ્યું કે "હવે સઘળું પુરૂં થયું." આ શું બન્યું તે જોવા જ્યાં તેણે માથું ફેરવ્યું તેટલામાં બીજો કોઇ બોલી ઉઠ્યો કે "બન્ને નિકળી ગયા." ત્યારે તેને ભાન આવ્યું કે પોતે

હજી દાંત કાઢનાર શસ્ત્રવૈદ્યના ઘરમાં ખુરશી ઉપરજ બેઠેલો છે અને ચાલીસ સેકન્ડ કાળ ગયો તેટલામાં ઉપર જણાવ્યો તેટલો બધો કાળ વીતિ ગયો એમ તેને ભાન થયો.

'આ બેમાંથી એકે સામાન્ય સ્વપ્નનું દૃષ્ટાંત નથી એ ખરૂં પણ સ્વપ્નમાં પણ ઘણું કરી એમજ બને છે. અને તેના પ્રમાણ જોઇએ તેટલાં મળી શકે તેમ છે.

સ્ટીફન્સ નામનો એક જર્મન સ્વપ્ન વિષયનો લેખક કહે છે કે એક સમયે તેની બાળ-વયમાં તે પોતાના ભાઇ સાથે સુતો હતો ત્યાં તેને એવું સ્વપ્ન થયું કે જાણે પોતે કોઇ ઉજ્જડ રસ્તે જતો હતો. ત્યાં કોઇ ભયાનક જંગલી પશુ તેની પાછળ થયું એટલે પોતે શ્વાસમાં દોડયો પણ બુમ પાડી શક્યો નહિ એટલામાં એક સીડી પાસે આવ્યો અને તેના ઉપર ચઢી જતો હતો ત્યાં તે પશુએ તેને પકડી પાડયો અને તેના જાંગ આગળ દંશ કરડયું. આટલું થતાં પોતે જાગી ઉઠયો અને જુવે છે તો તેના ભાઇએ તેને જાંગ ઉપર ચોંટીયો લીધો હતો. રીશર્ડ નામનો એક બીજો જર્મન લેખક પોતે એક બંદુક ફુટતાં જાગી ઉઠેલો તેના સંબંધમાં પોતાને જે સ્વપ્ન થયું તે લખે છે. કહે છે કે તેને એવું લાગ્યું કે જાણે પોતે શીપાઇ થઇ લશ્કરમાં દાખલ થયેલો; ત્યાંથી નાશી જતાં ભયંકર દુઃખો તેને ભોગવવાં પડયાં; પાછળથી પોતે પકડાઇ ગયો, તજવીજ થઇ; શીક્ષા થઇ; અને ગોળીથી મારવાનો હુકમ થતાં બંદુક ફુટી તેને લીધે તે જાગી ગયો. આ સઘળું એક બંદુક ફુટવાનો અવાજ થયો તેના પરિણામમાં થયું હતું. વળી બીજી એક એવી હકીકત છે કે એક માણસ આરામ ખુરશીમાં બીડી પીતાં પીતાં સુઇ ગયો ત્યાં તેને સ્વપ્ન થયું કે જાણે ઘણાં વર્ષ સુધી પોતે જુદી જુદી સ્થિતિ ગુજારી હતી. ત્યાર પછી જાગી જતાં જોયું તો હજી તો તેની બીડી પણ ઓલવાણી નહિ હતી. આવા દાખલા લખીએ તો અનેક લખી શકાય.

ઉપર જે દૃષ્ટાંતો આપવામાં આવ્યા તેમાં કાલની ગણનાની જે સામાન્ય રીતિથી અતિરિક્ત જીવની યોજના છે તે તો સ્પષ્ટજ છે, પણ એ વિના બીજી વિલક્ષણતા એ જોવામાં આવે છે કે માત્ર ક્ષણ વાર જેટલા કાલમાં તે સંસારના અનેક બનાવને એકત્ર કરી શકે છે આપણે જે ચોંટીયા અને બંદુકના અવાજની હકીકત લખી તેમાં તે બનાવો લાંબા વખતનાં સ્વપ્નના અંતે બનેલ છતાં તે બનવાની વારમાં કેટલી હકીકત તેની સાથે જોડાઇ ગઇ. એ વાત તો પ્રસિદ્ધ છે કે શબ્દ અથવા સ્પર્શ થાય પછી તે જ્ઞાનતંતુ દ્વારા મગજમાં પહોંચતાં કાંઇક કાલ થાય છે. આ કાલ ગમે તેટલો ટુંકો હોય એટલેકે એક સેકન્ડનો પણ અમુક ભાગ હોય છે તો પણ તે વર્તમાનકાલનાં કાલમાપક યંત્રોથી મપાય તેવો છે. અને તેટલા કાલમાં ઉપર કહ્યું તે સઘળું બને છે. એમ થવાનું કારણ એટલુંજ છે કે જીવ જ્યારે સ્થૂલ ઉપાધિથી છુટો પડી વિચરે છે ત્યારે દર્શન કરાવનારાં જ્ઞાનતંતુઓની સહાયતા વિના તત્કાલ તેને સર્વ દર્શન થાય છે. એટલે તેને લીધે જ્ઞાનતંતુદ્વારા સ્થૂલ મગજમાં તેની અસર પહોંચે તે પહેલાં તે જોઇ લે છે, અને તે પહોંચવામાં ગમે તેટલો અલ્પકાલ થાય તેટલા કાલમાં તે બાકીનો સર્વ ખેલ રચી લે છે કારણકે સ્થૂલ મગજને અસર પહોંચતા તો શરીર જાગ્રત થઇ જાય છે. જાગ્રત થાય છે એટલે સ્થૂલ ઇંદ્રિયોની મર્યાદાની બહાર તેનું જ્ઞાન વધતું નથી એટલે દશ્ય તથા દ્રષ્ટાનો સંપૂર્ણ જોગ તેના

સમજવામાં આવતો નથી સ્વપ્નાવસ્થાના તો સર્વ કાર્ય કરનાર પોતેજ હતો એમ તેને ભાસે છે. શિરે કરીને જીવ હજી બરાબર ખીલેના નથી હોતા તેમા એવા બનાવ બહુ બને છે. પણ જેમ જેમ તે ખીલતો જાય છે અને પોતાની સ્થિતિ તથા પોતાને મળેલ ઉચ્ચતા સાર છે તે યથાર્થ રીતે તેના સમજવામાં આવે છે તેમ તેમ પોતાની બાલ્યાવસ્થાના આગ્રહ પેલ તે દોડી દે છે અને યથાર્થજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. એ સ્થિતિમા જીવ અજ્ઞાન જંગલી મનુષ્યના જેવો છે. તેઓ જેમ સૃષ્ટિમા જે કાંઇ અદ્ભુત બનાવ જોવામા આવે તેને દેવકથાનુ રૂપ આપે છે તેમ આ જીવ પણ એવા ખેલ રચે છે પરંતુ જ્યારે તેને પોતાની સ્થિતિનુ પૂર્ણ ભાન થવા કરે છે ત્યારે તે ઉચ્ચ ભૂમિકામા એટલો બધો ગુંથાઇ રહે છે કે આવા નજીવા બનાવો ઉપર લક્ષ પણ આપતો નથી અને અંતે એવુ બને છે કે તેને સ્વપ્ન થતા નથી

જીવની મનગણનાની અસાધારણ શક્તિ, જે ઉપર વર્ણવી, તેને લીધે ઘણી વાર એવુ પણ બને છે કે તે ભવિષ્યદર્શન કરવાની શક્તિ પ્રાપ્ત કરે છે. ભૂત વર્તમાન અને કાંઇક અંશે ભવિષ્ય તેની દૃષ્ટિ આગળ આવી ખડુ થાય છે પણ તે તેને સમજતા આવડતુ હોય તોજ સમજી શકાય છે. કોઇ અંતે વખતે સ્થૂલશરીરને આનન્દદાયક અને અગત્યની લાગે એવી બીના તેમાથી તત્કાલ તેના ધ્યાનમા આવી જાય છે અને તેને ગ્રહણ કરી રાખવા તે પ્રયત્ન કરે છે એ પ્રયત્નમા તે વખતે પાર પણ પડે છે, સામાન્ય મનુષ્યના જીવને જે મહાન્ મુસ્કેલી લાગે છે તેનો જ્યારે આપણે ખ્યાલ કરીએ છીએ ત્યારે તેના પ્રયત્નમા ઘણી વાર તે નિષ્ફળ થાય છે એ જાણી બહુ આશ્ચર્ય લાગતુ નથી. કારણ કે તે જીવ હજી અર્ધો પણ જાગ્રત થયો હોતો નથી, તેને પોતાની ભિન્ન ભિન્ન ઉપાધિઓ વશ રાખવા જેટલી સત્તા પણ પ્રાપ્ત થઇ હોતી નથી, કામના ઉછાળાથી, આકાશિક પ્રકૃતિવાળા મગજમા જે કવચિત્ કવચિત્ વિચાર-વહન વહે છે તેનાથી, અથવા સ્થૂલ શરીરમા કાંઇ સ્થૂલવિકાર થવાથી, જે કાંઇ તેના જાણવામા આવે છે તે મગજ સુધી પહોંચતા રૂપાંતર પામી જાય છે અથવા ઘણી વાર દબાઇ જવાથી પહોંચવાજ પામતુ નથી. કવચિતે એવાદિ વાત નિદ્રામાંથી જાગ્રત થતા પૂરી પાધરી ધ્યાનમા યથાસ્થિત આવે છે પરંતુ ઘણી વાર તેનો ચીતાર રૂપાંતર થઇ એવો થાય છે કે તેમા સમજ પડતી નથી કોઇ વખતે એવુ ઉડુ ઉંડુ ભાસે છે કે કાંઇક દુઃખ આવી પડવાનુ છે, અને વળી ઘણી વાર સ્થૂલ ઉપાધિ સુધી કોઇ વાત પ્રવેશ થવા પામતી નથી.

કેટલીક વખત લોકો એવી શંકા લે છે કે આવી રીતે ભવિષ્યની કોઈ વાતનુ ભાન થાય છે તો તે માત્ર બેસતી વાત આવી જાય છે, કારણકે જો ભવિષ્યની વાતનું જ્ઞાન થઇ શકે એ વાત સત્ય છે એમ માનીએ તો સાથે એમ પણ માનવુ જોઇએ કે તે પ્રથમથી નિર્માણ થયેલી હોવી જોઇએ, અને એ ખરૂ હોય તો મનુષ્યને પુરુષાર્થનો અવકાશ રહે નહિ. પુરુષાર્થ મનુષ્યને માટેજ છે, અને ઉપર જે કહેવામા આવ્યુ છે કે ભવિષ્યદર્શન માત્ર થોડે અંશે થઇ શકે છે તેની મતલબ પણ એજ છે. સામાન્ય પંક્તિના મનુષ્યનુ ભવિષ્ય જોવુ વધારે સારી રીતે બની શકે છે, કારણકે તેની ઇચ્છાશક્તિ વાસ્તવિક રીતે પ્રબળ થઇ હોતી નથી તેને જેવા સંયોગો આવી મળે છે તે પ્રમાણે તેનુ વર્તન થાય છે. કર્મ

અનુસાર અમુક સંયોગો પ્રાપ્ત થાય છે અને તેની અસર થાય છે તે પ્રમાણે તેની સંસારચર્યા થાય છે, એથી કરી તેનું ભવિષ્ય વર્તવું સરલ છે અને તે હીસાબની ગણતરી પ્રમાણે ચોકસ કરી કહી શકાય છે. સંસારમાં જે બનાવો બને છે તેમાં મોટો ભાગ મનુષ્યના કૃત્યની અસરથી ફેરફાર થયા વિના બની જાય છે તે વાત જ્યારે ધ્યાનમાં લઈએ અને કાર્યકારણનો અન્યોન્યાશ્રય ફલાએલો સંબંધ ધ્યાનમાં લઈએ ત્યારે ઘણી ખરી ભવિષ્યની બીનાઓ ચોકસ રીતે વિગતવાર કહી શકાય એ વાતમાં કાંઈ આશ્ચર્ય લાગશે નહિ. ભવિષ્યસૂચક સ્વપ્ન થયેલાં તેથી તેમજ સ્કોટલેન્ડ દેશના પહાડી લોકોની સૂક્ષ્મ દૃષ્ટિથી જોવામાં આવેલી કેટલીક બીના ઉપરથી તેમજ વિશ્વદૃષ્ટિવાળાં મનુષ્યોની ભવિષ્યવાણીથી ઉપર કહી તેવી વાત બને છે એમ વારંવાર સિદ્ધ થયું છે. વળી જ્યોતિઃશાસ્ત્રની આખી રચનાનું મંડાણ, એ કાર્યકારણના સંબંધનું અસ્તિત્વ છે તે ઉપરથી છે એમ સ્પષ્ટ જણાય છે.

પરંતુ જ્યારે સામાન્ય પંક્તિથી ચઢતી પંક્તિના મનુષ્યની બાબત જોવામાં આવે છે ત્યારે તેમાં તફાવત પડે છે. જેની ઇચ્છાશક્તિ અને જ્ઞાનશક્તિ વિકાસ પામેલી છે તેનું ભવિષ્ય એટલી સહેલાઈથી જોઈ શકાતું નથી. તે માણસ આસપાસના સંયોગને આધીન નથી; તેના ઉપર પોતે પણ કાંઈક સત્તા ચલાવવા સમર્થ થયેલ છે. પૂર્વનાં કર્મ તેનેથી તે મુક્ત થઈ શકતો નથી એ ખરું છે અને તે અનુસાર તેની જીંદગીની મુખ્ય મુખ્ય બાબતો ચોકસ થઈ ગયેલી હોય છે, પણ તે વખતો વખત તેને કેટલે અંશે અસર [illegible] અને તે જેમ જેમ આવતી જશે તેમ તેમ તેની તે કેવી રીતે વ્યવસ્થા કરશે અને [illegible] માણસ [illegible] પણ કરશે, એ સર્વ તેની સત્તામાં આવી જવાથી તેના સંબંધમાં ભવિષ્ય કહી સંબંધને માત્ર અનુમાન તરીકેજ કહેવાય. કર્મના અસર ફેરવવા માટે તે જે જે પ્રયત્નો કરે છે તે કર્માનુરૂપ થઈ તેની જીંદગીમાં નવી કાર્ય-કારણની સંકલના ઉભી કરે છે, જેનાં પરિણામ પ્રથમની સંકલનામાં ક્યારે આવશે તે ચોકસ રીતે કહેવું કઠિન છે.

---

## ૧૪

## ઇંદ્ર અને વિરોચન

“ જે આત્મા પાપરહિત, જરારહિત, મૃત્યુરહિત, શોકરહિત, ક્ષુધાતૃષારહિત, સત્યકામ, સત્યસંકલ્પ, છે તેની અન્વેષણા કરવી, તેની વિશેષ જિજ્ઞાસા કરવી; જે આ આત્માને જાણીને અનુભવે તે સર્વલોકને પ્રાપ્ત કરે છે, સર્વ કામને પૂર્ણ કરે છે;”—આ પ્રમાણે પ્રજાપતિ બોલ્યા.

એ વચન દેવ અને અસુર બન્નેએ, પરંપરાથી આવતું સાંભળ્યું અને વિચાર કરી બોલ્યા “ તે આત્માને ઇચ્છીએ છીએ કે જેને પ્રાપ્ત કરવાથી સર્વલોક પ્રાપ્ત થાય, સર્વકામ પૂર્ણ થાય.” આવો વિચાર કરીને દેવોમાંથી ઇંદ્ર અને અસુરોમાંથી વિરોચન બે નીકળ્યા. તે બન્ને પરસ્પર વિવાદ તજી શાન્તભાવે સમિત્પાણિ થઈ, પ્રજાપતિ સમીપે આવ્યા. ત્યાં તે બત્રીસ વર્ષ બ્રહ્મચર્ય પાળીને રહ્યા. ત્યારે પ્રજાપતિએ કહ્યું “ શી ઇચ્છાથી [illegible] તમો [illegible] ” ?

“ હે આત્મા પાપરહિત, જરારહિત, મૃત્યુરહિત, શોકરહિત, ક્ષુધાતૃષારહિત, સ-

શોકાતીત, સત્યસંકલ્પ, છે તેની અન્વેષણા કરવી, તેની વિશેષ જિજ્ઞાસા કરવી; જે આ આ-
ત્માને જાણીને અનુભવે તે સર્વ લોકને પ્રાપ્ત કરે છે, સર્વકામને પૂર્ણ કરે છે;—આવું
ભગવાનનું વચન કહેવાય છે, માટે તે આત્માની ઇચ્છા કરતા અત્ર વસીએ છીએ."

પ્રજાપતિએ તેમને કહ્યું "અક્ષિમાં જે પુરુષ દેખાય છે તે આત્મા, એ અમૃત,
અભય, એ બ્રહ્મ."

"ત્યારે ભગવન્! જલમાં જે આ દેખાય છે, આદર્શમાં જે આ દેખાય છે, તેમાંનો
એ કીયો ?"

"એજ કે જે એ સર્વમાં દેખાય છે તે. આ શરાવમાં જલ ભરી, તેમાં જુવો, અને
આત્માને ન જાણો તો મને કહો."

તેમણે તે પ્રમાણે જલપૂર્ણ શરાવમાં જોયું.

પ્રજાપતિએ પૂછ્યું: "શું દેખો છો ?"

"ભગવન્! આ અમારા આખા આત્માને દેખીએ છીએ, નખ અને રુંવાટી પ-
ર્યંત સમગ્ર પ્રતિરૂપ દેખીએ છીએ."

પ્રજાપતિએ કહ્યું: "સારી રીતે અલંકાર કરી, સારા વસ્ત્ર ધારણ કરી, સ્વચ્છ
થઇ, જલપૂર્ણ શરાવમાં જુઓ."

તેમણે સારી રીતે અલંકાર કરી, સારાં વસ્ત્ર ધારણ કરી, સ્વચ્છ થઇ, જલપૂર્ણ
શરાવમાં જોયું.

પ્રજાપતિએ પૂછ્યું: "શું દેખો છો ?"

"ભગવન્! અમે જેવા સારા અલંકાર, સારાં વસ્ત્ર ધારણ કરેલા, સ્વચ્છ થયેલા
છીએ તેવા સારા અલંકારવાળા, સારાં વસ્ત્રવાળા સ્વચ્છ થયેલા આપને દેખીએ છીએ."

"એજ આત્મા, એ અમૃત, એ અભય, એ બ્રહ્મ."

ઉભયે શાન્તહૃદય થઇ ચાલ્યા.

તેમને જતા જોઇ પ્રજાપતિ બોલ્યા: "આત્માનું સાનુભવ જ્ઞાન પામ્યા વિના આ જાય છે;
જેઓ આ ઉપનિષદને કહેશે, ત્યાં, પછી તે દેવ હો કે અસુર હો પણ ત્યાં, પરાભવ
નીપજશે."

એ બેમાંનો વિરોચન તો શાન્તહૃદયે થઈ અસુરો પાસે ગયો. અને તેમને આ ઉ-
પનિષદ કહેવા લાગ્યો: "આત્માજ અત્ર પૂજ્ય છે, આત્માનીજ પરિચર્યા કરવી, આત્મા-
નેજ પૂજતો અને પરિચર્યાથી સેવતો, આ અને પેલા ઉભયે લોકને પ્રાપ્ત કરે છે."

આમ થયું માટેજ અદ્યાપિ પણ અત્ર દાન ન કરનાર, શ્રદ્ધારહિત, યજનહીનને 'આ
અસુર છે' એમ કહેવાય છે. અસુરોનું આ ઉપનિષદ છે. પ્રેતશરીરને પુષ્પ અને વસ્ત્ર
અલંકારાદિથી સંસ્કાર કરીને પરલોકનો પોતે જય કરે છે એમ તે માને છે.

ઇન્દ્ર તો દેવતાઓમાં પહોંચતા પહેલાંજ ભય પામવા લાગ્યો કે "જેમ આ શરીરને સા-
રી રીતે અલંકાર કરતાં તે અલંકારવાળું જણાય છે, સારાં વસ્ત્ર પહેરાવતાં સારા વસ્ત્ર-

* એટલે કેશ નખાદિ કાઢી નંખાવીને.

વાળું જણાય છે, સ્વચ્છ કરતાં સ્વચ્છ જણાય છે; તેમ શરીર અંધ હોય તો એ અંધ થાય, કાણું હોય તો કાણો થાય, વિચ્છિન્ન હોય તો વિચ્છિન્ન થાય, આ શરીરના નાશ સાથે એનો નાશ થાય;—માટે એમાં હું કાંઇ સાર દેખતો નથી." સમિત્પાણિ થઇ પુનઃ પ્રજાપતિ પાસે આવ્યો.

પ્રજાપતિએ કહ્યું. "ઇંદ્ર! શાન્તહૃદય થઈ તું વિરોચન સાથે ગયો હતો, તે શી ઇચ્છાથી પાછો આવ્યો?"

"ભગવન્! જેમ આ શરીરને સારી રીતે અલંકાર કરતાં તે અલંકારવાળું જણાય છે, સારાં વસ્ત્ર પહેરાવતાં સારા વસ્ત્રવાળું જણાય છે, સ્વચ્છ કરતાં સ્વચ્છ જણાય છે, તેમ શરીર અંધ હોય તો એ અંધ થાય, કાણું હોય તો કાણો થાય, વિચ્છિન્ન હોય તો વિચ્છિન્ન થાય, આ શરીરના નાશ સાથે એનો નાશ થાય;—માટે એમાં હું કાંઇ સાર દેખતો નથી."

"ઇંદ્ર! તું કહે છે તેમજ છે; હું તને એ પુનઃ સમજાવીશ, બીજાં બત્રીશ વર્ષ બ્રહ્મચર્ય પાળી અત્ર નિવાસ કર" (આવતામાં સમાપ્ત.)

---

૩

વૃદ્ધ.

(અનુસંધાન પૃષ્ઠ ૨૩૮ થી)

## મારું જીવનચરિત.

### પ્રકરણ. ૭

### સંસારનો આરંભ.

પિતા પુત્રને જુદા પડયાને આજ ત્રણ વર્ષ થઈ ગયાં છે; વચમાં ઘણી વાર મળવું હળવું થયું છે; હરસુખરાયને ઉમરને લીધે તથા કાર્યભારની ચિંતાને લીધે ક્ષયનો દુષ્ટ વ્યાધિ જણાવા લાગ્યો તે સમયે રામનાથે, શિવલક્ષ્મી, અને બીજા બન્ને ભાઇઓએ તથા કમલાગૌરીએ તેમની સેવા કરવામાં બાકી રાખી નથી. અત્યારે તો રામનાથ પ્રમોદપુરમાં પોતાની હવેલીને ચોથે માળ એકલો બેઠો છે. પિતા ગયા, કૈલાસસ્થ થયા; માતાને વૈધવ્ય આવ્યું; પોતાને માથે સમગ્ર ભાર પડ્યો છે; અભ્યાસ બંધ કરવો પડ્યો છે કુલક્રમાગત વહીવટ પ્રમાણે એકવીશ વર્ષની નાની વયના તરુણ રામનાથને નવાબે કારભારીનો પોશાખ આજ જ દરબાર ભરીને આપ્યો છે. એ આનંદમાં ગોપીનાથ, સુંદરલાલ, સરસ્વતી આદિ સ્નેહી સંબંધી તથા મુરારજીપ્રભૃતિ ખટપટીયાઓ સર્વ ભેગાં થયાં છે. કમલાગૌરી રામનાથનું મુખ જોઇ જોઇ આનંદાશ્રુપૂર્ણ નમને નવા કારભારીનાં ઓવારણાં લેતી, ક્ષણ વાર વૈધવ્યના દુઃખને વીસરી ગઇ છે. ઘરમાં કંસારનાં કડાયાં ચઢયાં છે, સમસ્ત જ્ઞાતિને અને સ્નેહી સંબંધી આદિ અનેક બ્રાહ્મણોને ભોજન કરવાની ધામધૂમ ચાલી રહી છે. પણ રામનાથ આ બધા મંગલધ્વનિના શોરમાંથી છુપાઇને ઉદાસીન વદને એકલો એકાંત ગોખમાં કેમ ભરાઇ બેઠો છે?

રામનાથ ઘડીક તો ગાદી તકીયે પડ્યો પડ્યો વિચારમાં ને વિચારમાં કશું બોલતો

ન હતો, કાંઇ વિચારતો હતો કે નહિ તે, પણ સમજાતું ન હતું. પણ એકાએક એના કપાલની રગો તરી આવી, એના વદન ઉપર કાંઇક સુરખીવાળો પ્રકાશ છવાઈ રહ્યો, હોઠ જરા સંકોચાવા લાગ્યા, ગાલે ખાડા પડવા લાગ્યા, અને છાતી વધારે જોરથી ધડકવા લાગી;—આંખમાંથી અશ્રુનાં બે ટીપાં પડ્યાં. સંસારમાં, મને ઉપર સંસારનો કશો પણ ભાર ન લાગતાં જેના રક્ષણને લીધે પોતે સ્વતંત્ર વિહરેલો તેના અભાવે પોતાને આટલો બધો ભાર વેઠવો પડતો હતો તે મારેનું આ અશ્રુબિંદુ ન હતું. રામનાથના હૃદયનું ઊંડું અગાધ હતું; એની મહનશક્તિ અને કાર્યદક્ષતા બહુ ઉંડી અને વિશાલ હતી, એનો બુદ્ધિ વિવેકવતી અને તીવ્ર હતી. પણ આ સમયે પિતાજી વિદ્યમાન હોય, પોતે વારંવાર જે ઇચ્છા દર્શાવતા તે અનુસાર ચતુર્થાશ્રમમાં વિરાજી પોતાના આત્મારૂપ રામનાથને કાર્યનો ભાર વહેતો દેખતા હોય, તો તેમના મનને કેવો સંતોષ થાય; આનંદપુરમાં તે રાત્રીએ કહેલા અતિ માર્મિક ઉપદેશથી જણાઇ આવતી તેમના હૃદયની પુત્રના ભવિષ્ય મારેની કેટલી કેટલી ચિંતા શાન્ત થાય આવા વિચારોમાં રામનાથે પિતૃભક્તિની શ્રાદ્ધાંજલિમાં આ એક અશ્રુબિંદુ પાડ્યું. પણ એ પડતાંજ પોતે સાવધાન થઇ ગયો,—હવે શું કર્તવ્ય છે, એ પિતાના નામને નિષ્કલંક રાખી અધિક ઉદ્દીપ્ત કરવા પોતે શું આદરવાનું છે તે વિષયના વિચારમાં સ્વાભાવિક રીતેજ ઉતરી ગયો.

આમ રામનાથ અનેક તરંગોમાં અકળાતો વિચારગ્રસ્ત થઇ સ્તબ્ધ બનીને પડ્યો છે, તેવામાં ધીમેથી મેડીનું બારણું ઉઘડ્યું અને કોઇ અંદર આવ્યું. રામનાથે તે જાણ્યું નહિ. સરસ્વતી આવીને ગાદીની નીચે છેક પાસે બેઠી ત્યારે રામનાથે તેને દીઠી, અને અંતરના વિચારોને પડતા મૂકી રામનાથે તેના સામુ જરાક મોં મલકાવ્યું.

"આટલા બધા હર્ષને પ્રસંગે પણ તમે આટલુંજ ખુશી થઇ શકો છો? અંતરમાં એવી તે શી પીડા ભરી છે કે આમ એકાંતમાં તેને લેઇને બેશી રહેવું પડે છે?"

"તું તેને સમજી શકવાની નથી; સરસ્વતિ! પુરુષોને સંસારમાં જે સહન કરવાનું, ઉપાડવાનું, વહેવાનું, પોતાના ખરા વિચારોને પણ વખતે મારી નાખવાનું, દુઃખ વેઠવું પડે છે તેનો વિચાર સ્ત્રીઓને આવી ન શકે."

"હજી કારભાર તો આજજ મળ્યો, એટલામાં આટલો બધો શો ભાર આવી ગયો!"

"તારી દૃષ્ટિએ એ કારભાર આજ મળ્યો એ વાત ખરી છે; પણ મારા કુલના વહીવટ પ્રમાણે મને તો એ કારભાર હું અવતર્યો ત્યારથીજ મળેલો છે; એટલે સમજણ આવી ત્યારથી પિતાજીએ મને અનેક રીતે એ કામ માટે તૈયાર કર્યો છે. આજ તેમના ઉપદેશ અને તેમની મૂર્તિના ઉત્તેજન વિના હું એકલો એ ભાર ઉઠાવીશ એજ મને મ્હોટા વિચારની વાત થઇ પડી છે."

"એમાં શાનો વિચાર કરવાનો છે? તમારા બે ભાઇ તમારા સહાય છે, વૃદ્ધમાં મારા પિતા વિદ્યમાન છે, અને ઘરમાં તમારાં માતુશ્રી પ્રાચીન વૃત્તથી સર્વે રીતે માહીતગાર છે; અને વળી એ ઉપરાંત એ બધો ભાર હલકો કરી આપનાર, તમારાં સુખ દુઃખમાં ભાગ કરી તમારો બધો થાક ઉતારનારનો યોગ થવો પણ હવે સમીપ છે."

રામનાથને તુરત પોતાના લગ્નનો દિવસ સ્મરણમાં આવ્યો; પિતાનો સ્વર્ગવાસ થ-

વાથી જે લગ્નને મુલતવી રાખવું પડતું હતું તે, કન્યાને કન્યાકાલ સમીપ હોવાથી, તુરંતુજ કરવું પડવાનું છે એ વાત રામનાથને સ્ફુરી આવી અને પોતાના સસરા નારાયણપ્રસાદ પણ ગોવિંદપુરથી અત્ર આવેલા છે, ને માતુશ્રી સાથે તે વિષે વાત કરી રહ્યા છે તેનું ભાન થયું પણ એ સર્વ ઉપરાંત સરસ્વતીએ આ વાતને છેડવામાં શો હેતુ રાખ્યો હશે તેનો કાંઇક વિચાર રામનાથના મનમાં એક વીજળીના ઝબકારાની પેઠે ચાલી ગયો અને તુર્તજ સાવધાન થઇ હરસુખરાયનો પુત્ર બોલ્યો. " સ્નેહમાત્ર સ્નેહીનો ભાર ઉતારવાને સર્વદા સંપૂર્ણ છે "

સરસ્વતીને અંતરમાં જરાક ધીરજ આવી, એટલે જરાક આગળ વધી ને બોલી " પણ કર્તવ્ય સ્નેહમાં એ ફેર હોય છે "

" કર્તવ્યને ઘણી વાર સ્નેહ સાથે મેળવી લેવું પડે છે, બાકી પ્રથમ સ્નેહ અને પછી કર્તવ્ય એવો યોગ હોય તેના જેવો સુખતર સંબંધ તો બીજો ભાગ્યેજ નીવડે. "

" ત્યારે તમે સ્નેહને પ્રથમ ગણો છો કે કર્તવ્યને ? "

" ઉભયને સમાન ગણવાનું બળ મને ઇશ્વર આપે એજ ઇચ્છું છું. "

સરસ્વતી જરાક અટકી, પોતાનો વિચાર રામનાથ આગળ કહેવો કે ન કહેવો તેના સંકલ્પવિકલ્પમાં પડી ગઇ, કહેવાનો નિશ્ચય કરીને આવેલી છતાં, રામનાથની દૃષ્ટિ અને વાણી આગળ તે નિશ્ચય ઓગળી ગયો. જરા વાર સરસ્વતી વિચારમાં પડી ગઇ, તેમ રામનાથ પણ પોતાના મૂળના વિચારો ભેગા પરણવાના અને પોતાની પત્ની થનાર સુકુમાર સુંદરીના મનોરાજ્યમાં વિચરવા લાગ્યો ઘડીક બન્ને શાન્ત રહી ગયાં.

( આગળ ચાલુ )

---

## ૪

### રાજ્ય.

### રાજ્ય અને ધર્મ.

( અનુસંધાન પૃષ્ટ ૨૪૦ થી )

ધર્મભાવનાનું શુદ્ધ સ્વરૂપ કેવળ ભાવગમ્ય છે અને તે ભાવને સ્થૂલબુદ્ધિમાં ઉતારવાનાં સાધનોને યોગે તે તે ધર્મની ભિન્નતા થઇ છે એ વાત કદાપિ ભુલવા જેવી નથી. જે ધર્મપ્રવર્તકને જેવાં જનોને ઉપદેશ કરવો પ્રાપ્ત થયો તેવું તેણે પોતામાં પ્રકટેલી ધર્મભાવનાને રૂપ આપ્યું. ભાવનાને સર્વ જનો સમાન રીતે સમજી શકતા નથી, કોઇને કાંઇ, કોઇને કાંઇ, એમ સર્વને ભિન્ન ભિન્ન સાધનથી ભાવનાની દૃષ્ટિ થઇ શકે છે મૂળે એક છતાં તેથીજ ધર્મો પરસ્પરથી જુદા પડે છે; અને જુદા પડ્યા છતાં પણ સત્ય, સદાચાર, અસ્તેય, દયા, ક્ષમા, આદિ પરત્વે કોઇ પણ ધર્મને વિવાદ નથી આમ હોવાથીજ ધર્મના સાધારણ અને અસાધારણ એવા ભેદ થયા છે. જે અભેદભાવનાનો અપરોક્ષ અનુભવ કરાવવાનો ધર્મમાત્રનો હેતુ છે તે સાધારણધર્મનો વિષય છે; તે તે દેશકાલાનુસાર એ ભાવનાને સમજાવવા તથા અનુભવાવવા જે યોજનાઓ કરેલી છે તે અસાધારણધર્મનો વિષય છે. સાધારણધર્મ

તો સર્વત્ર એકનો એકજ છે; અસાધારણ ધર્મ સર્વત્ર ભિન્ન છે.

દેશ, કાલ, અવસ્થા, ક્ષેત્ર ઇત્યાદિ ઉપર એટલે કે જેને શાસ્ત્રમાં અધિકાર કહે છે તે ઉપર લક્ષ આપીને રચેલી ધર્મવ્યવસ્થા જ્યાં સુધી સતેજ અને સજીવ રહી ત્યાં સુધી તે તે ધર્મનો વિજય થતાં ગયો. પણ મનુષ્યોને એમ લાગતું ગયું કે અમુક ધર્મપ્રકારો તો ખોટા છે, ઢોંગ છે, ગાન કલ્પેલી યુક્તિઓ છે, તેમ તેમ તેમના મનમાંથી ધર્મ ઉપરની શ્રદ્ધા ઓછી થતે થતે ઘસાઇ જવા લાગી અને ધર્મને અંગે જે ઉદારતા, સ્વાર્પણ, પરાક્રમ, ભવ્યતા તેમના લોહીમાં જાગ્રત્ હતાં તે અસ્તપ્રાય થઇ જઇ તેમને સ્થાને સ્વાર્થ, આલસ્ય, કૃપણતા, કુસંપ, અને નિસ્તેજસ્વિતાનો ઉદય થયો. ક્રિશ્ચીઅન ધર્મનું મૂલસ્થાન જેરુસલેમ તેને મુસલમાનોના હાથમાંથી છોડાવવાને જે પ્રજાના રાજકુમારોએ, સામંતોએ, કોઇ કોઇ રાજકુમારિકાઓએ અને ગૃહસ્થની સ્ત્રીઓએ, અનંત ધનનો અને પ્રાણનો વ્યય કરેલો તેની તેજ પ્રજા એ સમય પછીના એકજ શતકમાં એના એજ ધર્મનો તિરસ્કાર કરતી, તેને પોપનો ઢોંગ માનતી, અને ધર્મભાવનામાંથી શિથિલ પડતી કેમ થઇ ગઈ? પંદરમી સદીને આરંભે કૉન્સ્ટેન્ટીનોપલ પડી ભાગ્યું, અને ત્યાં પ્રાચીન સમયથી સંઘરાઇ રહેલી વિદ્યાસમૃદ્ધિનો આખા યુરપ ઉપર પ્રસાર થઇ ગયો; એ પ્રસારને અંગે વિદ્યા, કલા, સાહિત્ય આદિ સર્વમાં વધારે તેજ આવ્યું, નવા નવા શોધ થયા, ધર્મની પણ વધારે શાસ્ત્રીય ચર્ચા થઈ, બાઇબલનાં લાટીન અને ગ્રીક ભાષાંતરો, તે બાઇબલના હીમાયતી ધર્મગુરુઓ તેનો જે અર્થ પોતાના આચાર વિચારમાં દર્શાવતા હતા તેને અનુરૂપ છે કે નથી તે જોવા માટે ફરીથી તપાસાવા લાગ્યાં. ધર્મગુરુઓએ પણ જિસસક્રાઇસ્ટના પ્રતિનિધિ ઠરી, તેને નામે પાપની માફીઓ, સ્વર્ગમાં જવાના પરવાના, ઇત્યાદિ પૈસા લેઇને વેચવા માંડ્યું હતું; એટલે એક પાસા ધર્મની ઉત્તમોત્તમ ભાવનાને વિશુદ્ધ ન રાખતાં લોકના અજ્ઞાનનો લાભ લેઈ પોતાનો સ્વાર્થ સાધવાનો પ્રકાર ધર્મગુરુઓમાં ચાલ્યો હતો, બીજી પાસા જ્ઞાન અને વિદ્યાની વૃદ્ધિ થવાથી લોકો વિચારવાન્ થયા હતા;—લ્યુથર જેવા એક અપ્રસિદ્ધ બેહુતનેજ ધર્મગુરુઓના અધિકાર ઉપર આક્ષેપ કરવાનું અને બાઇબલનો ખરો અર્થ પ્રસિદ્ધ કરવાનું સૂઝ આવ્યું. જેને 'રીફૉર્મેશન' કહે છે તે સર્વત્ર પ્રસર્યો, અને ધર્મની ભાવનાને ધર્મગુરુઓએ જે અધમતામાં ઉતારી દીધી હતી તેને ઉચ્ચ સ્વરૂપે સ્થાપવારૂપ 'પ્રોટેસ્ટ'—વિરુદ્ધ મત—દર્શાવનારો 'પ્રોટેસ્ટંટ' પંથ ઉત્પન્ન થયો. એ સમયથી ક્રાઇસ્ટીઅન ધર્મ લોકમત અને સમાજના જ્ઞાનપ્રકાશને અનુરૂપ થતોજ રહે છે. અને એમ સમયે સમયે પ્રકટ થતા અધિકારાનુસાર ધર્મના બાહ્યસ્વરૂપને પોતે ધર્મની મૂલ ઉત્તમોત્તમ ભાવનાને ઝાંખી થવા દેતો નથી. આ સમયમાં જો આવું થયું ન હોત તો તે ધર્મની અધમતાનો પ્રતિધ્વનિ તે ધર્મના અનુયાયીઓના હૃદયમાં થયા વિના રહેત નહિ અને ક્રિશ્ચીઅન સામ્રાજ્યનાં જે વૈભવ અને વિજય આજ આપણી દૃષ્ટિ આગળ છે તે કદાપિ સિદ્ધ થાત નહિ.

વર્તમાન સમયમાં જ્ઞાન અને કલાનો યુરપ અમેરિકામાં એટલો બધો ઉદય થયો છે કે ઘણેક સ્થાને પુનઃ ધર્મ ઉપર અનાસ્થા અને અશ્રદ્ધા પ્રકટ થયાં છે; નાસ્તિકોનો એક પ્રસિદ્ધ પંથ તે દેશમાં સુવિદિત છે. ફ્રાન્સમાં જે મહોટો રાજ્યવિપ્લવ આ શતકને આરંભે

થઇ ગયો તેનું મૂળકારણ ધર્મની અશ્રદ્ધા અને નાસ્તિકતા હતું; તેની તેજ નાસ્તિકતા અને અશ્રદ્ધા પુન આ શતકો અંતે આખા પશ્ચિમ ગોળાર્ધ ઉપર વિલસી રહી છે. એ માંથી શુ ફળ થશે તે અત્યારે કહેવું અનુચિત છે, કદાચિત્ 'થીઓસોફી' અને તત્સદૃશ પ્રયત્નોના યોગે ધર્મભાવના ઉપર પુન શ્રદ્ધા સ્થિર થતા, આપણે ધારીએ તેવુ ભાવિ નુકશાન તુરત અતિ વિદૂર થઇ જાય, તથાપિ ધર્મ ઉપર અનાસ્તા અને અશ્રદ્ધા એજ કોઈ પણ પ્રજાના વિનાશના મૂલ કારણ છે, અને તે તે ધર્મના અનુયાયીઓના અધિકારાનુસાર ધર્મના અસાધારણ એટલે બાહ્યસ્વરૂપમા ફેરફાર ન કરવો એ તે તે ધર્મને શિથિલ કરવાનું મૂલ કારણ છે, એમ સિદ્ધરૂપે માનવાને એકલા ક્રિશ્ચીઅન ધર્મનો ઇતિહાસજ સારો પુરાવો છે

જ્યા જ્યા ઐહિક વૈભવની વૃદ્ધિ થાય છે ત્યા ત્યા ધર્મનું બધન પ્રાયશ શિથિલ થઇ પડે છે ધર્મનુ ફલ અદૃષ્ટ છે, પ્રત્યક્ષ રીતે દૃષ્ટિમા આવે તેવુ નથી, ઐહિક વિલાસોનું ફલ દૃષ્ટ છે, પ્રત્યક્ષદૃષ્ટિમાં, રાગદ્વેષની તુષ્ટિરૂપે, ઉતરી શકે છે મનુષ્યો દૃષ્ટને મૂકી અ દૃષ્ટ ઉપર શ્રદ્ધા કરી શકતા નથી, તેમા પણ જેને દૃષ્ટ એવો વૈભવ નથી કે અદૃષ્ટ એવો ધર્મ નથી, એને નથી, તે તો દૃષ્ટનું સ્મરણ માત્ર કરવા કરતા અદૃષ્ટનું સ્મરણ કરી, 'દુખના દિવસ રામ સભારવામા' ગાળે છે પણ જ્યા વૈભવાદિ સમૃદ્ધિ અને ઐહિક ભોગ સાધનની સામગ્રી પ્રાપ્ત થઇ ત્યા તેવા દૃષ્ટનો અનાદર કરી અદૃષ્ટ ઉપર દૃષ્ટિ નાખવાનું કોઇ મહાભાગ્યશાલી સત્પુરુષનેજ સુસાધ્ય રહે છે જેમ એક એક વ્યક્તિ પરત્વે આ વાત ખરી છે, તેમ એક એક પ્રજા અને એક એક રાજ્ય પરત્વે પણ આ વાત ખરી છે રાજ્યનો વિસ્તાર બહુ વધી જાય, વ્યવસ્થા સારી રહે નહિ, વૈભવના વિલાસમા અધિકારીપુરુષો પ્રમાદી અને સ્વચ્છદી થઇ જાય, પરસ્પરમા કલહ વધે, ટુકામા ધર્મની જે ઉચ્ચ અભેદ ભાવના તે ઉપર દૃષ્ટિ ન રાખી, રાજ્યકર્તા અને સામાન્ય અધાર્મિક થાય, એટલે કાલચક્રના ક્રમમાં કોઇ અન્ય અધિકારી જનો ઉપર તરી આવી અધર્મને ધર્મથી પરાસ્ત કરે, ચાલતી રાજ્યવ્યવસ્થાનો ભગ થાય ઇતિહાસમા આવુ અનેક વાર બન્યુ છે ક્રિશ્ચીઅન ધર્મો અવનતી દશામા રાજ્યવિસ્તાર હવણાં હવણાં આવી અધાર્મિકતાનો જન્મ આપે તેવો થઇ ગયો છે, તથાપિ જ્યા સુધી તેમા ધર્મની ઉચ્ચ અભેદ ભાવનાનો અશ પણ રહેશે, ત્યા સુધી તેને ક્ષતિ થવાનો સભવ નથી, અને એમ ન થાય એમાજ, વર્તમાનસમયે, જગતનું કલ્યાણ છે.

રૂમ અને ગ્રીસ એ બે રાજ્યો પડી ભાગ્યા તે, રાજ્યના અતિશય વિસ્તાર અને વૈભવને અગે ઉદ્ભવતી અધાર્મિકતામાથી પડી ભાગ્યા એમ કહેવાને આ ઉપોદ્ઘાત કરેલો છે વેદધર્મનું વિશાલ સામ્રાજ્ય તૂટ્યુ તેનું કારણ તે ધર્મના અસાધારણ સ્વરૂપ સમય માનના વૃદ્ધિ પામતા અધિકાર ઉપર પૂરુ લક્ષ ન અપાયુ, લ્યુથરની પેઠે ઉભા થયેલા બાહ્યાદિનો સ્વીકાર ન કર્યો. તે હોય એમ લાગે છે આ વિષે ટુકામા વિવેચન કરી આપણે જે સાર સિદ્ધ કરવો છે તેની પુષ્ટિ કરીએ

( આગળ ચાલુ )

નહીં પામી શકે કદી ભૂમિ ગુર્જરી તેજો તણું
અપાર લયુકે ગમાર શુન છદગી ખોટને ॥
અચિત્ય ક્રમ કાળનો કદિ ન મૂર્ખ સંભાળનો
કુમાર્ગે ભ્રમમાં ભમી તજી સુમત્ય આધારને
કુટેવ બહુ સેવતો કદી ન પથ્ય વિચારતો
પરાગ સુવિલોકતો ન હૃ પદ્મને પેખતો ॥

---

## ૨
## જ્ઞાની.
### ( મળેલું )
### ઝૂલણા.

મોક્ષ રૂપી અને સર્વ વ્યાપક સદા આતમા મૂકીને અન્ય રાખે,
નહિજ વિદ્વાન જન એહને મૂકીને કાકના નર્કમાં વૃત્તિ રાખે;
માસ વિષ્ટા અને મજ્જામાં કાકની વૃત્તિ ઝટ જાય એ સત્ય માનો,
એમ જ્ઞાની નથી તેહની વૃત્તિ તો જાય નારી તણી પાસ જાણો ૧
જેમ બિડાલને જોઈને મૂષકો તર્ત તે ઠામથી સદ્ય ભાગે,
એમ જ્ઞાની થયો એટલે ભ્રષ્ટ ને નષ્ટ વૃત્તિજ તે સદ્ય ત્યાગે,
તોય પણ લોકના ચાળની બીકથી તર્ત નારી તણો સંગ તજવો,
આતમા અનુભવી બ્રહ્મ આનંદમાં લીન શણગાર સરવેજ સજવો ૨
એમ સંસાર વમડાતણાં દુ:ખને ભોગવો નહિજ મન બીક આણી,
એહ મિથ્યા સગવ માંહ સાચું નહીં તેહની વાત શી અન્ય કાં'ણી,
માય ઈશ્વર તણી દેખવે સાંભળે મોહ થાએજ છે તર્ત તેથી,
સૌભરી ઋષિને જરત્કારજ તણી રી દશા દેખવે સાંભળેથી ૩
સૌભરી મત્સના સંગને જોઈને ઝટ પામી ગયા મોહ પોતે,
ઋષિ જરત્કાર તે ગુણી સંસારને મોહ પામી ગયા સદ્ય જો તે,
એહ સંસારને જોઈને સાબળી બધો આવવું નહિજ વીરા,
કોણ છોટા અને કોણ મોટા કહું એક વ્યાપી નહીં અન્ય ધીરા. ૪

---

## ૩
## પવિત્ર પ્રેમ
### ( મળેલું )
### શાર્દૂલવિક્રીડિત

પવિત્ર પ્રેમ તણા મારગ રૂચ્યો, સ્નાનો કરી શુદ્ધ થા,
[illegible] પ્રેમ દ્રુમ ઉપરે પ્રેમી બની ગાત થા,

અપ્રેમી પ્રેમ પિયૂષ પીધા વિના જીવવું, આ છે વૃથા સર્વથા,
વૈરાગિ નવ થા તું રાગિ થઇને, પ્રેમાબ્ધિ નિમગ્ન થા. ૧
ત્હારા ચિત્ત થકી બધું દુઃખ ત્યજી, પ્રેમી હવે તું બનો,
લ્હાવો લે સુખથી તું આ જીવનનો, મિથ્યા બધું એ ગણી;
આ જ જાલ મહીં શું થાઇ જઇ શું, ત્રિવિધ તાપે બળે ?
ત્યાગી સર્વ તું લોભ, મોહ, મદને, પ્રેમી બની ના ફરે કે ૨
પ્રેમી તામસ ગુણ છોડી દઇને, સાત્વિક ગુણો ગ્રહે,
સર્વે પ્રેમી મનુષ્ય દિવ્ય બનતા, માનુષના ત્યાગીને;
પ્રેમીનું મનડું પવિત્ર બનતું, પ્રેમાળ થૈને મદા,
સ્વર્ગે પ્રેમમહીં વસે સરવદા, તેથી તું પ્રેમીજ થા. ૩
સુત્રા પ્રેમતણું પિવા થકી બહુ આનંદ વ્યાપે સદા,
ઉદ્ગારો વળી પ્રેમના હૃદમહીં, પ્રેમામૃતે આવતા;
પ્રેમી કોઇ દિને નહીજ થઇને, ચાખ્યું સુધા પ્રેમ તે,
અપ્રેમી ! મૂઢ પ્રેમી તું બની હવે, પ્રેમામૃત સ્વાદને. ૪
જ્યારે પ્રેમ પિયૂષનું પીશ કંઇ, તું એક બિંદુ જરા,
ત્યારે પ્રેમ સુધાની લ્હેર ચડશે, ડોલીશ તું પ્રેમમાં;
પ્રેમ પ્રેમ વીના ન બોલીશ કંઇ, ડુબીશ પ્રેમાબ્ધિમાં,
ને તું પ્રેમતરંગ માંહી ઝુકતા જોઇશ સર્વે તદા. ૫
જ્યાં જ્યાં ફેંકીશ દષ્ટિ તાહરી તદા, જોઇશ તું પ્રેમને,
દેખાશે તુજને ન કો સ્થળ જહીં પ્રેમી જનો ના વસે;
પ્રેમોચ્ચાર કરે બધાય જન જે, સુણીશ તું તે સદા,
ભક્ત પ્રેમ તણો થઇ તું ભજશે, પ્રેમપ્રભુ સર્વદા. ૬
ભક્તિ પ્રેમ તણી પવિત્ર મનથી, શ્રદ્ધા થકી જો થશે,
તો તું નિર્મળ પ્રેમમૂર્તિ થઇને, પ્રેમેશને પામશે;
પુનર્જન્મ પછી ન પામીશ કદી, પામીશ તું મોક્ષને,
સ્વર્ગ દ્વાર થશેજ ખુલ્લું તુજને, કોઇ ન નીવારશે. ૭
જ્યારે સાત્વિક શુદ્ધ પ્રેમ થકી તું, પૂજીશ પ્રેમેશને,
ત્યારે દર્શન આપશે ખુશી થઇ, પ્રેમ પ્રભુ તુજને,
કૈલાસ ક્ષિરસાગરાદિ મહીં તું પ્રેમી બનાને જશે,
બ્રહ્મા વિષ્ણુ મહેશ પાદ પદમો, પ્રેમી થઇ ચૂમશે. ૮

---

## ૪

## અંધકાર.

સંસ્કૃત ભાષામાં અતિ નિગૂઢ વિષયોની ચર્ચા થયેલી છે, એમ સર્વ કોઇ સ્વીકારે છે

એ ભાષાને પ્રયોજનારાઓમાંજ ઉચ્ચ વિચાર અને ઉચ્ચ જીવનનો આરંભ થયો છે એ પણ સર્વના જાણવામાં છે; અદ્યાપિ એ ભાષાના ભંડારોનો શોધ ચાલતો છે, તેનો અવધિ આવ્યો છે એમ મનાતું નથી. છતાં આશ્ચર્યની વાત એ છે કે 'ગ્રંથકાર' એવો કે એ અર્થનો એક પણ શબ્દ એ ભાષામાં જણ્યાનો નથી, જુદા જુદા વિષયોની વિદ્વાનો તથા પંડિતોએ પ્રવર્તાવેલી જે ચર્ચાને આજ આપણે 'લીટરેચર' કહીએ છીએ તે દર્શાવનારો પણ એકે શબ્દ જડતો નથી. 'સાહિત્ય'– એ સંસ્કૃત શબ્દને અંગરેજી 'લિટરેચર' એ શબ્દના અર્થનો આરોપ કરવાનો પ્રયત્ન યથાર્થ નથી; કેમકે साहित्यसंगीतकलाविहिनः ઇત્યાદિ શિષ્ટપ્રયોગોથી સમજાય છે કે સાહિત્ય એ એક કલા છે, અને કવિકાર્ય જે કાવ્યનાટકાદિ તેટલોજ તેનો પ્રદેશ છે ગ્રંથનો અને 'લિટરેચર'–નો અખૂટ ભંડાર જ્યાં ભરેલો છે એવી સંસ્કૃત ભાષામાં તેના વાચક શબ્દો નથી એ ખરૂં, પણ ગ્રંથકારોને ઋષિ, આચાર્ય, સૂત્રકાર, ગુરુ, કવિ ઇત્યાદિ નામોથી તથા તેમનાં કૃત્યને શાસ્ત્ર, સૂત્ર, ભાષ્ય, વાર્તિક, ટીકા, ટિપ્પણ, વિવરણ, વૃત્તિ, મીમાંસા, કાવ્ય ઇત્યાદિ નામોથી નિર્દેશેલાં આપણે જોવામાં આવે છે. 'ગ્રંથકાર' એ શબ્દ તો આધુનિક છે, અને 'ગ્રંથ' અને 'કાર' એવા બે સંસ્કૃત શબ્દોને જોડીને ચાલુ સમયમાંજ બનાવી કાઢવામાં આવ્યો છે; 'પુસ્તક' શબ્દ પણ તેવોજ આધુનિક છે, જોકે 'ગ્રંથકાર' જેટલો આધુનિક નથી.

અંગરેજી શબ્દવ્યુત્પત્તિપરત્વે પ્રમાણભૂત ડા. ટ્રેંચ કહે છે તેમ શબ્દોમાં આખી પ્રજાનો, આખા દેશનો, ઇતિહાસ રહેલો હોય છે. અમુક શબ્દોનો અભાવ અને તે પછી અમુક સમયે તે શબ્દોનો પ્રાદુર્ભાવ એ પણ એ દેશના માનસિક ઇતિહાસનો સૂચક થઇ શકે છે. સંસ્કૃત ભાષા જ્યાં સુધી આ દેશમાં ચાલતી રહી ત્યાં સુધી ગ્રંથ 'કરી' શકાય છે; જેમ ઘર કરી શકાય છે, કામ કરી શકાય છે, તેમ ગ્રંથ પણ કરી શકાય છે; એ વિચાર ઋષિઓ અને આચાર્યોના મનમાં આવ્યો નથી. જેમ બીજી વ્યાવહારિક વસ્તુઓ હસ્તપગના વ્યાપારથી કરી શકાય છે તેમ કાગળ કલમ અને શાહીનો યોગ કરીને મુદ્રાયંત્રમાં મુદ્રાઓ ગોઠવી તેને છાપી પૂઠું બાંધીને બહાર લાવી ગ્રંથ પણ કરપાદાદિવ્યાપારસાધ્ય છે એ વિચાર મુદ્રાયંત્રોના પ્રાદુર્ભાવ પછીના સમયનો છે. આપણા જીવનમાં, જેમ પાશ્ચાત્ય સંસર્ગોને લીધે, આપણે બધી પ્રવૃત્તિને પ્રાયશઃ યંત્રવત્ કરી લેવા ઇચ્છા રાખીએ છીએ, તેમ ગ્રંથ રચવાની પ્રવૃત્તિ પણ યંત્રવત્ કરવાની લાલસામાં આપણે 'ગ્રંથકાર' એ શબ્દ ઉપજાવ્યો છે. અને કાગળ તથા શાહીના યોગથી યંત્રવત્ રચાયલા ગ્રંથો અને ગ્રંથકારો પણ એવી માનવતી ગ્રંથકારપદવી લેવાને આજકાલ ઉમરાઇ રહેલા છે.

સંસ્કૃત ભાષાના ઋષિઓ અને આચાર્યો જાણતા હતા કે શરીરવ્યાપારો યદ્યપિ યંત્રવત્ ચાલી શકે, મનોવ્યાપાર પણ ક્વચિત્ બહુ અભ્યાસના બલે યોગાદિમાર્ગથી યંત્રવત્ થઇ શકે, તથાપિ મનોવ્યાપારની સામાન્ય સંકલનાના ક્રમમાં જેનો સમાસ થઇ શકતો નથી, જેના ઉદ્ભવ અને પ્રાદુર્ભાવના તેમ સ્વરૂપના નિયમો કરી શકાતા નથી, એવી સ્વતંત્ર અને સ્વલક્ષણ જે પ્રતિભા ( genius ) તે કદાપિ પણ યંત્રવત્ થઇ શકતી નથી.

એ પ્રતિભાનું આગમન આકસ્મિક, અણચિંત્યું થાય છે; મહાપ્રતિભાવાન્ ઋષિ, ક્ષણમાં અતિ પ્રાકૃત મનુષ્ય થઇ રહે છે, અતિ પ્રાકૃત જંતુ ક્ષણમાં પ્રતિભાનો પ્રમાદ પામી અપ્રાકૃતત્વને પ્રાપ્ત કરે છે. વાલ્મીકિ જેવા અજ્ઞ હાથને, તપઃપ્રભાવે કરી, ક્રૌંચમિથુનને પારધીએ હણતા જોઇ, જે આર્દ્રતાનો ક્ષોભ હૃદયમાં વ્યાપ્યો તેથી પ્રતિભા દેવી પ્રસન્ન થઇ તેના મુખમાંથી વાણીરૂપે સાકાર થયાઃ—

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।

यत्क्रौंच मिथुनादेकमवधीः काममोहितम् ॥

અને એ અમર વાણી અનુષ્ટુપરૂપે પ્રવર્તી મહાપ્રતાપવતી એવી પવિત્ર રામકથાની જનની થઇ. વેદના મન્ત્ર અને સૂક્તના ઉચ્ચારનાર ઋષિઓ પણ મંત્રકાર, સૂત્રકાર, કે ગ્રંથકાર કહેવાયા નથી, 'મંત્ર દ્રષ્ટા' જ કહેવાયા છે; પ્રસન્ન પ્રતિભાએ તેમને તે તે મંત્ર, સૂક્ત, સૂત્રાદિનાં 'દર્શન' જ કરાવ્યાં છે. વ્યાકરણ જેવા મહાશાસ્ત્રના પ્રણેતા પાણિનિને પણ શ્રીમહાદેવની તપશ્ચર્યા ફલીભૂત થતાં શંકરનો સાક્ષાત્કાર થઇ તેમના તાંડવસમયે નિનાદ કરતા ડમરુમાંથી અષ્ટાધ્યાયીના જીવભૂત ચતુર્દશસૂત્ર પ્રાપ્ત થયા છે. કિંબહુના કોઇ પણ ઋષિ, આચાર્ય, કવિ, પંડિત, આ આર્ય દેશમાં પ્રતિભા દેવીના અપર નામરૂપ કોઇ ઇષ્ટ દેવની ઉપાસના અને પ્રસન્નતા વિના શાસ્ત્ર કે કાવ્યનું દર્શન પામી શક્યો નથી. જેમાં તત્ત્વજ્ઞાનના અને જીવિતના ઉત્તમોત્તમ પુરુષાર્થના પરમ વિચારનો સંગ્રહ છે એવા લેખને પણ આચાર્યોએ શાસ્ત્ર, ગ્રંથ, થીયેરી, ઇત્યાદિ કોઇ નામ ન આપતાં, 'દર્શન' એટલું જ નામ આપેલું છે.

વર્તમાન સમયમાં પાશ્ચાત્ય યંત્રબલનો વેગ આપણને એટલો બધો લાગી ગયો છે કે પ્રતિભાના પ્રસાદ વિના અત્યંત અસાધ્ય એવી શાસ્ત્રદૃષ્ટિ કે કાવ્યશક્તિ પણ આપણે 'ગ્રંથકાર' થઇને પ્રાપ્ત કરવાનું સાહસ કરવા લાગ્યા છીએ. જે પાશ્ચાત્ય વિચારકો ચૈતન્યને પણ જડસંઘાતજન્ય ઠરાવી પોતાનું આખું 'ચેતનશાસ્ત્ર' (ચૈતન્ય અને મનના વિકાસક્રમ સમજાવવાનું શાસ્ત્ર) પણ જ્ઞાનતંતુ અને સાહચર્યના યોગાયોગમાંથી ઉપજાવવા મથન કરે છે, તે પ્રતિભાને પણ જ્ઞાનતંતુ અને સાહચર્યોના યોગમાંથી ઉપજાવી લે તો તેમાં આશ્ચર્ય જેવું નથી. અમુક કવિ અમુક સરોવર ઉપર રહ્યો, આકાશમાં તેણે અમુક સૃષ્ટિસૌંદર્ય જોયું, અને તેના જ્ઞાનતંતુને અમુક સંસ્કારો થતાં તેને મુખે કાવ્યનો ઉદ્‌ગાર થવા લાગ્યો એમ પ્રતિભાની ઉત્પત્તિ સમજાવી, આપણા ઉછરતા જુવાનોને કવિ થવાની મૂર્ખ લાલસામાં સરોવરો અને લીલોતરીવાળાં મેદાનોમાં પડવાથી કવિત્વ પ્રાપ્ત કરવા મોકલનાર પાશ્ચાત્ય પંડિતોનો, આપણા ઉપર આજ વર્ષાદની પેઠે વર્ષતાં કાવ્ય નામધારી ચીથરાં માટે, પરમ ઉપકાર માનવાનો છે.

આટલો ઉપોદ્‌ઘાત કરવાનું તાત્પર્ય એ છે ગ્રંથકાર થયુ થવાતું નથી. વ્યાકરણદોષરહિત ભાષા લખતાં આવડે, એટલે કાંઇ પણ લખીને છપાવી, ગ્રંથકારની પંક્તિમાં ખપવાની લાલસા વિદ્યાના પ્રદેશમાં કામ આવતી નથી. પ્રત્યેક ભાષામાં અનેકાનેક નાના મ-

હોટા ગ્રંથો ગ્યાય છે, પણ કાલની કસોટીમાંથી તેજ પાર ઉતરે છે કે જેમાં ખરો સાર હોય છે; જે એક દિવસ, બેચાર માસ, કે પાંચ દશ વર્ષનું આયુષ્ ભોગવનારા લેખ છે તે સ્વતઃજ વિસ્મરણમાં પડી નિર્મૂલપ્રાય થઇ જાય છે; જેમાં કાંઇ સાર હોય છે તે બેચાર દશકા કે સો બસો વર્ષ આવરદા ભોગવે છે; ને જે જગત્‌ના અનેક ઉદયાસ્ત થયા છતાં પણ તેમના તેમ જનસમાજની પ્રીતિને પાત્ર રહે છે તે તો પરમ પ્રતિભાનાજ સંગ્રહ છે. ગ્રંથ કરવાની પ્રવૃત્તિ ગ્રંથ કરવો ધારીને કરવી એથી કશું સાર્થક નથી; ઉત્તમ પ્રકારની પ્રતિભા જેને પ્રેરણા કરે અને કાંઇ પણ લખાવે તેજ લખવાને અધિકારી છે. લખતાં વાચતાં આવડે એવા પ્રત્યેક સ્ત્રીપુરુષ કાંઈ પણ લખવા ધારે તો લખી શકે, છાપખાનામાં છપાવવાનું ધન પાસે હોય તો છપાવી પ્રસિદ્ધ પણ કરી શકે, તેમજ આટલા વિશાલ વિશ્વમાં જેવું લખનાર તેવું વાચનાર પણ મળી રહે અને તે લેખની ઉપયોગિતા પણ તેટલે અંશે કહી શકાય. વિશ્વરચનામાં એવું તો કાંઇએ નથી કે જેનો કોઇ ને કોઇ પ્રકારનો પણ ઉપયોગ ન હોય, એટલે આવી દૃષ્ટિથી લેખની તુલના કરવી તે યથાર્થ તુલના નથી. જો લખાણમાત્ર ગ્રંથના નામને પાત્ર થતું હોય તો ખાનગી કાગળ પત્રો, હીસાબના ચોપડા, સામાનની નોંધો, એ આદિ પણ ગ્રંથ કહેવાત; કેમકે તે પણ કોઇને કોઇ સ્થાને ઉપયોગી છે. પણ એવી ઉપયોગિતા, એજ, ગ્રંથપ્રવૃત્તિની સાર્થકતા સિદ્ધ કરી શકતી નથી એમ જણાવવાને ગ્રંથ યોજવાની પ્રવૃત્તિ કરાવનાર મૂલ પરંતુ અવર્ણ્ય એવી પ્રતિભાશક્તિ છે, ને તે જેને પ્રેરે તેજ લેખક થવાને યોગ્ય છે એ વાતનું આપણે દિગ્દર્શન કરી આવ્યા છીએ.

પ્રાચીન સમયમાં પ્રતિભાની પ્રેરણાથી વિશ્વને ઉપદેશ આપનાર મહાત્માઓ, અવતાર, પેગંબર, કવિ, આદિ માનને પામી, જગત્‌ની ઉન્નતિને સાધવાના અનેક માર્ગ કરી આપી ગયા છે. મુખપરંપરાથી ઉપદેશ આપવાનો સંપ્રદાય, લખવા તથા છાપવાની કલાએ મંદ પાડ્યો, ત્યારથી અવતારો અને પેગંબરોનો પ્રકાશ થતો બંધ પડ્યો છે, પણ જનસમાજની ઉન્નતિ અર્પનાર લેખની પ્રવૃત્તિ જે પ્રતિભાને આધીન છે ને પ્રતિભાના સામ્રાજ્યમાં એક રેખ પણ ઉણી થઇ નથી. પ્રતિભાવાળા લેખોએજ ઇતિહાસમાં નવા નવા પરિવર્તો કરી આપ્યા છે, જનહૃદયમાં ભક્તિ, વૈરાગ્ય, જ્ઞાન, શૌર્ય, પરાક્રમ, સ્વાર્પણ, આદિ ઉન્નત ભાવ પ્રેર્યા છે, અને એમ પોતાની સાર્થકતા કરી આપી છે. વોલ્ટેર અને રુસોના લેખથી ફ્રેંચ રાજ્યવિપ્લવ થયો, ટોમસ પેનના લેખથી અમેરિકામાં પ્રજાસત્તાક સ્થપાયું, મહાભારત અને ચંદના રાસાના શ્રવણથી ક્ષત્રિઓએ આર્યત્વની વિશુદ્ધિને અર્થે રાજ્ય અને પ્રાણ સુધાંત હોમી દીધા, એક એક સાધારણ ભાટ કે ચારણના દુહાએ રાજ્યનાં રાજ્ય ઉધાં ચતાં કરી નાખ્યાં. અનેક નાના મહોટા લેખો તે તે લેખકનામાં પ્રતિભાએ કરેલા શક્તિના આધાન અનુસાર નાની મહોટી જનસંખ્યાને ઉન્નતિને માર્ગે લેઈ જવામાં સહાય થયા, થશે, થાય છે. એ સર્વ ઉપરથી એજ ફલિત થાય છે કે વર્તમાન જનસ્થિતિને બાહ્ય કે આંતર એવો કોઇ ઉન્નત માર્ગ દર્શાવવાનું જેમાં સામર્થ્ય નથી તે લેખ વાસ્તવિક રીતે લેખના નામને પાત્ર નથી, ને તે ગ્રંથકાર પોતાનો અને વાચનારનો સમય, વિના કારણ, વ્યર્થ ગુમાવે છે એમાં સંશય નથી.

ગદ્ય અને 'પદ્યની પ્રવૃત્તિ વચ્ચે' આ સ્થાને વિભાગ કરી બતાવવાની આવશ્યકતા નથી. ઉભયની પ્રવૃત્તિ ત્યારેજ સાર્થક છે કે જ્યારે તેનાથી વર્તમાન જનસ્થિતિને બાહ્ય-કે અન્તર એવી કાંઇ ઉન્નતિનો માર્ગ પ્રેરાતો હોય જે જે ભાવના આલંબનથી મનુષ્ય પશુ, કરતાં ભિન્ન છે, તે તે ભાવનો ઉત્કર્ષ જેથી સિદ્ધ થતો હોય, મનુષ્ય મનુષ્ય વચ્ચે પણ જે, મમત્વ ઝાંઝ્યો વર્તે છે, જ્ઞાનને લેઇ અનંત રાગ દ્વેષની પરંપરા પ્રવર્તે છે તે જેથી ક્ષીણ થતો હોય, તેવાં ગદ્યપદ્યાદિ સર્વે અતીવ ઉપયોગી અને કાવ્ય કે ગ્રંથ એ નામને શોભાવનારા છે.

અને કોઈ પણ કાવ્ય કે ગ્રંથ આવા પ્રકારના છે કે નથી તેનું પ્રમાણ સહજે જડે તેમ છે લેખમાત્રના અનુબંધનો પ્રથમથી વિચાર કરવો જોઇએ, લેખમાં શો વિષય છે, લેખકે શા સંબંધથી તેનું પ્રતિપાદન કર્યું છે, એ સમગ્ર આરંભ શા ફલને અર્થે વિસ્તાર્યો છે, અને કોને માટે એ લેખનો નિર્ધાર છે, એ વાત તો સર્વથા, આરંભેજ, લક્ષમાં લેવી જોઇએ. અમુક ભાષાના વર્ણોને આપણે ઓળખતા હોઇએ, તે ભાષામાં વ્યાકરણના દોષ વિનાની વાણી બોલી કે લખી શકીએ, તેટલા માટે એમ સિદ્ધ થતું નથી કે તે ભાષામાં લખેલા ગ્રંથમાત્ર આપણે સમજી શકીએજ આપણા મનનો જેટલો વિકાસ હોય તેટલું આપણે સમજી શકીએ, પચવવાની શક્તિ હોય તેટલુંજ પચવી શકીએ, તેથી અધિક વિમર્ષ કર્યા વિના રહે નહિ, ન્યૂન ભૂખે મારી દુર્બલ કર્યા વિના રહે નહિ આપણો અધિકાર વિચારી તે કરતા કિંચિત્ અધિક હોય તેવું વાચન રાખવાથી લાભ થાય છે, મન અને બુદ્ધિ પુષ્ટ થાય છે, આત્માને આનંદ આવે છે અનુબંધ વિચાર કર્યા છતા પણ જે લેખ સંપ્રદાય વિના સમજી શકાતા નથી કે કોઇ વાર અન્યથા સમજાઇ જતા અનર્થ ઉપજાવે છે, તેવા પારિભાષિક લેખોને કોઇ યોગ્ય ગુરુદ્વારાજ વિલોકવા એ વધારે ઉચિત છે. આમ અનુબંધવિચારપૂર્વક પોતાની જાતે કે ગુરુદ્વારા વિલોકન કરતા જે ગદ્ય કે પદ્ય તત્કાલ યોગ્ય અધિકારીને પોતાની વર્તમાન માનસિક સ્થિતિની પાર ન ઉપાડી શકે તે લેખમાં પ્રતિભાનો પ્રસાદ નથી એ વાત નિઃસંશય છે. એ પ્રકારે કાવ્યની પરીક્ષા કરી આપનાર રસિકોને સહૃદયો કહે છે, ગદ્યાદિની પરીક્ષા કરી આપનારને વિદ્વાન્, પંડિત, આદિ નામથી કહે છે, સહૃદય કે પંડિતના મનનું રંજન ન કરી શકે તે લેખ એટલાજ માટે નિષ્ફલ ગણાય છે.

વિચારનું ગાંભીર્ય, વિચારનું ઉન્નતિકારક વહન, એજ લેખમાત્રની, ઉદ્‌ગારમાત્રની પ્રવૃત્તિનું મુખ્ય નિદાન છે. ભાષાની અલંકૃતિ, શુદ્ધતા, સંસ્કારમયતા, એ સર્વ ગૌણ સાધન છે, તેટલામાંજ ગ્રંથ કે કાવ્યનું ગ્રંથત્વ કે કાવ્યત્વ નથી, ને એકલી ભાષાની ટાપટીપ કરનાર તો ગ્રંથકાર કે કવિના નામને પાત્ર નથી. પ્રતિભાના પ્રસાદથી જે ઉન્નત ભાવપૂર્ણ પ્રવાહ વહે છે તે તદનુરૂપ વાણીમાંજ વહેશે એ સ્વાભાવિક અને યોગ્ય છે, પણ પ્રતિભા હો વા ન હો તથાપિ શબ્દરચનાના આડંબરમાંજ જે લેખનું લેખત્વ છે તે તો જન્મમૃત બાળક જેવું અત્યંત નિષ્ફલજ છે ગૂજરાતી ભાષામાં આજકાલ અનેક અનેક ગ્રંથો, કાવ્યો, નિબંધો, નાટકો પ્રસિદ્ધ થાય છે, ને 'ગ્રંથકાર' થવું એ જાણે એક ધંધો હોય તેમ લોકો તેમાં પ્રવૃત્ત થયા છે તેવે સમયે ખરા ઉત્તમ ગ્રંથ કોને કહી શકાય અને ગ્રંથકાર થવું ક્યારે સાર્થક થાય તે વિષે આટલી સૂચના અપ્રાસંગિક નહિ ગણાય.

'કાર' એ પ્રત્યય જેને અંતે આવે તે બધું ધંધો, વેપાર, હાથ પગે સિદ્ધ થાય તેવી વસ્તુનાં વાચક શબ્દો છે; આપણામાં 'નારુ' અને 'કારુ' કહેવાય છે ને સૂત્રકાર (સુતાર) લોહકાર (લુહાર) કાંસાર ઇત્યાદિ 'કારુ' કહેવાય છે, તેવો ગ્રંથકાર પણ 'કારુ' થઇ શકતો નથી; સુતાર આદિ જેમ કરપાદાદિસાધ્ય ધંધોકરીને દ્રવ્યોપાર્જન કરેછે, તેમ 'ગ્રંથકાર' પણ 'કારુ' થઇને દ્રવ્યોપાર્જન કરવાનો ધંધો કરી શકે એ બનાવા જેવુંજ નથી. જે કાર્ય કોઈ નિયમને વશ નથી, પણ સર્વથા સ્વતંત્ર અને સ્વચ્છંદી એવી પ્રતિભાને સ્વાધીન છે તેને ઉપાર્જન કરવાનો ધંધાનું નિયમિત સ્વરૂપજ આપી શકાય એમ નથી. લેખકો અને કવિઓ ધનાઢ્ય થઇ શક્યા હોય તે આકસ્મિક પ્રારબ્ધયોગે છે, સામાન્ય ઉત્સર્ગ તો એજ છે કે પ્રતિભાના પુત્રો સર્વદા નિર્ધન ને નિર્ધનજ રહ્યા છે. અને તેનું કારણ બીજું કાંઇજ નહિ પણ પ્રતિભાને યંત્રવત્ નિયમી શકાય નહિ તેજ છે. જે વસ્તુ નિયમિત રીતે આપો કે લેઇ શકાતી નથી તેનાથી ધંધો ચાલતો નથી, તે એક સટ્ટા જેવી છે; ને સટ્ટામાં ઉપાર્જન થવું ન થવું આકસ્મિક દૈવાધીન છે. અર્થાત્ 'ગ્રંથકાર' થઇને 'કારુ'નો જે ધંધો આજકાલ પ્રવર્તવા લાગ્યો છે; જેને કાંઇ ધંધો ન હોય તે તુરત ગ્રંથકાર થઇ ઉપાર્જન કરવા પ્રવર્તે એવી જે અતિ ક્ષુદ્ર રીતિ પ્રચલિત થઇ છે; તે આપણા યુવકોને કુમાર્ગે દોરનારી, દેશને હાનિ કરનારી, મનુષ્યના અતિ ઉત્તમ બલ અને પરાક્રમને અન્ય સ્થાને ઉપયોગી થવાનો અવકાશ ન આપતાં અસ્થાને ક્ષીણ કરનારી અને પ્રતિભાના પવિત્ર નામને લજ્જા પમાડનારી છે.—

---

૨

ધર્મ.

૧

## દેવલોક.

(મળેલું)

(અનુસંધાન પૃષ્ટ ૨૫૧ થી)

### સ્થૂલરહિત જીવો.

દેવલોકની ભિન્ન ભિન્ન ભૂમિકામાં સ્થૂલ શરીરરહિત જીવોની સ્થિતિ વિષે વિસ્તારથી વર્ણન કરવા પહેલાં રૂપ અને અરૂપ સ્થિતિનો મુખ્ય ભેદ શું છે તેનું સ્પષ્ટ જ્ઞાન હોવાની જરૂર છે. આ બે સ્થિતિ વિષે આગળ પણ કહેવામાં આવ્યું છે. પ્રથમના સ્થિતિમાં મનુષ્ય પોતાની વિચારસૃષ્ટિમાં કેવલ કાલક્ષેપ કરે છે. પણ તે સાથે પોતે જે સ્થૂલશરીરનો ત્યાગ કરેલો હોય છે તેની સાથેનો સંબંધ છોડતો નથી. અર્થાત્ તે શરીર સાથે મમત્વભાવ રાખી રહે છે. અરૂપ સ્થિતિમાં એ સંબંધ રહેતો નથી. ત્યાં તો માત્ર પુનરાવર્તન કરનાર જીવાત્મા રહે છે. આ સ્થિતિમાં રહેતાં જે જ્ઞાન થાય તેનું ભાન રહે એટલી શક્તિ જેણે પ્રાપ્ત કરી હોય તે કાંઇક અંશે સમજી શકે છે કે પોતાનું આગળ વધવામાં શું કર્તવ્ય છે અને તે કેમ પાર પાડવાનું છે. આ સ્થલે એટલું પણ જણાવવું અવશ્યનું છે કે જીવ મરણ પામી પુનરપિ જન્મે છે તે દરમ્યાન આ બન્ને સ્થિતિ પ્રત્યેક જીવને ભોગવવી પડે છે. તફાવત માત્ર એટલોજ છે કે જેને એ સ્થિતિનું સંપૂર્ણ

ભાન રહેતું નથી—અને ઘણે ભાગે એમજ હોય છે—તેઓ તો ફક્ત સ્વપ્નાવસ્થામાં હોય તેમ એ સ્થિતિમાં રહી આવે છે. ભાન રહેવા ન રહે તો પણ એટલી વાત નિશ્ચય છે કે, પ્રત્યેક મનુષ્યનો કારણ-રૂપ જીવાત્મા પુનર્જન્મ પામતા પહેલા પોતાના મૂલસ્વરૂપને અરૂપ ભૂમિકામાં મળી આવે છે. જેમ જેમ તેની જ્ઞાનશક્તિ વૃદ્ધિ પામતી જાય છે, તેમ તેમ એ ભૂમિકાનું ભાન તેને વધારે વધારે ચોકસ અને યથાસ્થિત થતું જાય છે. તેને ભાન થાય છે એટલુંજ નહિ પણ આ લોકમાં નિવાસ કરવાનો કાલ પણ લંબાતો જાય છે. એમ થવાનું કારણ એ છે કે જેમ જેમ તેની જ્ઞાનશક્તિ વૃદ્ધિ પામે છે તેમ તેમ તેને એ લોકની ભિન્ન ભિન્ન ભૂમિકાનો અનુભવ વિશેષ પ્રાપ્ત કરવાનું થાય છે. દૃષ્ટાંત માટે ધારો કે પ્રથમ ઉત્પન્ન કરવા માંડેલી મનુષ્યજાતિને, આરંભ સમયમા હોય છે ત્યાં સુધી, સ્થૂલ મૃત્યુલોક અને કાંઈક અંશે મરણાન્તર સૂક્ષ્મ આકાશિક લોક વિના બીજા લોકનું ભાન હોવા સંભવ નથી. આજ વર્તમાન કાલમાં પણ જે મનુષ્ય એ સ્થિતિમાં છે તેઓની એજ દશા છે. એ મનુષ્યોની જ્ઞાનશક્તિમાં કાંઈક વૃદ્ધિ થઇ એટલે દેવલોક પ્રાપ્ત કરવાને તેમજ ત્યાં ટુંક સમય નિર્ગમન કરવાને તેઓ અધિકારી થાય છે. પ્રથમ તો તેઓ એ લોકની રૂપભૂમિકા-પર્યંત ગમન કરી શકે છે અને બે જન્મ વચ્ચેનો ઘણો ખરો કાલ આકાશિક-સૂક્ષ્મભૂમિકામાં ગાળે છે. આમ કરતાં કરતાં જેમ જ્ઞાન વધતું જાય છે તેમ તેમ દેવલોકમાં રહેવાનો કાલ લંબાતો જાય છે અને સૂક્ષ્મ-આકાશિક લોકમાં રહેવાનો કાલ ટુંકો થતો જાય છે. તેથી આગળ વળી જ્યારે તત્ત્વજ્ઞાન અને બુદ્ધિજ્ઞાન પરિપૂર્ણ થવા આવે છે ત્યારે તેને કામલોકમાં થઇ માત્ર પસાર થવું એટલુંજ રહે છે, ત્યાં રહેવાની જરૂર પડતી નથી; અને દેવલોકમાં પણ રૂપભૂમિકામાંની ઉચ્ચ સ્થિતિમાં સુખ અને આનંદમાં સઘળો કાલ નિર્ગમન કરે છે. આટલે દરજ્જે પોહોચ્યા એટલે દેવલોકની અરૂપભૂમિકા ઉપર જે આત્મસ્વરૂપ રહેતું હોય છે તે ઘણે અંશે જાગ્રત થાય છે તેથી તેને દેવલોકનું ભાન રહેવા માંડે છે. આવું થાય છે ત્યારે, જીવ કારણ-શરીરમાં રહી થોડો કાલ રૂપભૂમિકાની ઉચ્ચ સ્થિતિમાં રહે છે અને વિશેષ કાલ અરૂપભૂમિકામાં નિર્ગમન કરે છે. એવી રીતે રૂપભૂમિકામાં થોડો થોડો કાલ સ્થિત થવાનું થાય છે અને ઘણો કાલ અરૂપભૂમિકામાં ગાળવામાં આવે છે. એમ કરતાં કરતાં એવો સમય આવે છે કે જીવ પોતાના સ્વરૂપને ઓળખે છે અને તેનું સંપૂર્ણ ભાન તેને થાય છે. આટલું થતાં અધોમન-ઉત્તમમનનો ભેદ ટળી જાય છે અને તે પુનરપિ એક થાય છે. મનુષ્ય પોતાના મનની કલ્પિત સૃષ્ટિમાં ગોથાં ખાતો બંધ થાય છે અને પોતાની આસ પાસની સ્વર્ગભૂમિને ભુલથી તે સૃષ્ટિ માનતો તે ભુલ હવે કરતો નથી. જીવિતનું વાસ્તવિક સાર્થક શું છે તેનો તેને યથાર્થ ખ્યાલ આવે છે અને ખરેખર તે હવેજ જીંદગી શરૂ કરે છે એમ તેને જણાય છે. પરંતુ આટલી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરતા તે મહાન્ યોગી-મહાત્મા-થાય છે અને ભવિષ્યમાં કેમ વર્તન કરવું તેનું, પોતેજ નિર્માણ કરવા સમર્થ થાય છે.

થીઓસોફીના શિક્ષણ પ્રમાણે ભવિષ્યમા મરણોત્તર જે સ્થિતિ થવાનું કહેવામાં આવે છે તેની સામે કેટલાક ધર્મ-પંથ વાળા જેઓ સ્વર્ગમાં સ્થૂલ સુખની પ્રાપ્તિનો બોધ કરે છે તેઓ એવો વાંધો લાવે છે કે તે મત પ્રમાણે દેવલોકમાં જેટલો કાલ રહેવામા આ-

પે છે તેટલો કાલ જે સુખ સામાન્ય રીતે મનુષ્ય ભોગવે છે તે ભ્રમણામાત્ર અને સ્વપ્નવત છે. પોતાનાં સગાં સંબંધીઓના સમાગમમાં આનંદ માને છે, અથવા પોતાના મનની ધારણા પ્રમાણે, સંપૂર્ણ સુખ માની પોતાનાં કાર્ય કરે જાય છે એમ માને છે પણ નાસ્તિક વિક જોતાં એમ કરવામાં તે ક્રૂર ભ્રમણાનો ભોગ થાય છે. આવા વાદનો બે પ્રકારે ઉત્તર આપી શકાય છે. પ્રથમ તો એટલુંજ જોવાનું છે કે આ બેમાં કિયા મતની વાત ખરી છે. કારણકે કોઇ વાતનું જ્ઞાન મેળવવા બેઠા ત્યારે બેમાંથી કીયું વધારે સુખદાયક છે એ જોવાનું નથી. અમુક રીત સુખદાયક છે વા દુઃખદાયક છે એ અભિપ્રાયનું કારણ છે બીજી રીતે. એમ પણ ઉત્તર આપી શકાય છે કે જેઓ એ સ્થિતિને ભ્રમણા માને છે અથવા કહે છે તેઓની એ બાબતની સમજણ ભુલભરેલી છે, અને એ વાત આગળ જતાં વધારે વિવેચન કરવામાં આવશે ત્યારે જોવામા આવશે. પ્રથમના ઉત્તર વિષે સંદેહ દૂર કરવો હોય તો જેઓને એ લોકમાં જઇ ત્યાંના અનુભવનું જ્ઞાન પ્રાપ્ત કરી તેનું ભાન રહી શકે છે તેને પૂછવાથી થઇ શકે છે. આવી રીતે શોધ કરનારાઓને ખાત્રી થશે કે થીઓસોફીનો બોધ જે મેડમ બ્લાવાટ્સ્કીએ જ્ઞાની મહાત્માઓનુ શિક્ષણ લઇ પ્રસિદ્ધ કરેલો છે તે યથાર્થ છે. બીજા ઉત્તરના સંબંધમાં એટલુંજ કહેવું બસ થશે કે દેવલોકની ઉતરતી ભૂમિકામાં મનુષ્યને સત્યનો સંપૂર્ણ ભાસ થતો નથી અને તેટલે અંશે મનુષ્ય ભ્રમણામાં રહે છે એ વાત કબુલ કરવામાં કાંઇ બાધ નથી. પણ એ ભ્રમણા જેવી વિવાદ કરવાવાળા સમજે છે તેવી નથી. તેઓને તો એમ દુઃખ થયા કરે છે કે સ્વર્ગમાં જો ભ્રમણા હોય તો પછી મૃત્યુલોકનું સુખ શું ખોટું છે. પરંતુ આ લોકની ભ્રમણા અને ત્યાંની ભ્રમણા એ કેવલ જુદીજ વાત છે તે આગળ ચાલતાં સમજાવવામાં આવશે.

પ્રથમ તો એટલી વાત સારી રીતે ધ્યાનમાં રાખવાની છે કે મિથ્યાભાસ અથવા ભ્રમણા જે ભાસે છે તે સ્થૂલની સાથે લાગેલ છે અને જ્યારે સ્થૂલ છૂટી જાય છે ત્યારે તે મિથ્યાભાસ પણ જાય છે. આ મિથ્યાભાસ કહેલો છે તે સામાન્ય રીતે જે સમજવામાં છે તે સમજવો. તત્ત્વશાસ્ત્રોમાં પરબ્રહ્મની ઐક્યતા થતા પર્યંત જે મિથ્યાભાસ રહ્યાં કરે છે તે સમજવાનો નથી. જેમ જેમ ઉચ્ચ ભૂમિકાનું વર્ણન આપવામાં આવશે તેમ તેમ જોવામાં આવશે કે પ્રથમ જે મિથ્યાભાસ કહેલો છે તે ધીમે ધીમે ઓછો થતો જાય છે અને ભિન્ન ભિન્ન ભૂમિકા ઉપર તેના પ્રકારમાં બહુ તફાવત પડતો જાય છે. આ લોકમાં જીવની સ્થિતિ બાલકના જેવી છે એટલે જેમ તેમ માની લે છે અને પોતાના વિચાર પ્રમાણે જેવી મિથ્યા સૃષ્ટિ રચે છે તેવીને તેવી સત્ય માની બેસે છે. તેવીજ રીતે દેવલોકમાં પણ પ્રત્યેક જીવ પોતાને અનુકૂલ સૃષ્ટિ રચે છે. પરંતુ જેમ જેમ જીવ પોતાનું સ્વરૂપ ઓળખી સત્યસંકલ્પ થઇ સૃષ્ટિ રચે છે તેમ તેમ તે સૃષ્ટિનું મિથ્યાત્વ પણ ઓછું થતું જાય છે. ત્યારે જો દેવલોકમાં જીવ મિથ્યા સૃષ્ટિમાં રહી કાલનિર્ગમન કરે છે એમ કહેવામાં આવે તો તેને એટલું કહેવું બસ છે કે આ લોકમાં જે જીંદગી ગુજારવામાં આવે છે તે તેના કરતાં વિશેષ મિથ્યા છે. કદાપિ એમ કહેવામાં આવે કે એ લોકમાં જીવ પોતાની કલ્પિત સૃષ્ટિ રચે છે તેથી તેમાં વાસ્તવિક ભોગવતા નથી; તો એમ કહેવું સઘળી રીતે વાદીની વિરુદ્ધ જાય એવું છે. કારણકે પ્રત્યેક મનુષ્ય જેટલી સૃષ્ટિનો આ લોકમાં ભોક્તા છે તેમાં આ-

ખી સૃષ્ટિ આવી જતી નથી. પણ માત્ર પ્રત્યેક મનુષ્યની સમજ—બુદ્ધિ—કેળવણી ઇત્યાદિ ગ્રહણ કરી શકે છે તેટલીજ આવી શકે છે. પ્રત્યેક મનુષ્ય પોતાની આસપાસ જે જુવે છે તેનું તેને યથાર્થ જ્ઞાન હોતું નથી એ સિદ્ધ વાત છે. તે જ્ઞાન અનેક પ્રકારે મિથ્યા—અપૂર્ણ—ભુલ ભરેલું હોય છે. વસ્તુમાત્ર અને દૃશ્યપદાર્થમાત્રના મૂલમા જે સૂક્ષ્મ, આકાશિક, દૈવિ શક્તિ રહેલી છે અને જે તેનો અગત્યનો ભાગ છે તેના સંબંધી યથાર્થજ્ઞાન કોણ ધરાવે છે? એ કદાપિ બાજુ પર રાખીએ તોપણ જે સ્થૂલપદાર્થવિજ્ઞાનના સંબંધમાં કેટલીક ગહન વાતો છે અને જે તેના સામાન્ય અનુભવમાં આવે જાય છે તેનું પણ સાધારણ મનુષ્યને કેટલું જ્ઞાન હોય છે? એટલે ખરૂં જોતાં આ લોકમાં તેમજ પરલોકમાં જીવ પોતાની રચેલી સૃષ્ટિમાં રહે છે, પણ તેનું તેને જ્ઞાન હોતું નથી કારણ કે એટલું અજ્ઞાન તેનામાં રહેલું છે અને વધારે જ્ઞાન હજી પ્રાપ્ત કરવાનું બાકી છે કદાપિ એમ કહેવામાં આવે કે આપણે આપણાં સગાં સ્નેહીઓના ભેગાં રહીએ છીએ તેને માટે આ હકીકત લાગુ પડે નહિ. આ વાત જો એ લોકો બહુ નીચી શ્રેણિમાં રહી ગયા હોય અને નીચેની ભૂમિકામાં હોય તો ત્યાં સુધી ખરી છે. પણ ખરૂં જોતાં આંહી પણ બીજુ શું છે? આ દુનીયાંમાં પણ આપણાં સગાં સ્નેહીઓને ખરૂં જોતાં આપણે બહુ થોડે અંશે તેઓના ખરા રૂપમા જોઈ શકીએ છીએ, આપણને જેટલે અંશે તેઓની પ્રકૃતિ અનુકૂલ હોય છે તેટલુંજ આપણા ધ્યાનમાં આવે છે. તેના વર્તનની તેથી ઉલટી બાજુ આપણાથી અજ્ઞાતજ રહે છે. દેવલોકમા જે દૃષ્ટિથી જોઇ શકાય છે તે દૃષ્ટિ પ્રાપ્ત થતા વેંત જો આપણે આપણા કોઈ મિત્રને જોઇશું તો તે આપણને તેના યથાસ્થિત રૂપમા, આપણે જે જોતા હતા તેથી કાંઇ જુદોજ દેખાશે. આનું તાત્પર્ય એટલું છે કે જેવી રીતનો સ્નેહ અહીં જણાતો તેવો ત્યાં દેખાશે નહિ. (આગળ ચાલુ)

---

## ૨

## ઇંદ્ર અને વિરોચન

### (ગત અંકથી સમાપ્ત.)

ઇન્દ્રે બત્રીશ વર્ષ પુનઃ બ્રહ્મચર્ય કર્યું

પછી પ્રજાપતિએ કહ્યું: "આ જે સ્વપ્નમાં સર્વથી પૂજાતો વિચરે છે તે આત્મા I એ અમૃત, અભય, એ બ્રહ્મ."

ઇંદ્ર શાન્તહૃદય થઈ, ગયો. દેવતાઓમાં પહોંચતા પહેલાંજ તેને આ ભય લાગ્યું કે "આ શરીર અંધ હોય તો પણ એ અંધ થતો નથી, આ શરીર કાણું હોય તો કાણો થતો નથી, શરીરના દોષથી એને દોષ લાગતો નથી; શરીરના વધથી એનો વધ થતો નથી, એના છેદથી એ છેદાતો નથી; છતાં કદાચિત્ જાણે હણાય છે, નમાડાય છે, અપ્રિયને જાણે અનુભવે છે, રુદન પણ કરતો લાગે છે;—આમા હું કાંઈ સાર જોતો નથી." સમિત્પાણિ થઇને તે પુનઃ પ્રજાપતિ પાસે આવ્યો.

પ્રજાપતિએ કહ્યું: "ઇંદ્ર! શાન્તહૃદય થઇને ગયો હતો તે શી ઇચ્છાથી પુનઃ આવ્યો?"

"ભગવન્! આ શરીર અંધ હોય તો પણ એ અંધ થતો નથી. આ શરીર કાણું હોય તો કાણો થતો નથી, શરીરના દોષથી એને દોષ લાગતો નથી; શરીરના વધથી એનો વધ થતો નથી, એના છેદથી એ છેદાતો નથી; છતાં કદાચિત્ જાણે હણાય છે, ત્રસાડાય છે, અપ્રિયને પણ જાણે અનુભવે છે, રુદન પણ કરતો લ.ગે છે;—આમાં હું કંઈ સાર દેખતો નથી."

"ઇંદ્ર! તું કહે છે તેમજ છે; હું તને પુનઃ સમજાવીશ; બીજાં બત્રીશ વર્ષ બ્રહ્મચર્યમાં નિવાસ કર."

ઇંદ્રે બીજાં બત્રીશ વર્ષ બ્રહ્મચર્ય કર્યું.

પ્રજાપતિએ કહ્યું: "જે આ પ્રસુપ્ત હોઇ સંપ્રસન્ન થઇ સ્વપ્ન માત્રને દેખતો નથી તે આત્મા, એ અમૃત, અભય, એ બ્રહ્મ."

શાન્તહૃદય થઇ ઇંદ્ર ચાલ્યો. દેવતાઓમાં પહોંચતા પહેલાંજ એને ભય લાગ્યું કે "હવે તો 'હું છું' એમ તે પોતાને જાણતો પણ નથી, આ ભૂતને જાણતો નથી. એ તો વિનાશજ થયો; એમાં હું સાર દેખતો નથી." સમિત્પાણિ થઇ પુનઃ પ્રજાપતિ પાસે ગયો.

પ્રજાપતિએ કહ્યું: "ઇંદ્ર! શાન્તહૃદય થઇને ગયો હતો તે શી ઇચ્છા કરીને પુનઃ આવ્યો?"

"ભગવન્! હવે તો 'હું છું' એમ તે પોતાને જાણતો નથી, આ ભૂતને જાણતો નથી, એ તો વિનાશજ થયો; એમાં હું સાર દેખતો નથી."

"ઇંદ્ર! તું કહે છે તેમજ છે, તને પુનઃ સમજાવીશ; બીજાં પાંચ વર્ષ બ્રહ્મચર્યમાં નિવાસ કર."

ઇંદ્રે બીજાં પાંચ વર્ષ બ્રહ્મચર્ય કર્યું.

પ્રજાપતિએ કહ્યું: "ઇંદ્ર! આ શરીર તો મર્ત્ય છે મૃત્યુથી ગૃહીત છે, ને તે અમૃત, અશરીર, આત્માનું અધિષ્ઠાન છે. સશરીર તો પ્રિયાપ્રિયને જોડાયલો છે; **અશરીરને પ્રિયાપ્રિયની અપહતિ નથી, અશરીરને પ્રિય કે અપ્રિયનો સ્પર્શ પણ નથી.** વાયુ, અભ્ર, વિદ્યુત્ ગર્જના, અશરીર છે, એ સર્વ અશરીર જેમ આ આકાશમાંથી ઉત્થાન પામી પરંજ્યોતિ સંપન્ન થઇ, પોતપોતાને રૂપે અભિનિષ્પન્ન થાય છે, તેમજ આ સંપ્રસાદ પણ આ શરીરથી ઉત્થાન પામી પરંજ્યોતિસંપન્ન થઇ પોતાને રૂપે અભિનિષ્પન્ન થાય છે. એ ઉત્તમ પુરુષ છે. તે ત્યાં પર્યટન કરે છે, જમે છે, રમે છે, સ્ત્રીઓ સાથે રંગણ કરે છે, યાન, જ્ઞાતિ, આદિમાં ખેલે છે, ઉપજનને કે શરીરને સ્મરતો નથી. જેમ ચ કરને કાર્યમાં યોજીએ છીએ તેમ પ્રાણ અશરીરમાં નિયુક્ત છે. જ્યાં આકાશનો અનુષંગ છે ત્યાં ચક્ષુ છે; દર્શનાર્થે ચાક્ષુષ પુરુષ તે ચક્ષુ છે. જે એમ જાણે છે કે હું આ સુંઘુ છું તે સુંઘનાર આત્મા ઘ્રાણ છે. જે એમ જાણે છે કે હું આ શ્રવણ કરું છું તે શ્રવણ કરનાર આત્મા શ્રોત્ર છે. જે એમ જાણે કે હું આ મનન કરું છું તે મનન કરનાર આત્મા મન છે. એ એનું દિવ્યચક્ષુ છે. એ આ મનરૂપ દિવ્યચક્ષુથી બ્રહ્મલોક પર્યંતના આ સર્વ કામને જોતો સતો રમે છે. આ આત્માને દેવતાઓ ઉપાસે છે. તેથી તેમને સર્વ લોક પ્રાપ્ત છે. સર્વ કામ સિદ્ધ છે; જે કોઇ આત્માને એ પ્રકારે જાણી અનુભવે તે સર્વ લોકને પ્રાપ્ત કરે, સર્વ કામને પૂર્ણ કરે."—એમ,

પ્રજાપતિ કહે છે.

આ આખ્યાયિકા છાંદોગ્યના અષ્ટમ પ્રપાઠકમાં વિદ્યાની સ્તુતિ કરવા, સંપ્રદાનવિધિ સંભળાવવા, અને સંપ્રસાદનું સ્વરૂપ સમજાવવા કહેલી છે. બ્રહ્મવિદ્યાનું મહત્ત્વ ત્રિલોકરાજ્યાધિપત્ય કરતાં પણ અધિક છે, એમ જણાવવા ઇન્દ્રને બ્રહ્મવિદ્યાની જિજ્ઞાસુ થવાનું વર્ણન કર્યું છે. રાજવૈભવાદિભોગ ત્યાગ કરીને, પોતાના આધિપત્ય કરતાં પણ વિદ્યા અધિક છે એમ માની દેવતાનો રાજા ઇન્દ્ર તથા અસુરોનો રાજા વિરોચન ઉભયે ગુરુ સમીપ જાય છે. તેમને પ્રજાપતિનું એક વચન વૃદ્ધપરંપરાથી સાંભળવામાં આવ્યું છે, જેથી આત્માને જાણતા અમર થઈ સર્વ કામ પૂર્ણ થાય એવું તે સમજ્યા છે, અને તે અનુભવ લેવા પ્રજાપતિ સમીપ ગયા છે. પ્રજાપતિએ તેમને કેવે પ્રકારે ઉપદેશ કર્યો, શિષ્યોએ કેવે પ્રકારે ગ્રહણ કર્યો એ સંપ્રદાનવિધિનું પણ આ આખ્યાયિકામાં સૂચન છે ઉભયે શિષ્ય સહજ વૈરીછે, છતાં બ્રહ્મવિદ્યાને અર્થે ગુરુસમીપ ગયા ત્યાં, 'પરસ્પર વિવાદ ત્યજી, શાન્ત ભાવે' અર્થાત્ રાગદ્વેષરહિત થઈને વિદ્યાની પ્રાર્થના કરવા લાગ્યા. એ પ્રાર્થના કરતાં પૂર્વે બત્રીશ વર્ષ તો તેમણે બ્રહ્મચર્ય નામ બ્રહ્મ જે વેદ તેની ચર્યા નામ પ્રતિપાલન અર્થાત્ વેદોક્ત તપશ્ચર્યાપૂર્વક શ્રવણાદિ આદર્યાં. પછી કષાયરહિત થયેલા જાણી ગુરુએ તેમને અભિમુખ કરવા પ્રશ્ન કર્યો ત્યારે તેમણે ઇચ્છા પ્રદર્શિત કરી. પ્રજાપતિએ જોયું કે ઉભયે રાજા છે, આજ્ઞા કરવાનુંજ એમનું શીલ છે, એમને એમની રુચિ અર્થાત્ એમના અધિકાર કરતાં અન્ય રીતે બોધવાથી તે ઉલટા અરુચિ પામી નિર્વેદમાં પડશે અથવા અન્યથા ગ્રહણ કરશે, માટે થોડાકમાંજ એમને જે તથ્ય છે તે કહી દેવું. પ્રજાપતિએ જાગ્રત્ સ્વપ્ન, સુષુપ્તિ સર્વના દ્રષ્ટારૂપ જે પુરુષ બ્રહ્માભિન્ન છે તેને ઉદ્દેશીને કહ્યું " અક્ષિમાં જે પુરુષ દેખાય છે તે આત્મા. " અર્થાત્ અક્ષિ એટલે ચક્ષુથીજ જાગ્રતના વ્યાપારમાત્ર સિદ્ધ થાય છે, ને તે સર્વ વ્યાપારનો, દૃષ્ટિમાત્રનો, દ્રષ્ટા આત્મા છે. આવું ગુરુવચન છતાં, પોતાને વિષે રાજપણાની મહત્તા, સર્વોપરિ હોવાનું પાંડિત્ય, સર્વ વસ્તુ વિચારવાની બોધશક્તિ, જેમણે માની લીધેલી એવા ઉભયે શિષ્ય માત્ર એટલુંજ સમજ્યા કે આંખમાં જે છાયારૂપે સામે ઉભેલો પુરુષ દેખાય છે તે છાયા આત્મા છે. આવું તે સમજ્યા, અને બોલી ઉઠ્યા કે જલ, દર્પણ, આદિમાં જે દેખાય છે તેજ એ આત્મા કે નહિ ? પ્રજાપતિએ યોગ્યજ કહ્યું કે હા, તેજ એ, એ તો સર્વમાં દેખાય છે, અર્થાત્ દ્રષ્ટારૂપે સર્વત્ર છે. એમ ન ધારવું કે પ્રજાપતિ જેવા ગુરુ, શિષ્યો સમજ્યા નથી એમ જાણ્યા છતાં, સ્પષ્ટતા કેમ કરતા નથી; પ્રજાપતિ એમ જાણે છે કે પોતાને પંડિત માનતા આ શિષ્ય જો એમની બુદ્ધિમાં વાત નથી ઉતરી એવું સાંભળશે તો બુદ્ધિમત્તાનું પોતાને અભિમાન છે એટલે વિવાદમાં ઉતરી અશ્રદ્ધાલુ થઇ જશે ને યથાર્થ ગ્રહણ કરશે નહિ. તેથી ગુરુ શિષ્યને અનુકૂલ રહીને ઉપદેશ કરે છે; એજ યોગ્ય ઉપદેશક્રમ છે. વળી જે સત્ય છે તે તો પ્રથમથીજ ગુરુએ કહી દીધું છે એટલે તેનું મનન કરતે કરતે પ્રતિબંધક્ષય થતાં તત્ત્વ એમના સમજવામાં આવશેજ એમ પ્રજાપતિ જાણે છે; અને તુરતજ શરાવાદિ દૃષ્ટાન્તથી વધારે સૂચન પણ કરી આપવાનો પોતાનો આશય છે. આટલાજ માટે તેમણે તેમની વાતની હા કહી ને પછી તુરત ' શરાવમાં જલ ભરીને જુઓ એવી આજ્ઞા કરી. શકોરામાં જલ ભરીને તે-

જોયુ તો કેશનખાદિસમેત સમગ્ર શરીરનું પ્રતિબિમ્બ દીઠું પુન પ્રજાપતિએ કે-શપાદિ દૂર કરાવી શુભ વસ્ત્રાલંકાર કરાવી જોવરાવ્યુ તો તેવું પ્રતિબિમ્બ શિષ્યોએ દીઠુ અને વળી કહ્યુ "એજ આત્મા" ગુરુએ તો તત્ત્વ હતુ તે પુન દૃષ્ટાન્તથી સ્પષ્ટ કરી આપ્યુ કે જેમ અલંકારરહિત અને કેશનખાદિવાળા હતા ત્યારે તેવા દેખાયા અને અલંકારસહિત તથા કેશનખાદિરહિત થયા ત્યારે તેવા દેખાયા પણ શિષ્ય પોતે તો તેના તેજ રહ્યા, તેમ આત્મા અથવા દ્રષ્ટા પણ રાગદ્વેષાદિયુક્ત શરીર સમેત હોય તો તેવો દેખાય, ઉપાધિમુક્ત હોય તો શુદ્ધસ્વરૂપે અનુભવાય, પણ તે પોતે તો અમર, અ-વિકૃત એકનો એકજ છે પરંતુ પોતાને વિષે પાંડિત્યનો આરોપ કરતા શિષ્યો એટલા ઉપદેશથી સંતોષ પામી શાન્ત થઈને ચાલ્યા ગયા. પ્રજાપતિએ પણ જવા દીધા, છતા સાનુભવ બોધ નથી એમ સમજી વિચાર્યું કે જ્યા આ શિષ્યો પોતે સમજ્યા છે તેવુ કહેશે ત્યા વિનાશ ઉપજશે, કારણકે શિષ્યો તો શરીરનેજ આત્મા સમજ્યા હતા, અને એ ઉ-પદેશ એ અધિકારીઓ જ્યા કરે ત્યા વિનાશ થાય એ સ્પષ્ટજ છે વિરોચન અસુર હતો એટલે તેને વધારે વિચાર આવ્યો નહિ અને તે પોતાના અસુરોને વિષે જઈ શરીરજ આત્મા છે, શરીરને પુષ્ટ કરવુ, સુખી રાખવુ, શરીરની દૃષ્ટિથી ઐહિક પ્રવૃત્તિ તેજ સર્વ-લોકપ્રાપ્તિ અને અમરત્વ છે, એવુ નાસ્તિક જડવાદીઓનું ઉપનિષદ્ શીખવવા લાગ્યો અ-દ્યાપિ પણ એ ઉપનિષદ્ પ્રચલિત છે, અને જે આ લોકમાત્રનેજ માની, આત્માની સત્તા ન સમજતા નથી તે અસુરજ કહેવાયજ છે.

ઇંદ્ર તો દેવ હતો, તેની અને અસુરની બુદ્ધિમા ફેર હતો, જે ત્રણ દકાર, 'દામ્યત, દત્ત, દયધ્વ'—દમ, દાન, દયા—તે તેનામા હતા, એટલે તેને તુરતજ શંકા થઈ આવી કે જે વચન સાભળીને આપણે ગુરુસમીપ ગયા તે વચનમા તો આત્માને જરા, મૃત્યુ, શોક, આદિથી રહિત કહ્યો છે, અને આપણે જે શરીરને આત્મા ધાર્યું તેતો તેવુ નથી, માટે પુનઃ ગુરુને પૂછવુ જોઇએ ગુરુ આગળ શંકા નિવેદન કરી એટલે ગુરુએ તેના હૃદયની શુદ્ધિને અર્થે તેને પુન બત્તીશ વર્ષ બ્રહ્મચર્ય કરાવ્યુ; હવે કાંઈ નવુ કહેવાનું હતુજ નહિ, જે કહેલુ છે તે યથાર્થ રીતે ન સમજવા દેનાર મલવિક્ષેપાદિ પ્રતિબંધનો ક્ષય કરી આપવાનોજ અવરોધ હતો, માટે પુન બ્રહ્મચર્ય કરાવ્યું. શિષ્યની શુદ્ધિ દીઠી ત્યારે પુન જાગ્રત્ દ્રષ્ટાને સ્વપ્નદ્રષ્ટારૂપે ઉપદેશ્યો, અને એમ જાગ્રત્ સ્વપ્ન ઉભયનો જે દ્રષ્ટા એકા-કાર નિર્વિકાર છે તેજ અમર આત્મા છે એમ કહ્યુ ઇંદ્ર શાન્ત થઈ ગયો, પણ પુન મૂલ વચન આત્માના અજર, અમર, હોવા વિષેનું સ્મરી શંકામા પડ્યો કે યદ્યપિ આ સ્વપ્ન-દ્રષ્ટા આત્મા શરીરના જરાવિમરણાદિને અનુસરતો નથી તથાપિ સ્વપ્નમા પણ તે જરા, શોક, વિનાશાદિથી રહિત જણાતો નથી, અને પ્રજાપતિએ તો આત્માને અજર, અમર, કહ્યો છે, માટે ગુરુને પુન પૂછવુ જોઇએ. ગુરુએ પુન બત્રીશવર્ષ બ્રહ્મચર્ય કરાવી સુષુપ્તિનો દ્રષ્ટા તે આત્મા એમ કહ્યુ અને ત્રણે અવસ્થાનો સાક્ષી જે છે તેજ બ્રહ્મ છે એમ ઉ-પદેશ આપ્યો પણ ઇંદ્રે તો દેવલોકમા પહોચતા પૂર્વે સંશય કર્યો કે આ તો કેવલ વિ-નાશરૂપ નિદ્રા તેને આત્મા કહ્યો, એમા 'હુ' એવુ પણ જ્ઞાન છે નહિ, અને મૂલ વચનમાં તો આત્માને 'સર્વલોકગમ' કહ્યો છે ત્યારે આ વિષે પુન પૂછવુ જોઇએ પુનઃ નમ્ર-

તિએ ઇન્દ્રને બીજાં પાંચ વર્ષ બ્રહ્મચર્ય કરાવ્યું, અને એમ એક શતવર્ષ બ્રહ્મચર્યથી, અતિ વિશુદ્ધ થયેલા ઇન્દ્રને ઉપદેશ કર્યો કે જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ એવી ત્રણે દશાથી રહિત જે "અશરીર", તેજ પ્રિયાપ્રિય નામ રાગદ્વેષ તથા તેથી ઉપજતાં ધર્માધર્માદિ કર્મ અને તેના સંબંધ, તે સર્વથી સર્વદા રહિત હોઈ, અજર, અમર, સર્વમય, નિત્યતૃપ્ત, પૂર્ણકામ, આત્મા છે; "સશરીર" જે ત્રણ અવસ્થાનો સાક્ષી તેને પ્રિયાપ્રિય રહે છે, માટે સુષુપ્તિનો દ્રષ્ટા તે તને શૂન્યવત્ ભાસ્યો, પણ અવસ્થાત્રયાતીત એવા અશરીરને ઉદ્દેશીને મેં એ કહેલું છે, તે યથાર્થ અનુભવમાં આણ, એટલે "જે આત્મા પાપરહિત, જરારહિત, મૃત્યુરહિત, શોકરહિત" ઇત્યાદિ વાક્યને તું અનુભવવા ઇચ્છે છે તેનો તુરત અનુભવ આવશે. એ ઉપર વાયુ, જ્યોત, વિદ્યુત, અભ્ર, ગર્જના, આદિનાં દૃષ્ટાન્ત કહે છે. એ સર્વે અશરીર છે, એમની ઉત્પત્તિ આકાશમાંથી થાય છે, અને સશરીર થઇ ભિન્ન ભિન્ન રૂપે પોત પોતાનાં કાર્ય કરતાં તે જણાય છે, ને પુનઃ સ્વરૂપમાં સમાઈ અશરીરને અશરીરજ થઇ રહે છે, તેમ આ સંપ્રસાદ અર્થાત્ જીવ અશરીરરૂપ આકાશમાંથી ઉપજી, ઉપાધિવશાત્ સશરીર જેણાંય ત્રણે અવસ્થા ભોગવી, પુનઃ શરીરનો અધ્યાસ તજી, સ્વરૂપ જે અશરીર તેને તેમેજ અનુભવે છે. અશરીર અશરીરજ રહે છે; સશરીરત્વનો વચલો વ્યવહાર કેવલ આરોપિત, કલ્પિત, છે. એ અશરીર ભિન્ન ભિન્ન ઉપાધિને સંબંધે ભિન્ન ભિન્ન ભાસે છે, ભિન્ન ભિન્ન નામ રૂપને પ્રાપ્ત કરે છે, પણ સ્વરૂપથી કદાપિ પ્રચ્યુત નથી. એ જણાવવા પ્રાણ, ચક્ષુ, આદિનું વિવેચન કરેલું છે. આવા અશરીર આત્માને દેવતાઓ—દાન દયા દમને સમજનારા દૈવી પ્રકૃતિવાળા પુરુષો—ઉપાસે છે; અને અમરત્વને પ્રાપ્ત કરી, સર્વકામના પૂર્ણ કરે છે, સર્વ લોકને વિષે વિચરે છે, સર્વમય થઇ, કૃતકૃત્ય થઇ રહે છે.

---

### ૩
### સ્વપ્ન.
(ભેજેલું)

(અનુસંધાન પૃષ્ઠ ૨૨૮થી)

ઉપરની વાત યંત્રશાસ્ત્રનો એક સાદો પ્રયોગ કહેવાથી તત્કાલ સમજી શકાશે. આપણે જમીન ઉપર એક કાચનો યા હાંતનો ગોળો દોડાવીએ, આમાં તે ગોળો પ્રથમ તેને જે ધક્કો મારવામાં આવે છે તેના બળનાં પ્રમાણમાં અમુક દિશામાં ગતિ કરે છે. આ ગતિ એક વખત પ્રાપ્ત થયા પછી તેમાં મુકાએલું બળ આપણે ઓછું કરી શકતા નથી તેમ તેનો નાશ પણ કરી શકતા નથી. પણ જો તેની ગતિમાં અથવા દિશામાં ફેરફાર કરવાની આપણી ઇચ્છા હોય છે તો આપણે તેની સામે બીજી દિશાથી નવીન બળનો ઉપયોગ કરવો જોઇએ. પ્રથમના જેટલુંજ બળ સામી દિશાથી ચલાવવામાં આવે છે તો તેની ગતિ તત્કાલ અટકે છે; ઓછું બળ હોય તો ગતિ મંદ થાય છે; બે બાજુમાંથી કોઇ પણ દિશાથી બળ ચલાવવામાં આવે છે તો ગતિ અને દિશા બંનેમાં ફેરફાર થાય છે. કર્મની ગતિનો પણ એવોજ ખેલ છે. અમુક કારણો ગતિમાં મૂકાયાં છે તેનું પરિણામ આ-

વતા પહેલાં તેમાં કોઇ વચમાં આવશે નહિ તો તે પરિણામ ચોકસ આવશે એ સ્પષ્ટ છે. આ પરિણામ ઉચ્ચ ભૂમિકામાં તો આલેખાઇ ગયેલાં હોય છે એટલે તે જોઇ શકાય છે. પણ આપણે કહી ગયા તેમ તે પરિણામ આવતા પહેલાં બલવતી ઇચ્છાશક્તિ અથવા જ્ઞાનશક્તિવાળું મનુષ્ય નવીન કારણોને ગતિમાન્ કરી તે પરિણામને વિકાર પમાડે છે. આ વિકાર કેવે પ્રકારે પામશે તે સામાન્ય વિશ્વદૃષ્ટિથી જોવામાં આવી શકતું નથી કારણ કે તે માણસ ક્યારે અને કેવી શક્તિ કામે લગાડશે તે જ્યાં સુધી જાણવામાં આવે નહિ ત્યાં સુધી શું કરી શકાય?

આ વિષયના લેખક મી. લીડબીટરના અનુભવમાં થોડા કાળ ઉપર બે બનાવ આવેલા છે, તે ભવિષ્યદર્શન થવાનો કેટલો સંભવ છે તથા પ્રબલ ઇચ્છાશક્તિથી તેમાં કેટલો વિકાર થાય છે એ બન્ને વાત સમજવાનાં ઉત્કૃષ્ટ દૃષ્ટાંત છે. એક ગૃહસ્થને સ્વચેષ્ટિત લેખકશક્તિ પ્રાપ્ત થયેલી છે. તેના હાથ વડે અન્ય મનુષ્યના વિચાર લખાઇ શકે છે. એક દિવસ તેનાથી એક મનુષ્ય તરફથી લખાવવું શરૂ થયું. તે એક સ્ત્રી હતી અને તેને તે બહુ પરિચિત નહિ હતી. તેણીએ એવી મતલબે કહેલું લખાયું કે તે દિવસે તે બાઇ એક ભાષણ આપવાં માટે ગોઠવણ કરી અમુક સ્થળે ગઇ પરંતુ તે સમયે ત્યાં કોઇ હાજર થયું નહિ હતું તેથી તેને ઘણું અપમાન અને માઠું લાગ્યું, કારણ કે તે ભાષણ કરી શકી નહિ. થોડા દિવસ પછી તે ગૃહસ્થ અને પેલી સ્ત્રી મળ્યાં ત્યારે તેની પાસે તેણીને જે નાઉમેદી થઇ હતી તે માટે દીલાસો આપતાં તેણે આશ્ચર્ય પામી કહ્યું કે એ ભાષણ કરવા હજી પોતે ગઇ જ નથી પણ બીજા અઠવાડીઆમાં તેનો ભાષણ કરવાનો ઈરાદો છે એમ જણાવ્યું. અને કહ્યું કે રખેને એ વાત ભવિષ્ય વાણી થઇ સાચી પડે. પરંતુ તેમ બનવાનો જરા પણ સંભવ તે બાઇને લાગ્યો નહિ. છતાં તે વાત અક્ષરશઃ સાચી પડી. તે સ્ત્રી ભાષણ કરવા એ સ્થળે ગઇ, ત્યાં કોઈ આવ્યું નહિ હતું, ભાષણ થઈ શક્યું નહિ, તેને બહુ દુઃખ લાગ્યું, અને તે ચીડાઇ. હવે પેલા ગૃહસ્થને એ લખવાનું કોણે સૂચવ્યું તે કાંઇ આ વાતમાંથી નીકળતું નથી, પણ એટલું અનુમાન તો સહજ થઇ શકે કે જેનામાં ભવિષ્ય દર્શનની શક્તિ પ્રાપ્ત થઈ હશે તેવાથી એ સૂચના થઇ શકવી જોઇએ. ખરૂં જોતાં એમ હોવા સંભવ છે કે એ સ્ત્રીનાજ જીવાત્માએ તેણીની નાઉમેદી ઓછી કરવા માટે ઉત્કંઠિત થઇ એ સમાચાર આગળથી આપ્યા હોય.

એક બીજે પ્રસંગે તેજ ગૃહસ્થે તેવીજ રીતે પોતાના એક મિત્ર તરફથી તેણીના સંબંધમાં તરતમાં બનેલ એક શોકજન્ય બનાવનું લંબાણથી વર્ણન એક પત્રના આકારમાં પ્રાપ્ત કર્યું. તેણીએ કહ્યું કે પોતે ભારે કષ્ટમાં આવી પડી છે. આ કષ્ટ સઘળું અમુક માણસ સાથે તેને વાતચીત થયેલી, જે તેણીએ વિગતથી કહી, તેને લીધે થયું છે. કારણ કે તે માણસના કહેવા પ્રમાણે તે અમુક બાબતમાં પોતાની ઇચ્છા નહિ છતાં વર્તી હતી. તે પ્રમાણે વર્તન કરતાં એકાદ વર્ષના અંતરમાં જે જે સઘળું બન્યું તેનું સવિસ્તર વર્ણન તેણે કર્યું અને ત્યાર પછી અંતે એક ભયંકર ગુનોહ તેણે કર્યો, એથી કરી આખું દફતર પોતે હારી બેઠી. ઉપર પ્રસંગના દૃષ્ટાંતમાં જેમ બન્યું તેમ આમાં પણ થોડા દિવસ પછી તે સ્ત્રી એ ગૃહસ્થને મળી ત્યારે તેણીએ જે જે ખબર આપી હતી તે સઘળી

કરી દેખાડી. તેણીએ કોઈ કાંઇ પણ ખબર આપી નથી એમ સ્પષ્ટ કહ્યું. પરંતુ સઘળી બીના જાણ્યાથી તેણીને જરા આશ્ચર્ય લાગ્યું. અંતે બન્ને જણે નિશ્ચય કર્યો કે એ વાતમાં કાંઇ માલ નથી. કાંઇક કાલ વ્યતીત થયો. વિશેષ આશ્ચર્ય પામવા જેવું એ થયું કે તે કાગળની વાત યથાસ્થિત બની અને જે વર્તન કરવાથી મહા દુઃખદાયક પરિણામ આવવાનું પ્રથમથી તેણીના જાણવામાં આવ્યું હતું તેજ વર્તન કોઇની આજીજીથી તેને કરવું પડશે એમ જણાયું; અને ખરેખર જો આગળથી તેણીના જાણવામાં એનું પરિણામ આવ્યું નહિ હત તો તે વગર વિચારે એ રસ્તે ચાલત. પણ તેને તો પરિણામ આગળથી જાણવામાં આવ્યું હતું એટલે તેણી દૃઢતાથી તે આજીજીને આધીન થઇ નહિ, અગર જો કે તેણીના આગ્રહથી તે જેના સમાગમમાં આવી હતી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું પરંતુ તે ડગી નહિ. આ પ્રસંગમાં પત્રમાં લખેલી સઘળી વાત સાચી પડત કારણ કે, ઘણે અંશે તે બની પણ અમુક બાબતમાં તેણીએ દૃઢતા રાખી તેથી પરિણામ જેવું વર્ણવ્યું હતું તેવું આવ્યું નહિ. કોઇ એમ કહેશે કે એવું તો ઘણી વાર બને. ખરેખર તેમ બને પણ આમાં જોવાનું એ છે કે પ્રથમના દૃષ્ટાંતમાં તે ભવિષ્ય વાણી કેવી સાચી પડી હતી અને આ વખતે તે જાણવામાં આવવાથી ઇચ્છાબલથી તેના પરિણામમાં કેવો ફેર પડ્યો હતો; નહિ તો તે ગુનાહ બનવાનો પૂરો સંભવજ હતો. એટલે દૃઢ ઇચ્છાથી ભવિષ્યમાં થવાનું હોય તેમાં પણ ફેરફાર થઇ શકે તેનું એ સારૂં દૃષ્ટાંત છે.

જીવાત્મા સ્થૂલ શરીરથી નિદ્રામાં વિમુક્ત થાય છે ત્યારે તેની સ્થિતિમાં એક નવીન ખાસિયત પેદા થાય છે તે પણ જાણવા લાયક છે. તે સમયે તેને જે જ્ઞાન થાય છે તે માત્ર સંજ્ઞાથી થાય છે, અર્થાત્ જે વિચાર સમજવાને આ ભૂમિકા ઉપર ઘણા શબ્દો બોલવા પડે છે તે વિચાર એ ભૂમિકા ઉપર કોઇ સંજ્ઞારૂપ આકૃતિથી માત્ર સમજી શકાય છે. આવો કોઇ વિચાર એ સ્થિતિમાં પ્રદર્શિત થયો હોય અને મગજ ઉપર તેના સંસ્કાર પડે છે તો તેનું જાગ્રત્ અવસ્થામાં ભાન રહે છે; પણ તેને સમજવા માટે તેની વ્યાખ્યા કરવી પડે છે. આ કામ વિશેષે કરી મન કરે છે. કોઇ વખતે એવું પણ બને છે કે સંજ્ઞાનું ભાન રહી જાય છે અને અર્થ સમજવામાં આવતો નથી ત્યારે મન ગુંચવાડમાં પડે છે. ઘણા લોકોને એવી ટેવ પડી ગઇ હોય છે તેથી તેઓ સંજ્ઞાના સંસ્કાર મગજમાં પડી રહ્યા હોય છે તેનાં અર્થાન્તર ઇચ્છા પ્રમાણે કરે છે. આવા લોકોને પ્રત્યેકને પોતાનું સંજ્ઞાપ્રકરણ અલગ અલગ હોય છે. કેટલીક બાબતમાં તેઓ એક સરખો અર્થ પણ કરે છે, જેમ કે સ્વપ્નમાં પાણી દેખાય તો કાંઇ કષ્ટ પડવાનું છે એમ સર્વ કોઇ કહેવાય છે.

મનુષ્યની નિદ્રાવસ્થામાં કેવી સ્થિતિ થાય છે તે જોવામાં આવ્યું, એટલે સ્વપ્ન થવામાં કેટલી સામગ્રીની આવશ્યકતા છે તે જોઇએ. પ્રથમ જીવાત્મા; તેની ચિતશક્તિ ગમે તે પ્રકારની હોય, કેવલ બેભાનથી માંડી સર્વ શક્તિઓને ઇચ્છાપૂર્વક કાર્ય કરાવવાની શક્તિ સુધીની હોય તોપણ જેમ જેમ વિશેષ જ્ઞાન થતું જાય છે તેમ તેમ તેનામાં જાગ્રત્ અવસ્થામાં મનુષ્યમાં સામાન્ય રીતે જે શક્તિ હોય છે તેનાથી ઉત્કૃષ્ટ શક્તિ પ્રાપ્ત થતી જાય છે. બીજું આકાશિક પ્રાકૃતિક શરીર, જેની અંદર કામના તરંગ ઉન્મત્ત થઇ ઉછાળા મારતા હોય તે; ત્રીજું ઇથરનું અત્યન્ત સૂક્ષ્મ પ્રાકૃતિક મગજ જેમાં અસંબદ્ધ વિચારના ચિત્રોની

શ્રેણિ વગર તુટે વધ્યા કરે તે; ચોથું સ્થૂલ મગજ જેમાં બાલ્યાવસ્થાની પેઠે અપૂર્ણ ભાન દેખાય છે અને જે જે સંસ્કાર થાય છે તેને ચિત્રરૂપે પ્રકાશિત કરાવે છે. આટલાં વિભાગો સ્વપ્ન માટે જરૂર છે. જ્યારે આપણે નિદ્રાવશ થઈએ છીએ ત્યારે આપણો જીવાત્મા પોતાનામાં વધારે ઉંડો ઉતરે છે, અને પોતાના જુદા જુદા કોશોને તેઓની સ્વેચ્છા પ્રમાણે કાર્ય કરવા દે છે. આવી સ્થિતિમાં જે જ્ઞાન તેઓ પ્રદર્શિત કરે છે તે તેના પ્રથમ રજની સ્થિતિના જેવું છે. આ પ્રત્યેક કોશના ઉપર બહારથી વધારે અસર થઈ શકે છે છતાં જાગ્રત્ થતા મનુષ્યને જે ભાન રહે છે તે બહુ ગડબડાટવાળું હોય છે તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી, કારણ કે પ્રત્યેકના ઉપર ગમે તેવી અસર થતી હોય પણ જે ભાન થવાનું છે તે સર્વની એકંદર અસરનું છે. તે અસર પૃથક્ પૃથક્ જ્યારે થાય છે ત્યારે ગમે તેટલી વિશેષ હોય પણ તે એકંદર સમગ્ર તેવી ને તેવી રહી શકતી નથી હવે આટલી વાત ધ્યાનમાં રાખી જુદી જુદી જાતનાં સ્વપ્ન જે અનુભવમાં આવે છે તેનો કેવી રીતે ખુલાસો થઈ શકે છે તે જોઇએ. (આગળ ચાલુ)

---

## ૪

## અભ્યાસ.

( અનુસંધાન પૃષ્ઠ ૨૫૫ થી )

શમ અને દમથી આંતર તેમ બાહ્ય વૃત્તિઓનો નિરોધ સિદ્ધ થઇ ઉપરતિથી માનસિક વિક્ષેપનો અસ્ત થતાં, શમાદિષટ્સંપત્તિમાંની ચતુર્થસંપત્તિ જે તિતિક્ષા તે સહજે સિદ્ધ થાય છે. તિતિક્ષાનું સ્વરૂપ એમ કહ્યું છે કેઃ—

सहनं सर्वदुःखानामप्रतीकारपूर्वकम् ।
चिन्ताविलापरहितं सा तितिक्षा निगद्यते ॥

સર્વ એટલે આધિભૌતિક, આધિદૈવિક, આધ્યાત્મિક એવાં જે જે દુઃખ છે તેમને સહન કરવાં, ને તે તે દુઃખનો પ્રતીકાર નામ નિવારણ કરવાનો ઉપાય ન કરવો; તેમ સહન કરવામાં વિલાપ, તથા તે દુઃખો પ્રથમથી આવે નહિ, કે આવ્યા પછી શું થશે, એવા વિચારની ચિંતા, તે ઉભયમાં પડવું નહિ;—એને તિતિક્ષા કહેવાય છે અંતઃકરણની માનસિક પ્રવૃત્તિ ઉપર વશીકાર થયો, અને બાહ્યેન્દ્રિયો ઉપર વશીકાર સિદ્ધ થયો, તથા નાના પ્રકારનાં ધર્મ કર્મ શ્રવણાદિના પણ વિક્ષેપના અભાવરૂપ તિતિક્ષા થઇ, સંરક્ષ અને સ્વાત્માભ્યાસમાંજ અભિરતિ થઈ ગઇ, તો જેમ વૈષયિક સુખોથી ઉલ્લાસ નથી થતો તેમ દુઃખોથી ઉદ્વેગ પણ થતો નથી दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः એમ શ્રીભગવાને પણ સ્થિતપ્રજ્ઞનાં લક્ષણમાં કહ્યું છે.

તિતિક્ષાનું આવું સ્વરૂપ સામાન્યતઃ સમજાય છે તેથી સાધકે એવી ન કલ્પના કરવી કે કાયાને અનેક પ્રકારનાં કષ્ટ ઉત્પન્ન થાય તેવી બાહ્ય ક્રિયાઓનો આદર કરવામાં અથવા મન તથા ઇંદ્રિયોને કષ્ટ થાય, તેવા વ્રતોપવાસાદિનું ગ્રહણ કરવામાંજ પરમ કલ્યાણ છે કેટ હાથને ઉંચો કરી રાખે છે, કેટ જટા નખ આદિ વધારે છે, કોઇ ધુણીઓ તાપ્યા કરે છે શી

ત આતપ વર્ષા, આદિ માથે લેવાનું વ્રત આદરે છે, કોઈ ઉપવાસ, મૌન, એકભુક્ત, આદિ વ્રતાચરણ લેઇ બેસે છે;—એ સર્વથી તિતિક્ષા સિદ્ધ થઈ છે અથવા થાય છે એમ જાણવાનું નથી. હાથે કરીને દુઃખનો સંસ્પર્શ ઇચ્છવો અને તે કેવો સહન કરાય છે એમ જોવું એ તિતિક્ષા નથી, એ તો કોઇ પ્રકારનો આડંબર છે, લોકમાં પૂજા પ્રતિષ્ઠાદિ પામવાનું નિમિત્ત છે. જે કેવલ અનધિકારી પામર છે તેને માર્ગમાં આવવાને અર્થે કર્મ ઉપાસનાદિ પણ કામનાં ન લાગે તો મનોપવાસાદિક પરમોપયોગી છે, પણ સાધનક્રમમાં વિસ્તરતા સાધકે તેમાં રુચિ કરવી કે તેને તિતિક્ષારૂપે માનીને તે પ્રતિ પ્રવૃત્ત થવું એ નિષ્ફલ છે. અને સ્ત્રીઓ તથા શૂદ્રાદિને જે વ્રતોપવાસાદિ પરમોપકારક છે તે તિતિક્ષાની દૃષ્ટિથી નથી, તેમને ઇન્દ્રિયદમનરૂપ દમનો અભ્યાસ થાય, દેવતા અને ગુરુ ઉપર શ્રદ્ધાની વૃદ્ધિ થાય, તથા નામસ્મરણથી મનનો કાંઇક મલ દૂર થાય એ તેનો હેતુ છે. માટે અનેક સાધુ, જોગી, જતિ, જે વિવિધ પ્રકારના આડંબરો તિતિક્ષારૂપે દર્શાવે છે તેવાથી ભ્રમણામાં ન પડતાં તિતિક્ષાનો સાર મુમુક્ષુએ, દુઃખ ઉપજાવીને સહન કરવામાં જાણવો નહિ, પણ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થઈ આવતા દુઃખને સહન કરવામાંજ જાણવો.

અને આ સ્થાને કેટલાકને એવી જે ભ્રમણા છે કે જેમ થઇ આવે તેમ ત્વરાથી સંસારનો ત્યાગ કરવો, ગૃહસ્થાશ્રમના ધર્મને સાચવી સ્ત્રી પુત્રાદિ પ્રતિ પોતાનું કર્તવ્ય કરતા બંધ થઇ, સ્વાત્મપરાયણ થવું, તે વિષે તેમને કાંઇક સાવધાન કરવાની આવશ્યકતા છે. પેટમાં ક્ષુધા હોય અને તેને શાન્ત ન કરવી એ પાપ છે; ક્ષુધા ન હોય અને ભક્ષણ કરવાથી જેમ વ્યાધિ થાય છે તેમ હોય તે છતાં પોષણ ન આપવાથી પણ વ્યાધિ થયા વિના રહેતો નથી. ગૃહસ્થાશ્રમના જે સ્વાભાવિક નિયમિત ધર્મ છે તે કરવાથી અભ્યાસમાં કાંઇ હાનિ નથી, આવશ્યક છતાં ન કરવાથી પોતાના પુરુષાર્થનો લોપ થવા સાથે જેમના પ્રતિ કર્તવ્ય છે તેમના પ્રતિ કર્તવ્ય ન થવાથી પાપ છે. એવા ત્યાગની ત્વરા કરવી એ અભ્યાસને પુષ્ટિકર્તા નથી, એ તો કેવલ સ્વાર્થ છે, અભ્યાસનો હેતુ તો સ્વજીવનનો પરાર્થમાં વ્યય કરી 'સ્વ'–નોજ અત્યંત ઉચ્છેદ કરવાનો છે, ત્યાં વિક્ષેપકર્તા માનીને કર્તવ્યનો ત્યાગ કરવો એ તો કેવલ 'સ્વ'ને પુષ્ટ કરી તામસ અભિમાનની વૃદ્ધિ કરવાનોજ માર્ગ છે. એમાં એ કોઇ પ્રકારની તિતિક્ષા નથી.

જેમ દુઃખાદિને ઉપજાવીને તે સહન કરવામાં સાધનસંપત્તિ માનવાની નથી, તેમ થઇ ગયેલાં કે થવાનાં દુઃખોનો પ્રતીકાર શોધવાની ચિંતા રાખવી એ પણ ઉચિત નથી. દુઃખનિવારણની ચિંતા ન રાખવી એટલે થનાર દુઃખ અટકાવવા કે થયેલું દુઃખ ટાળવા યત્નવાનજ થવું નહિ, અને પ્રારબ્ધવશાત્ જે થાય તે થવા દેવું, એવું તાત્પર્ય નથી. વિકટ માર્ગે જતાં ખાડામાં પગ પડીને પગ ભાંગે નહિ તે લક્ષમાં રાખવું પડે છે તેમ તાવ આવતાં ઉપચાર પણ કરવો પડે છે. માર્ગમાં આંખો મીચીને ચાલવું અને પ્રારબ્ધને આપણી ગતિ સોંપવી કે વિપત્તિ થયે પણ ભાવિ ઉપર વિશ્વાસ રાખી ઉપચાર ન કરવો એ તિતિક્ષાનો અર્થ નથી. કેટલાક મહાત્માઓને કેવલ પ્રારબ્ધ વશ વર્તતા આપણે જોઇએ છીએ, ને તે પણ એક માર્ગ છે, તથાપિ તિતિક્ષાનો સાર તેજ છે એમ કહેવાનું નથી.

તિતિક્ષાનો ઉપદેશ કરવામાં રહસ્ય એવું છે કે જેને યોગશાસ્ત્રમાં ઓજ, સત્ત્વ, વીર્ય ઇત્યાદિ કહે છે તે આત્મબલનું સંરક્ષણ કરવું. નાના બાલકના શરીરમાં અને નાડી-

"હું તો કાંઇ માગતી નથી; એ કહેછે કે માગ ત્યારે કહુંછું કે તમારો સ્નેહ છે તેવો રાખજો એજ માગુંછું"

"ને હું એમ કહુંછું કે શિવલક્ષ્મી એવું માગે તો જે વચન આપું તે હું તને આપુંછું."

"ધન્ય છે ભાઇ!" શિવલક્ષ્મીએ પોતાના ભાઇનું ચાતુર્ય; પવિત્રપણું, દંડગ્રહીપણું, અને મમતામાં સ્વેચ્છા ન પડવાપણું, જોઇ, હરભાઇના દીકરાની પોતાના આગળ સર્વ વાત યુક્તિથી પ્રસિદ્ધ કરવાની રીતિ જોઇ, હર્ષમાં સહજેજ બોલાઇ ગયું. પણ તુરતજ સરસ્વતીને તે બધો ભાવ ન સમજવા દેવાના હેતુથી તેણે કહ્યું "બહેન! રામનાથ જેવા અનન્ય પ્રીતિવાળા ભાઇ જગત્‌માં બહુ થોડા હશે. આપણે જગત્‌માં એકલાં પડયા જેવાં, નોધારાં, છીએ પણ હૈયાનો વેગ આવા ભાઇની મમતામાં અને પ્રીતિમાં બળી જઈ આપણને આપણી દશા ઉપર દ્વેષ લાવતાં અટકાવે છે. અને" શિવલક્ષ્મીને પોતાના તેમ સરસ્વતીના તાજા વૈધવ્યનું સ્મરણ થતાં તે આવેશમાં આવી બોલી "ભગવાને જે સ્થિતિમાં આપણને મૂક્યાં છે તે માટે કલેષ કરવો કે તેને સુધારવાની ખટપટમાં પડવું એના જેવું મૂર્ખાઇ ભરેલું મને બીજું કાંઇ લાગતું નથી. નરસઇ મેહેતાની પેઠે 'ભલું થયું ભાગી જંજાળ સુખે ભજશું શ્રીગોપાળ' એમ હું કાંઇ કહેવા ઇચ્છતી નથી, પણ પ્રેમના વર્દ્ધનને એક સંસારના દહાપામાંજ વહેંચી આપવા કરતાં બીજાં ઘણાંએ તેવાં ક્ષેત્ર છે જે એ પ્રવાહથી લીલાં અને તાજાં થઇ અનેકને ઉપકાર કરી શકે એમ છે. માણસનામાં જે સામર્થ્ય હોય તેનો તેણે પોતાની સ્થિતિ અનુસાર સારો ઉપયોગ કરવો એમાંજ તેનું અને જગત્‌નું કલ્યાણ છે વૈધવ્ય સમાન બીજું દુઃખ નથી, પણ હરસુખરાય જેવા પિતા, કે ગલા જેવી માતા અને મારા ભાઇના જેવા ભાઈ હોય તો એ દુઃખનો ભાર નહિ જેવોજ થઇ જાય છે. માણસને પશુ વચ્ચે જો કાંઇ પણ ભેદ હોય તો પોતાના હૃદયના આવેગને તૃપ્ત થાય તેવો માર્ગ મળ્યા પછી શરીરના સંતોષ ઉપર દૃષ્ટિ રાખી જીવ્યા કરવું એ કાંઇ માણસાઇ ન કહેવાય. સંસારમાં એવાં ઘણાંએ કામ છે જેથી એટલું તો થઇ શકે, ને કાંઇ ન થાય તો હરિચરણે હૃદય ઢાળવતાં પણ શાન્તિ ક્યાં દૂર છે"

સરસ્વતી તો સ્તબ્ધ થઇને આ ભાષણ સાંભળી રહી, એક અક્ષરે એના તરૂણ હૃદય ઉપર કરી શક્યો નહિ તો બુદ્ધિમાં ગ્રહણ તો થાયજ ક્યાંથી? રામનાથને લાગ્યું કે શિવલક્ષ્મીની આવી ટકોરથી સરસ્વતીને માઠું લાગશે, તો વાત વધી પડશે, માટે તે તુરતજ નીચે ઉતરવા લાગ્યો અને "શિવલક્ષ્મી ચાલ, બહુ વાર થઇ" એમ કહેતો કહેતો 'સરસ્વતી તું જમવા બેસશે કે પછી અમારી સાથે જમશે' એવાં લાડનાં વચનથી તેના મનને રીઝવતો સર્વને લેઇ નીચે ગયો.



(આગળ ચાલુ)

૪.

રાજ્ય.

રાજ્ય અને ધર્મ.

(અનુસંધાન પૃષ્ટ ૨૬૪ થી)

ઇસ્લામ ધર્મના બળથી પ્રાણાર્પણમાં આત્મકર્તવ્ય માનનાર આરબો અને મુસલમાન

એ પૂર્વમાં તાર્તારૂ, ચીન, હિંદુસ્તાન અને પશ્ચિમમાં ફ્રાન્સ સુધી રાજ્ય સ્થાપ્યું હતું. આ અતિ વિસ્તારને અંગે જે વ્યાપકબુદ્ધિ અને વ્યવસ્થાની શક્તિ જોઇએ તેનો એ જ્યમ અભાવ દીઠામાં આવે છે; વૈભવની વૃદ્ધિ થવાની સાથે વૈભવને અંગે વળગેલા દુર્ગુણોની પણ વૃદ્ધિ થાય છે, અને તેમના પ્રવેશની સામા થવાનું જેમાં બલ નહિ એવી ભૂમિમાં તે સત્વર મૂલ નાખી શકે છે. ઇશ્વરને નામે પ્રાણાર્પણ કરી પ્રાપ્ત કરેલા વૈભવ ઇસ્લામ સામ્રાજ્યને આલસ્ય પ્રમાદાદિ દુર્ગુણોથી શિથિલ કરી નાખનારો નીવડ્યો. એટલુંજ નહિ પણ એ ધર્મના સ્વરૂપમાં પરધર્મને સહન ન કરવાનો જે આગ્રહ હતો તેણે એ રાજ્યની પડતી બહુ વહેલી આણી આપી. ધર્મમાત્રનાના જે બલથી ઇસ્લામીઓ વૃદ્ધિ પામ્યા તેજ બલને અંગે જે ક્ષમારૂપ ભૂષણ જોઇએ તેનો તેમનામાં અભાવ હતો. જે રે પ્રકારે ધર્મમાત્રનો ઉચ્છેદ કરી એક ઇસ્લામ ધર્મજ પ્રવર્તાવવાની તેમની ઝનુન તેમને હાથેઘણાં અકૃત્યો કરાવ્યાં અને આર્યાવર્તમાં તેમ અન્યત્ર, પોતાની વહાલામાં વહાલી ધર્મોપાસનાનો ત્યાગ ન કરવો આગ્રહે ચડી કોટિ કોટિ વીરોના રૂધિરની નીકો વહી ગઇ. યુરોપમાં ક્રીશ્ચીઅન ધર્મનું જોર અને પ્રબલ હતું, 'ફ્યુડલ' પદ્ધતિના મધ્યાન્હ હતા, એ ફ્રાન્સમાં ચાર્લ્સમાર્ટેલે ઇસ્લામનો પરાજય કર્યો, પણ દીલ્હીની ગાદી તો ચોહાણ અને રાઠોડના પરસ્પર કલહો અને દ્વેષમાં ઇસ્લામને હાથ ગઇ પણ તેમના ધર્મમાં રહેલું પરધર્મી ને સ્વધર્મી કરવાનું બેજ તેમના રાજ્યને નિર્બલ આર્યાવર્તમાં પણ હાનિકર્તા થઇ પડ્યું. સ્વધર્મમાત્રમાં ન રહેતાં, વૈભવથી ઉન્મત્ત થઇ, પરધર્મીઓને પણ પોતાના રાજ્યથી અનેક રીતે ઉપદ્રવ કરવામાંથી, રાજસ્થાનના ક્ષત્રિય વીરોએ જર્જરિત કરેલા ઇસ્લામને મરેઠાઓએ આર્યાવર્તમાંથી અંતઃપ્રત કરી નાખ્યું છે. ક્રિશ્ચીઅન ધર્મે જેમ દેશકાલને અનુસરી 'રીફોર્મેશન'—ની સાહાય્યથી ધર્મબલનું રક્ષણ સાચવી રાખ્યું, આર્યાવર્ત જેવા અનેક ધર્મવાળા દેશ ઉપર રાજ્ય પ્રેમ થયા છતાં પણ જેમ દેશકાલ વિચારી ધર્મ સંબંધે પરધર્મતાને અળગું રાખવાની રાજનીતિ તેમણે તુરતજ સ્વીકારી, તેમ ઇસ્લામી ધર્મના અનુયાયીઓ અધિકારના મદથી ઉન્મત્ત થઇ પરધર્મ ઉપર અભિદ્રવ કરતાં પાછા હઠ્યા નહિ. ધર્મ પાલવાને નિમિત્તે પરધર્મના મનુષ્યોના મનને અનંત ક્લેશપરંપરા ઉપજાવવી એ કોઇ પણ ધર્મમાં ધર્મ કહી શકાય નહિ, એ જેને આપણે સર્વ ધર્મના મૂલરૂપ પરમધર્મ કહીએ છીએ તેમાં તો તેનો સમાસ હોયજ નહિ. રાજમદને લીધે, 'કાફર' ગણેલા ધર્મને પાલનારનાં સુખશાન્તિ આદિની લેશ પણ કાળજી કરતા વિના, ધર્માંધતામાં રહી, દેશકાલાનુસાર વર્તન ન રાખવાને લીધે, અર્થાત્ અધાર્મિકતાથી ઇસ્લામ સામ્રાજ્યનો વિનાશ થયો. કેવલ બલ અને બલાત્કાર ઉપર કોઇ પણ રાજ્ય ચાલતું નથી; પણ તેજ વાતનો આશ્રય કરી અધાર્મિક થઇ ઇસ્લામધર્માનુયાયીઓ રાજ્ય સાચવવા ગયા તે સચવાયું નહિ.

આ પ્રકારે રાજ્યના અતિશય વિસ્તારને અને વૈભવને અંગે ઉદ્ભવતી અધાર્મિકતાથી ઇસ્લામનું સામ્રાજ્ય ગયું એમ સમજાય છે. બૌદ્ધ સામ્રાજ્ય પણ એજ રીતે ગયેલું છે. બૌદ્ધ સામ્રાજ્યનો મધ્યાન્હકાલ અશોકના વખતમાં હતો, કાઠીઆવાડ, ઓરિસા, પેશાવર, આદિ સ્થલે તેના શાસનો પર્વતોમાં કોરેલાં મળી આવે છે. એજ તેના સામ્રાજ્યની સાક્ષી

